બીજું વર્ષ
અંક બીજો

ઓગસ્ટ : ૧૯૪૨
અષાઢ



उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।
ઊઠો સાધક ! જાગો ને આચાર્યવર મેળવો;
આત્મબોધ મળે એવા વિદ્યાવિજ્ઞાન કેળવો.



તંત્રી:
સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ
જ્ઞાનસાધન આશ્રમ
છોટાઉદેપુર, (પૂર્વ ગુજરાત)

# અનુક્રમણિકા



## પુસ્તકાલયો માટે ખાસ

ધર્મ-પુસ્તકાલયોને રૂ. ૧-૮-૦ નો મ. ઓ. આવવાથી તેમાં બીજો દોઢ રૂપીઓ શ્રી. ધીરજલાલ ડા. દેસાઈ, કાલીઆવાડી તથા શ્રી. મથુરાદાસ પુરૂષોત્તમ ક્યંગણી શેઠ, કચ્છ-માંડવીવાળા તરફથી સહાયતા તરીકે ઉમેરી, ભેટપુસ્તકો રવાના કર્યાં છે; હવે માત્ર થોડી જ રકમ બાકી છે જેથી જેઓ ગ્રાહક થવા ઈચ્છા [illegible], તેઓ રૂ. દોઢનો મ. ઓ. કરે, એટલે તેમને રૂ. ૩) નો [illegible] મળશે.

જલ્દી લખો.

પ્રબન્ધક [illegible]ન
છોટાઉદેપુર-પૂર્વ [illegible]ત.

## ઉત્થાનના નિયમો

**ઉત્થાનઃ—અધ્યાત્મવિદ્યાનું માસિક પત્ર**

વાર્ષિક લવાજમ ભેટ પુસ્તકના પોસ્ટેજ સાથે

| હિંદ | આફ્રિકા | એક અંકની કિંમત |
| --- | --- | --- |
| રૂા. ૩–૮–૦ | શિ ૮–૦ | રૂા. ૦–૬–૦ |

પુસ્તકાલયો માટે માત્ર રૂા. ત્રણ

નિયમોઃ—(૧) ઉત્થાનનું વર્ષ જુલાઈથી શરૂ થાય છે, અને વર્ષ વચ્ચે ગ્રાહક થનારને પાછલા અંકો મોકલી આપવામાં આવે છે. (૨) પ્રત્યેક અંક અંગ્રેજી મહિનાની ૧૫ મી તારીખે ર[illegible] થાય છે. અંક ન મળે તો પ્રથમ પોતાની નજદીકની પો. ઓ. મ[illegible] તપાસ કરવી અને પછી જ કાર્યાલયમાં લખવું. મહિનાની આખર તારીખ સુધી લખનારને જ અંક મળી શકશે; ત્યાર પછી કિંમત લઈને અપાશે. (૩) પત્ર વ્યવહાર કરનારાઓએ પોતાનું નામ તથા ઠેકાણું સ્પષ્ટ અક્ષરે ગ્રાહકનંબર સાથે લખવું. જવાબ માટે હંમેશાં પૂરતી ટિકિટો મોકલવી. (૪) મ. ઓ.થી લવાજમ મોકલનારાઓએ કુપનમાં પોતાનું નામ, ઠેકાણું સ્પષ્ટ અક્ષરે લખવું. (૫) પુસ્તકાલયોએ મ. ઓ. થી નાણાં મોકલવા ઉપરાંત પ્રમુખ તથા મંત્રીના હસ્તાક્ષરનો પ્રમાણભૂત પત્ર બીડવો. (૬) 'ઉત્થાન' વડોદરામાં છપાય છે અને ત્યાંથી રવાના થાય છે; પરંતુ એ સંબંધે બધો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

બે આનાની ટિકિટો મોકલી નમૂનાનો અંક મંગાવી જુઓ.

પ્રબન્ધક, ઉત્થાન, છોટાઉદેપુર. (પૂર્વગુજરાત)

---

## ઉત્થાનના પહેલા વર્ષની ફાઈલો.

પહેલા વર્ષની થોડી ફાઈલો સિલકમાં છે. બીજા વર્ષના ગ્રાહકોને રૂા ૩–૮–૦ ની કીમતથી ભેટપુસ્તક સાથે મળશે.

ગ્રાહક સિવાયનાને રૂા. ૩–૧૨–૦ થી ભેટપુસ્તક સાથે મળશે.

જેઓને ઉત્થાનને પુસ્તકાકારે બાંધવામાં પહેલા વર્ષના કોઈ અંક ખૂટતા હોય, તો તે દરેક અંક રૂા. ૦–૬–૦ ની કીંમત (પોસ્ટેજ સાથે) થી મળે એવી ગોઠવણ છે; માત્ર થોડાજ અંકો છે.

નમૂના અંક માટે બે આનાની ટીકીટો મોકલવાથી રવાના કરવામાં આવશે.

પ્રબન્ધક, 'ઉત્થાન'
છોટાઉદેપુર–પૂર્વ ગુજરાત

ॐ

# नमो नारायणाय

ईश्वरो गुरुरात्मेति मूर्तिभेदविभागिने।
व्योमवद् व्याप्तदेहाय दक्षिणामूर्तये नमः॥

## श्री दक्षिणामूर्तिस्तोत्र

बीजस्यान्तरिवांकुरो जगदिदं प्राङ्निर्विकल्पं पुनः
मायाकल्पितदेशकालकलना वैचित्र्यचित्रीकृतम्।
मायावीव विजृंभयत्यपि महायोगीव यस्स्वेच्छया
तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ २॥

ભાવાર્થ:–બીજમાં રહેલા અંકુરની પેઠે પ્રથમ આ જગત નિર્વિકલ્પ હતું; પછી માયા વડે કલ્પિત દેશ, કાલ વગેરેની નાનાવિધ કલ્પના દ્વારા, અનેક પ્રકારે એના વિભાગ કરીને, જે પરમાત્મા માયાવી અથવા મહાયોગીની પેઠે પોતાની ઇચ્છાથી જ એને ઉત્પન્ન કરે છે, એ, શ્રી ગુરુમૂર્તિ–દક્ષિણામૂર્તિને આ નમસ્કાર ! ( ૨ )

—શ્રી. શંકરાચાર્ય

ઈશ, સદ્‌ગુરુ ને આત્મા, મૂર્તિમાત્ર વિભાગ જે;
વ્યોમશા વ્યાપ્ત એવા એ, દક્ષિણામૂર્તિને નમું.

ॐ ॐ ॐ
ॐ ॐ
ॐ

શ્લોક વિવરણઃ—

કોઇ પણ વૃક્ષના બીજને ઉપર ઉપરથી જોઇએ કે એના કાપી ચીરીને કકડા કે ખાંડી નાંખીને ચૂરા તપાસીએ તો, એમાંથી ઊગી નીકળનારા વૃક્ષને નગ્ન આંખે તો શું પણ સૂક્ષ્મદર્શક યંત્રથી યે જોઇ શકાતું નથી. પરંતુ એને જમીનમાં નાંખ્યા પછી, ક્ષેત્રમાં મૂકીને એની પાણી ખાતર વિગેરેથી માવજત કર્યાં પછી, જે જાત–ભાતનું એ બીજ હોય, તેવા વૃક્ષનો અંકુર વખત આવતાં એમાંથી ફૂટી નીકળે છે, ત્યારે ખબર પડે છે કે એ-બીજમાં અવ્યક્ત રૂપે–અપ્રકટરૂપે અવશ્ય વૃક્ષ હતું. તેવી જ રીતે જગતના ઉત્પત્તિ કે આવિર્ભાવની પહેલાં, જગતના આદિકારણ માયામાં, કલ્પિત દેશકાળ વિગેરેની કલ્પનાઓના આધારે લોકલોકાન્તરવાળું આ આખું વિશ્વ રહે છે એમ શાસ્ત્રો કહે છે; અને રહેતું જ હશે, એવું અનુમાન આ સૃષ્ટિ જોતાં પણ થાય છે ક્ષણે ક્ષણે નામ અને રૂપ બદલાતાં જોઇએ છીએ; જાગ્રત તથા સ્વપ્ન અવસ્થાનો બધો વ્યવહાર કલ્પનાના આધારે ચાલે છે, પણ સુષુપ્તિમાં જ્યાં કલ્પનાઓ શાંત પડે છે, ત્યાં કેવલ કલ્પના-હીન કે કલ્પનાતીત અવસ્થા રહે છે એમ સૌ અનુભવે છે; પણ જાગતા વેંત જ આ કલ્પનાથી ભરપૂર જગત પોતાનું કામકાજ શરૂ કરે છે, એટલે માનવું પડે છે કે સુષુપ્તિની અવ્યક્ત અવસ્થામાં આ કલ્પનામય જગતનું મૂળ અવશ્ય હોવું જોઇએ; બીજ વિના જેમ વૃક્ષ નહીં, તેમ કલ્પના વિના જગત નહીં; આમ સવિકલ્પ અને નિર્વિકલ્પ, વ્યક્ત અને અવ્યક્ત, સ્પષ્ટ અને અસ્પષ્ટ, પ્રકટ અને અપ્રકટ આવી બે અવસ્થા દેશ, કાલના ભેદને લીધે જુદી જુદી સમસ્ત બ્રહ્માંડમાં જોવામાં આવે છે. આ બધી ઉત્પત્તિ, સ્થિતિ અને લયની જુદા જુદા વિભાગવાળી લીલા, કોઈ મહાન જાદુગર કે યોગીની ચમત્કારિક પ્રપંચજાળની પેઠે પરમાત્મા કર્યાં કરે છે, અને એ જ પરબ્રહ્મ છે; એ બ્રહ્મને અભેદરૂપે જાણનાર, બ્રહ્મનું પોતાના સ્વરૂપ સાથે અભેદ અનુસંધાન અનુભવનાર અને એ પરમતત્વનો અભેદભાવે ઉપદેશ આપવામાં દક્ષ એવા દક્ષિણામૂર્તિ શ્રી ગુરુદેવને નમસ્કાર! નમસ્કાર! નમસ્કાર!

ॐ

નારાયણ

# ઉત્થાન

વર્ષ બીજું ] ઑગષ્ટ ૧૯૪૨–આષાઢ ૧૯૯૮ [ અંક બીજો

## સાચું શું ? જીવન કે મરણ ?

– લેખકઃ
તંત્રી

કઠોપનિષત્ નીચેના શ્લોકમાં કહે છે કે આત્માને જન્મ મરણ છે જ નહિ. એ શ્લોક આ પ્રમાણે છેઃ—

न जायते म्रियते वा विपश्चिन्
नायं कुतश्चिन्न बभूव कश्चित्।
अजो नित्यो शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥ १-२-१८

ભાવાર્થઃ–આ વિપશ્ચિત્ એટલે કદી પણ ન લોપાય એવા ચૈતન્ય સ્વભાવવાળો આત્મા, જન્મતો એટલે ઉત્પન્ન થતો નથી; પહેલાં નહોતો તે હવે નવો ઉપજી આવ્યો એમ નથી; તેમ એ અત્યારે અનુભવાય છે, પણ પછી મરણ પામે એવો નથી; એનો નાશ કે સંપૂર્ણ અભાવ નથી; તેમ એ પહેલાં નહોતો એટલે બીજા કશામાંથી ઉત્પન્ન

થયો છે, અથવા પોતાનું રૂપ બદલીને ઊભો થયો છે એમ પણ નથી, અને તેથી જ એ અજન્મા છે, અજન્મા હોવાની સાથે નિત્ય છે, હંમેશા રહેનાર છે, આપણી ઇન્દ્રિયો અને મનને એ જણાય ન જણાય તેવો, સતાકુકડીની રમત પેઠે છુપાઇ લપાઈ જનારો છે, તેથી અનિત્ય જેવો લાગે છે તેવું પણ નથી, એ તો નિત્ય છે, અને નિત્યની સાથે શાશ્વત છે, શાશ્વત એટલે ક્ષય વગરનો છે, વધતો ઘટતો નથી, નાનો મોગો, દુબળો પાતળો, રોગી નીરોગી કે એવી કોઈપણ જાતના વિકાર વગરનો છે. અને એથી જ એ પુરાણ, જૂનામાં જૂનો હોવાની સાથે મનુષ્ય પ્રાણીને હંમેશા નવીન લાગે એવો છે. જે પદાર્થને કાંઈ અવયવ હોય તે નવા નવા રૂપ બદલે અને તેથી એ નવો લાગે છે, પણ આત્મા એવો નથી, એ તો હંમેશા ત્રિકાલની બાધા વગરનો એમનો એમ રહેનાર છે, અને આવો હોવાથી જ શસ્ત્રાદિથી એ હણાય કપાય એવો નથી

આત્માનું આવું અનાદિસિદ્ધ સ્વરૂપ ઉપનિષદમાં ઠેકઠેકાણે વર્ણવ્યું છે એને જન્મરહિત, મૃત્યુરહિત, અને ઉત્પત્તિ કે વિનાશ વગરનો કહીને પાછો એને અજન્મા, નિત્ય, શાશ્વત અને પુરાણ કહેવો પડયો છે, અને અંતે શરીર કપાતા કે નાશ પામતા પણ, એટલે કે શરીરની જ્ઞાનેન્દ્રિયો કે કર્મેન્દ્રિયો વગેરે અવયવોનો નાશ થતા પણ એનો નાશ થતો નથી. આંખે અંધાપો આવે, કાન બહેરા થાય, જીભના સ્વાદ ચાલ્યા જાય, નાકને કશી ગંધ ન આવે, કે ચામડીને કોમળ કઠોર સ્પર્શનું ભાન ન રહે. અથવા હાથપગ કપાઇ જાય, વાણીનો લોપ થઇને માણસ મૂંગો બને, કે મળમૂત્ર વિસર્જનની ક્રિયા બંધ થાય, અને છેવટે મનમાં પણ ભ્રાંતિ ઉપજે અને છેવટે મતિભ્રમને લીધે મનુષ્યને ગાંડપણ ઘેરી લે, તો પણ આ બધા શરીરના ધર્મ છે, આત્માના નથી. અર્થાત આત્મા આ બધાથી વિરુદ્ધ લક્ષણવાળો છે, એમ કહેવાનો શ્રુતિનો અર્થ છે.

**આપણો અનુભવ**

પણ આપણને તો આપણું પોતાનું શરીર, અને બ્રહ્માંડભરમાં જોવા સાંભળવામાં આવતાં પ્રાણી પદાર્થનો ક્ષણેક્ષણે નાશ નજરે પડે છે. વસ્તુ વણસી જતાં, ઝાડપાન સુકાઇને નાશ પામતાં, માણસના શરીરમાંથી પ્રાણપંખેરું ઊડી જતાં, પશુપક્ષીનો વિનાશ થતાં, પાણી સુકાઇ જતાં, હવા બંધ પડતાં, ધરતીકંપ વગેરેથી મહાન મિલ્કતનું હતુંનહોતું થતાં, કે આકાશમાંથી રાત્રિએ તારાઓ ખરી પડતાં એમ જ લાગે છે કે એ બધાં મરી પરવાર્યાં. એમનો સમૂળો નાશ થયો, હવે કદી એ રૂપ બદલીને પણ આવવાનાં નથી

આ મરણની ભાવના સાથે જ આપણી જન્મ અથવા ઉત્પત્તિની ભાવના પણ એટલી જ દૃઢ હોય છે. ધોધમાર વરસાદ વરસે ત્યારે પાણી આવ્યું',નવું આવ્યું',નહોતું તે ઉપજી આવ્યું એમ કહીએ છીએ. પૃથ્વીપર પાણી પડતાં આસપાસ વનસ્પતિ ફૂટી નીકળે, પૃથ્વી હરિયાળી થાય, વૃક્ષવેલીઓને ફળફૂલ આવે, ધાન્ય પાકે, પશુઓની વંશવૃદ્ધિ થાય, પક્ષીઓ માળા બાંધીને નવજાત બચ્ચાંઓને પોષણ આપી ઉછેરી પોતાના જ જેવાં ઊડતાં, ચણતાં ને કિલ્લોલ કરતાં કરી મૂકે; આપણા નિત્યના ગૃહવ્યવહારમાં, હસતાં રમતાં બાબા-બેબીનાં માનવ-બાળ ઉભરાવા માંડે, ગૃહસ્થાશ્રમની સાર્થકતા થઈ એવો સંતોષ થાય, ત્યારે એમ જ લાગે કે જાણે આ બધું નવું જ ઉપજી આવ્યું. એ બધાનો, જાણે પહેલાં કશું નહોતું તેમાંથી જન્મ થયો। અભાવમાંથી ભાવ અને શૂન્યમાંથી વિસ્તાર ઉપસી આવ્યો.

**ઋષિઓનો અનુભવ**

પણ આપણો ઉપરનો અનુભવ ખોટો છે એમ ઋષિઓ કહે છે. એ પણ બધા માનવદેહધારીઓ હતા; એમણે ય આપણી પેઠે જ આ જગતને જોયુંજાણ્યું હશે; ઉત્પત્તિ, સ્થિતિ, અને લયનાં નાટક એમની સામે પણ પ્રકૃતિ માતાએ આજના જેવાં જ ભજવ્યાં હશે; તેઓએ શરીર ધારણ કર્યાં, એમને પોષ્યાં, વંશવૃદ્ધિ કરી, અને આપણે

જેમ ભાવી પ્રજા માટે ધનવૈભવ અને વિદ્યાનો વારસો મૂકી જવાનાં ફાંફાં અને તડફડાટ વેઠીએ છીએ, તેવી ગડમથલ એમણે પણ કરી છે. એ એમના આપણે વારસ છીએ એ ઉપરથી સિદ્ધ થાય છે.

છતાં એમના અને આપણા અનુભવના નિષ્કર્ષમાં તફાવત છે. ઇતિહાસને પૂછવા જઈએ તો કહે છે કે એમનું જીવનવૃત્ત જુદું હતું: પરાપૂર્વથી, સૃષ્ટિના આવિર્ભાવના શ્રીગણેશ મંડાયા હશે ત્યારથી, માનવકુલે જે જે પ્રયત્નો કર્યાં હશે, બુદ્ધિની પગથારે પહોંચીને જીવ, જગત, અને જગત્કર્તાની શોધો ચલાવી હશે, એમનો એમણે લાભ લઈને આપણા સામાન્ય અનુભવ કરતાં કંઈક જુદો જ અનુભવ-નીચોડ સારવ્યો-તારવ્યો છે. એમાંના ઘણાએ વિશ્વનાં સતત વહેતાં શબ્દબ્રહ્મનાં-નાદબ્રહ્મનાં આંદોલનોનો અભ્યાસ કર્યો હતો; પ્રાણબ્રહ્મના સ્પંદનનો સંયમ કરીને એનું મૂળ એમણે શોધી કહાડ્યું સ્પંદન, નાદ, ધ્વનિ, શબ્દ, વાક્ય, એવાં અમૂર્ત અને અતીન્દ્રિય દ્રવ્યો આ સમસ્ત મૂર્ત અને સસ્પંદ વિશ્વનું સંચાલન કરે છે, એમ લાગતાં જ અતીન્દ્રિય વિજ્ઞાનના સાધનથી એ બધાંનો અનુભવ કરી, એનું મૂળ શોધવાનો ભગીરથ-સમાધિ એમણે અભ્યાસ કર્યો. સ્થૂલ ઇન્દ્રિયો વડે પ્રત્યક્ષ થતા જડ પદાર્થો, પંચભૂતાદિ સ્થૂળ વિષયો, સૂર્યનક્ષત્રાદિ જ્યોતિર્મંડળો, અને સજીવ નિર્જીવ પ્રાણી પદાર્થોના રૂપાન્તરની પાછળના-ઉત્પત્તિ લયની પલટાતા પદાર્થો પાછળના-કોઈ સ્થાયી તત્ત્વની એમણે એટલા માટે શોધ કરી કે આ પલટાતા વિશ્વનું કોઇ અધિષ્ઠાન છે કે નહિ, એનો નિર્ણય થાય. બુદ્ધિની આવી જિજ્ઞાસાવૃત્તિએ જનસમૂહના ચરિત્રવાન અને બુદ્ધિશાળી વર્ગને નિવૃત્તિપરાયણ કર્યો. બ્રહ્મચિંતન જ એમનો વ્યવસાય હતો, તેથી તેઓ બ્રાહ્મણ કહેવાયા. એકાન્તને એમણે પોતાનું નિવૃત્તિસ્થાન બનાવ્યું, સમસ્ત પ્રાણીવર્ગને નિત્ય શાંતિ અને સુખ આપે, પ્રાણી માત્રના જીવન કર્મનું લક્ષ્યસ્થાન પ્રાપ્ત થાય તો વ્યવહારની સાચી દિશા સૂઝે, દ્વંદ્વના ઝઘડા શમે, અને એ જ

લક્ષ્યે માનવસમાજ પ્રગતિ કરે, તો વ્યવહારમાં 'પણ' સર્વત્ર સંપ, શાંતિ અને સુખનાં આંદોલનો વહેતાં રહે, એ ઉદ્દેશથી આવા તત્ત્વ-શોધકોને સમાજે અનુકૂળતા કરી આપી, અને જે સુંદર પરિણામ આવ્યું, તે આપણે આપણા વેદ, વેદાંગ અને ઇતિહાસ પુરાણનાં આપ્ત વાક્યોમાં જોઈ શકીએ છીએ.

સામાન્ય માનવબુદ્ધિનો અનુભવ તો ઇન્દ્રિયો, અને મન વાણીના વિષયોના જ્ઞાન પૂરતો જ હોય છે. ક્ષણે ક્ષણે બદલાતાં એ મનઇન્દ્રિયો જ જ્યાં પોતાની એકભાવના રાખી શકતાં નથી, તો એમના દ્વારા જગતનું જે જ્ઞાન થાય, એ ઇન્દ્રિયોને જે અનુભવ થાય, તે સાચો ન જ હોઈ શકે એ વાત એ ઋષિઓને તરત જ સમજાઇ ગઈ હતી. બધાં પ્રાણી પદાર્થો કાળને વશ છે; એમની સત્તા-એમનું અસ્તિત્વ નિત્ય નથી. ક્ષણે ક્ષણે એ બદલાય છે, એટલે એમને સત્ય માની શકાય તેવાં નથી એટલો નિર્ણય થયા પછી તેઓ વધારે આગળ વધ્યા.

ઇંદ્રિયો અને ઇંદ્રિયોના વિષયોની સિદ્ધિઓમાં એમને સમવિષમતા દેખાઈ; મન અને ઇંદ્રિયોનો સંયમ કેળવી એ દ્વારા સંકલ્પ-બળ સિદ્ધ કરવામાં તો રાગ દ્વેષ ઉભા થયા; બાહ્ય જગતનાં તત્ત્વો ઉપર સામ્રાજ્ય જમાવતાં તો એમાંથી રાવણો અને કંસો ઉભા થયા; સામ્રાજ્ય અને સત્તાના લોભ મોહમાં યુદ્ધો ખેલાયાં; અને એથી આગળ વધતાં જ્યારે તેઓએ જગતના સૂક્ષ્મ, પ્રાણતત્ત્વ ઉપર સત્તા જમાવવાની શોધો કરી, સ્પંદન અને આંદોલનોનાં સૂક્ષ્મ તત્ત્વોને, એના સૂક્ષ્મ આકાશને, પોતાના કરતાં વિશેષ શક્તિશાલી માનીને એમની સાથે ચિત્તનું ધ્યાન, ઉપાસના, ભક્તિ કે એવા એવા માનસિક ચિંતવન વડે અનુસંધાન સાધી, એમની સહાયતાનો પોતાના સંકલ્પ બળનો વધારો કરવામાં ઉપયોગ કરવા માંડયો; ત્યારે એથીયે વિશેષ હાનિ થઇ. સંકલ્પનું મૂળ ચિત્તવૃત્તિમાં છે; ચિત્તવૃત્તિ પ્રાણના સ્પંદન સાથે બહાર નીકળે ત્યારે ભાવના પ્રમાણે વાણી બને છે; એ વાણીમાંથી અક્ષરો-

ના આકારોના સ્પંદન અને આંદોલનના ધ્વનિને આપણે શબ્દો, અને મ ત્રો કહીએ છીએ, એ મંત્રના અનુષ્ઠાન, એનું જ વાર વાર માનસિક કે શાબ્દિક ઉચ્ચારણ, એ દ્વારા સૂક્ષ્મ શકિતઓના સત્તાસ્વરૂપો જેવાં દેવદેવતાઓને નિમંત્રીને એમની કૃપા મેળવી જગતના સ્થૂલ પદાર્થો, ભોગ–વૈભવો અને સામાન્યોની વ્હેંચણી.કરવામાથી વર્ગ વિગ્રહો ઉભા કર્યા, મંત્રવિદ્યાના શકિતસામર્થ્યનો, સિદ્ધિઓનો, ચમત્કારોનો એવો તો યુદ્ધયુગ વીત્યો કે જ્યા જુઓ ત્યા સૂક્ષ્મ સ કલ્પ બળની સિદ્ધિઓનીજ લડાઈઓ ફાટી નીકળી, પુરાણોમા એની કથાઓ છે, વેદોમા અને તંત્રગ્રન્થોમા એના પ્રયોગો છે, અને એવી સિદ્ધિઓનો ઉપયોગ કરનારાઓના પતન થયા છે,એવાં હજારો દષ્ટાન્તો એ ઋષિઓએ કથાઓના રૂપમા પુરાણોમા સિદ્ધિઓની નિ સારતા સમજાવવા ગૂથી નાખ્યાં છે

**વિશ્વ સ્થૂલ અને સૂક્ષ્મ ?**

આમ સ્થૂલ વિશ્વની સત્તામાથી ધીરે ધીરે માનવસમાજ સૂક્ષ્મ વિષયો ઉપર સામાન્ય ભોગવવાના મોહમાં ફસાયો, પરંતુ તેમા યે થોડા વિચારકો નીકળ્યા; એમણે ઈન્દ્રિયોના જ્ઞાન અને સામર્થ્યને જેવુ ખોટુ, દુ ખદાયક, ભ્રામક અને અવળે ચીલે લઈ જનારૂં જોયું, તેજ પ્રમાણે ચિત્તના સૂક્ષ્મ ઉપાસનામા, યોગ સાધનાના સામર્થ્યમા અને સિદ્ધિ તથા ચમત્કાર માટે થતા મંત્રતંત્રના પ્રયોગોમાં માત્ર જુદીજુદી માનસિક–સૂક્ષ્મ શકિતઓનો વિકાસ છે એમ લાગ્યું, ઉપરાત એમા એક બીજો મોટો દોષ જણાયો, એ સિદ્ધિમા સ્પર્ધા ચાલી, "હું મોટો કે એ" એવી પરીક્ષાઓ થવા માડી, અને આની ભિન્ન ભિન્ન ઉપાસનામા પણ કેવલ માયાવી પદાર્થોની, ભોગવાસનાની, સામ્રાજ્યની, આધિપત્યની અને એવી અયોગ્ય ચડસાચડસીની દ્વેષી બુદ્ધિ જ બધે વધવા માડી.

પરંતુ એક લાભ આ યોગ અને ઉપાસનામાથી એ થયો કે

માનવસમાજ સ્થૂલના મર્યાદિત વર્તુલમાંથી, આ એકજ પૃથ્વીપટના લૌકિક પ્રદેશથી પર; કોઈ વ્યાપક, સૂક્ષ્મ અને અલૌકિક પ્રદેશમાં વિહરવા શક્તિશાલી થયો. ભિન્નભિન્ન પ્રકારની શક્તિઓ વિકસાવાવાળી સાધનાઓ થઇ. એ સૂક્ષ્મ તત્ત્વોની સાધનાના સાધકોનાં ઉપનિષદમાં ઠેર ઠેર વર્ણન મળી આવે છે. એક તપસ્વી કે ઉપાસક પ્રતિપક્ષી પાસે જાય છે, અને 'હું આટલું જાણું છું, તું કેટલું જાણે છે એ કહે' આવાં વિવાદનાં અને સ્વશક્તિનાં પ્રદર્શનનાં દૃષ્ટાન્તો આપણને ઘણાંખરાં ઉપનિષદોમાં મળી આવે છે.

**સત્તાની વિવિધતા કે એકતા ?**

પરંતુ એમ કરતાં કરતાં તેઓ અંતે સાચા સિદ્ધાન્તને અને તત્ત્વને પામવાનું સામર્થ્ય કેળવે છે; કારણ કે એમની જિજ્ઞાસા શુદ્ધ હતી; એમની મનોવૃત્તિ સંસારની સમસ્ત વાસનાથી મુક્ત હતી; એમની શુભેચ્છા મન તથા ઇંદ્રિયોથી પારના પ્રદેશના પરમ સત્યને ઓળખીને અનુભવવાની હતી. અનેક દેવદેવતા રૂપે સૂક્ષ્મ વિશ્વમાં વિહાર કરતી, અને સ્થૂલ જગતનો દોરી સંચાર તથા નિયમન કરનારી એ શક્તિઓમાં પણ એમને વર્ગવિગ્રહ માલૂમ પડયો. મોટાનો આધાર નાનાંને હતો એટલું જ નહિ, પણ નાનાવિધ નાની શક્તિઓનાં બલિદાન અને ભોગે મોટી શક્તિઓ, ગમે તેવી શુદ્ધ હોવા છતાં પણ પોતાની સત્તા વધાર્યા કરે છે, એવો એમને એમાં અનુભવ થયો. માનવસમાજમાં યજ્ઞકર્મને, દેવોને પ્રસન્ન કરવાને, કે એવા કોઇ બહાને દ્રવ્ય અને પશુઓનાં બલિદાન આપવાનું મૂળ આવી જ વૃત્તિમાંથી ઉદ્ભવેલું છે; અને એ વિષયમાં મનુષ્ય તથા દેવ સમાન વૃત્તિવાળા છે, એમ તત્ત્વજ્ઞ ઋષિઓએ ઉપનિષદમાં સ્વીકાર્યું છે.

વર્ગવિગ્રહ ઉપરાંત એક બીજી પણ ભાંજગડ એમાં હતી; શુભ-અશુભ, પ્રેમી અને દ્વેષી, નિઃસ્વાર્થી અને સ્વાર્થી, દૈવી અને

આસુરી એવા ત્રિગુણાત્મક ભેદ બધે દેખાયા મનુષ્યથી માંડી સમસ્ત પદાર્થના જેવા જ એમાં ગુણદોષ સત્તા ભોગવે છે. એમ લાગવાથી નિર્ણય એ થયો કે એમાં જ્ઞાન અને અજ્ઞાનના વિભાગ છે, અને ગુણધર્મ પ્રમાણેના દૈવી તથા આસુરી વર્ગના કર્મવ્યવહાર ચાલ્યા કરે છે. તેમાં સત્વગુણ, રજોગુણ અને તમોગુણનો સર્વત્ર એક સરખો પ્રભાવ છે.

### ગુણોનું પરિવર્તન

પણ ગુણોનું પરિવર્તન જેમ મનુષ્યમાં થઈ શકે છે, માણસ સારામાંથી ખરાબ કે ખરાબમાંથી સારો બની શકે છે, તેમ એ ત્રણે ગુણો બધેય બદલાતા રહે છે. આજનો અસુર આવતી કાલે દેવ બની જાય છે; અત્યારનો રાક્ષસી સ્વભાવ પોતાનાં પાપકર્મનાં દુઃખ ભોગવી પશ્ચાત્તાપ કે પ્રાયશ્ચિત કરી પુણ્યપંથે વિચરનાર પરોપકારી દેવ બની શકે છે, અને રજોગુણ તથા તમોગુણના સ્વાર્થી, તેમજ સંહારક સ્વભાવમાંથી કોઈ ઉચ્ચ પ્રતિભાશાલી, નિઃસ્વાર્થી, લોકહિતસ્વી રામાવતાર પ્રકટી નીકળે છે.

### એક સત્તાની જિજ્ઞાસા.

આ ગુણોનું, દૈવી આસુરી સ્વભાવનું, સ્થૂલ પંચતત્ત્વના જગતનું, સૂક્ષ્મ દેવદેવતાનું, અને આવી રીતે આ પ્રકટ–અપ્રકટ, વ્યક્ત–અવ્યક્ત, અથવા બીજ વૃક્ષના જેવી સમસ્ત વિશ્વની અવસ્થાનું કોઈ એક સ્થાયી, નિશ્ચલ, નિર્વિકારી અધિષ્ઠાન હોવું જોઇએ એવી જિજ્ઞાસા એમાંથી નીકળી આવી. આધાર વિના આધેય ટકી શકે નહિ, એ જોવા અંતઃકરણ અને ઇંદ્રિયોને એમણે શાંત કર્યાં; સ્થૂલ ઇંદ્રિયોનું મૂળ, સૂક્ષ્મ ઇંદ્રિયો સૂક્ષ્મ ઇંદ્રિયોનું મૂળ મન, અને અને એ મનોવૃત્તિનું મૂળ પણ આંતરિક જગતના દ્વૈત-વ્યાપાર સમું અંતઃકરણ–ચિત્ત, એનો નિરોધ કરવાનું ધાર્યું. સરોવરની પાળોમાંથી ફુટી નીકળતી પ્રવાહધારાઓને રોકી

રાખીએ, તો ક્યાં નદી નાળાં રહેતાં નથી; તેમ ચિત્તને રોકી રાખતાં ઈંદ્રિયો, અને ઈંદ્રિયપ્રત્યક્ષ સંસાર કોણ જાણે ક્યાં લોપાઈ જાય છે કે એનું નામ નિશાન રહેતું નથી: એમણે ઈંદ્રિયોના ગોખલાને બંધ કર્યાં, શરીરને એ રીતે સ્થિર કર્યું; એટલે પ્રાણની–શ્વાસ–પ્રશ્વાસની ક્રિયાને પણ રોકી શકાય છે એવો અનુભવ થયો, અને આખા વૃક્ષનો સમાસ જેમ બીજમાં હોવા છતાં, એમાં વૃક્ષ દેખાતું નથી, વ્યક્ત થતું નથી, તેમ આ સમસ્ત વિશ્વની ભાવનાઓ અંતરના ઊંડાણમાં ઉતરી પડી, લુપ્ત થાય છે એવી અવસ્થા ત્યાં સાંપડી; નિત્ય પ્રાપ્ત થતી સુષુપ્તિ સાથે એની સરખામણી કરી જોઇ, ત્યારે જણાયું કે એ બન્નેમાં મહાન અંતર છે: સુષુપ્તિમાંથી ઊઠતાં, ગાઢનિદ્રામાંથી જાગતાં આળસ, પ્રમાદ અને જગતની ઝંખના જ ચાલુ રહે છે, ત્યારે આ અવસ્થા, સ્થૂલ વિશ્વની જાગ્રત, સૂક્ષ્મ વિશ્વની સ્વપ્ન, અને એ બન્ને જેમાંથી નીકળી આવે છે, વૃક્ષની પેઠે ફુટી નીકળે છે ત્યારે એ બીજ– અથવા કારણ વિશ્વની સુષુપ્ત અવસ્થા કરતાં આ કોઈ જુદીજ લાગી. આ ચોથી અવસ્થા એટલે તુરીયમાં, આ ત્રણેયના દોષ નથી; એમાં કશી દ્વૈતની, ગુણની, કર્મની, ચંચળતાની, કે દ્વંદ્વની સતામણીની ગડમથલ નથી; એ છે એક, અલૌકિક, અવર્ણનીય, કેવલ, અનુભવગમ્ય. અને બુદ્ધિ એમાં રહેતી નથી તેથી અવિતર્ક અને મનની કલ્પના પહોંચતી નથી તેથી નિર્વિકલ્પ. ઇંદ્રિયોનું વિષયદર્શનરૂપી, દ્રષ્ટા, દર્શન અને દશ્યના ભેદવાળું ત્રિપુટીનું દ્વૈત રહેતું નથી, તેથી એ અદ્વૈતતત્ત્વ છે એવો નિર્ણય એમાંથી જાગી ઉઠતાં એમને થયો. એને એ હતું જીવન–અનંત જીવન; મરણ નહીં.

એક બીજો અનુભવ પણ થયો; જાગ્રત, સ્વપ્નના વ્યવહારમાં પદાર્થો, જુદા એમની સત્તા જૂદી, એમનાં નામરૂપ જુદાં, અને તેની સાથે સાથે એ બધાં બદલાય એવાં છે, તેથી અસત્ છે; દશ્ય છે તેથી જડ અને પરપ્રકાશ્ય છે, ઉપરાંત ગુણકર્મના વિભાગ અને

વિગ્રહવાળા છે તેથી દુઃખમય છે, તેને બદલે આ તુરીય અવસ્થામા અનુભવાતુ તત્ત્વ જ્ઞાનની સમતાવાળુ, સમાધિસ્વરૂપ, અસત્ નહી પણ નિત્ય રહે તેવુ સત્, જડ અને પરપ્રકાશ્ય નહી પણ સ્વયપ્રકાશ્ય ચૈતન્ય-જ્ઞાન, તથા દુઃખ, દ્વેષ કે દ્વદ્વ વગરનુ એટલે કેવળ આનદસ્વરૂપ જ છે, એવો સાક્ષાત્કાર એ અવસ્થામા થયો.

**એક સત્તા જ પરમ સત્તા છે**

આ અનુભવની પરાકાષ્ઠા નીવડી, જેટલુ જેનુ દ્વૈતની અનાસક્તિનુ, ભોગના વૈરાગ્યનુ, અને ધ્યાન માટે બાહ્ય વિષયી જગતના ત્યાગનુ સામર્થ્ય, તેટલુ તે અવસ્થામાં રહી શકાય એવુ એમને લાગ્યુ, એટલે સામાન્ય જનતાને માટે પણ એ જ માર્ગે પ્રયાણ કરે એવો વ્યવહાર ગોઠવે, કે જેથી દ્વદ્વમાંથી મુક્તિના સ્વરૂપનો નિર્ણય થાય, એવી જીવનવ્યવહારની યોજના ઘડી કહાડી, એવાં વિધિ-નિષેધોના પુસ્તકો લખાયા, પોતાનો અલૌકિક અનુભવ બહાર પાડયો, દ્વૈત અને દ્વૈતની ઉપાસનાઓનુ સામર્થ્ય કેવળ ચિત્તનિરોધ સુધી છે એમ જાહેર કર્યુ, અને અદ્વૈત જ સમસ્ત અનુભવની ટોચ છે, એ જ જ્ઞાનનો મુકુટમણિ છે એવુ અનુભવજન્ય જ્ઞાન ઉપદેશ્યુ. જેવો અનુભવ અતરમાં થયો, અતરના ઊડાણમા એ પરમતત્ત્વનો સ્પદનરૂપી શબ્દ સભળાયો, એટલે એ શ્રુતિજ્ઞાનની પછી તો ઉપનિષદ્ વિભાગની ભગીરથ ગગાઓ વહી નીકળી, અને એને જ આધારે જીવન જીવાય તો આત્મકલ્યાણ થાય, એવા શ્રુતિવાકયને સ્મરણમા રાખી જે નિયમગ્રથો લખાયા તે આપણા સ્મૃતિશાસ્ત્ર

ઉપાસનાના, મત્રના, યોગધ્યાનના, સિદ્ધિના, ચમત્કારોના, વાદ-વિવાદના, સ્પર્ધાના, જે જે બ્રહ્મર્ષિઓ, રાજર્ષિઓ, તપસ્વીઓ, જાપકો, કે મત્રવિદોએ પ્રયોગો કરેલા, એમના વૃત્તાતો ગોઠવી સાહિત્યક્ષેત્ર ખેડાયાં તે પુરાણો, અને જીવનને સમસ્ત વ્યવહારમા ઉપયોગી થઈ પડે તેવા વેદવેદાગથી માડી દર્શનો, ઇતિહાસ, (મહાભારત અથવા

પંચમ વેદ ), પુરાણો, કાવ્યો, નાટકો, વગેરેનું એક વિપુલ સાહિત્ય રચાયું, જે અદ્યાપિપર્યન્ત આપણાને સાચા, આર્ષ અને આર્વ જ્ઞાન પ્રતિ દોરવાના ભોમીઆ જેવું થઈ પડયું છે. અસ્તુ.

**મરણ કેવું અને કયાં ?**

આટલું યુકિતસંગત તપાસી જોતાં જણાય છે, કે માનવીની ટૂંકી બુદ્ધિ આ સ્થૂલ જગતના પ્રાણી પદાર્થોની વ્યકત–અવ્યકત, પ્રકટ–અપ્રકટ, કે મૂર્ત્ત–અમૂર્ત્ત અવસ્થાના રૂપાન્તરને વિનાશ માને છે, અને એ નાશને મૃત્યુ એવું નામ આપી, એ પ્રાણીપદાર્થ નિત્યને માટે 'નહિવત્' થયાં એમ માની દુઃખી થાય છે દુઃખનું કારણ તો આપણો પ્રાણી પદાર્થ પરત્વેનો મોહ છે, ઈશ્વરના રચેલા વિશ્વની વ્યવસ્થામાં આપણાં મમતા અને મોહ એવાં હોય છે, કે ઈશ્વરે જ આપેલાં, આપણી આસપાસ ગોઠવેલાં. અને એની ઈચ્છા પ્રમાણે જ હેરફેર કરાતાં એ પ્રાણીપદાર્થોને આપણે, 'ઈશ્વરની નહીં', પણ આપણી ઈચ્છા પ્રમાણે નિત્ય આપણી જ પાસે રાખી ભોગવવા ઇચ્છીએ છીએ.

કોઇ પણ માલીક પોતાના નોકરની ઈચ્છા પ્રમાણે પોતાના વ્યવહારને ચલાવવા દે, તો નોકરની સાધારણ બુદ્ધિનો, તેના સ્વાર્થનો, અને ભોગેચ્છાનો એ ગુલામ બની બેસે છે, અને એ રીતે એક માલીકને ત્યાં પાંચ પચીસ નોકર હોય તો મારામારી વીના બીજું કશું બનવાનો સંભવ નથી; તેવી જ આ વિશ્વની લીલા છે. ઈશ્વરની રચેલી આ સમસ્ત સૃષ્ટિમાં આપણે એવા નોકરો છીએ, કે આપણે આપણા સ્વાર્થને ખાતર, આપણી વિષયવાસનાની તૃપ્તિને માટે, પ્રાણી પદાર્થોને ઇશ્વરના નહીં, પણ 'મારાં–પોતાનાં' માનીને સદૈવ એમને આપણી સત્તા નીચે રાખવા લાગીએ છીએ, પરંતુ એ માલીક બધી મિલકતનો માલીક છે, આ સમસ્ત વિશ્વનો ઇશ્વર છે, એની આંખમાં ધૂળ નાંખવી, એ જાતે જ આંધળા થવા જેવું છે. એ આપણી મમતા, આપણો મોહ, આપણી ભોગવાસનાને સાંખે એમ નથી, અને

તેથી જ આ હેરફેર થતા જગતમાં, નામરૂપના વાઘા બદલતા પદાર્થોમા આપણને એ રમાડીને રડાવે છે. રડાવીને શીખવવા માગે છે કે " હે માનવી ! આ બધુ ય મારૂ છે આમા સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એવાં ત્રણ રૂપો છે, એમા જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ એવી અવસ્થાઓ છે, એમા રહેલા પાચ તત્ત્વોની સ્થૂલ તથા સૂક્ષ્મ સત્તાઓ છે, અને હમેશા એ બધા પોતાના રૂપ બદલ્યા કરે છે, તને અમુક જ પ્રાણી પદાર્થ સાચા લાગે છે, અને એના ગુણ કર્મના સ્વભાવ પ્રમાણે જ્યારે એ રૂપ બદલે છે, ત્યારે તુ એનુ ' મરણ થયુ ' એમ માને છે એ તારી ભ્રાન્તિ છે. વિશ્વ મે રચ્યુ છે, મારી ઈચ્છા પ્રમાણે એક ઘાટ તોડી એમાથી જ બીજો બનાવુ, એમા તારે શી ચિંતા ? તુ શા માટે દુઃખી થાય ? માગ અસખ્ય નોકરોને વિશ્વમા હુ ગમે ત્યા મોકલુ, એમા તુ શુ સમજી શકે ? પૃથ્વીપરના પુણ્યશાળી પ્રાણીને હું કોઈબીજાજ સુખમય ગ્રહ ઉપર મોકલી આપુ ! સ્વર્ગના સુખી જીવને હુ એનાજ પૂર્વપાપના પરિણામે નરકનિવાસ જેવા દુઃખના ખાડામા ધકેલી મુકુ ! અને આવુ આવુ પરિવર્તન કરૂ, એમા તુ શુ સમજે ?–આ તારૂ અજ્ઞાન છે, છોડ એ અજ્ઞાનને, અને તારા પુરોગામી પૂર્વજો, દિવ્ય પ્રતિભાસપન્ન, અને સંયમશીલ, મારા એક, અગમ્ય, અલૌકિક, તત્ત્વનો જ અનુભવ કરીને, એ જ અનુભવનો વારસો મૂકી જનાર ઋષિઓને પગલે ચાલ, એમના ઉપદેશ પ્રમાણે જીવન જીવ, અને પછી જો કે તુ પોતે મરણ નથી, દુઃખ પાર્થિવ જીવન નથી, પણ અનન્ત સત્ છે, સદોદિત ચિત્ છે, સ્વસ્થ આનન્દ છે–સચ્ચિદાનંદ છે જીવન-મરણના દ્વંદ્વ નહિ, પણ એક–એટલે એની કલ્પના વગરનુ પરમતત્ત્વ છે, એ નિશ્ચય રાખ, મરણનો, વિનાશનો, પ્રકટ અપ્રકટનો મોહ છોડી દે ! એ જ તારૂ સ્વરૂપ છે તે જ તુ છે. તત્ત્વમસિ ! "

વાચક ! તૈત્તરીય ઉપનિષદ્‌મા ઋષિ કહે છે કે આ ઉત્પત્તિ

સ્થિતિ અને લય માત્ર એક જ પરમતત્ત્વમાં છે, એ ત્રિપુટિ, તો આભાસ માત્ર મિથ્યા છે, મન ઇન્દ્રિયનો જ વિષય છે; જ્ઞાનનો નહીં માટે તું એ તત્ ની જ ભાવના દૃઢ રાખ; જો સાંભળ, ઋષિ કહે છે કે જન્મ, સ્થિતિ કે મરણમાં પણ આપણે રહીએ છીએ એક જ તત્ત્વમાં—

"यतो वा इमानि भूतानि जायन्ते। येन जातानि जीवन्ति । यत्प्रयन्त्यभिसंविशन्ति । तद्विजिज्ञासस्व । तद्ब्रह्म इति ।

અર્થઃ-જેમાંથી ખરેખર આ બધાં ભૂત ( પ્રાણી પદાર્થ ) જન્મ પામે છે, જન્મ પામીને એમાં જ ( એના આશ્રયે ) જીવે છે, અને અંતે પાછાં વળીને એમાં જ પ્રવેશ કરે છે, એને જ ખાસ જાણવાની ઇચ્છા કર; એ જ બ્રહ્મ છે ! !

× × ×

પરમકૃપાળુ ગુરુદેવ, આપણી સૌની આવી જિજ્ઞાસાવૃત્તિ કેળવે, સતેજ બનાવે અને એ જિજ્ઞાસાને તૃપ્ત કરે !

  
 


# ઉત્થાન



( પુષ્પિકા )

સાધના સહસા નિહાળી ધર્મની મૃતપ્રાણ,
સંસ્કૃત સમુજ્જ્વલ આર્યભાવો આર્યના પ્રિયમાણ;
પરા પ્રજ્ઞા સાત્ત્વિકી અપરા સ્વરૂપી થાય,
સુશીલ મૃદુ અતિ મધુર ભાવો હૃદય કરતું ત્યાગ;
ત્યારે અમારાં ઉર વિષે સુંદર સુણાયે ગાન,
ક્યાં ? મુનિ–ગિરાનો ઘોષ ગર્જ્યો બ્રહ્મ કવિતા પ્રાણ,
'ઉત્થાન'માં, 'ઉત્થાન'માં, આત્માતણાં 'ઉત્થાન'માં.

ઉપનિષદ્‌ના ધર્મગ્રન્થે મંદ ભાવ ધરાય,
સુધાના ગુણગાનમાં શંકાશીલ થવાય,
–પ્રાચીન પુણ્ય પુરાણ ગપ્પાં તુલ્ય જણાય જ્યાં,
વ્યાસ વાલ્મીકિ વિમલ ભારતી કલ્પા માત્ર ગણાય જ્યાં,
ત્યારે ત્રિપથગા બ્રહ્મ કલકલા વદતી કાન્તા સંમિતવાણ,
ક્યા ? જાન્હવી શિક્ષા સુણાઇ ? વદે મુમુક્ષુ એક જ ધ્યાન,
'ઉત્થાન'માં, 'ઉત્થાન'માં, આત્માતણાં પ્રિય 'ઉત્થાન'માં.

શ્રી. ઉપેન્દ્રરાય નાનાલાલ વોરા



# સ્વયંભૂ યાદ આવે છે

લેખકઃ–શ્રી. મોતીલાલ કે. મહેતા. બી. એ.



વિવધ ભવનાપને નિરખી વિષમ યમપાશને નિરખી;
અધમતા આત્મની નિરખી સ્વયંભૂ યાદ આવે છે. ૧
અધમ જીવન થયું શાને? અધમ થૈ ભાવના શાને?
વિચારૂં ત્યાં સહજ શંભુ સ્વયંભૂ યાદ આવે છે. ૨
પ્રથમ સંસારને સાચો ગણી સંસારમાં રાચ્યો;
હવે સંસાર સમજાતાં, સ્વયંભૂ યાદ આવે છે. ૩
છતાં કૈં સાધનો ગરવાં, કરી ના જ્ઞાનની પરવા;
હવે સંસારથી તરવા સ્વયંભૂ યાદ આવે છે. ૪
નયન બે ચર્મનાં ! જોતાં સુખો જગમાં, પછી રોતાં,
નયન ત્રીજા તણા સ્વામી સ્વયંભૂ યાદ આવે છે. ૫
સ્વયંભૂ ભાવના ન્યારી, મહામાયા વળી ન્યારી;
ઉરે, એ ભેદ સમજાતાં સ્વયંભૂ યાદ આવે છે. ૬
શિરે ગંગા તણાં વારી, લલાટે છે નયન ભારી;
મ હા મા યા–જ ટા ધા રી સ્વયંભૂ યાદ આવે છે. ૭
ચરાચર વિશ્વના સ્વામી, દયામય દેવ શુભનામી,
અલખ જ્યોતિ નિરંજન રે ! સ્વયંભૂ યાદ આવે છે. ૮
ચતુર્દશ લોક આનંદા, અ ન ન્તા ન ન્દ સુ ખ કં દા;
સદા ૐ સચ્ચિદાનંદા સ્વયંભૂ યાદ આવે છે. ૯



# વેદાન્ત અને વ્યવહાર

( ૨ )

( ગતાંકથી ચાલુ )

લેખક:—સ્વા. શ્રી. અદ્વૈતાનંદજી



સનાતન ધર્મના ભિન્ન ભિન્ન સંપ્રદાયોમાં જીવાત્મા અને પરમાત્માના સ્વરૂપ તથા તેમના પરસ્પર સંબંધ વિષે શા વિચારો છે તેનું સંક્ષિપ્તમાં દિગ્દર્શન કરીએ.

દ્વૈતવાદીઓની માન્યતા પ્રમાણે ઇશ્વર જગતનો સૃષ્ટા અને શાસક છે, તે પ્રકૃતિથી અને જીવાત્માઓથી સદાને માટે પૃથક્ છે. ઇશ્વર શાશ્વત છે, તેમ સર્વ જીવાત્માઓ અને પ્રકૃતિ પણ નિત્ય છે, પણ ઇશ્વરના સ્વરૂપમા પરિવર્તન થતું નથી અને સદાને માટે એકજ રૂપે રહે છે; જ્યારે જીવાત્માઓ ને પ્રકૃતિમાં કાયમ ફેરફાર થયા જ કરે છે તેમના મત પ્રમાણે ઇશ્વર સગુણ રૂપે છે, સર્વ શક્તિમાન છે, ન્યાયી છે, કૃપાનિધાન છે. તેની નિકટમાં જઇ શકાય, તેને પ્રાર્થના કરી શકાય, તે આપણી પ્રાર્થના સાંભળે પણ ખરા. ઇશ્વર માનવી-લક્ષણયુક્ત છે, પણ મનુષ્યની નબળાઇઓ તેનામાં નથી. તે તો સર્વ સદ્દગુણોનો અખૂટ ભંડાર છે. ઇશ્વર પરમ ન્યાયી હોવાથી મનુષ્યો ઉપર જે સુખદુઃખ આવે છે, તેને માટે મનુષ્ય પોતે જ જવાબદાર છે. ઇશ્વર તો સૃષ્ટિના નિયમો બનાવી મનુષ્યને તેનું જ્ઞાન ઋષિઓ દ્વારા આપે છે, પછી તેનું પાલન કરવું કે ઉલ્લંઘન કરવું, તે તેના પોતાના જ હાથમાં છે. સ્વકર્માનુસાર તેને ફળ આપે છે. ઇશ્વર હમેશાં નિર્લેપ

રહીને નિષ્પક્ષપાતપણે કામ કરે છે. મનુષ્યનું ભાવી નિર્માણ કરવાનું કામ પોતાનું છે. પોતાની જાત સિવાય અન્ય કોઈની જવાબદારી નથી. આપણે જે સંજોગોમાં છીએ, તે આપણાં ભૂતકાળનાં કર્મોને આભારી છે, અને આપણું ભવિષ્ય આપણાં કર્મો ઉપર આધાર રાખે છે. પરમકૃપાળુ પરમાત્માની જવાબદારી લેશમાત્ર પણ નથી. દ્વૈતવાદીઓનો બીજો એક સિદ્ધાન્ત છે કે પ્રત્યેક જીવાત્મા પ્રગતિ કરતો કરતો આખરે મુકત થવાનો; ભવસાગરના બંધનમાંથી છુટવાનો જ. ફક્ત સંસારના ભિન્ન ભિન્ન મીઠા કડવા અનુભવોમાંથી પસાર થઇને જ પછી જીવાત્મામાં આ શુભવાસના ઉદય પામે છે. તેમના મતાનુસાર આ જગતની પાર એક એવું સ્થાન છે કે જે કેવળ સુખરૂપ જ છે. અને જ્યારે તે ઇષ્ટ સ્થાનની પ્રાપ્તિ થાય છે, ત્યારે સંસારચક્રમાંથી છુટકારો થાય છે, અને કાયમને માટે પ્રભુના સાન્નિધ્યમાં રહેવાની અને શાશ્વત સુખ ભોગવવાની તક મળે છે. જીવાત્માઓ કેટલાક વનસ્પતિ સૃષ્ટિમાં હોય છે. કેટલાક જીવજંતુ યોનિમાં, કેટલાક મનુષ્ય અને કેટલાક દેવયોનિમાં હોય છે. પણ આ બધાય જન્મ-મરણના ફેરાને અધીન, તેથી બધા જીવો કહી શકાય. પ્રગતિશીલ જીવાત્માઓ સંપૂર્ણતાને પામે. તેમ અન્ય ઉતરતી કોટિના જીવો મનુષ્ય યોનિમાં આવતા જાય. મેળામાં ચકડોળની માફક બેઠકમાં અમુક લોકો થોડો સમય બેસી ઉતરી જાય, ને બીજા લોકો તેમનું સ્થાન લે, તે જ પ્રમાણે સંસારચક્રમાં પણ પરમ સુખને પ્રાપ્ત કરનારા જીવોની સંખ્યા પુષ્કળ, તેમ મનુષ્ય યોનિમાં પ્રવેશ કરનારા જીવોની સંખ્યા પણ પુષ્કળ. પોતપોતાના કર્માનુસાર આ જુદી જુદી યોનિઓમાં અનુભવ લઇને પ્રત્યેક જીવ છેવટે પૂર્ણ વૈરાગ્ય પ્રાપ્ત કરી ઇશ્વરના સાન્નિધ્યમાં સદાને માટે રહે છે. ઇશ્વર પ્રત્યેક જીવાત્મા માટે આકર્ષણનું મુખ્ય કેન્દ્ર છે. જ્યારે અંતઃકરણ પવિત્ર થાય છે ત્યારે તેમાં પ્રભુને માટે શુદ્ધ પ્રેમ, તાલાવેલી, સંવેગ પ્રકટે છે. ઇશ્વર

લોહચુંબક છે અને જીવ સોયરૂપ છે. પણ સોય ઉપર કાટ હોય ત્યારે આકર્ષાય નહીં, તેવી રીતે જીવાત્માનું અંતઃકરણ વાસનાઓથી ને મલિન વિકારોથી અપવિત્ર હોય, ત્યાં સુધી ઈશ્વર પ્રત્યે ખેંચાય નહી. વિશુદ્ધ થતાં વેંત જ તન્મયતા પ્રકટે છે અને છેવટે ઇષ્ટને પ્રાપ્ત થાય છે; પણ આ પૂર્ણાવસ્થામાં પણ જીવનું વ્યક્તિત્વ ઈશ્વરથી અલાયેદું જ રહે છે. દ્વૈતવાદીઓ પણ સકામ પ્રાર્થનાના પ્રખર વિરોધી છે. "આ મને આપ" "મને આ દુઃખમાંથી મુક્ત કર," એવી સ્વાર્થી આજીજી કદી પણ ન કરવી. તેની તો શુદ્ધ નિષ્કામ ભાવથી જ ભક્તિ કરવી, અને ઈશ્વર તેની જરૂરીઆતો પ્રમાણે તેને બધું ય આપે છે; ન આપે તો પણ કાંઇ નહિ. આપણે તો સંપૂર્ણ આત્મસમર્પણ જ કરવું. તન, મન, ધન તેનું જ છે, તેણે જ આપેલું છે, અને તેની જ ઈચ્છાનુસાર આપણે તેનો ઉપયોગ કરવો જોઇએ. તેની ઈચ્છા થઈ લેવાની હોય તો સંકોચ વિના આપણે આપણું સર્વસ્વ તેના ચરણકમળમાં ધરવુ જોઇએ. આનું નામ જ અહૈતુકી અવ્યભિચારિણી અનન્ય ભક્તિ.

દ્વૈતવાદીઓના મત પ્રમાણે જીવ સ્વભાવે શુદ્ધ છે, જ્ઞાતા છે, અવિનાશી છે. પ્રત્યેક જીવમાં અનેક પ્રબળ શક્તિઓ ભરેલી છે અને શારીરિક, માનસિક અને આધ્યાત્મિક શક્તિનું કેન્દ્રબિંદુ તે જ છે.

વિશિષ્ટાદ્વૈત વેદાન્તના ત્રણ પાયાના સિદ્ધાન્તો છે. પરમેશ્વર, ચિદ્, અને અચિદ્ એવા ત્રણ પદાર્થો સાચા છે, અને તેમાં જીવ (ચિદ્) અને અચિદ્ (દૃશ્ય) તે પરમેશ્વરનાં વિશેષણો છે. પરમેશ્વર વિશેષ્ય છે. પરમેશ્વર વડે અચિદ્, સ્થિતિ, ઉત્પત્તિ અને લયને પામે છે અને તે સાચું છે. જીવ ચિદ્રૂપ છતાં અણુ અંશરૂપ છે પરમેશ્વર પોતાના ભક્ત બનેલા જીવને પુનરાવૃત્તિ વિનાનું, અક્ષય, આનંદરૂપ ધામનું ફળ આપે છે. પરમેશ્વરની ભૂતિશક્તિ (ક્રિયાશક્તિ) નિર્ગુણની અવસ્થા છે. અને જીવની મતિશક્તિ જ્ઞેયને પ્રગટ કરનારી

ત્રણ ગુણોથી દબાયેલી છે ભજન તથા ઉપાસનાના સાધનોમા પાચ ઉપાયો મુખ્ય છે, અભિગમન, ઉપાદાન, ઈજ્યા, સ્વાધ્યાય, યોગ દેવમંદિરોમાં શારીર સેવા તે અભિગમન, પૂજાની સામગ્રી, ગધ પુષ્પાદિ લઈ આવવા તે ઉપાદાન, પૂજન તે ઇજ્યા, અર્થભાવના સહિત મત્રનો જપ અથવા શાસ્ત્રનુ એકાગ્રતા સહિત ને શ્રદ્ધા સહિત અધ્યયન તે સ્વાધ્યાય, અને બુદ્ધિનુ દેવતા સાથે અનુસધાન તે યોગ તેમના મત પ્રમાણે પુરૂષ, પ્રકૃતિ, જીવાત્મા આ ત્રણે અસ્તિત્વો વસ્તુત એકજ છે ઇશ્વર જગતનુ નિમિત્ત અને ઉપાદાન કારણ છે આ સમગ્ર બ્રહ્માડ પ્રભુનુ અગ છે શરીરમા થતુ પરિવર્તન જેમ આત્માને બાધક થતુ નથી, તેમ આ સૂક્ષ્મ, સ્થૂલ બ્રહ્માડમા થતુ પરિવર્તન પરમાત્માને સ્પર્શ કરતુ નથી પરમેશ્વર પોતાના અગોમાથી જ જીવોને અને જગતને સર્જે છે જીવાત્મા સ્વભાવત શુદ્ધ જ હોય છે અને સ્વકર્મોદ્વારા અશુદ્ધ બને છે, એ બન્ને દ્વૈતવાદીઓ અને વિશિષ્ટાદ્વૈતવાદીઓ સ્વીકારે છે પણ તેમના મત પ્રમાણે જીવાત્માની વિશુદ્ધિ અને સપૂર્ણતામા સંકોચ, વિકાસ થાય છે સર્વશક્તિમતા અને સર્વજ્ઞતા સિવાય ઈશ્વરના બીજા સઘળા ગુણો જીવાત્મામા સ્વભાવથી જ હોય છે, પરમાર્થ વસ્તુ બ્રહ્મ છે તે ખરૂ પરતુ તે નિર્વિશેષ નથી, પણ ચિત્ અને અચિત્ એ વિશેષણોથી વિશિષ્ટ છે સગુણ અથવા સવિશેષ બ્રહ્મ એ જ છેવટનુ તત્ત્વ છે તેનાથી પર નિર્ગુણ બ્રહ્મ નથી આ સગુણ બ્રહ્મ, જ્ઞાન, ઐશ્વર્ય શક્તિ, બળ, વીર્ય, તેજ આ છ ગુણોથી ભરપૂર છે તેથી જ ભગવાન કહેવાય છે બ્રહ્મ સદા ઉપાસ્ય જ છે, જ્ઞેય નથી નિર્ગુણ એટલે સર્વ ગુણોથી રહિત એમ નહી, પણ પ્રાકૃત અથવા હેય ગુણોથી રહિત મગળ ગુણોનો તો પાર જ નહી. માયા એટલે કલ્પિત અથવા અધ્યારોપિત શક્તિ નહીં, પણ સાચી અદ્દભૂત શક્તિ ( અવર્ણનીય ) તે શક્તિ પરિણામો દર્શાવનારી સ્વભાવરૂપા છે કારણ અને કાર્ય એ

એક જ બ્રહ્મની બે સાચી અવસ્થાઓ છે, કારણ અને કાર્યનું અનન્યત્વ અથવા તાદાત્મ્ય આ મત પણ સ્વીકારે છે, પણ તે શબ્દ બીજા અર્થમ વાપરે છે વિશિષ્ટાદ્વૈત પ્રમાણે કાર્ય કારણની એક સાચી અવસ્થા છે કારણ અવસ્થા જેવી સત્ય છે તેવી કાર્ય અવસ્થા પણ સત્ય છે માન કાર્ય કારણમાં ગુપ્ત થાએનુ છે, અનિત્ય થએનુ છે તેથી કારણથી અન્ય નથી એવો વ્યવહાર થાય છે. જીવાત્માનું જ્ઞાન સંકોચવિકાસવાળું, નિત્ય-સિદ્ધ નહી. જીવો અનેક છે. જીવ ઇશ્વરનો વાસ્તવ અંશ છે. જ્ઞાતૃત્વ કર્તૃત્વ, અને ભોક્તૃત્વ પોતાનુ સાચુ રૂપ છે

વિશિષ્ટાદ્વૈત પ્રમાણે કર્મ અને જ્ઞાન બન્ને પરમેશ્વરમા ભક્તિ ઉપજાવે છે વિવેક વિમોક, અભ્યાસ, કલ્યાણ, ક્રિયા, અનવસાદ અને અનુદ્ધર્ષ ઉપયોગી સાધનો છે. આ પ્રાથમિક સાધનો છે તે ઉપ-રાંત ભક્તિ અને પ્રપત્તિ અંતરંગ સાધનો છે ભક્તિ સાધન અને સાધ્ય બન્ને પ્રપત્તિ પણ એકાંતી અને પરમકાંતી મોક્ષ એ વાસ્તવ પ્રાપ્ત કરવા યોગ્ય અવસ્થા છે, તે બ્રહ્મલોકમા પ્રાપ્ત થાય છે આ લોકમાથી ઉત્ક્રાન્તિ થયા પછી મળે છે સાયુજ્ય અથવા સામ્યનો (પરં બ્રહ્મ સાથે) અનુભવ તે મોક્ષ.

અદ્વૈત મત પ્રમાણે બ્રહ્મ એ પરમાર્થ સત્ય છે જગત્ એ મિથ્યા પ્રતીતિ છે, એટલે માયામય કાલ્પનિક છે; અને જીવ અવિકૃત બ્રહ્મ જ છે. અદ્વૈતવાદ પોતાની વિચારશ્રેણી અનુભવની ભૂમિકા ઉપર ઘડે છે.

આપણો સમગ્ર વ્યવહાર, આપણી જ્ઞાનસામગ્રી અને પ્રમાણવાદ ઉપર બંધાયેલો છે પ્રમાણવાદ વડે પ્રમેયની પદ્ધતિ રચાય શ્રી શાંકર સિદ્ધાંતમા સર્વ પદાર્થોનું વર્ગીકરણ બે તત્ત્વોમાં કરવામા આવે છે આત્મા અને અનાત્મા, પ્રમાતા અને પ્રમેય, વિષયી અને વિષય, દ્રષ્ટા અને દૃશ્ય, જ્ઞાતા અને જ્ઞેય આ બન્ને વસ્તુ વિચારથી પૃથક્ અને પરસ્પર વિરોધી ધર્મવાળી જણાય છે, ' જાણનાર ' તે ' જાણ-વાનો ' પદાર્થ ન હોય, ' હું ' તે ' આ ' ન હોય આ સિદ્ધાન્ત

એટલો સ્પષ્ટ, સરળ અને અનુભવયુક્ત છે કે શબ્દપ્રમાણમાં ન માનનારાઓને પણ આ વિષે વાદવિવાદ હોઇ શકે નહિ આમ છતા પણ મામાનું આવરણ એટલું પ્રબળ છે કે આ સત્યનું વ્યવહારમા વિસ્મરણ થઈ જાય છે અને 'હું' પદાર્થના ચૈતન્ય સ્વરૂપ ધર્મનો 'આ' પદાર્થના ધર્મ તરીકે આરોપ થાય છે, અને 'આ' પદાર્થના ધર્મનો 'હું' પદાર્થ ઉપર આરોપ થાય છે, એટલુ જ નહિ પણ 'આ' પદાર્થ 'હુ' પદાર્થ રૂપે ભાસે છે દાખલા તરીકે પ્રત્યેક મનુષ્ય સ્પષ્ટ વિવેક કરી શકે છે કે તે દેહથી જુદો છે. તેનો દ્રષ્ટા છે. દેહમા વૃદ્ધિ વિ. વિકારો થાય છે તેનો સાક્ષી તે છે. છતા પણ "હુ પાતળો છું, ગોરો છું, રોગી છું, નિરોગી છુ, કાળો છુ, આંધળો છુ," એમ સમજી તે વ્યવહાર કરે છે. તે જ પ્રમાણે અ ત:કરણના ધર્મોનુ પણ તે પોતાના ઉપર આરોપણ કરે છે. પોતાની વૃત્તિઓનો પોતે સાક્ષી છે, તેમના ઉપર તે આધિપત્ય પ્રાપ્ત કરી શકે છે, તેમા પરિવર્તન પણ કરી શકે છે તે પણ તે સારી પેઠે જાણે છે સ્થૂલ દેહના, ઇન્દ્રિયોના, અ ત કરણના, અહંકારના સર્વ ધર્મો તે ભિન્ન અનુભવી શકે છે, છતાં તે ધર્મો મારામા છે, અને સાક્ષી ચૈતન્ય કાંઈ નિરાળો પદાર્થ છે, એમ જાણી સર્વ પ્રવૃત્તિ હાથ ધરે છે આ અન્યોન્ય અધ્યાસ અનાદિકાળથી ચાલ્યો આવ્યો છે. આ ચૈતન્યનો અચેતન પદાર્થમા અને અચેતનનો ચૈતન્યમાં પરસ્પર આરોપ સ્વીકારીને જ સર્વ લૌકિક અને શાસ્ત્રીય વ્યવહાર મનુષ્યો કરે છે આવો ભ્રમ સામાન્ય જનો જેઓ અજ્ઞાનના આવરણથી ઢંકાયેલા હોય, તેમને થાય તે તો સ્વાભાવિક છે, પણ મોટા વિદ્વાન ગણાતા પંડિતો જેઓ શાસ્ત્રાર્થમા કુશલ હોય છે, અને સમર્થ વિચારક હોય છે, તેઓ પણ આ ભ્રમને અધીન રહીને જ વર્ત્તન કરે છે. સારમા સઘળો પ્રમાણવાદ અને પ્રમેયવાદ આ મૂળભૂત ભ્રમને યથાર્થ માનીને જ પ્રવૃત્ત થાય છે. આ ભ્રમ બે પ્રકારનો છે, પ્રાતિભાસિક અને વ્યાવહારિક. એક ચંદ્રને ઠેકાણે બે જોવા. રજ્જુમાં

સર્પની પ્રતીતિ, વિ. પ્રાતિભાસિક ભ્રમ, અને 'હું' સ્થૂલ છું, કાળો છુ, પાતળો છુ, જાડો છુ વિ. વ્યાવહારિક ભ્રમ બીજામાંથી પહેલાંની ઉત્પત્તિ અહતા જ આ ભેદનુ મૂળ બીજ છે, આદિ કારણ છે. આ અસત્ય મિથ્યા પ્રતીતિને જ 'અવિદ્યા' એવુ નામ આપવામા આવે છે આ અવિદ્યા સમગ્ર સસારનુ મૂળ કારણ છે. તે નષ્ટ થતાની સાથે જ સસારદૃષ્ટિ, માયા નષ્ટ થઇ જાય છે, અને સર્વત્ર 'બ્રહ્મદૃષ્ટિ થાય છે શ્રી શાંકર સિદ્ધાન્તાનુસાર અધિષ્ઠાન વિના કદી પણ ભ્રમનો અનુભવ થતો નથી આ અધિષ્ઠાન પરબ્રહ્મ છે. તે સચ્ચિદાનંદ સ્વરૂપ છે તે વાસ્તવ વિકાર પામ્યા વિના અવિદ્યા વડે અજ્ઞાની જનોને અન્યથા ભાસે છે શ્રી શાકરસિદ્ધાન્ત બૌદ્ધવાદની માફક નૈરાત્મ્યવાદમા અને શૂન્યવાદમા રામતો નથી, પણ પરમાત્મવાદમાં અને પૂર્ણવાદમાં રામે છે

સર્વ પ્રાણીઓનો અનાત્મ અને નાશવત પદાર્થોમા અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો આત્મભાવ આરૂઢ બળવાળો છે, આ વાત સુપ્રસિદ્ધ છે સુખદુ ખ, મોહશોક, હર્ષ આદિ દ્વદ્વયુક્ત ધર્મો આત્માના નથી, કેમકે આત્મા તો ચૈતન્ય સ્વરૂપ છે. આ બધા ધર્મો જ્ઞેય ક્ષેત્રના છે આકાશમા આપણે ભ્રાતિથી નીલવર્ણનુ આરોપણ કરીએ છીએ, પણ તેથી આકાશ વસ્તુત તેવું બનતું નથી. તે પ્રમાણે આત્મામા અનાત્માના ધર્મોનું અધ્યાસથી આરોપણ કરવાથી જ્ઞાતામાં સસારીપણ કદી વાસ્તવમા ઉત્પન્ન થતું નથી. જ્યા જ્યા અજ્ઞાન, સશય, વિપર્યય અનુભવાય, ત્યાં ત્યા મિથ્યાજ્ઞાન-અવિદ્યાનુ અસ્તિત્વ જાણવુ. અવિદ્યાના આ ત્રણ પરિણામો આપણા અનુભવમા આવે છે, તેથી અનુભવ કરનારનો તે ધર્મ હોઇ શકે નહિ. જો આત્માનો, ક્ષેત્રજ્ઞનો, અગ્નિની ઉષ્ણતા, જળની શીતળતા વિ. જેવો અવિદ્યા વિ ધર્મ હોત, તો આત્માને મોક્ષનો સભવ જ નથી ધર્મ અને ધર્મી હમેશ સહવાસી હોવા જોઇએ અક્રિય, નિરાકાર, નિર્વિકાર, અકર્તા, અભોક્તા,

નિષ્ક્રિય આકાશ જેવા વ્યાપક આત્માનો કોઇ પણ પદાર્થ સાથે વાસ્તવિક સંયોગ અને વિયોગ સંભવતો નથી. શ્રી. ગીતાજીમાં પતિપાદન કરેલું છે કે આ " અવ્યય આત્મા શરીરમાં રહ્યા છતાં કંઇ કરતો નથી અને કશાથી લેપાતો નથી."

આ પ્રમાણે શ્રી. શાંકર અદ્વૈતમાં જ્ઞાતા તે જ્ઞાતા. દષ્ટા તે દષ્ટા, ને જ્ઞેય તે જ્ઞેય ને દશ્ય, બન્ને નિરાળા છતાં અવિભક્ત ભાસે છે, તેનું કારણ અવિદ્યા. જે આ અવિવેકને અધિન થાય તે બદ્ધ જીવ અને જેમાં આ અજ્ઞાન ન હોય તે મુક્ત જીવ. ઇશ્વર માયાધીશ છે તેથી નિત્યમુક્ત છે. જીવનો જે દોષ અવિદ્યા તે ઇશ્વરનો ગુણ માયા જીવ અને ઇશ્વર બન્નેમાં જ્ઞાન સ્વરૂપ અને ચેતન તે અવિકૃત બ્રહ્મ. બન્નેમાં તે સમાન-ઓછુંવત્તું નહીં. ચૈતન્યને ઢાંકે તે અવિદ્યા ને જગત્ રૂપે વિક્ષિપ્ત કરી દેખાડે તે માયા. શ્રી. શાંકર મત પ્રમાણે ચૈતન્ય પદાર્થ જ એક પરમ સત્ય વસ્તુ છે. જ્યારે તે પોતાના સ્વરૂપે પ્રકાશે ત્યારે તેની સંજ્ઞા પરમાત્મા પરબ્રહ્મ છે. જ્યારે ઢાંકયા ઉઘાડા મિશ્ર રૂપમાં ભાસે ત્યારે જીવ અને જ્યારે સર્વાંશે ઢાંકયા રૂપમાં ભાસે ત્યારે વિશ્વ. જે નિમિત્તથી આ ત્રણ ભાવો એક નિરાકાર તત્ત્વમાં ઉત્પન્ન થાય છે, તેને અવિદ્યા કહેવામાં આવે છે. આનું અસ્તિત્વ અનિર્વચનીય છે. અવિદ્યા પરિપૂર્ણ બ્રહ્મ સાથે કેમ રહી શકે તે પ્રશ્ન જ નિરર્થક છે. આપણે જેવું વિશ્વ અનુભવીએ છીએ, અને જે વિરોધાભાસ વચ્ચે આપણે રહીએ છીએ, તેનો સ્વીકાર કરીને જ આપણે આગળ વધવાનું છે. પિંડમાં અને બ્રહ્માંડમાં નિત્ય અને અનિત્ય આ ઉભય તત્ત્વોનો અનુભવ મનુષ્યને થાય છે. આ પ્રત્યક્ષ ભૂમિકા ઉપર જ અનુમાનનો પાયો રચાય, તેનો અનાદર કરીને નહિ. આ અવિદ્યાજન્ય ભ્રમનો ત્યાગ કરવાથી જ પરમાનંદની પ્રાપ્તિ થાય છે, તે તો નિર્વિવાદ છે; તેથી તેનો પ્રયત્ન પહેલો કરવો જોઇએ. અવિદ્યા સ્વયંપ્રકાશ નથી; પરંતુ બ્રહ્મની સત્તાથી સ્ફૂરે છે, અને બ્રહ્માત્મૈકયનો

અનુભવ જાગ્યા પછી પોતાનાં સઘળા કાર્યો સહિત શમી જાય છે. અવિદ્યા બ્રહ્મતત્ત્વની ઉપાધિ છે, વિશેષણ નથી.

એના બે ગુણો છે, એક મૂળ વસ્તુને ઢાંકનારો ને બીજો તેને અન્ય વસ્તુ રૂપે દર્શાવનારો એકને આવરણશક્તિ ને બીજાને વિક્ષેપશક્તિ કહે છે. બન્ને શક્તિઓને જે સાક્ષી તરીકે જોઇ શકે અને જેના અધ્યક્ષરૂપે નહી રહે તે સોપાધિક ચૈતન્ય અથવા ઈશ્વર, અને જે આ બન્નેના કાર્યોમા દબાય તે જીવ અવિદ્યાનો ત્યાગ કરવાથી–સર્વ ભેદન, ભય વૃત્તિઓને દાબી દેવાથી જીવ–બ્રહ્મની એકતાનો અનુભવ થાય છે, કારણ કે બ્રહ્મતત્ત્વના મૂળ સ્વરૂપમા, આ માયાના બળથી કાંઈપણ પરિવર્ત્તન થતુ નથી તે તો અખંડ નિરાકાર, નિર્વિકાર જ રહે છે જ્ઞાનદૃષ્ટિથી આત્મા પ્રત્યક્ષ થતા જ આ જગતરૂપી મિથ્યાભાસ તેની દૃષ્ટિથી દૂર થઈ જાય છે. આ અવિદ્યા માયાનું સ્વરૂપ નિર્ણીત જ નથી. તે સત્ પણ નથી કારણ કે સાત છે, અસત્ પણ નથી કારણ કે તેની પ્રતીતિ અજ્ઞાનાવસ્થામા છે જ, અને એક વસ્તુ એકી વખતે સત્ અને અસત્ હોઈ શકે નહી, તેથી તેને અનિર્વચનીય કહે છે. તેની પીઠમા એક અવિનાશી અને નિત્ય તત્ત્વ છે, તે જ આત્મા એક નાના સરખા કીડામાં તથા દેવોમા તથા પ્રતિભાસ પન્ન મનુષ્યમા પણ તે જ દૈવી તત્ત્વ પ્રકાશે છે આચ્છાદન ઘટ્ટ હોય તો પ્રકાશ થોડો ને આવરણ સૂક્ષ્મ હોય તો પ્રકાશ વધારે. આર્યમતાનુસાર આ એકત્વની ભાવના જ સર્વ નીતિના સિદ્ધાન્તોનો અચળ પાયો છે.

વેદાન્તનો બીજો સિદ્ધાન્ત એ છે કે આ અદ્વૈતનો, એકત્વનો પ્રત્યક્ષાનુભવ કરવો જોઇએ. જ્ઞાન બે પ્રકારનું, પરોક્ષ અને અપરોક્ષ. ...કિંચુ જ્ઞાન ને તે ઉપરથી મનન દ્વારા બુદ્ધિનો નિશ્ચય તે પરોક્ષ- પુસ્તકો વાંચી ચિત્રો જોઈ, કોઇ દેશનું જ્ઞાન સંપાદન કરાય તે પરોક્ષ જ્ઞાન કહેવાય તેથી સંતોષ થાય નહી. મનમા તે દેશ

જોવાની જિજ્ઞાસા ઉત્પન્ન કરે ખરૂં. તેટલો જ તેનો ઉપયોગ. તૃપ્તિ તો દેશને પ્રત્યક્ષ જોવાથી જ થાય. તે જ પ્રમાણે પ્રત્યક્ષ અનુભવ જ જ્ઞાનની ખરી કસોટી છે, અને તેને જ અપરોક્ષ જ્ઞાન કહેવામાં આવે છે. તેથી જ વેદાંતમાં આત્મસાક્ષાત્કાર અને આત્મવિવેક વચ્ચે ભેદ ગણવામાં આવ્યો છે.

આ અનુભવ માટે એકજ ચીજની જરૂર છે, મર્યાદિત અહંતાની વિસ્મૃતિ, સ્થૂળ, સૂક્ષ્મ, કારણ, દેહાધ્યાસની નિવૃત્તિ. આ સંકુચિત ભાવના જ સર્વ દુઃખોનું કારણ છે, અને જ્યાં સુધી આ રહેવાની ત્યાં સુધી દુઃખ પણ રહેવાનું જ. તેનું રૂપ ગમે તે હોય. આ અચળ નિયમનું ઉલ્લંઘન કોઈ દિવસ પણ થઈ શકે તેમ નથી. અહંતાની ભાવનાનો નાશ થતાં વેંત જ વ્યવહારના કલહ, કંકાસ પણ નષ્ટ થાય છે અને તજ્જન્ય દુઃખનો અનુભવ કરવો પડતો નથી. આ ઐક્યનો અનુભવ વેદાંતનું લક્ષ્યબિંદુ છે. આ નિરતિશય આનંદ મનુષ્યની સ્વાભાવિક સ્થિતિ છે. જે જીવાત્મામાં અજ્ઞાનનું આવરણ દૂર થયું હોય તેમને જીવન્મુક્ત કહેવાય છે. તેઓ સંસારીઓની પેઠે આહારવિહારમાં યુક્ત હોય છે. પણ તેમની સર્વ પ્રવૃત્તિ અહંતા મમતા વિનાની હોય છે. રાગ, દ્વેષ, પક્ષપાતરહિત હોય છે. તેઓ સર્વ સંજોગોમાં સમત્વ રાખી શકે છે. તેઓની સર્વ તરફ સમદૃષ્ટિ હોય છે ને નિસ્પૃહ હોય છે. મનને આધિપત્યમાં રાખીને વર્તન કરે છે, બીજાની માફક મનને અધીન થઈને નહિ. જે જીવ મનને વશ હોય તે સંસારી જીવ. જે જીવનો મન ઉપર કાબુ હોય તે અસંસારી. આજ ખરો ભેદ. આવા મુક્ત જીવાત્માઓ સંસારનું ખરૂં સ્વરૂપ જાણતા હોય છે. આભાસના પારદર્શક પડદામાંથી તેઓ આત્માનો અનુભવ સદા કર્યા જ કરે છે. મૃગજળનું સ્વરૂપ સમજાતાં, જોવાથી પણ માણસ છેતરાતો નથી, તેવી રીતે આવા મહાત્માઓ સંસારમાં રહ્યા છતાં, દેહ રાખવા છતાં, સર્વ કર્મો સ્વધર્માનુસાર કરવા છતાં

પણ પોતાની સ્વરૂપનિષ્ઠાનો પરિત્યાગ કરતા નથી તેઓ જગતને આત્માના વિલાસરૂપે ગણે છે અને અનુભવે છે તેમને માટે તે પાપમય કે દુ ખમય નથી પણ આનદમય જ છે સસારી મનોમદ્ધ જીવોને જે દુ ખરૂપ બધીખાનુ છે તે આવા મુક્ત પુરૂષોને સચ્ચિદાનદનુ નિવાસ-સ્થાન છે આ ઉચ્ચતમ આદર્શની સિદ્ધિ તે જ અદ્વૈત તત્વજ્ઞાનનું અ તિમ લક્ષ્ય છે

( અપૂર્ણ )



" બલિરાજાએ પાણીનો કળશો હાથમા લઈને ભગવાનને ત્રણ લોકનુ દાન આપ્યુ તમારાથી એ અગુઠા જેટલુ પણ નથી અપાતુ ! શિરરૂપી ખપ્પરને હાથમા લઈને સમગ્ર સાંસારિક વૃત્તિઓને પ્રભુને અર્પણ કરો જો એ બલા ટળે, જો એ બોઝ માથેથી ઊતરે, તો પછી ઈશ્વરને ઈશ્વરત્વ આપનાર પણ તમે જ છો સૂર્ય અને ચદ્ર પણ તમારા ભિખારી છે લોકો કહે છે કે ભજનમા ચિત્ત નથી ચોટતુ, એકાગ્રતા નથી થતી એકાગ્રતા કયાથી થાય ? કૃપણ જીવ રૂપી વાદરો જગતના પદાર્થોને મૂઠીમાથી તો છોડતો નથી અને પાછો એની એ જ મૂઠીમા રામને પણ લેવા ઈચ્છે છે ! રામ એવો ભોળો નથી કે એમ છેતરાય ! " જહા રામ તહાં કામ નહીં, રામ તહા નહિ કામ " રામ તો એને જ મળે છે કે જે હનુમાનજીની પેઠે હીરાના હારને પણ તોડી ફોડીને ફેંકી દે અને કહે કે " જેમા રામ નથી એવા ઇનામને હુ શુ કરૂ ? ભજન કરતા કરતાં નિર્લજ્જ ચિત્ત માનમા, ખાવા પીવામા, માલમત્તામા કે માનાપમાનમા જાય છે, મૂર્ખ ચિત્તને એટલી પણ સમજણ નથી કે એ વસ્તુઓ ચિન્તવન કરવાની જ નથી ચિન્તવન કરવા યોગ્ય તો એક રામ જ છે. "

સ્વા. રામતીર્થ



# પ્રયાગરાજનો કુંભમેળો

( ગતાંકથી ચાલુ )

પ્રકરણ ૭

લેખક : સ્વા. શ્રી. માધવતીર્થજી



## માન અને પ્રતિષ્ઠા

ગુરૂ વગર જ્ઞાન મળતું નથી. સાધારણ લૌકિક વિદ્યામાં પણ ગુરૂની જરૂર પડે છે, તો અલૌકિક આત્મવિદ્યામાં તો ગુરૂની ખાસ જરૂર પડે છે. ગુરૂ વગર કોઈને જવલ્લેજ જ્ઞાન થાય છે અને એવો કોઈ હોય તો તેણે ગયા જન્મમાં ગુરૂ પાસેથી કેટલુંક જ્ઞાન મેળવી લીધેલું હોવું જોઈએ. ગીતામાં પણ ભગવાને ગુરૂની જરૂર અને શિષ્યનાં લક્ષણ સમજાવેલાં છે. શિષ્યે વિધિવત્ ગુરૂ પાસે જવું, તેને પ્રણામ કરવા, તેની સેવા કરીને પ્રશ્ન પૂછવા અને પોતાની શંકાઓ દૂર કરવી. શિષ્યે ગુરૂ પ્રત્યે બહુ જ માન રાખવું જોઈએ, છતાં એ માનના પરિણામમાં ગુરૂમાં અભિમાન આવે, મંડળી અને અખાડાના અધિષ્ઠાતા થતાં દ્વૈતભાવ ગુરૂમાં રહી જાય તો તે શિષ્યનો દ્વૈતભાવ દૂર કરી શકશે નહિ.

જેમ આત્મસાક્ષાત્કાર માટે આત્માનાં સ્વરૂપલક્ષણ જાણવાની જરૂર છે, તેમ તેમાં પ્રતિબંધક જે કલ્પિત માયા છે તેનું સ્વરૂપ પણ જાણવાની જરૂર છે. એક ગુરૂએ પોતાનું શરીર છોડતી વખતે કહ્યું હતું કે " માયા કલ્પિત તો છે પણ જબરી છે. " જબરી છે, તેનું કારણ એ છે કે તે ખોટી હોવા છતાં સાચી મનાઇ જાય છે, અનિ-

વર્ણનીય છતા વચનના બાણ છોડી શકે છે, જીવ અમર હોવા છતાં તે જાણે કે મરતો હોય તેવુ જણાવે છે, જીવ આનદરૂપ હોવા છતા તેને માત્રી આપી બુમ પડાવે છે, જીવ સર્વવ્યાપક હોવા છતા તેને પરિચ્છિન્ન અવસ્થામા લાવી અનેક રીતે હેરાન કરી મુકે છે

એવી માયાના મુખ્ય ત્રણ રૂપમા છે ૧ પુત્રેષણા, ૨ વિત્તેષણા અને ૩ લોકેષણા એટલે માન અને પ્રતિષ્ઠા પહેલા પ્રકારની માયા જેવી હોય તેમણે વિવાહ જોવા અને તેના ગીત સાભળવા બીજા પ્રકારની માયા જેવી હોય તેમણે થોડા વખત શેર બજારની મુલાકાત લેવી અને સગડીઆનો સગ કરવો તેમનુ કામ પણ પરમાર્થનુ છે, એવી દલીલ તેમની પાસેથી મળી શકશે ત્રીજી પ્રકારની માયા જેવી હોય તેમણે સમાજસેવકનાં વ્યાખ્યાનો સાભળવા અથવા કુભના મેળામા નિકળતી હાથી ઉપર માધુઓની સ્વારી વિગેરેના દર્શન કરવા જોઇએ

જે સાધુ મહાત્માઓ માન અને પ્રતિષ્ઠા છોડવાનો ઉપદેશ આપે છે, તે આટલી કેટલુ માન લે છે, અથવા તેમને કેટલુ માન આપવામાં આવે છે, તેનો પ્રત્યક્ષ અનુભવ કુભના મેળામા નજરે પડે છે

આગળ કહ્યુ તે પ્રમાણે શિષ્યોએ ગુરૂ પ્રત્યે જરૂર માન રાખવુ જોઇએ, અને જેમ બને તેમ ગુરૂની પ્રતિષ્ઠા વધે તેવુ કરવુ જોઇએ, ગુરૂને પ્રભુમય માનવા જોઇએ પણ ગુરૂ જો પોતાની સ્થિતિ સભાળીને ન રહે તો બન્નેનુ કલ્યાણ થતુ નથી એક મહાત્મા થોડા વખત પહેલાં મડલેશ્વર હતા તેમને અનુભવથી એમ લાગ્યુ કે મડલેશ્વર થવામા લોકેષણા રહે છે, દ્વૈતભાવ રહી જાય છે અને આત્મામા નિષ્ઠા થતી નથી, તેથી તેમણે તે પદ છોડીને સાધારણ સ્થિતિ સ્વીકારી છે તે બીજા બધા મડલેશ્વરો પાસે જઇને કહેતા હતા કે ' આ અભિમાની પદ છોડો, અને હાથી ઉપર ચડવાનો મોહ છોડો, નહિતર

સંસારી જીવોની દશા જેવી તમારી દશા થઈ જશે." બીજા એક મંડલેશ્વરને મંડળી વધારવાની એની ઇચ્છા રહેતી કે, એક દિવસમાં તેમણે લગભગ ૨૦૦ નાગાઓને દીક્ષા આપી શિષ્યો કર્યાં. તેમાં કેટલાક તો નાની ઉમરના છોકરાઓ હતા.

એક વખતે એક ઉદાસી પંથના એક મોટા અખાડાના મહંતની પધરામણી મેળામાં હતી. તે વખતે ચાર પાંચ હાથી ઉપર કેટલાક મહંત અને ઉદાસી સાધુએ બેઠા હતા. તેની પાછળ ચાંદીની છડી હાથમાં ધારણ કરેલા તે અખાડાના સાધુઓ, તે પછી મોટરોમાં સાધુઓ, વચમાં વચમાં એ બધાની સંભાળ રાખવા માટે પોલીસની પાર્ટી, અને છેવટે ટ્રૅફિક અટકાવવા સરકારી ઘોડેસ્વારોની એક ફોજ અને ઉંટ ઉપર નગારાં વગેરે મળી એક લાંબું સરઘસ ગોઠવાઈ ગયું હતું. આવાં સરઘસ દરેક મહંતની પધરામણી વખતે નિકળતાં હતાં. તેને જોવા આસપાસ ઘણા માણસો એકઠાં થતા હતા અને મહંત સૌને બે હાથથી આશીર્વાદ આપતા હતા.

સામાન્ય માણસો કે જે જ્ઞાનની ઉંચી વાતો સમજી શકતા ન હોય, તેમને માટે આવા દેખાવથી ભક્તિ વધતી હશે, એવું અનુમાન કરી શકાય; પણ ઉંચી ભક્તિ માટે તો નિવૃત્તિપરાયણ અનુભવી સાધુ પાસે જઈ, સત્સંગ કરી, જીજ્ઞાસુઓએ ઉપદેશ ગ્રહણ કરી પોતાની માયા દૂર કરવી જોઈએ. માયાને જોવાથી માયા ઓછી થઈ શકે નહિ. આવાં દશ્ય વખતે બધાં મળી એક જ તત્ત્વ છે, એક જ વસ્તુ છે, બધા છે જ નહિ, એવી અદ્વૈતની ભાવના તો ભાગ્યે જ કોઈને આવતી હશે. જ્યાં ક્રિયાત્મક ભક્તિનું બહુ જોર હોય છે, ત્યાં દ્વૈત રહી જાય છે, અને જ્ઞાનાત્મક અદ્વૈતભક્તિના વિચાર સ્ફુરી શકતા નથી. જ્યાં અનેક દેખાતા હોય, અનેક માણસો અનેક પ્રકારની વાતો કરતા હોય, ત્યાં એક જ પરમાત્મા છે એવું જ્ઞાન નિશ્ચિન રૂપે રાખવું, એ બહુ મુશ્કેલ કામ છે. જે શિષ્યો મહંતને અને ગુરુને માન આપે છે તે

પોતાને હલકા સમજે છે, અને મહત પણ પોતાને મોટા માનતા હશે એમ અનુમાન કરી શકાય ત્યા બધા બ્રહ્મ રૂપ છે, એક છે એવી ભાવના ઉત્પન્ન થતી નથી, છતા જેમને દેહનુ અભિમાન બહુ હોય, તેમને માટે ગુરૂ પાસે અથવા ઈશ્વર પાસે દીનભાવ રાખવાની જરૂર રહે છે જેમને દેહનુ અભિમાન બહુ હોય તે વૈરાગ્યથી, દીનતાથી, કાઈક ઓછુ કરે છે, અને અભ્યાસી મહત અથવા મડલેશ્વરની સેવા કરી તેમનુ જ્ઞાન સાભળીને પણ ઓછુ કરી શકે છે મહત પણ ધારે તો પોતાની માયા કેટલેક અશે અભ્યાસથી ઓછી કરી શકે છે, અને બાકીની પોતાના શિષ્યો જે કડકડતી ઠડીમા નાગા ફરી તિતિક્ષા સહન કરે છે, તેમનુ જીવન જોઈ કાઈક અશે તેવો વૈરાગ્ય કેળવીને દેહનુ અભિમાન ઓછુ કરી શકે છે એવા હેતુથી અભ્યાસ અને વૈરાગ્યની સગવડ માટે અખાડાની અને મહતના સપ્રદાયોની અને મડળીના આચાર્યોની પરપરા ગોઠવાયેલી હોય તેમ જણાય છે મડલેશ્વરોમા શાસ્ત્રનો અભ્યાસ સારો હોય છે અને અખાડાવાળા ખાખી સાધુઓ મા વૈરાગ્યનુ જોર સારૂ હોય છે તેથી બન્ને એક બીજા પાસેથી પોતાની ખોટ પુરાય તેવા દૃષ્ટાંત લઇ જીવન સુધારી શકે છે. છતા એ હેતુ ધ્યાનમા ન રહે અને વૈરાગ્યવાળા ખાખી અભ્યાસ ન કરે, અને અભ્યાસવાળા મડળીના આચાર્યો જોઈએ તેટલો વૈરાગ્ય ન કેળવે, તો માયા દૂર થતી નથી આવા અખાડાઓમા પુત્રૈષણા રૂપી માયા તો હોતી નથી, પણ કેટનેક અશે વિત્તૈષણા અને ઘણે અશે માન-પ્રતિષ્ઠા ઘુસી જાય છે, અને તે દૂર કરવાની જરૂર છે, એવુ ખાસ ધ્યાન ન રહે તો માયા ઘર કરી જાય છે, અને પછી તે માયા એવી મીઠી લાગે છે કે તેની મીઠાશ આગળ બ્રહ્મની મીઠાશ લેવાની ઉતાવળ રહેતી નથી જેઓએ સસાર બરાબર જોયો ન હોય, તેમની પાસે. ભગવાન પરીક્ષા માટે સસાર મૂકતા હોય એવુ લાગે છે

જેમણે બ્રહ્મની મીઠાશ ચાખી હોય તેવા પણ કોઇ સાધુ મહાત્મા

જોવામાં આવતા હતા, પણ તેમની સંખ્યા બહુ થોડી હોય છે, તેઓને જનસમુદાય ગમતો નથી, વાતો પણ બહુ કરવી ગમતી નથી, તેથી તેમને તો જિજ્ઞાસુઓ શોધે તો જ મળી શકે. એક જગ્યાએ એક તદ્દન નગ્ન સાધુ પદ્માસનવાળી ખુલ્લા મેદાનમાં બેઠા હતા. તેને જમવાનું પણ ભાન નહોતું, બીજા જમાડે અને તેના મોઢામાં ખોરાક પરાણે નાંખે ત્યારે તે પરાણે ગળા નીચે ઉતારતા હતા. વળી કોઈ સ્ત્રીઓ તેને ખવરાવી ચાલી જાય અને બીજી આવે ત્યારે પહેલીએ તે સાધુને કેટલું ખવરાવ્યું હોય તેની ખબર ન હોય એટલે બીજી પણ કાંઈક ખાવાનું લાવીને ખવરાવે. અને તે મહાત્મા કાંઈ બોલતા નહોતા, તેમ જ આંખ પણ ઉઘાડતા નહોતા, અને જે કોઈ પરાણે જે કાંઈ ખવરાવે તે ગળા નીચે પરાણે જવા દેતા હતા. તેની ઉમર લગભગ ૨૦ વર્ષની હશે. તેના દાંત બંધ રહેતા તેથી જમવાનું પરાણે તેના મોઢામાં નાંખવું પડતું હતું. બે ત્રણું કલાક પછી પાછા અમે તે જગ્યાએ ગયા તો તે મહાત્મા તે જગ્યાએ હતા નહિ.

બીજા એક અવધૂત લગભગ ૫૦ વર્ષની ઉમરના હતા. તેમનું શરીર બહુ જ કદાવર, જાડું, અને તદ્દન નગ્ન હતા. તે બહારથી પશુ જેવા લાગતા છતાં, તેની અંદર જ્ઞાન ઠીક જણાતું હતું, અને શાસ્ત્રનો અભ્યાસ હોય તેવું લાગતું હતું. તેની ચેષ્ટા બાળકના જેવી હતી. વાતો પણ કરતા હતા. કેટલીક પંજાબી બ્હેનો એક વાર તેમની પાસે બેસી જ્ઞાનચર્ચા કરતી હતી. ચર્ચા પુરી થયા પછી તે બ્હેનો જવા લાગી એટલે તે અવધૂત મહાત્માએ એક બ્હેનને કહ્યું કેઃ–"તમારે જ્યાં જવું છે ત્યાં તમે બેઠાં છો એમ સમજી લો." તે બ્હેને કહ્યું કેઃ–એ વાક્યનો વધારે ખુલાસો કરો એટલે તે મહાત્માએ કહ્યું કેઃ–" આંધળા બે જાતના હોય છે, એક તો આંખે દેખતા નથી તે અને બીજા આંખે દેખે છે છતાં જેવી વસ્તુ છે તેવી દેખતા નથી તે. તમે ગીતા વગેરે વાંચો છો, બધું પ્રભુમય છે, એમ તમે ઘણીવાર સાંભળ્યું છે, પણ તે પ્રમાણે

વર્તન રાખો ત્યારે જ ગીતાનુ ફળ મળી શકશે "

આ ઉપદેશમા ઘણુ તત્ત્વ સમાએલુ છે એવી વાતો કરનારા અને તે પ્રમાણે રહેનારા મહાત્મા બહુ થોડા હોય છે જિજ્ઞાસુઓએ પણ તેમના જેવી દ્રઢતા ધીરે ધીરે કેળવવી જોઈએ ધ્યાન ન રહે તો મન ધીરે ધીરે માયામાં ફસી જાય છે

એવા એક ત્રીજા મહાત્મા બનારસમા અસિઘાટ ઉપર જોવામાં આવ્યા હતા તેને બધા 'હરિહર બુવા' નામથી ઓળખે છે વૃદ્ધ ઉમર છે, દિગંબર સ્થિતિમા જડભરતની માફક એક હોડીમા બેસી રહે છે પહેલા વાતો કરતા હતા હમણા મૌન રહે છે. લોકો તેમના દર્શનથી કૃતાર્થ થાય છે

જિજ્ઞાસુઓએ નબળી વૃત્તિને અદર પેસવા દેવી નહિ લગભગ ૨૫ વર્ષ પહેલા ઘાટકુપરમા એક જિજ્ઞાસુ એક વિદ્વાન સ્વામી પાસે ઉપદેશ લેતા હતા તે જિજ્ઞાસુમા બુદ્ધિ સારી હતી પણ પુત્રૈષણા અને વિત્તૈષણા તથા લોકૈષણાનુ જોર એટલુ બધુ હતુ કે તે સ્વામીજીને કહેતા કે ' મારે મોક્ષની ઉતાવળ નથી, મને તો બે ત્રણ જન્મ પછી મોક્ષ મળે તો હરકત નથી " એવી નબળી વૃત્તિનુ પરિણામ એ આવ્યુ કે તેમની ૪૫ વર્ષની ઉમરે જ્યારે તેમના ધર્મપત્ની ગુજરી ગયા, ત્યારે બે ત્રણ મોટી ઉમરની દિકરીઓ હોવા છતા પુત્રની ઈચ્છાથી અથવા માયાનુ સુખ પુરુ કરી લેવા માટે ફરીથી પરણ્યા થોડો વખત પછી પોતે અને તેમની નવી સ્ત્રી સ્વર્ગવાસી થયા અથવા ક્યા વાસમા ગયા હશે તેની ખબર નથી પણ એવા ઘણા દ્રષ્ટાંત મળી શકે છે. ઘણા શેઠીઆઓને પૂર્વે કરેલા પુન્યને યોગે આ જન્મમા જે કાઈ સસારની સગવડ મળી હોય, તેવી જ જાણે કે દરેક જન્મમા મળશે એમ માની મોક્ષ માટે કાઇ તૈયારી કરતા નથી તેમને એટલી સમજણ નથી આવતી કે દેહ આવ્યો એટલે દુખ આવવાનુ જ. એક નાની સરખી ફોલ્લી પણ કેટલાકને હેરાન કરી ઘણુ દુખ આપે છે તો

શરીરથી સુખ માનવું એ મોટી ભૂલ છે.

કાઠીઆવાડના એક ફર્સ્ટકલાસ સ્ટેટના એક રીટાયર્ડ થયેલ ન્યાયાધીશ એક વખત કહેતા હતા કે " મને તો કોઈ સલામ કરે એ બહુ ગમે છે, અને એવું ઘણું માન મળે એવો બીજો જન્મ આવે તો શું ખોટું છે ? એમાં તો ખુશી થવા જેવું છે. પણ તે સમજી શકતા નહોતા કે શરીર આવ્યું એટલે દુઃખ આવવાનું જ. જન્મ મરણનાં દુઃખ, રોગનાં દુઃખ, સગાનાં દુઃખ આવે છે. વૃદ્ધાવસ્થાનાં દુઃખ તો હાલ તે ભોગવી રહેલ છે. એ બધાં દુઃખ શરીરની સાથે જ ઉત્પન્ન થાય છે અને તેમાંથી સલામ ભરનારા કોઈ ભાગ પડાવી શકતા નથી.

એવો જ માન-પ્રતિષ્ઠાનો રજવાડી ઠાઠ કુંભના મેળામાં મઠ અને આશ્રમોના મહંતોનો જોવામાં આવે છે. ફેર એટલો કે કેટલેક ઠેકાણે મઠ અને આશ્રમોમાં ભકિત સાથે રહે છે, અને તેથી સંસારી ભાવ બહુ જોર કરી શકતો નથી. અપવાદ તરીકે કોઈ કોઈ ગૃહસ્થ પણ કોઈ કોઇ સાધુઓ કરતાં સારૂં જીવન ગાળે છે, અને ચાર પાંચ દષ્ટાંત તો એવાં નજરે પડે છે કે જ્યાં ગુરૂ ગૃહસ્થી છે અને તેના શિષ્યો સંન્યાસી છે. એ પણ ન બને તેવી વાત નથી. શ્રી રામકૃષ્ણ પરમહંસનો દાખલો તો સૌ કોઈ જાણે છે.

છતાં ગૃહસ્થાશ્રમમાં આત્મજ્ઞાન માટે સામાન્ય રીતે જોઈએ તેટલી સગવડ મળતી નથી અને દ્વૈતભાવ દૂર થઈ શકતો નથી. તેથી જ ઋષિમુનિઓએ વાનપ્રસ્થાશ્રમ અને સંન્યાસ આશ્રમની પદ્ધતિ ગોઠવેલ છે. જો જીવનનું બધું કામ ગૃહસ્થાશ્રમમાં થઈ શકતું હોય તો-તે આશ્રમમાં જ બધાને સાક્ષાત્કાર થઇ શકતો હોય તો બીજા બે આશ્રમની જરૂર રહેત નહિ. ગૃહસ્થાશ્રમમાં અભ્યાસ સારો થઇ શકે છે, પણ વૈરાગ્ય તો શ્રી રામકૃષ્ણ પરમહંસ જેવા કોઇક જ કેળવી શકે છે. સાધુઓમાં ઘણે ભાગે વૈરાગ્ય ગૃહસ્થો કરતાં વધારે સારો જણાય છે, પણ સાથે પુરતો અભ્યાસ ન હોય તો તે પણ સાક્ષાત્કાર

સુધી પહોચી શકતા નથી અને માત્ર સ્થૂળ ભક્તિથી સંતોષ માની અટકી જાય છે.

જેઓ આત્મામાં રમણ કરે છે તેમને જ માયા નડતી નથી, તેમને કોઈ તન્ત્રથી માન કે પ્રતિષ્ઠાની જરૂર રહેતી નથી, કારણ કે તેમની નજરમા બ્રહ્મ સિવાય બીજું કાંઈ દેખાતું નથી. તે પોતે પણ બ્રહ્મ રૂપ હોવાથી એવા મોટા બની જાય છે, કે તેમનાથી બીજા કોઇ મોટા રહેતા નથી. પણ જેને આવું જ્ઞાન નથી હોતું તે બીજી રીતે મોટા થવા ઇચ્છે છે; એટલે કે કોઈ માન આપે તો ઠીક, ન્યુસપેપરોમા વખાણ આવે તો ઠીક અથવા પોતાનો ફોટો કોઇ જગ્યાએ પ્રસિદ્ધ થાય તો ઠીક એવું ઇચ્છે છે. આવા માણસો લોકોને આકર્ષણ કરવા મારે અને મોટા બનવા માટે ઘણા ઉપાયો શોધે છે.

જો માન જોઇતુ હોય તો હાલના કાળમાં તરત મળે તેવુ છે. કોઈ મંડળના પ્રમુખ, સેક્રેટરી અથવા ટ્રેઝરર અથવા મુખ્ય સેવક બની જવુ, અથવા એવુ કોઈ મંડળ હાથમાં ન આવે તો એક નવું મંડળ કરી તેના પ્રમુખ કે સેક્રેટરી થઈ જવુ એટલે વખાણ કરવાવાળા જરૂર મળી આવશે. હિંદુસ્તાનમા નાત અને ધર્મના ભેદ એટલા બધા છે કે કોઈ નવુ મંડળ કાઢવુ એ મુશ્કેલ કામ નથી. પોતાનાથી જે નાના હોય, જે અજ્ઞાની હોય તેમની સેવા કરવા મંડી જાય તો વગર માગ્યે જોઇએ તેટલું માન અને પ્રતિષ્ઠા આપનાર મળી રહેશે અને માન અને પ્રતિષ્ઠા વધશે.

પણ જો માન કે પ્રતિષ્ઠા જોઈતા ન હોય તો પોતાનાથી જેનામા વધારે જ્ઞાન હોય તેની સેવા કરવી જોઇએ. નાનો બાળક પણ કોઈ જો તેની સામું બોલે તો સહન કરી શકતો નથી, પણ કોઇ તેના વખાણ કરે તો ફુલાઇ જાય છે. ગાંડા માણસ રસ્તામા પડેલાં ચીથરા અને પથરા એટલા માટે ભેગા કરે છે કે "મારી પાસે પણ કાંઈક છે" એવું હું બીજાને બતાવી શકું. સ્ત્રીઓ પણ કપડાં અને ઘરેણાથી અને

વાળ સરખા રાખી સુંદર દેખાવાનો અને બીજાનાં વખાણ મેળવવાનો પ્રયત્ન કરે છે, પુરૂષો પણ મોટર, બંગલા, ફરનીચર વગેરે પોતાનો ઠાઠ બીજાને બતાવી પોતે કેવા મોટા છે એવું જણાવવા પ્રયત્ન કરે છે. પુસ્તકોના લેખક પણ પોતે કેવાં સારાં પુસ્તક લખી શકે છે એ બતાવી પોતાની મોટાઈ જાહેર કરે છે, તો પછી કુંભના મેળામાં આવતા મઠધારી અને મંડળીઓના ઉપરી પણ માનની ઇચ્છા રાખે એ સ્વાભાવિક છે. તે બધાનું મૂળ કારણ એ છે કે દરેક જીવ પોતે આત્મસ્વરૂપે બ્રહ્મરૂપ છે, તેનાથી મોટો બીજો કોઈ નથી, પણ તેની ખબર નથી, તેથી એ સ્વરૂપ માયા દ્વારા પણ બહાર પ્રગટ થવા મથે છે.

અહંકાર એ એક એવું તત્ત્વ છે કે આપણે જાણીએ કે અહંકાર નીકળી ગયો ત્યારે પણ તે ગુપ્ત રીતે કોઇ જગ્યાએ પડયો હોય છે. અને પ્રસંગ આવ્યે પ્રગટ થઈ જાય છે. કોઇને માન ગમતું ન હોય તેમને કોઈ એમ કહે કે "આપ તો એવા મોટા છો કે આપને કોઇ માન આપે તે પણ ગમતું નથી" એમ કહેવું એ પણ એક પ્રકારનું માન છે.

ગીતામાં દશમા અધ્યાયમાં ભગવાને કેટલું "હું હું" કરેલ છે. ભગવાન કહે છે કે સૂર્ય હું છું. હિમાલય હું છું વગેરે વિભૂતિયોગ તો હુંથી જ ભરેલો છે. પણ એવું સમષ્ટિ અભિમાન બાધક નથી. પણ થોડામાં અભિમાન રાખવું અને મોટા થવું એ આત્મજ્ઞાનમાં બાધક છે. "બધા હું છું" એવું અભિમાન જેને હોય તેનાં તો ભગવાન પણ વખાણ કરે છે. શુકદેવજીએ પણ પરીક્ષિત રાજાને ઉપદેશ કહેલ છે કે "બ્રહ્મ છું એમ સમજી લે અને તું દેહ છે એવી પશુબુદ્ધિ છોડ," ઘડો બોલે કે "હું માટી છું" એમાં કાંઈ અભિમાન નથી. એ તો પોતાનું સ્વરૂપ છે, માટે અભિમાનનું સ્વરૂપ સમજીને સાચું અભિમાન રાખતાં આવડે તો મોક્ષનું સુખ મળે છે અને ખોટું અભિમાન લાગી જાય તો માયાનું સુખ મળે છે.

## સાધુ મહાત્માઓની સ્વારી

કુંભના મેળાનો મુખ્ય ઉત્સવ સંક્રાંતિને દિવસે પહેલા સ્નાનનો હતો. તેની તૈયારી સવારના બે વાગ્યાથી ચાલુ થઈ ગઈ હતી. ત્રણ વાગે સૂર્ય કુંભ રાશિમાં આવતો હોવાથી કેટલાક સવારના ત્રણ વાગે ત્રિવેણીમાં સ્નાન કરવા ગયા હતા; પણ રીતસર અખાડાવાળાઓની અને મંડલેશ્વરોની સ્વારી સવારના ૭ થી શરૂ થઈ હતી, અને સ્નાન માટે સૌના વારા નક્કી કરેલ હોવાથી એ કામ આખો દિવસ લગભગ ચાલ્યું હતું. પહેલાં નિર્વાણી અખાડાના સાધુઓ, ખાખીઓ, નાગા, પછી મંડલેશ્વરો, પછી સંન્યાસીઓ વગેરે હતા. જુના અખાડાવાળાની સ્વારીમાં સાધ્વી માતાજીઓ પણ લાઇનસર બબ્બેની હારમાં ગોઠવાઈ ગઈ હતી.

ઠંડી હતી પણ ઠંડીનો વિચાર કરવાનો કોઈને વખત નહોતો. ભાવિક લોકો ત્રિવેણીમાં સ્નાન કરવાથી થતા પુન્યના વિચારમાં ઘેલા થઇ ગયા હતા. સ્વારીમાં નિકળેલા મહંતો અને તેમની મંડળીઓ વગેરે દશ્ય બન્યા હતા અને તેમને જોવા વાળા માણસો દૃષ્ટા બન્યા હતા. અથવા જોવાવાળાને પણ સ્વારીના માણસો જોતા હતા, તેથી બધા દૃષ્ટા બન્યા હતા અને બધા દશ્ય બન્યા હતા; જાણે કે ભગવાન પોતેજ દૃષ્ટા બનીને અને દશ્ય બનીને ધાર્મિક નાટક કરતા હોય તેવું દેખાતું હતું. દરેક માણસમાં રહેલ પરમાત્મા પોતાની દૃષ્ટિએ ભોક્તા હતા અને બીજાની દૃષ્ટિએ ભોગ્ય હતા. તેમની સંખ્યા ઘણી હોવાથી ભીડ઼ી ઘણી હતી પણ પોલીસનો બંદોબસ્ત સારો હોવાથી ટ્રા. ફિકઃ જેવું જણાતું નહોતું.

આ પ્રસંગ દર્શનભક્તિનો વિષય છે. લોકોના ટોળાં અનેક મહાત્માઓનાં દર્શન કરવા માટે અને તેમના ચરણની રજ લેવા માટે ભેગાં થયાં હતાં હિંદુસ્થાનમાંથી દરેક સ્થળેથી માણસો આવ્યા હતા. હિંદુસ્થાન એ એક દેશ છે એ આવા પ્રસંગે સિદ્ધ થાય છે. હિંદુસ્થાનની

જનાઓના ૪ ધામે, તે ઉપરાંત કાશી અને પ્રયાગરાજ જેવા તીર્થ-સ્થળોએ લાખો યાત્રાળુઓ આવે છે અને પરસ્પર મળીને ધર્મનો પ્રચાર કરે છે આવા સ્થળો ગંગાને કાંઠે અને હિમાલયમા પણ ઘણા છે તે નૂ હોય તો હિંદુઓનું હિંદુત્વ પ્રત્યક્ષ બતાવી શકાય નહિ

પહેલી સ્વારી સ્નાન કરવા ગયા પછી બીજી સ્વારી નીકળી હતી, તેમા પણ પહેલી સ્વારીની માફક હાથી ઉપર મહતો, મડલેશ્વરો, કોઈ પાલખીમા, કોઈ મોટરમા, કોઈ બે ઘોડાવાળી ગાડીમાં હતા. તેમા નિરંજન અખાડાની અને જુના અખાડાની જમાતો હતી, તેમા નાગાની સખ્યા ઘણી હતી જુના અખાડાવાળા પોતાને પહેલી પંક્તિમા માને છે, તેથી સમષ્ટિ વખતે તેમના મડલેશ્વર પોતાને પહેલી ગાદી ન મળવાથી ભાગ લેતા નથી

તે પછી વૈરાગી, દિગબરી, છોટા પચાયતી, મોટા પચાયતી નિર્મળા વગેરે અખાડાની સ્વારીઓ વાંગે ફરતી આવતી હતી, અને સ્નાન કરી બીજે રસ્તેથી પાછી વળતી હતી કેટલાક નાગા સાધુઓ હાથમા તરવાર નાખી પટ્ટા ખેલતા હતા કેટલાક મગદળ ફેરવી પોતાની કસરત અને ચાલાકી બતાવતા હતા. આ બધુ સ્થૂલ ભક્તિવાળાને માટે, શરૂઆતની ભક્તિવાળાને માટે ઉપયોગી થાય તેવુ હતુ જેમની આંખો વારંવાર સંસારના ભોગ વિલાસો જોઈ તેનાથી ટેવાઈ ગયેલ હોય, તેમને માટે નવાં અને સારાં ધાર્મિક સ્વપ્ના લાવવા માટે આવા દશ્યોની જરૂર છે. સાધુઓ એ ભગવાનની હરતીફરતી મૂર્તિઓ છે અને તેમના દર્શનથી સંસારના દશ્યોથી ઉત્પન્ન થયેલા મનોરથો અને ભાવનાઓની સત્તા ઓછી થવા લાગે છે જેને સત્સંગની ઈચ્છા હોય તેમને જોઈએ તેવો સત્સંગ તેમના અધિકાર પ્રમાણે કુંભના મેળામા મળી શકે છે આ મેળો આખી પૃથ્વી ઉપર મોટામા મોટો ધાર્મિક મેળો માનવામા આવે છે.

આવે પ્રસંગે સાધુઓની જમાતોનું સગઠ્ઠન થાય છે નવા સાધુ

થતું હોય તેમને દીક્ષા આપવામાં આવે છે. ધર્મમાં કોઈ સુધારા કરવા હોય તેની ચર્ચા પણ થાય છે. જ્યોતિર્મઠના નવા નિમાયેલ શંકરાચાર્યની ગાદી કયા ક્રમમાં રાખવી તેની પણ ચર્ચા થતી હતી. દશનામી સંન્યાસીઓના નામમાં તીર્થ, આશ્રમ સરસ્વતી, ગિરિ, પુરી, ભારતી, અરણ્ય, વન, પર્વત અને સાગર રહે છે. આદિ જગદ્‌ગુરુ શ્રી શંકરાચાર્યે વૈદિક ધર્મની રક્ષા માટે અને પ્રચાર માટે એક મંડળ બનાવી પોતે તેમની સાથે આર્યાવર્તમાં ભ્રમણ કર્યું હતું, તે પ્રથા આજ સુધી નવા રૂપે ચાલી આવે છે.

છતાં આ મેળામાં કેટલાક નામધારી સાધુઓ પણ હોય છે. કેટલાકને કામ કરવું ગમતું ન હોય, ગરીબાઇ હોય અને કમાવાની ધિ ગમતી ન હોય તે પણ ઝટ ભગવાં કપડાં પહેરી સાધુ બની ..છે. આવા સાધુઓ સમાજને બોજારૂપ થાય છે.

અમારી બાજુની છાવણીમાં ઘણી વાર કેટલાક શિષ્ય–સાધુઓ સવારમાં એવી બૂમ પાડતા હતા કે " અમારા મહારાજની પૂજા ફકત પાંચ રૂપિઆની ભેટથી થઈ શકે છે " એ ઉપરથી એમ જણાતું હતું કે બીજી છાવણીમાં પૂજા માટે વધારે ભેટ જોઈતી હશે. જેમ વૈષ્ણવના મહારાજ ગુજરાત અને કાઠિઆવાડમાં કોઇને ઘેર પગલાં કરી ભેટ ઉઘરાવે છે તેવું કાંઈક આંહી પણ જણાય છે.

એક વખત ગુજરાતમાં ફરતા પુષ્ટીમાર્ગના એક વૈષ્ણવ મહારાજને એક તેના ભક્તે કહ્યું હતું કે " મહારાજ, આપ ભેટ લેવા માટે ફરો છો, પણ અમારા મનની શંકાઓ તો એમને એમ રહી જાય છે, અને આ માયામાંથી કેમ નીકળવું તેની ખબર પડતી નથી. " તે મહારાજ વિદ્વાન હતા તેથી તેમણે જવાબ આપ્યો કે પહેલાં તારી જે શંકા હોય તે પૂછ, પછી તારે ભેટ કરવી હોય તે કરજે, નહિતર મારે ભેટની પણ જરૂર નથી.

માટે શિષ્યોને જ્યારે ગુરુ પાસે જવાનુ થાય ત્યારે તન, મન, ધનથી સેવા જરૂર કરવી જોઇએ કારણ કે તે સિવાય ગુરુના આશ્રમો નભી શકતા નથી પણ સાથે સાથે પ્રશ્ન પૂછીને પોતાની શકાઓનો ખુલાસો મેળવી લેવો જોઇએ.

બહુ ઊચી કોટિના જિજ્ઞાસુઓ માટે જેને આત્માનો આનદ લેવા માટે અતર્મુખ વૃત્તિ કરવી હોય, તેમને માટે કુંભના મેળાની પ્રવૃત્તિઓમા વિક્ષેપ લાગે તેવુ છે છતાં જેઓને શાતિથી નિવૃત્તિપરાયણ રહેવાની ઇચ્છા હતી, તેઓ ગગાને સામે કાઠે ઝુંશીમા પર્ણકુટીઓ બાંધી રહેતા હતા પ્રયાગરાજ એ બધા તીર્થોનો રાજા છે. અહીનુ વાતાવરણ એકદરે પવિત્ર છે ત્રિવેણી સંગમ એટલે ગગા, જમના અને સરસ્વતીનો સગમ અહી થાય છે આ તીર્થે શ્રી રામચદ્રજી ભરદ્વાજ ઋષિના આશ્રમે આવ્યા હતા અહી તેમણે કેવટના ઉપર અનુગ્રહ કર્યો હતો. અહી બુદ્ધ ભગવાને ઉપદેશ આપ્યો હતો આ જગ્યાએ શ્રી ચૈતન્ય મહાપ્રભુએ રૂપ ગોસ્વામિને ઉપદેશ આપ્યો હતો, અને મહારાજા હર્ષે ઘણુ દાન કર્યુ હતું.

વળી ગગાજળનો મહિમા તો હિદુસ્થાનમા જાણીતો છે ગગાનું જળ શ્વેત, સ્વાદવાળુ, સ્વચ્છ, રૂચિકર, પથ્ય, ભોજન પચાવે તેવુ, પાચકશકિત વધારે એવુ, પાપને હરવાવાળુ, તનસને શાત કરવાવાળુ અને બુદ્ધિને વધારનાર છે

બીજ સ્નાનને દિવસે એટલે તા ૧૬-૧-૪૨ ના રોજ ભગવાને ભક્તોની ખૂબ કસોટી કરી હતી તા ૧૫ મી થી વરસાદ શરૂ થયો હતો, તેથી ઉપરથી ઠડી અને વરસાદ, અને સવારમા ઠડા જળમા સ્નાન કરવાનુ વ્રત હોવાથી નાગા સાધુઓ ધ્રુજતા ધ્રુજતા પણ "હરહર મહાદેવ શભો, જય કાશીવિશ્વનાથ ગગે " એમ બોલતા તાઢની બિલકુલ દરકાર કર્યા વગર, શરીરની દરકાર કર્યા વગર, ઠડી સહન કરી ન્હાવા જતા હતા ચારે બાજુ વરસાદથી ગગાની ચીકણી માટી ભીની થઈ

ગયેલી હોવાથી બહુ ઉતાવળીઆ લપસી જતા હતા અને બહુ ધીરા ને પાછળ ન્હેલા જલદી આગળ ચાલવા માટે પોકારતા હતા. મુંબઈ જેવા શહેરના માણસો કે જે થોડીક ઠંડીથી ન્યુમોનિઆ થઈ જવાથી બીતા હોય છે, તેમને આવા દિગંબર સાધુઓની તિતિક્ષા જોવા જેવી હોય છે.

જે મંડળેશ્વરો માન અને પ્રતિષ્ઠા લેતા હોય તેમને પણ આવી ઠંડીમા તેમના શિષ્યો—નાગાઓ સાથે ફરજીઆત સ્નાન માટે જવું પડે છે, તેથી તેઓ પણ મુશ્કેલી ભોગવીને સાથે નીકળ્યા હતા.



# શ્રી લઘુ વાસુદેવમનન

(ગતાંકથી ચાલુ)

## અષ્ટમ વર્ણક



શિષ્યઃ-તેવીજ રીતે હવે જ્ઞાનેન્દ્રિયોનાં લક્ષણો કહી સંભળાવશો ?

ગુરુઃ-અનુક્રમે વર્ણન કરું છું તે સાંભળ.

જ્ઞાનેન્દ્રિયોનાં લક્ષણો.

પ્રથમ શ્રોત્ર ઇન્દ્રિય સમજાવું છું. દિશારૂપ અધિષ્ઠાન દેવતાની પ્રેરણાથી પ્રેરાઈને કર્ણ પ્રદેશ (ભાગ) માં અવચ્છિન્ન (મર્યાદિત-રોકાયેલા) થયેલા આકાશના પ્રદેશમાં રહીને અઢાર ભાષા અને વેદશાસ્ત્રોનું શબ્દજ્ઞાન જેને થાય છે તે શ્રોત્રેન્દ્રિય.

શિષ્યઃ-એની પરીક્ષા કેવી રીતે કરવી ?

ગુરુઃ-કર્ણપ્રદેશમાં રહેલા આકાશને જ એ જ્ઞાન થાય છે. એમ કોઈ શંકા કરે તો સુષુપ્તિ અને મૂર્ચ્છા વગેરે સમયે પણ એ અવિચ્છન્ન આકાશનો પ્રદેશ વિદ્યમાન હોય છે, પણ શબ્દગ્રહણ કરતું નથી, તેથી કર્ણ પ્રદેશ કરતાં કર્ણેન્દ્રિય પૃથક્ છે એમ એની પરીક્ષા થાય છે.

શિષ્યઃ-ત્વચા ઈન્દ્રિય કઇ ?

ગુરુઃ-વાયુરૂપ અધિષ્ઠાન દેવતાથી પ્રેરાઈને ત્વચામાં સર્વત્ર વ્યાપીને શીત, ઉષ્ણ, મૃદુ, કઠિન, કર્કશ એવા અનેક જાતના સ્પર્શને જે

ગયેલી હોવાથી બહુ ઉતાવળીઆ લપસી જતા હતા અને બહુ ધીગા ને પાછળ રહેલા જલદી આગળ ચાલવા માટે પોકારતા હતા. મુંબઈ જેવા શહેરના માણસો કે જે થોડીક ઠંડીથી ન્યુમોનિઆ થઈ જવાથી બીતા હોય છે, તેમને આવા દિગંબર સાધુઓની તિતિક્ષા જોવા જેવી હોય છે.

જે મંડળેશ્વરો માન અને પ્રતિષ્ઠા લેતા હોય તેમને પણ આવી ઠંડીમાં તેમના શિષ્યો-નાગાઓ સાથે ફરજીઆત સ્નાન માટે જવું પડે છે, તેથી તેઓ પણ મુશ્કેલી ભોગવીને સાથે નીકળ્યા હતા.



# શ્રી લઘુ વાસુદેવમનન

(ગતાંકથી ચાલુ)

## અષ્ટમ વર્ણક

卐

શિષ્યઃ-તેવીજ રીતે હવે જ્ઞાનેન્દ્રિયોનાં લક્ષણો કહી સંભળાવશો ?

ગુરુઃ-અનુક્રમે વર્ણન કરૂં છું તે સાંભળ.

**જ્ઞાનેન્દ્રિયોનાં લક્ષણો.**

પ્રથમ શ્રોત્ર ઇન્દ્રિય સમજાવું છું. દિશારૂપ અધિષ્ઠાન દેવતાની પ્રેરણાથી પ્રેરાઇને કર્ણ પ્રદેશ (ભાગ) માં અવચ્છિન્ન (મર્યાદિત-રોકાયેલા) થયેલા આકાશના પ્રદેશમાં રહીને અક્ષર ભાષા અને વેદશાસ્ત્રોનું શબ્દજ્ઞાન જેને થાય છે તે શ્રોત્રેન્દ્રિય.

શિષ્યઃ-એની પરીક્ષા કેવી રીતે કરવી ?

ગુરુઃ-કર્ણપ્રદેશમાં રહેલા આકાશને જ એ જ્ઞાન થાય છે, એમ કોઇ શંકા કરે તો સુષુપ્તિ અને મૂર્છા વગેરે સમયે પણ એ અવિચ્છન્ન આકાશનો પ્રદેશ વિદ્યમાન હોય છે, પણ શબ્દગ્રહણ કરતું નથી, તેથી કર્ણ પ્રદેશ કરતાં કર્ણેન્દ્રિય પૃથક્ છે એમ એની પરીક્ષા થાય છે.

શિષ્યઃ-ત્વચા ઇન્દ્રિય કઇ ?

ગુરુઃ-વાયુરૂપ અધિષ્ઠાન દેવતાથી પ્રેરાઇને ત્વચામાં સર્વત્ર વ્યાપીને શીત, ઉષ્ણ, મૃદુ, કઠિન, કર્કશ એવા અનેક જાતના સ્પર્શને જે

જાણે છે તે ત્વચા ઇન્દ્રિય છે. ત્વચાને જ એ જ્ઞાન થાય છે એમ જો કોઇ કહે તો સુષુપ્તિ વગેરે અવસ્થામાં ત્વચા હોવા છતાં પણ એ સ્પર્શને જાણતી નથી, તેથી એ ત્વચા જ ઇન્દ્રિય નથી.

શિષ્ય –હવે ચક્ષુ ઇન્દ્રિયની સમજણ કરાવો.

ગુરુ –સૂર્યરૂપ અધિષ્ઠાન દેવતાથી પ્રેરાઇને આંખની કાળી કીકીના અગ્રભાગમાં રહીને આસ્માની, ધોળું, ગતું, પીળું, લીલું, સ્થૂલ, સૂક્ષ્મ, હ્રસ્વ, દીર્ઘ, એમ અનેક પ્રકારના રૂપને જે જાણે છે તે ચક્ષુ ઇન્દ્રિય છે..

આંખની કાળી કીકીને જ એ જ્ઞાન થાય છે એમ કોઇ કહેતું હોય તો સુષુપ્તિ વગેરે અવસ્થામાં એ વિદ્યમાન હોવા છતાં પણ એ જોઇ શકતી નથી તેથી એ ચક્ષુ ઇન્દ્રિય નથી એમ નક્કી થાય છે.

શિષ્ય –રસના ઇન્દ્રિય કેવી રીતે ઓળખવી ?

ગુરુ–વરુણરૂપ અધિષ્ઠાન દેવતાની પ્રેરણા વડે રસનામાં આશ્રિત થઇને મધુર, તીખું, ખારું, ખટું વગેરે છ રસને જે જાણે છે તે રસના (સ્વાદ) ઇન્દ્રિય છે. રસના (જીવ્હા) ને જ એ જ્ઞાન થાય છે એમ કોઇ કહેતુ હોય તો સુષુપ્તિ વગેરે અવસ્થામા રસના (જીવ્હા) વિદ્યમાન હોવા છતા પણ તે વખતે એ રસનો સ્વાદ જાણતી નથી, તેથી તે કેવલ રસના જ ઇન્દ્રિય નથી.

શિષ્ય –ઘ્રાણેન્દ્રિય કઇ છે ?

ગુરુ–અશ્વિની દેવતાની પ્રેરણા વડે નાસિકાના અગ્રભાગમાં રહીને જે સુગન્ધિને તથા દુર્ગન્ધિને જાણે છે તે ઘ્રાણેન્દ્રિય છે. નાસિકાનો અગ્ર ભાગ જ જાણે છે એમ માનીએ તો સુષુપ્તિ વગેરે અવસ્થામા એ વિદ્યમાન હોવા છતાં પણ જાણતો નથી. તેથી એ ઘ્રાણેન્દ્રિય નથી. આવી રીતે જ્ઞાનેન્દ્રિયોના લક્ષણો પૂરાં થયાં.

હવે કર્મેન્દ્રિયોના લક્ષણો કહું છું તે સાંભળ

કર્મેન્દ્રિયોનાં લક્ષણો.

(૧) વાચાઃ-અગ્નિરૂપ અધિષ્ઠાન દેવતાની પ્રેરણા વડે તાળવાનું મૂળ, ઉપર અને નીચેના હોઠ, કંઠ, હૃદય અને નાભિ વગેરે

સ્થાનનો આશ્રય લઇને પૂર્વોક્ત નાના પ્રકારના શબ્દોના ઉચ્ચાર જે કરે છે તે વાચા ઇન્દ્રિય કહેવાય છે. સુષુપ્તિ આદિ અવસ્થામાં તાલુ વગેરે સ્થાનો વિદ્યમાન હોવા છતાં પણ એ અક્ષરોનો ઉચ્ચાર કરતાં નથી, તેથી તે (સ્થાનો) વાક્ ઇન્દ્રિય નથી.

(૨) હાથઃ-ઇન્દ્રરૂપ અધિષ્ઠાન દેવતાની પ્રેરણાવડે કરતલ (હથેળી) નો આશ્રય કરીને લેવા દેવાની જે ક્રિયા કરે છે તે હસ્ત ઇન્દ્રિય છે. સુષુપ્તિ વગેરે અવસ્થામાં હથેળી વિદ્યમાન હોવા છતાં પણ એ દેવાલેવાની ક્રિયા કરતી નથી તેથી એ હસ્ત ઇન્દ્રિય નથી.

(૩) ચરણઃ-ઉપેન્દ્રરૂપ અધિષ્ઠાન દેવતાની પ્રેરણા વડે પગનાં તળીઆંને આશ્રયે રહીને જે ગમનક્રિયા કરે છે તે ચરણ ઇન્દ્રિય છે. સુષુપ્તિ વગેરે અવસ્થામાં એ વિદ્યમાન હોવા છતાં પણ તે ગમનાદિ કર્મ કરતા નથી, તેથી તે ચરણ જ ઇન્દ્રિય નથી.

(૪) વાયુઃ-મૃત્યુરૂપ અધિષ્ઠાન દેવતાની પ્રેરણા વડે મલત્યાગની ક્રિયા વગેરે કરે છે તે પાયુ ઇન્દ્રિય છે; સુષુપ્તિ વગેરે અવસ્થામાં એ વિદ્યમાન હોવા છતાં પણ પાયુ એ ક્રિયા કરતું નથી, તેથી એ પાયુ જ ઇન્દ્રિય નથી.

(૫) ઉપસ્થઃ-પ્રજાપતિરૂપ અધિષ્ઠાન દેવતાની પ્રેરણાવડે યોનિ અને લિંગનો આશ્રય કરીને જે શુક્લ, શોણિત તથા મૂત્રવિસર્જન કરે છે તે ઉપસ્થ ઇન્દ્રિય છે. સુષુપ્તિ આદિ અવસ્થામાં સ્ત્રીપુરૂષનાં ગુહ્યાંગો વિદ્યમાન હોવા છતાં પણ તે વિસર્જન કરતાં નથી, તે ઉપસ્થ તે ઉપસ્થજ ઇન્દ્રિય નથી. આવી રીતે કર્મેન્દ્રિયોનું વર્ણન થયું.

હવે પંચ પ્રાણનાં લક્ષણ કહીએ.

**પંચ પ્રાણનાં લક્ષણો.**

(૧) પ્રાણઃ-વિશિષ્ટ નામના અધિષ્ઠાન દેવતાની પ્રેરણા-વડે હૃદયમાં રહીને જે ઉચ્છ્વાસ કરે છે તે પ્રાણ છે.

(૨) **અપાન** –વિશ્વસૃટ નામના અધિષ્ઠાન દેવતાની પ્રેરણાવડે ગુદામા રહીને નિશ્વાસ કરે છે તે અપાન છે.

(૩) **વ્યાન** –વિશ્વયોનિ નામના અધિષ્ઠાન દેવતાની પ્રેરણાવડે આતર બાહ્ય શરીરમા રહીને ઇન્દ્રિયોને જે બળ આપે છે તે વ્યાન કહેવાય છે.

(૪) **ઉદાન**–અજ નામના અધિષ્ઠાન દેવતાની પ્રેરણા વડે કંઠમા રહીને સુષુપ્તિ અવસ્થામા ઇન્દ્રિયોનો પોતપોતાનાં ગોલકમા લય કરે છે, અને જાગ્રત અવસ્થામા પુન ઇન્દ્રિયોને ગોલકમા સ્થાપન કરે છે, તેમજ ઉત્ક્રમણ ( મૃત્યુ પછીની ઉત્ક્રાન્તિ–ઉર્ધ્વગમન ) કાળે ઇન્દ્રિયોને સાથે લઇને જે લોકાન્તરમાં પ્રયાણ કરે છે તે વાયુ ઉદાન છે.

(૫) **સમાન** – જય નામના અધિષ્ઠાન દેવતાની પ્રેરણા વડે નાભિ પ્રદેશમા રહીને જે ભક્ષ્ય, ભોજ્ય, ચોષ્ય અને લેહ્યરૂપ ચાર પ્રકારના અન્નને જઠરાગ્નિમા પચાવીને શરીરને પુષ્ટ કરે છે તે સમાન વાયુ છે આ રીતે પચ પ્રાણોનુ વિવરણ થયું.

**પચ ઉપપ્રાણનાં લક્ષણો.**

નાગ, કૂર્મ, કૃકર, દેવદત્ત અને ધનજય એમ બીજા પાચ વાયુ (પ્રાણ) છે, એમ (અન્ય ગ્રંથોમા) સાભળીએ છીએ તેઓનો પ્રથમના પચ પ્રાણોમા અન્તર્ભાવ માનવામાં આવે છે. તેમા નાગ ઉનરી કરાવે છે, કૂર્મ આખને ઉઘાડવા મીચવાનું તથા ઉપર નીચેના હોઠને બધ ઉઘાડ કરવાનુ કામ કરે છે, કૃકર સુધા લગાડે છે અને દેવદત્તને લીધે બગાસા આવે છે. ધનજય વાયુ શરીરને ફુલાવે છે.

**અન્ત કરણ ચતુષ્ટય-નાં લક્ષણો**

હવે અન્ત કરણ ચતુષ્ટયમા મન, બુદ્ધિ, અહકાર અને ચિત્ત છે એમ સમજ એમા મન ચદ્ર દેવતાના અધિષ્ઠાન વડે કંઠમા આશ્રય કરીને સકલ્પવિકલ્પ કરે છે,

બ્રહ્મા (ચતુર્મુખ)ના અધિષ્ઠાન વડે બુદ્ધિ મુખ (મુખાકૃતિ–ચ્હેરા)નો આશ્રય કરીને નિશ્ચય કરે છે;

રુદ્રના અધિષ્ઠાન વડે હૃદયમાં આશ્રય કરીને અહંકાર અભિમાન કરે છે;

ક્ષેત્રજ્ઞ રૂપે વિષ્ણુથી અધિષ્ઠિત થઇને નાભિમાં આશ્રય કરીને ચિત્ત અવધાન (ચિંતન–સ્મરણ) કરે છે.

આ લિંગ (સૂક્ષ્મ) શરીરને કોઇ શ્રુતિ સોળ અવયવવાળું કહે છે, તેમાં અંતઃકરણને એક જ સમજવાનું છે. કોઈ બીજી શ્રુતિમાં સત્તર અવયવોવાળું કહ્યું છે, તેની દષ્ટિએ મન અને બુદ્ધિ એમ બે પ્રકારનું સમજવાનું છે. વળી કોઇ અન્ય શ્રુતિ તેને ઓગણીસ અવયવોવાળું પણ કહે છે, તેમાં અન્તઃકરણને ચાર પ્રકારનું સમજવાનું છે. આવી રીતે આ લિંગ શરીરનો નિર્ણય થયો.

**કારણ શરીરનું વિવેચન.**

હવે કારણ શરીરનું વર્ણન કરીએ. અજ્ઞાન એજ કારણ શરીર છે; અને સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરોનું એ કારણ છે. જીવ અને ઈશ્વરનું પણ એ પ્રથમ શરીર છે, અને પાછળથી થનારાં બન્ને શરીરોનું પણ એને જ કારણ સમજવાનું છે.

" अज्ञानं कारण मिति "–અજ્ઞાન એજ કારણ છે, એવું એ વિષયમાં શ્રુતિનું પ્રમાણ છે. કાર્ય ઉપરથી કારણનું અનુમાન થાય છે એવી યુક્તિ છે. અને अहम् अज्ञः હું અજ્ઞાની છું એવો અનુભવ પણ ( સર્વત્ર જોવામાં આવે ) છે.

**આત્માનાં સત-ચિત અને આનન્દ લક્ષણ.**

*શિષ્ય:–પ્રભો ! આત્મા ત્રણે શરીરોથી વિલક્ષણ છે એમ ઓળખવા માટે પ્રથમ ત્રણે શરીરોનું લક્ષણો વડે જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ, તેમજ આત્મા પણ લક્ષણો વડે ઓળખવો જોઇએ એમ મને લાગે છે.*

ગુરુ:–સાંભળ; એ (આત્મા) પરિપૂર્ણ બ્રહ્મ જ છે; અને બ્રહ્મ જ

પ્રત્યક્ (અન્તર્યામી) આત્માનુ સ્વરૂપ છે, એમ સમસ્ત ઉપનિષદો કહે છે, તેથી આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ છે એમ સમજી લે.

શિષ્ય –એ સત્, ચિત્ અને આનંદ એટલે શુ ?

ગુરુ –જેનો બાધ થઈ શકે નહિ તે સત્, જે પોતે પ્રકાશરૂપ હોય તે ચિત્, અને સ્વાનુભવ હોય તે આનન્દ, એમ સમજવાનુ છે આ પ્રમાણે આત્મા સચ્ચિદાનન્દ સ્વરૂપ છે અને અનાત્મા અનૃત (અસત્) જડ (ચૈતન્યહીન અચેતન) અને દુ ખસ્વરૂપ છે

શિષ્ય –આત્મા અને અનાત્મા એક બીજાથી વિલક્ષણ (ભિન્ન લક્ષણોવાળા) છે એમ કેમ જાણી શકાય ?

**આત્મા અને અનાત્માની વિલક્ષણતા**

ગુરુ –જેમ પુરૂષનુ લક્ષણ સ્ત્રીમાં અને સ્ત્રીનુ લક્ષણ પુરુષમા નથી હોતુ, તેવી રીતે સત્નું લક્ષણ અનૃતમા અને અનૃતનુ લક્ષણ સત્મા હોતુ નથી જેમ પ્રકાશનુ લક્ષણ અધકારમા અને અધકારનુ લક્ષણ પ્રકાશમા હોતુ નથી, તેમ ચિત્નુ લક્ષણ જડમાં અને જડનુ લક્ષણ ચિત્મા હોતુ નથી, જેમ ચદ્રિકા (ચાદની)નુ લક્ષણ આતપ (તાપ) મા અને આતપનુ લક્ષણ ચદ્રિકામા હોતુ નથી, તેમ આનન્દનુ લક્ષણ દુ ખમા અને દુ ખનુ લક્ષણ આનદમા હોતુ નથી

શિષ્ય –સત્ ચિત્ અને આનન્દના તેમ જ અનૃત, જડ અને દુ ખના લક્ષણો વિસ્તારથી જાણવાનુ મન થાય છે, માટે કૃપા કરીને સમજાવશો

ગુરુ –ત્રિકાલમા પણ કોઈનાથી બાધિત ન થતાં જે એકરૂપ રહે તે સત્, અને ત્રિકાલમા મિથ્યાભૂત (અસત્) હોવા છતાં યે સત્ (સાચા) જેવુ ભાસમાન થાય, પણ વિચાર કરતા જેનો બાધ થાય તે અસત્ દષ્ટાન્ત તરીકે મન્દ અન્ધકારમા પડેલી દોરીમા આરોપિત કરેલા સર્પ, માળા, લાકડી, અથવા પાણીના રેલાને આપણે બાધિત કરીએ

**સત અને અસતની વિલક્ષણતા**

ત્યારે ભ્રાન્તિની પહેલાં (ભૂત) પછી (ભવિષ્યત્) અને ભ્રાન્તિકાલે (વર્તમાન) દોરી તો એકજ રૂપે રહેલી હોય છે, અને એમાં દેખાનારાં સર્પ વગેરે ત્રણે કાલમાં પોતે મિથ્યાભૂત (અસત્) હોવાથી અવિદ્યમાન હોવા છતાં પણ વિદ્યમાન હોય તેમ પ્રતીત થાય છે, પરન્તુ પ્રમાતા (જોનાર) પરમાર્થ દષ્ટિએ વિચાર કરી જુએ છે ત્યારે એ બાધિત થાય છે.

આ દષ્ટાન્તમાં રજ્જુનાં લક્ષણ સર્પ વગેરેમાં અને સર્પ વગેરેનાં લક્ષણ રજ્જુમાં હોતાં નથી, તેથી એ બન્નેમાં પરસ્પર (અન્યોન્ય) શબ્દ, અર્થ, લક્ષણ, પ્રતીતિ અને વ્યવહાર એ પાંચ પ્રકારનાં લક્ષણો વડે વિલક્ષણતા (ભેદ) જણાય છે, તેવી રીતે સત્‌નાં લક્ષણ અસત્ લક્ષણવાળા દેહ વગેરે પ્રપંચમાં નથી, અને અસત્‌નાં લક્ષણ સત્ લક્ષણવાળા પ્રત્યક્ આત્મામાં નથી; તેથી આ બન્નેમાં પરસ્પર શબ્દ વડે, અર્થ વડે, લક્ષણ વડે, પ્રતીતિ વડે, વ્યવહાર વડે, એમ પાંચ રીતે વિલક્ષણતા સિદ્ધ થાય છે; તેથી આવી રીતે વિચાર કરીને સત્ અને અસત્‌ની વિલક્ષણતા જાણવી જોઈએ.

હવે ચિત્ અને જડની વિલક્ષણતા (ભેદ)નું વર્ણન કરીએ.

**ચિત્ અને જડની વિલક્ષણતા.**

સૂર્ય વગેરે અન્ય પ્રકાશની અપેક્ષા રાખ્યા વિના પોતાના પ્રકાશથીજ પ્રકાશમાન, તેમ જ પોતાના કલ્પિત (આરોપિત) કરેલા જડ પદાર્થોને પ્રકાશનાર હોવાથી સૂર્ય વગેરે પ્રકાશના પદાર્થો, તેમજ માટી, પત્થર વગેરે પ્રકાશ નહિ પાડનારા પદાર્થોને પણ જે પ્રકાશિત કરે છે, તે વસ્તુ ચિત્ છે. એનાથી ઉલટું હવે જડનું લક્ષણ સાંભળ. સ્વતઃ (પોતે) અપ્રકાશમાન હોઇને અન્ય પદાર્થને પ્રકાશિત કરવામાં જે અસમર્થ હોય છે, તે જડ-કહેવાય છે. એ બન્નેનું દષ્ટાન્ત આ પ્રમાણે છે. જેવી રીતે સૂર્ય અન્ય પ્રકાશની સહાયતા ન લેતાં સ્વયં પ્રકાશમાન છે. તેથી પોતાના પ્રકાશના સંબંધમાં આવનારા ઘટપટાદિ પદાર્થને પણ પ્રકાશે છે, તેવોજ ચિત્ પ્રકાશ છે, અને જેમ ઘટપટાદિ

પદાર્થ પોતે અપ્રકાશમાન છે, તેમજ અન્ય પદાર્થને પ્રકાશિત કરવામાં પણ અસમર્થ હોય છે, તેવી રીતે જડ વસ્તુ સમજી લેવી. જેવી રીતે આદિત્ય અને ઘટાદિની શબ્દ વગેરે પાંચ વડે વિલક્ષણતા છે, તેવીજ રીતે ચિત્ અને જડની પણ વિલક્ષણતા સમજવાની છે.

શિષ્યઃ- આવી જાતના જ્ઞાનનું ફલ શું ?

ગુરુઃ- જગતમાં પ્રકાશિત થનારા પદાર્થોમાં રહેલા વિકારો પ્રકાશક વસ્તુને ત્રિકાલમાં પણ સ્પર્શ કરતા નથી, એ આ જ્ઞાનનું ફલ છે.

શિષ્યઃ- જરા વિશેષ સ્પષ્ટીકરણ કરશો ?

ગુરુઃ- સૂર્ય વડે પ્રકાશિત થતા ઘડા વગેરે પદાર્થોમાં છિદ્ર થવાથી હાનિ અને છિદ્ર ન થવાથી લાભ; સ્પર્શ કરવાથી ત્યાગવાપણું અને સ્પર્શ ન થાય તો ગ્રહણ કરવાપણું; (યોગ્ય) લક્ષણથી હર્ષ અને (અયોગ્ય) અલક્ષણથી વિષાદ (ખેદ); સમીચીનતા હોય (સારો હોય) તો અત્યાનંદ અને અસમીચીનતા (સારો ન) હોય તો આનંદનો અભાવ, આવા વિકારના ગુણો પ્રકાશક સૂર્યને સ્પર્શ કરતા નથી. તેવીજ રીતે આત્મા વડે પ્રકાશિત (ચતન્ય પામેલા) થયેલાં દેહ અને ઇંદ્રિઓ વગેરેમાં રહેનારાં નામ, રૂપ, જાતિ, વર્ણ, આશ્રમ, પ્રવૃત્તિ, નિવૃત્તિ, વિધિ, નિષેધ, ષડ્ભાવ, (ઉત્પત્તિ પહેલાં હોવું, ઉત્પત્તિ, વૃદ્ધિ, પરિણામ, ક્ષય, વિનાશ) વિકાર, ષડૂર્મિ (ક્ષુધા, તૃષા, જન્મ, મરણ, હર્ષ, શોક,) ષટ્કોશ, (સ્નાયુ, હાડકાં, મજ્જા, ત્વચા, માસ, લોહી,) અન્ધતા, મન્દતા, પટુતા વગેરે સમસ્ત ગુણવિકારો પ્રકાશ કરનાર આત્માને ત્રણે કાલમાં કિંચિત્ માત્ર પણ સ્પર્શ કરી શકતા નથી, એમ સરલતાથી સમજી શકાય છે.

**આનંદ અને દુઃખની વિલક્ષણતા.** હવે પરમાનંદ અને દુઃખની વિલક્ષણતા કહું છું, તેમાં પ્રથમ આનંદનાં લક્ષણ સાંભળ. [1]જેમાં ઉપાધિ નથી, [2]જેનાથી અન્ય

---

1 નિરુપાધિક છે. 2 નિરતિશય છે.

કાંઇ અધિક નથી, જે નિત્ય છે તે સુખ-આનંદ છે. હવે દુઃખનાં લક્ષણો સાંભળ. એક તો પ્રતિકૂલતા એ દુઃખ છે, અને બીજું કોઈપણ બીજી ઈચ્છાને અધીન રહેનારો વિષય ન હોય તો પણ કેવળ દ્વેષ; વળી તે આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક એમ ત્રણ પ્રકારનું છે. ઈન્દ્રિયોવાળા (સ્થૂલ) શરીરમાં વાતપિત્તકફની વિપરીતતા (વિષમતા)થી ઉત્પન્ન થનારાં વ્યાધિ વગેરે દુઃખ આધ્યાત્મિક છે. ભૂતભૌતિક તેમજ સર્પ વ્યાઘ્ર વગેરેથી ઉત્પન્ન થનારાં દુઃખ આધિભૌતિક છે; અને દૈવેચ્છાથી આવી પડતાં અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, વીજળી પડવી વગેરે દુઃખો આધિદૈવિક કહેવાય છે.

શિષ્યઃ—આનન્દ અને દુઃખમાં કંઈ દષ્ટાંત છે કે ?

ગુરુઃ—જેમ અમૃત સ્વયં સુખરૂપ હોઇને એનો અનુભવ કરનારા જીવોને પણ સુખ આપે છે, અને કાલકૂટ વિષ સ્વયં સંતાપ પમાડનાર હોવાથી એનો અનુભવ કરનાર અન્ય જીવોને પણ સંતાપ કરે છે, તેથી અમૃત અને વિષની પરસ્પર શબ્દ વગેરે પાંચ પ્રકારે વિલક્ષણતા છે, તેમ આનંદનાં લક્ષણ ત્રિતાપસ્વરૂપ દુઃખમાં નથી, અને દુઃખનાં લક્ષણ આત્મસ્વરૂપ આનંદમાં નથી. આ ઉપરથી શબ્દ વગેરે પાંચ પ્રકારે એમાં વિલક્ષણતા સમજવાની છે.

શિષ્યઃ—આ બધાનો નિષ્કૃષ્ટ અર્થ (સારાંશ) તથા સિદ્ધાંત શું ?

વિલક્ષણતા સમજવાનો નિષ્કર્ષ.

ગુરુઃ—રજ્જુની પેઠે સતરૂપ, સૂર્યની પેઠે ચિત્ રૂપ અને અમૃતની પેઠે આનન્દરૂપ બ્રહ્મ—હું શબ્દનો અર્થ જે આત્મા છે, તે સર્પવત્ અનૃતથી, ઘટવત્ જડથી, અને વિષવત્ દુઃખરૂપ દેહેન્દ્રિયાદિ પ્રપંચથી વિલક્ષણ છે, એમ જે ગુરુમુખેથી આત્માને જાણે છે, તેજ અસંગ છે, એજ કૃતકૃત્ય છે, એજ મુક્ત છે, એવો સમસ્ત વેદાન્તશાસ્ત્રોનો નિશ્ચય છે, એમ સમજવું જોઇએ. ( સંપૂર્ણ )

卐

# कोऽहम्–હું કોણ છું?

( પહેલા વર્ષના બારમા અંકથી ચાલુ )

લેખકઃ–શ્રી. રમણીક એ. મહેતા



જો શ્રુતિવાક્ય ઉપર આધાર રાખી તમે એમ કહો, કે જગતનો તિરોભાવ કે લયનું અનુમાન કરો છો, અને એથી જગતને તમે સત્ સ્વરૂપ બ્રહ્મનું પ્રતિબિમ્બ છે, એમ સિદ્ધાંત કરો છો; પણ તમારૂં આ અનુમાન અને આ સિદ્ધાંત અગ્રાહ્ય છે. જગત્ પરિવર્ત્તનશીલ નિત્ય પદાર્થ છે–અર્થાત્ કે અનાદિ અનંત કાળથી 'જગત્' પદાર્થ છે, અને તેનું પરિવર્ત્તન પણ અનાદિ અનંત કાળથી ચાલ્યું આવે છે.

જગતને તમે પરિવર્ત્તનશીલ એક નિત્ય પદાર્થ છે એમ કહો છોઃ– જગતને પરિવર્ત્તન કહેતાં તેનો અર્થ એ કે, એ સગુણ પદાર્થ છે; કારણ કે કેવળ ગુણનું જ પરિવર્ત્તન જોવામાં આવે છે. જ્યાં જ્યાં સગુણ પદાર્થનું પરિવર્ત્તન જોવામાં આવે છે, ત્યાં ત્યાં એમ જણાય છે કે તેનો પૂર્વ ગુણ નષ્ટ થઇ પરિવર્ત્તિત ગુણ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે ઉત્પન્ન થયેલા ગુણની ક્ષણિક સ્થિતિ પછી તે નાશ પામે છે અને પરિવર્ત્તિત ગુણ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે ધારાવાહિક–પ્રવાહ રૂપે ગુણ કે ગુણની સમષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને

લય થાય છે. આ પરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે ગુણની ઉત્પત્તિ ( સૃષ્ટિ ), સ્થિતિ, અને લય (વિનાશ) છે. ' સૃષ્ટિ ' અને ' વિનાશ ' આ ક્રિયામાં સંદેહ નથી. આ સૃષ્ટિ અને વિનાશ રૂપ ક્રિયા કોની છે? જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ સિવાય બીજો કોઈ બ્રહ્મ નથી, તો પછી સૃષ્ટિ અને વિનાશ ક્રિયા કોનાથી નિષ્પન્ન થાય છે:-કોણ કરે છે બ્રહ્મ તો નિષ્ક્રિય છે. એથી એ તો સૃષ્ટિ અને વિનાશનું કારણ વા કર્તા થઈ શકે નહિ, તો પછી ગુણ શું સ્વયં ઉત્પન્ન થઇ, સ્થિતિને પ્રાપ્ત થઈ, પોતોની મેળે વિનાશને પ્રાપ્ત થાય છે; પણ આમ બનવું શકય નથી. ઉત્પન્ન થયેલ ગુણ એ કાર્ય છે અને કારણ વા કર્તા સિવાય કાર્ય સંભવિત નથી. જો એમ કહો કે એની કોઈ શકિત છે જેના દ્વારા સૃષ્ટિ અને વિનાશ ક્રિયા નિષ્પન્ન થાય છે. જો એમ કહો તો પ્રશ્ન એ ઊભો થાય છે કે તે શક્તિ સાવયવ છે કે નિરવયવ ! જો નિરવયવ કહેશો તો તે બ્રહ્મની સાથે એક અભિન્ન.ઠરશે. વળી બ્રહ્મ તો નિષ્ક્રિય છે તેથી સૃષ્ટિ અને વિનાશ અસંભવિત થઇ પડશે. જો સાવયવ કહેશો તો તે જગતમાં અંતર્ગત થશે. વારૂ, તો પછી જે સાવયવ પણ નથી અને નિરવયવ પણ નથી એવો કોઇ પદાર્થ નથી, એટલે એનું અસ્તિત્વ પણ નથી. બીજું એ પણ છે કે અનિત્ય ગુણ પ્રણ અનિત્ય ગુણનું કારણ હોઇ શકે નહિ. એક ગુણ વા એક શ્રેણીસ્થ ગુણો પ્રથમ વિનષ્ટન થાય તો પરિવર્તિત ગુણ કે ગુણો ઉત્પન્ન થાય નહીં. પ્રથમ નાશ પામે પછી તે શી રીતે સૃષ્ટિ-ઉત્પત્તિ કરી શકે ? તેની વિનાશ ક્રિયા પણ શી રીતે સંભવી શકે ? આથી એમ સિદ્ધાંત કરવો પડશે કે ગુણની ઉત્પત્તિ, સ્થિતિ કે વિનાશ નથી; કારણ કે જ્યાં કર્તાનો અભાવ છે ત્યાં સૃષ્ટિ વિનાશાદિ ક્રિયા શી રીતે સંભવે ! ગુણ નામે કોઇ પદાર્થ નથી-ઉત્પન્ન થયો નથી અને થશે પણ નહિ. જે ગુણ ઉત્પન્ન થતો નથી, અર્થાત્ કે જે ગુણની વર્તમાનતા નથી, એવો તમારો ગુણવાદ ગ્રહણ કરો તો તમારૂં આપાતતઃ પ્રતીયમાન, પરિવર્તનશીલ, નિત્ય જગત એક અરૂપ, નિરા-

કાર. નિરવયવ, નિષ્ક્રિય, નિર્ગુણ, અદ્વિતીય બ્રહ્મ થઇને ઊભું રહે છે. તમે નિર્ગુણ બ્રહ્મમાં અસ્તિત્વહીન, મિથ્યા ગુણ કે ગુણોનો વૃથા આરોપણ કરી નિર્ગુણ બ્રહ્મને જ પરિવર્તનશીલ નિત્ય જગત જણાવ્યું છે. એક અદ્વિતીય (સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદ રહિત) બ્રહ્મ સિવાય કોઈ પદાર્થ નથી. 'એકમેવાદ્વિતીય બ્રહ્મ' એ સિદ્ધાંત અટલ અને દુર્ભેદ છે.

अतस्त्विमित् गंभीरं मान्द्रान्द्रसार्णवम्।
माधुर्यैकरमानन्त मेकमेवास्ते सर्वतः॥

આ પ્રમાણે જો ગુણની ઉત્પતિ, સ્થિતિ અને વિનાશનો સંભવ જ રહેતો નથી, તો પછી ગુણ કે ગુણોની ઉત્પત્તિ, સ્થિતિ અને લય-રૂપ દશ્યનું શું ? એ દશ્ય સ્વપ્નમાં જોયેલા મિથ્યા પદાર્થોની માફક માત્ર પ્રતિબિમ્બ છે. ગુણ કોઈ વસ્તુ કે પદાર્થ નથી.

पंचभूतात्मकं विश्वं मरीचिजल सन्निभम्।
(भगवान दत्तात्रय)

दीर्घ स्वप्नः स्थितिं यातः संसाराख्यो मनोवशात्।
असम्यग् दर्शनात् स्थानाचिव पृ प्रत्ययः दृढः॥
(योगवासिष्ठ)

જ્ઞાતા વા દૃષ્ટા આત્મા (બ્રહ્મ) જ્યારે ઉક્ત પ્રતિબિમ્બ જુએ છે, ત્યારે પ્રતિબિમ્બની વર્તમાનતા અસ્વીકાર કરી શકાય નહિ. આમ વિચાર કરતાં જણાય છે કે પરિદૃશ્યમાન જગતપ્રપંચ માત્ર પ્રતિબિમ્બ જ છે, અને પ્રતિ પળે જગતનું જે પરિવર્તન આપાતતઃ જણાય છે, તે સંપૂર્ણ રીતે મિથ્યા છે; કારણ કે પરિવર્તનશીલ એવો કોઈ નિત્ય પદાર્થ નથી; આથી પરિવર્તન પણ નથી. જગતનું આપાતતઃ પ્રતીયમાન પરિવર્તન એટલે પળે પળે ભિન્ન ભિન્ન પ્રતિબિમ્બ જણાય છે તે. આ પ્રતિબિમ્બ અવશ્ય કોઈ નિત્ય પદાર્થનું હોવું જોઈએ. પરિવર્તનશીલ નિત્ય પદાર્થ હોઈ શકે નહીં. આથી પરિ-

વર્તનશીલ નિત્ય પદાર્થ સચ્ચિદ્ બ્રહ્મ છે, માટે એ પ્રતિબિમ્બ બ્રહ્મનું જ છે, અને બ્રહ્મ જ પોતે આત્મપ્રતિબિમ્બ વિવિધ આકારે જુવે છે. જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ જ્ઞાનદર્પણમાં (અંતઃકરણમાં) પ્રતિબિમ્બનું દર્શન કરે છે. આ દર્પણમાં જગતરૂપ પ્રતિબિમ્બ જણાય છે ખરૂં, પણ દર્પણ એ પ્રતિબિમ્બ નથી. દર્પણમાં જોનાર કે જ્ઞાતા બ્રહ્મ છે, એથી દર્પણની વર્તમાનતા અવશ્ય સ્વીકારવી પડશે. વળી દર્પણને પરિવર્તનશીલ પદાર્થ કહી શકાશે નહિ, કારણ કે પરિવર્તનશીલ એવો કોઇ પદાર્થ જ નથી, એ આગળ ઉપર સિદ્ધ કરવામાં આવ્યું છે. જો જ્ઞાનદર્પણમાં પરિવર્તનશીલ કોઈ પદાર્થ હોય તો તે સાવયવ હોવો જોઇએ, અને તેમ થાય તો તેનું અવયવ જણાવું જોઇએ. આ પરથી એમ માનવું પડશે–સિદ્ધાંત કરવો પડશે કે બ્રહ્મની કોઈ અનિર્વચનીય શકિત છે. એ શકિતને માયાશકિત કે માયા કહેવામાં આવે છે. એ શકિતની ક્રિયાને તે જ્ઞાનદર્પણ કે અંતઃકરણ કહેવાય છે.

> अप्रतर्क्य मनिर्देश्य मनोगम्य मनोमयम् ।
> तस्य काचित् स्वतः सिद्धा शक्ति मायेति विश्रुता ॥
> (देवीगोता)

> ब्रह्मादितृण पर्यन्तं मायया कल्पितं जगत् ।
> सत्यमेकं परंब्रह्म विदित्वैवं सुखी भवेत् ॥
> आत्मा साक्षी विभू पूर्णो सत्योऽ द्वैतः परात्परः ।
> देहस्थोपि न देहस्थो ज्ञात्वैवं मुक्तिभाग् भवेत् ॥
> (महानिर्वाण तंत्र)

આ માયા તે બ્રહ્મથી સ્વતંત્ર છે કે ભિન્ન છે. આ બ્રહ્મમાયા બ્રહ્મથી સ્વતંત્ર કે ભિન્ન નથી. જો તેને સ્વતંત્ર લેખીએ તો બે સ્વતંત્ર પદાર્થ સ્વીકારવા પડશે; પરંતુ તે શકય નથી, કારણ કે માયા જો બ્રહ્મથી સ્વતંત્ર કે પૃથક્ પદાર્થ હોય તો તે નિરવયવ નહિ પણ સાવયવ પદાર્થ થશે. જો સાવયવ હોય તો તે જ્ઞાનદશ્ય થાત. નિરવયવ હોય

તો બ્રહ્મની સાથે એક અને અભિન્ન થાય, આથી કરીને આપણે એમ સ્વીકારવું પડશે કે માયા નામે જેને ઓળખીએ છીએ, તે બ્રહ્મશકિત બ્રહ્મથી ભિન્ન કે સ્વતંત્ર વસ્તુ નથી. એ બ્રહ્મની સાથે એક અને અભિન્ન છે, મતલબ કે બ્રહ્મ અને માયા એક જ સત્ પદાર્થ છે.૧ આ માયાની ક્રિયા જ્ઞાનસ્વરૂપ બ્રહ્મનું જ દશ્ય છે. માયાની ક્રિયા એ જ્ઞાન-દર્પણ વા અંતઃકરણ છે.

જો બ્રહ્મ અને માયાને એક અને અભિન્ન લેખીશું તો પછી નિષ્ક્રિય બ્રહ્મ સક્રિય નહીં થાય ? થશે જ. ના, નિષ્ક્રિય બ્રહ્મને સક્રિય શી રીતે કહેવાશે ? નિષ્ક્રિય બ્રહ્મ કહેતાં જે ક્રિયાનો બોધ, તે પ્રમાણે માયાની આ ક્રિયાને સમજવાની નથી. બ્રહ્મ દ્રષ્ટા કે જ્ઞાતા છે, તેની જ્ઞાનશકિત અને દર્શનરૂપ ક્રિયા છે, અને તેને જ નિષ્ક્રિય સિદ્ધ કરવામાં આવ્યું છે; તે જ પ્રમાણે માયા અને માયાની શક્તિને સમજવાની છે. બ્રહ્મ માયાશક્તિના ક્રિયારૂપ દર્પણમાં જ્ઞાનશક્તિના ક્રિયારૂપ નયનદ્વારા આત્મપ્રતિબિમ્બ જગદાકારે જુવે છે. એ તો આગળ જણાવવામાં આવ્યું છે કે બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ છે, તેથી તે જ્ઞાતા અને દ્રષ્ટા છે. વળી બ્રહ્મને જ્ઞાનશક્તિ અને દર્શનશક્તિ છે. તથા બ્રહ્મ અને જ્ઞાનશકિત અને બ્રહ્મ અભિન્ન છે. એક છે, માટે જ્ઞાનશકિત એ જ બ્રહ્મ અને બ્રહ્મ તેજ જ્ઞાનશક્તિ આપણને હવે એમ કહેવામાં આવ્યું કે બ્રહ્મની માયા-શકિત પણ છે, વળી તે બ્રહ્મથી અભિન્ન છે, તો પછી માયાશકિત તેજ બ્રહ્મ અને બ્રહ્મ તેજ માયાશકિત. આથી એમ સિદ્ધ થયું કે જ્ઞાનશકિત અને માયાશકિત એક જ છે, અર્થાત્ કે જ્ઞાનશકિત વા દર્શનશકિત તેજ માયાશકિત. માયાશકિત જ જો જ્ઞાનશકિત હોય તો

૧ એમ કહી શકાશે, કે બ્રહ્મ જ્ઞાનશકિત વા દર્શનશકિતના ક્રિયારૂપ દર્પણમાં કિંવા જ્ઞાનશકિત વા દર્શનશકિતના ક્રિયારૂપ નયનદ્વારા આત્મ-પ્રતિબિમ્બ જુવે છે." અર્થાત્ "એવા અનિર્વચનીય ભાવે તેની દર્શનક્રિયા નિષ્પન્ન થાય છે કે ઉક્ત દર્શનક્રિયામાં તાર્કિક

**તેનું સ્વરૂપ દૃષ્ટ ન થતાં આત્મપ્રતિબિમ્બ જ દૃષ્ટ થાય છે "** કેવી આશ્ચર્યજનક દર્શનશક્તિ ! કેવી આશ્ચર્યજનક માયા ! બ્રહ્મ અનાદિ અનંતકાળથી અનંત જ્ઞાનદર્પણમાં પોતાને જ અનંત રૂપે જુવે છે. એજ બ્રહ્મની પ્રકૃતિ ! એજ બ્રહ્મની માયા ! એ જ બ્રહ્મનો નિત્યધર્મ !. એ જ નિયતિ ! " **सत्यंज्ञानमनन्तं ब्रह्म " ॐ एक मेवाद्वितीयम् ।**

વારૂ હવે આપણે જોઈએ કે આ જગત્ શું છે?

' તમે કહો છો કે આ પરિદ્રશ્યમાન જગત્ પ્રપંચ પરિવર્તનશીલ એક નિત્ય પદાર્થ છે. ' આ તમારૂં પરિવર્તનશીલ જગત્ સગુણ પદાર્થ છે. જગતના પરિવર્તનમાં કેવળ ગુણનું કે ગુણસમૂહનું પરિવર્તન જોવામાં આવે છે, આથી ગુણનું કે ગુણોનું પરિવર્તન એટલે જ જગતનું પરિવર્તન એમ સ્વીકાર કરવું પડશે. ગુણોનું પરિવર્તન એટલે જગતનું પરિવર્તન સ્વીકાર કરશો એટલે એ ગુણોને જ જગત્ કહેવું પડશે. જો ગુણોને જગત્ રૂપે સ્વીકાર નહીં કરો, તો સગુણ જગતના ગુણો જગતથી ભિન્ન કે સ્વતંત્ર થશે. પરિણામે એમ થશે કે ગુણો જગતથી સ્વતંત્ર કે ભિન્ન થતાં ગુણનું કે ગુણોના પરિવર્તનથી જગતનું પરિવર્તન નહીં થાય એમ કબૂલ કરવું પડશે. વારૂ ગુણના પરિવર્તનમાં એમ જોવામાં આવે છે કે પહેલાંનો ગુણ કે ગુણોનો નાશ થાય, ત્યાર પછી ગુણ કે બીજા ગુણોની ઉત્પત્તિ થાય છે. આથી ગુણ કે ગુણોની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો સ્વીકાર કરવો પડશે. હવે જો ગુણનો લય કે વિનાશ થાય છે એમ માનશો, એટલે તમારા સગુણ જગત્, ગુણોનો નાશ થતાં નિર્ગુણ થશે. એટલું જ નહીં પણ તમારૂં પૂર્વોક્ત પરિવર્તનશીલ નિત્ય જગત્, ગુણોના નાશથી નિરવયવ નિર્ગુણ નિત્ય પદાર્થ ઠરશે. હવે નિર્ગુણ, નિરાકાર, નિત્ય પદાર્થ તો બ્રહ્મ સિવાય બીજો કોઈ છે નહીં, એ તો આગળ પર સિદ્ધ કરવામાં આવ્યું છે: આથી તમે સ્પષ્ટ જોઈ શકશો કે જેને તમે પરિવર્તનશીલ નિત્ય

જગત્ કહો છો તે વિનાશશીલ ગુણ કે ગુણોનો નાશ પામતાં એક નિર્ગુણ બ્રહ્મ સિવાય કંઇ જ નથી. આથી ગુણથી ભિન્ન કે સ્વતંત્ર પદાર્થ જે તમારૂં જગત્ તે એક અને અપરિવર્તનશીલ નિત્ય પદાર્થ બ્રહ્મ જ સિદ્ધ થશે. હવે તમે જેને જગત્ કહો છો—તમારૂં જગત્ ગુણથી ગુણ જો સ્વતંત્ર હોય, તો તમારૂં નિત્ય જગત્ પરિવર્તનશીલ શી રીતે કહેવાશે. તમે જે જુવો છો તે પરથી તમે સિદ્ધાંત કરો છો કે જગત્ એક પરિવર્તનશીલ નિત્ય પદાર્થ છે. ગુણના પરિવર્તન સિવાય બીજું કંઇનું પરિવર્તન તમો જુવો છો ખરા ?

જો એમ કહો કે ગુણ કે ગુણો જગતથી ભિન્ન કે સ્વતંત્ર નથી. અર્થાત્ ગુણ કે ગુણસમૂહો જ જગત્ છે. તો તમારા મતે અને અમે પણ સ્વીકાર કરીશું કે જગત પરિવર્તનશીલ છે; કારણ કે ગુણનું જ પરિવર્તન જોવામાં આવે છે. વારૂ ગુણના પરિવર્તનમાં શું જોવામાં આવે છે ? પહેલાંના ગુણનો નાશ થાય છે અને પછી બીજો ગુણ ઉત્પન્ન થાય છે. એ તો તમારે પણ સ્વીકાર કરવું પડશે. તમે જ્ઞાન-સ્વરૂપ બ્રહ્મ છો. તમે વિવર્ત સ્વીકાર કરી શકતા નથી; અર્થાત્ કે પૂર્વગુણનો નાશ થતો નથી, પરંતુ પૂર્વગુણ બદલાયલા ગુણમાં જણાય છે એવો ભ્રમ થાય છે. આ વાત તમે નહીં સ્વીકારો, કારણ કે તમે જ્ઞાન (રૂપ) છો. તમને ભ્રમ ક્યાંથી પેદા થાય ? જો એમ કબુલ કરો કે ભ્રમ એ ભ્રમ છે–તમને ભ્રમ થયો. તો પછી એમ કહેવામાં વાંધો નથી કે જગત પણ તમારૂં એક પ્રકારનું ભ્રમાત્મક દૃશ્ય છે. એક વિષયમાં જો તમે ભ્રમનો સ્વીકાર કરશો તો બધા જ વિષયમાં ભ્રમનો સ્વીકાર કરવો પડશે. જો તમે એમ જ કહો કે હું જ્ઞાન (સ્વરૂપ) છું. મને ભ્રમની સંભાવના નથી તો પૂર્વ ગુણને બદલે બીજો ગુણ એ વિષયમાં પણ ભ્રમ નથી એમ સ્વીકાર કરવું પડશે.

જો એમ કહો કે પૂર્વગુણને બદલે બીજાગુણમાં પણ ભ્રમ નથી એમ સ્વીકારવું પડશે.

જો એમ કહો કે ગુણના પરિવર્તનમાં પૂર્વગુણનો વિકાર થાય છે, અર્થાત્ કે પરિવર્તનગુણ એ વિકાર છે. જેવી રીતે દુધનો વિકાર દહીં છે તેની માફક. તો પછી તમારા ગુણ શું ? તમારા ગુણનું સ્વરૂપ શું ? જો ગુણનો વિકાર જ થતો હોય તો પછી ગુણ એક પદાર્થ કે વસ્તુ થઈ પડશે. હવે જો ગુણને વસ્તુ કે પદાર્થ તરીકે નહીં સ્વીકારો, તો તે પછી અવસ્તુ થશે. એટલે સ્વપ્નમાં જોયેલા પદાર્થની માફક મિથ્યા દ્રશ્ય વા પ્રતિબિમ્બ થશે, કારણ તમે જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ દ્રષ્ટા છો. તમે જે જુઓ છો તે. અર્થાત્ કે દર્શન એ ભ્રમ નથી. તમે અવશ્ય કંઈને કંઈ જુવો છો. તમે જે જુવો છો તે જો અવસ્તુ હોય તો ગુણને કોઇ નિત્ય પદાર્થનું પ્રતિબિમ્બ સ્વીકારવું પડશે. આથી તમારૂં જગત એ પ્રતિબિમ્બ થશે, કારણ કે ગુણોનો સમુહ તે જગત છે. જો એમ કહો કે ગુણ કોઈ પદાર્થ કે વસ્તુ છે, તો તે પદાર્થનો ગુણ પણ કબૂલ કરવો પડશે. એ પદાર્થના ગુણનો સ્વીકાર કરતા 'ગુણનો ગુણ' હોય છે એમ કહેવું પડશે. એમ કહેવું એ કેવળ હાસ્યાસ્પદ છે. અસંગત છે એમ કહેવું પડશે. કારણ ' ગુણનો ગુણ ' સંભવતો જ નથી. હવે જો તમે ઉક્ત પદાર્થના ગુણનો અસ્વીકાર કરો તો તે નિર્ગુણ પદાર્થ ઠરશે. નિર્ગુણ થતાં તે અવયવહીન થઈ બ્રહ્મની સાથે એક અને અભિન્ન થશે; પછી એનું પરિવર્તન પણ અસંભવિત થશે.

જો તમે ગુણના વિકારને નહીં સ્વીકારો તો તમારે એ કબૂલ કરવું પડશે કે ગુણનુ પરિવર્તન થાય છે. ત્યારે એટલું તો જાણી શકાય છે કે પૂર્વનો ગુણ નાશ થતાં તેને બદલે બીજો ગુણ ઉત્પન્ન થાય છે. આ ઉત્પન્ન થયેલો ગુણ ક્ષણકાલ સ્થિતિપૂર્વક નાશ પામે છે, અને એને બદલે એક બીજો ગુણ ઉત્પન્ન થાય છે. આથી કરીને ગુણની સૃષ્ટિ–ઉત્પત્તિ, સ્થિતિ અને લય સ્વીકારવાં પડશે. હવે તમે ધ્યાનમાં લ્યો કે તમારા જગતની શી દશા થઇ. એ તો તમે કબૂલ કર્યું છે કે ગુણસમૂહ ' ગુણ સમષ્ટિ ' એટલે જગત્. ગુણને ઉત્પત્તિ,

સ્થિતિ અને લય છે. આથી જગતના પરિવર્તનમાં એમ જણાય છે કે એક જગત્ ક્ષણકાળ સ્થિતિ ભોગવી નાશ પામે છે. અને પછી એક બીજું જગત્ ઉત્પન્ન થાય છે, આ ઉત્પન્ન થયેલું જગત્ ક્ષણવાર સ્થિતિપૂર્વક રહી નાશ પામે છે. આમ પરંપરા જણાય છે. પ્રતિપળે પ્રતિ મુહૂર્તે જગતની સ્થિતિ અને લય થાય છે. હવે વિચાર કરવા જેવી વાત એ છે કે આ પ્રમાણે જ્યારે જગતનો લય થાય છે, ત્યારે તે અદૃશ્ય કેમ થતું નથી એક જગતના વિનાશ અને અન્ય જગતની ઉત્પત્તિ વચ્ચે જે સમય કે કાળ તેનું શું. તેને માટે કંઇ નહી કહેતાં તે કાળ પણ બ્રહ્મનું પ્રતિબિમ્બ છે. એક મોટું વર્તુલ લ્યો. એમાં બધે લાલરંગ લગાડો યા લાલરંગનું મ્હોટું વર્તુળ બનાવો. એની વચ્ચે લીલાર ંગનું એક ન્હાનું ટપકું કરો. આમ કરી જોશો તો જણાશે કે લાલ અને લીલારંગ વચ્ચે ભેદ જણાવતી માત્ર એક રેખા જેવું છે. આ રેખાની પહોળાઈ લંબાઈ કે કંઈ જણાતું નથી ખાસ કરીને તો આ બે રંગ વચ્ચે ભેદ નિરૂપણ કરનાર કંઈ છે જ નહીં. બન્ને રંગ વચ્ચે ભેદદર્શક રેખા વર્ણહીન છે એટલે તેને કદ જેવું કંઇ છે જ નહિ. મતલબ કે માત્ર રેખારૂપ દૃશ્ય છે. આથી જ આકાશને પણ બ્રહ્મનુ પ્રતિબિમ્બ માનવું પડે છે. જે પ્રમાણે આ રંગદ્વયમાં આકાશનો અભાવ જોઈ શકો છો, તે પ્રમાણે બિંદુને પણ આયતન ( dimension વા size-કદ ) નો અભાવ હોવાથી પરસ્પર સાથે મળેલાં બે બિંદુઓ વચ્ચે પણ આકાશ નથી. બિંદુઓની અસંખ્ય સંખ્યા બિંદુઓને મળતાં એક રેખા થાય છે. તાત્પર્ય કે અસ્તિત્વ-હીન બિંદુરૂપી આકાશખંડસમૂહ એક રેખા રૂપી દૃશ્ય છે. આકાશને અસ્તિત્વ નથી. મતલબ કે આકાશ કોઈ પદાર્થ નથી. આકાશ બ્રહ્મનું માત્ર પ્રતિબિમ્બ છે. દૃશ્ય કેવળ બ્રહ્મનું પ્રતિબિમ્બ છે. દૃશ્ય સર્વથા મિથ્યા છે. નિરવયવનું સાવયવ પ્રતિબિમ્બ. જે પ્રમાણે બે ભિન્ન રંગ વચ્ચે રેખામાં પરસ્પર સંમિલિત બિંદુદ્વયમાં અસ્તિત્વહીન આકાશ

છે, તે પ્રમાણે એક જગતના લય અને અન્ય જગતની ઉત્પત્તિ વચ્ચે અસ્તિત્વહીન કાળ છે. કાળ પણ બ્રહ્મનું પ્રતિબિમ્બ છે. માટે જેમ ઉત્પત્તિ મિથ્યા છે, તેમ જ સ્થિતિ છે અને લય પણ તથૈવચ. આત્માથી ભિન્ન સર્વેવ મિથ્યા છે.

पंचभूतात्मकं विश्वं मरीचिजल संनिभम् ।
आत्मैव केवलं सर्वं भेदाभेदो न विद्यते ॥

सत्यमूज्ञानम्
(श्री दत्तात्रय)
( અપૂર્ણ )

卐 •

"દેહ, ઇંદ્રિય અને વિષયરૂપે પદાર્થોમાં 'અમુક હું છું' અને અમુક મારૂં છે' એવી આસક્તિ વડે નહિ બંધાતાં, પોતાના સ્વરૂપને નહિ ભૂલી ગયેલા તથા શ્રવણાદિક પ્રયત્નો વડે પોતાના આત્માનો અપરોક્ષ અનુભવ કરવામાં ઉપયોગી થઈ પડતા પોતાના આત્માથી જ, પ્રયત્નવડે આ સંસારસાગર ગાયના એક પગલાની પેઠે સહેલાઈથી તરી શકાય છે. બાકી ફક્ત દેવના ઉપર જ આધાર રાખવાથી કશુ થતુ નથી."

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણ

# શ્રીકૃષ્ણચન્દ્ર—એક અંજલિ

લેખકઃ-શ્રી. શાન્તિલાલ ઠાકર એમ. એ.

卐

ભારતની સંસ્કૃતિમાં તથા હિંદના સઘળા પ્રાન્તોની કવિતામાં શ્રીકૃષ્ણનું સ્થાન કંઈક ગૂઢ તથા અદ્વિતીય છે. ભારતની સંસ્કૃતિનો જો કોઈ પ્રબલ પુરસ્કર્તા હોય, તે સંસ્કૃતિનાં અનેકવિધ પાસાંનો જો કોઈ ગયબી વારસદાર હોય, જો ભારતના સઘળા પ્રાન્તોના કવિઓ તથા કવયિત્રીઓના હૃદય તથા કલ્પના કોઈ એકજ વ્યક્તિએ વધારેમા વધારે મધુર તથા ઉત્કટ આંદોલનોથી ઝણું-ઝણાવ્યા હોય, તો તે પૂર્ણયોગીશ્વર ભગવાન શ્રીકૃષ્ણચન્દ્ર. તેમની જીવનલીલામા માવવજીવનના સઘળાં તત્ત્વોનો સમાવેશ થાય છે. તેમનું જીવન એટલે કો અદ્ભુત, ઇન્દ્રચાપધારી, અનેકરંગી રંગલીલા. માટેજ હિંદુ શાસ્ત્રોમાં બીજા બધા અવતારો આંશિક અવતારો મનાયા છે; પણ શ્રીકૃષ્ણચન્દ્રને સોળે કળાના અવતાર—અર્થાત્ પૂર્ણાવતાર માનવામા આવ્યા છે. 1

આવી અજબ મોહિનીવાળા દિવ્ય પુરુષની જીવનકલાનું હૃદય સમજવું અતિ કઠિન છે. તેમના જીવનનાટકનો પ્રથમ પડદો ઉપડતા જ, આપણને તેમની કલામય વેષભૂષા આકર્ષે છે. પીળું પીતાંબર; 'મોર મુગટ શિર પર સોહે', સંગીતરત્નાકરના સઘળા સાજની પ્રતિ-નિધિરૂપ એવી મધુર વેણુના બજવૈયા; જરકસી જામો; છૂટા વાંકુડિયા

મનોહર વાળ; સૃષ્ટિનાં સમસ્ત ગયબી જાદુ જેમાં ભર્યાં છે એવી, કારી હૃદય જખ્મ કરવાની તાકાતવાળી, ઊંડી આંખો—આ સઘળી સજાવટમાં કલાપ્રેમીનાં સ્પષ્ટ લક્ષણો છે, રંગ-રેખા અને પ્રમાણની સુયોગ્ય પસંદગી છે: ભગવાન શ્રીકૃષ્ણ જીવનકલાધર તો હતા જ, પણ સામાન્ય અર્થમાં પણ સર્વ કલાઓના સ્વામી હતા તેની સાબીતી છે. વૃન્દાવનની કુંજનિકુંજોમાં દિનરાત ભ્રમણ, "જમુનાતટ પનઘટ બંસીબટ" પર વિહાર, ભારતવાસીઓની કામધેનુરૂપ ગાયોની કાળજીપૂર્વક ઉછેર માટે તેમને ખીડમાં ચરાવવા લઇ જવામાં ભગવાનને પ્રાપ્ત થતો દષ્ટાંતરૂપ, રમણીય ભરવાડી આનંદ–આ સઘળું શ્રીકૃષ્ણને કુદરત-પ્રેમી તરીકે આપણી સમક્ષ ખડા કરે છે. તેઓ સાચે જ નિસર્ગદેવીના પરમ ભક્ત હતા.

જમુનાના તટ પર તેમણે કરેલી ગોપીઓ સાથેની નિર્દોષ શૃંગાર-લીલા તેમની યોગશક્તિનો સબળ પુરાવો છે. મનોહારી રૂપ, અદ્વિતીય સ્તંભનશક્તિ, અપ્રતીકાર્ય સંકલ્પશક્તિ, બાળકને ઉચિત નિર્વ્યાજ મસ્તીનો આનંદ, માખણ ચોરીને ખાવું અને તે રીતે પણ દુષ્ટોનું દમન કરવા માટે શરીરને તૈયાર કરવું, ગોરસ ફોડીને ગોપીઓને પજવી તેમના મનનું હરણ કરવું–અને આ સઘળું કરતાં છતાં યોગીની પેઠે અલિપ્ત મન રાખી, જીવનપર્યંતના બાલબ્રહ્મચારી બની રહેવું એ રાજયોગની સિદ્ધિની પરિસીમા નહિ તો બીજું શું? એ તોફાન અને એ મસ્તીમાં આપણે માનવને ઉચિત એવા સામાન્ય વિકારી ભાવો વાંચતા પહેલાં ખૂબ વિચાર કરવો જોઇએ. રખેને આપણે આપણી નિર્બળતાનું આરોપણ પૂર્ણ-સિદ્ધ થયેલા મહા પુરુષો પર કરી બેસીએ! "મહાત્માનાં ઊંડાણો તો આભથીયે અગાધ છે"–કવિશ્રી ન્હાનાલાલની એ ઉક્તિ આપણે મહાપુરુષોની જીવન-લીલાની સમીક્ષા કરતાં સતત યાદ રાખવાની જરૂર છે.

અને છતાં એ જ મધુર, લટકાળો વેણુધર પાંચજન્ય (पंचजनाः–

સઘળી માનવજાતિનું કલ્યાણ કરનાર) શંખનો ફૂંકનાર પણ હતો એ ભૂલવા જેવી બીના નથી. મધુર રસના જેટલાજ તે વીર રસના ભોક્તા હતા. કુરુક્ષેત્ર પર પોતાના પરમ સખા અર્જુનને અપૂર્વ આધ્યાત્મિક હિંમત આપી, તેનો નિર્વેદયોગ દૂર કરનાર, પણ શ્રીકૃષ્ણચન્દ્ર જ. ભગવાને ગાયેલી ભગવદ્ગીતા એ તો એક માનવજાતિની મહામૂલી આધ્યાત્મિક મૂડી છે. ગીતાની સામાન્ય અનુષ્ટુપ છંદમા પરોવાયલી સાદી ભવ્યતા, તેમાં પ્રતિપાદન કરેલો કર્મ તથા સન્યાસનો, ભક્તિ તથા જ્ઞાનનો, યોગ તથા નિષ્કામ કર્મનો રહસ્યપૂર્ણ સમન્વય, તેની અનેકવિધ સમૃદ્ધ વિચારસરણિ—આ સઘળું તેને જગતના તત્વજ્ઞાનના ગ્રન્થોમા શિરોમણિરૂપ બનાવે છે. અને ગીતામંત્રના ઉદ્‌ગાતા તરીકે શ્રીકૃષ્ણચન્દ્ર એક મહાન વિચારક અને ફિલસૂફ તરીકે આપણી સમક્ષ દૃષ્ટિગોચર થાય છે. ગીતાની વાણી પ્રેરક છે, કારણકે શ્રીકૃષ્ણચન્દ્ર ગંભીર ક્રાન્તિના પ્રેરક હતા, જગતના કલ્યાણને જ લક્ષમા રાખી, માનવ આત્માના આધ્યાત્મિક નસીબને જ ઉદ્દેશ તરીકે મૂકી, તેમણે ગીતાશાસ્ત્રનો પોતાના પરમભક્ત અર્જુનને બોધ કર્યો છે, જેના અમૃતવર્ષણથી હજી પણ ત્રિતાપથી દાઝેલી આ દુનિયા ભયંકર સંજોગોમાયે શાન્તિ ધારણ કરી શકે છે।

તે ઉપરાત મહાભારતના શ્રી કૃષ્ણ એક મહાન મુત્સદ્દી અને રાજકારણી પુરુષ તરીકે આપણને દેખા દે છે. અજાતશત્રુ યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમા જ્યારે તેમની તેમના યુગના પ્રથમ પુરુષ તરીકે પૂજા કરવામા આવી, ત્યારે તે વાત સિદ્ધ થઇ ચૂકી, કે તેમનામાં સમકાલીન સર્વ રાજાઓને પોતાની હથેળીમા નચાવવાની અજબ શક્તિ હતી. કુરુક્ષેત્રના યુદ્ધ સમયે આપણને સ્પષ્ટ માલૂમ પડે છે, કે તે વખતના ભારતવર્ષના સઘળાં રાષ્ટ્રોનું સૂત્રસંચાલન તેઓ કરતા. અનેક અક્ષૌહિણી સેનાના સામર્થ્ય કરતાં તેમની બુદ્ધિની દોરવણીની કિંમત પરમ તેજસ્વી બુદ્ધિવાળા અને પરાક્રમી નરવીર અર્જુન જેવા

પણ વધારે આંકતા. આવા મુત્સદ્દી રાજ્યકાર્યધુરંધર !

શરીરબળમાં અને મલ્લવિદ્યામાં પણ તેઓ મહાકુશળ હતા. મુષ્ટિ, ચાણૂર, કંસ વગેરે જેવા અપ્રતિમ મલ્લોને તેમણે રોળી નાંખ્યા હતા. રુકમી જેવાને હરાવી તેમણે રુકિમણીનું હરણ કર્યું હતું. તેમ જ તે વખતના ભારતવર્ષના ક્ષત્રિયોને ઉચિત એવી બાણુ-વિદ્યા, શસ્ત્રાસ્ત્રવિદ્યા વગેરેમાં તેમણે કુશળતા મેળવી હતી. રાજા તરીકે તથા સમાજનેતા તરીકે તેમની બાહોશી જોવી હોય તો તેમણે મથુરાનો ત્યાગ કરી દ્વારકા નગરી વસાવી, અને તે સોનાની દ્વારિકા તરીકે સુપ્રસિદ્ધ બની–એ બનાવ પુરતો છે.

કહેવાય છે કે મહાન પુરુષોની મહત્તા મોટા મોટા પ્રસંગોમાં નહિ પણ નાના પ્રસંગોમાથી અને સંબંધોમાંથી જ જણાઈ આવે છે. આ બાબતમાં ભગવાન શ્રી કૃષ્ણનુ સૂક્ષ્મ પ્રેમભાવનાં આંદોલનોને અચૂક સમજતું, સ્વીકારતું અને પ્રત્યુત્તર આપતું હૃદય જોવા જેવું છે ! અર્જુન સાથેનો સખ્યભાવ, વિદુરજીની ભાજી ખાધી તે વખતનો તેમનો પ્રેમલક્ષણા ભકિતને આપેલો જવાબ, દ્રૌપદી સાથેનો દુર્યોધનની ભરસભામાં વસ્ત્રો પૂરતી વખતે સાબીત થયેલો અલૌકિક ભગિની-ભાવ; કુંતા ફોઈ જાણે મુરબ્બી માજી હોય તેવો તેમની સાથેનો પ્રેમાળ સંભાળયુક્ત વર્તાવ; તથા દ્રૌપદીસ્વયંવર સમયે, સુભદ્રા-હરણ વખતે તથા બળદેવજીને સાન્ત્વન આપવામાં તેમની વ્યવહાર-કુશળતા અને નીતિ–આ સઘળું જોતાં આપણને એમ જ થાય કે ભગવાન શ્રી કૃષ્ણચન્દ્ર નાની નાની વાતોમાં પણ મહાચતુર અને વ્યવ-હારકુશળ હતા. ભગવાન તરીકે, યોગીશ્વર તરીકે તે સામા માણસના ભાવને જાણવાવાળા તથા તદનુસાર પ્રત્યુત્તર આપવાવાળા હતા. આ વિષયમાં તેમની સુદામાજી સાથેની મૈત્રી તથા સાંદીપનિ ઋષિ તરફનો ગુરુભાવ પણ યાદ રાખવા જેવાં છે.

આવી રીતે શ્રી કૃષ્ણચંન્દ્રના જીવનનાં પાસાં અનેક હતાં–દરેક

કીમતી, પ્રોજ્જ્વળ તથા ચમત્કારિક. તેથી જ તે અર્જુનના જીવનરથના સફળ સારથિ બની તેને કુરુક્ષેત્રમાં તથા જીવનમાં ફતેહ અપાવી શકયા. આવા યોગીશ્વર ભગવાન શ્રી કૃષ્ણચન્દ્ર આપણા સૌના જીવનના પણ સારથિ બનો અને તેનું સદ્‌ભાગ્ય આપણને સૌને પ્રાપ્ત થાઓ એ જ પ્રાર્થના.



"ચમત્કારથી શ્રદ્ધા થાય છે, શ્રદ્ધાથી ભક્તિ થાય છે, ભક્તિથી જ્ઞાન થાય છે, એમ પરંપરા મનાય. પણ ચમત્કાર માત્ર ઉપર જ જે શ્રદ્ધા જીવે છે તે કશા ઉપયોગની નથી. એવી શ્રદ્ધા કોઈ વાર પણ પોતે પ્રાપ્ત કરેલા નિશ્ચયની સત્યતા ઉપર આધાર રાખી શકતી નથી, તે નિત્ય નવા નવા ચમત્કારની આશા રાખે છે. જે શ્રદ્ધા સત્યનો નિશ્ચય કરવાથી થાય છે તે કદાપિ ડગતી નથી, જે પોતે યથાર્થ જાણ્યું છે, તે જ ખરું માન્યું છે. એમાં કદાપિ વિક્ષેપ પેદા થતો નથી. એવી શ્રદ્ધા તે જ ખરું જ્ઞાન છે, ને તેમાં જ ખરો ધર્મ છે."

સ્વ. મણિલાલ ન. દ્વિવેદી



# યમ અને નચિકેતા

## ( એક ઉપાખ્યાન )

લેખકઃ-શ્રી. નાનાલાલ દેવશંકર વૈદ્ય

## પ્રકરણ ૧



### શિષ્યપરીક્ષા

પૂર્વે ગૌતમ નામે એક મહર્ષિ હતા. એમના પિતાએ દરિદ્ર વર્ગને અન્નપાનાદિનું દાન કરીને ભારે યશ મેળવ્યો હતો. આ ગૌતમ ઋષિ આરુણિ ઔદ્દાલકી એ નામે પણ પ્રસિદ્ધ હતા. આ મહર્ષિએ એક વાર સ્વર્ગલોકની કામનાથી વિશ્વજિત્ સર્વમેધ એ નામનો યજ્ઞ કર્યો. આ પ્રસંગે સભામંડપમાં આવેલા બ્રાહ્મણોને તેઓએ સર્વસ્વ આપી દીધું. યજ્ઞ પૂરો થયો એટલે બ્રાહ્મણોને આપવાની દક્ષિણા માટે ગૌતમ ઋષિએ ઘરડી, કૂબડી, વસૂકેલી, વન્ધ્યા ગાયો આણવા માંડી. એ મહર્ષિને નચિકેતા નામનો એક નાની વયનો શ્રદ્ધાળુ પુત્ર હતો; પિતાને નકામી વસ્તુઓનું દાન આપતા જોઈ તેને વિચાર આવ્યો, કે જે યજમાન આવી રીતે દક્ષિણાબુદ્ધિથી નકામી વસ્તુઓનું દાન આપે છે, તે મરણ પછી સુખથી રહિત લોકોમાં જાય છે યજ્ઞના અંગભંગથી પિતાનું અનિષ્ટ થશે એ ભયથી એ અનિષ્ટ ન થાય તે માટે, પિતા પાસે જઇ વિનયથી તેણે કહ્યું-" પિતાજી, તમે મને કોને આપશો ?"

પિતાએ ધ્યાન ન આપતા, એવી રીતે એક બે વાર કહ્યુ એટલે પિતાએ ચિઢાઈને કહ્યુ કે "તને યમરાજને આપીશ" પિતાનું આ આ બોલવુ સાભળી વળી નચિકેતા વિચારમા પડયો, કે હુ કાંઈ છેક ગુણ વગરનો પુત્ર નથી, છતા પિતાશ્રી મારા પર શાથી ચિઢાયા હશે? વગર પ્રયોજને ક્રોધાવેશથી કે બીજા કોઇ પણ કારણથી પિતા એમ બોલ્યા હોય તો પણ તેમનુ બોલવુ પાળવુ જોઇએ મિથ્યા ન થવુ જોઇએ તેઓ વચનભ્રષ્ટ ન થવા જોઇએ, અને તેમ કરવુ એ મારી ફરજ છે" આ તરફ તેના પિતાને પણ ખેદ થવા લાગ્યો, કે આગળથી ન બોલવાનુ બોલી જવાયુ

નચિકેતાએ પિતાને કહેવા માડયુ - 'પિતાજી, આપના બાપ દાદાઓનુ તેમજ વર્તમાન સાધુપુરૂષોનુ ચરિત્ર વિચારી જુઓ તેઓમા મિથ્યા ભાષણનો અ શ માત્ર પણ જોવામાં નહિ આવે તમારે પણ તેઓનુ અનુસરણ કરવુ ઘટે છે અસત્ પુરૂષો જ મિથ્યા ભાષણ કરે છે, અને મિથ્યા આચાર સેવે છે અસત્ બોલીને કે અસત્ આચરીને કોઇ અજર અમર તો થયુ નથી, અને થવાનુ પણ નથી ઘાસ જેમ ઊગે છે, પાકે છે અને લણાય છે, અને પાછુ ઊગે છે–તેમ માણસ પણ જન્મે છે અને મરે છે, પાછો જન્મે છે, ઘણા મરી ગયા અને ઘણા મરશે તો આવા અનિત્ય જીવલોકમા ખોટુ અસત્ શા માટે બોલવુ કે કરવુ ? સત્ય જ બોલવુ, સત્ય જ આચરવુ, અને બોલેલુ પાળવુ. માટે મને યમને ત્યા મોકલી આપવુ બોલેલુ વચન સત્ય કરો"

પુત્રનુ આવુ નીતિમય ભાષણ સાભળી પોતાનુ બોલ્યુ પાળવા માટે તેને યમરાજને ત્યાં મોકલ્યો હવે બન્યુ એવુ કે નચિકેતા સ્વર્ગના અધીશ્વર યમરાજ પાસે ગયો, ત્યારે તેઓ ત્યા હાજર નહોતા, તેથી ત્રણ રાત્રિ સુધી તેને ભૂખ્યા તરસ્યા યમને બારણે રાહ જોઇને બેસી રહેવુ પડયુ. ત્રીજે દહાડે યમરાજ આવ્યા, ત્યારે તેઓના સાભળવામાં આવ્યુ કે બળતા અગ્નિ જેવો એક બાળક અતિથિ રૂપે

આંગણે આવેલ છે: તેનો કાંઇ સત્કાર થયો નથી તેનો સત્કાર કરવો જોઇએ કેમકે જે મન્દમતિ ગૃહસ્થને બારણે અતિથિબ્રાહ્મણ ભૂખ્યો તરસ્યો રહે છે, તેનું યજ્ઞયાગાદિ ક્રિયા અને દાનપરોપકાર આદિથી થએલું પુણ્ય નિષ્ફળ જાય છે. તેનાં પુત્ર, પશુ, વૈભવ સર્વ નાશ પામે છે અને તે પાપભાગી થાય છે, માટે ગમે તેવી સ્થિતિ હોય તો પણ ગૃહસ્થે અતિથિની ઉપેક્ષા ન કરવી."

આ ઉપરથી યમરાજા પૂજાની સામગ્રી લઇ નચિકેતા પાસે ગયા અને કહેવા લાગ્યા. "બ્રહ્મન્, નમસ્કાર કરવાયોગ્ય આપ અતિથિ ત્રણ ત્રણ રાત્રિ સુધી મારે આંગણે કાંઇ પણ સત્કાર પામ્યા વગર ઉપવાસી રહ્યા, તેથી મને ભારે પ્રત્યવાય લાગ્યો છે. કૃપા કરી એ પ્રત્યવાય દૂર કરો. મારા પર પ્રસન્ન થઈ આ પૂજાસામગ્રી સ્વીકારો. આપની કૃપાથી મારૂં કલ્યાણ થશે જ, તો પણ આપની વિશેષ પ્રસન્નતા માટે આપને ત્રણ ઇચ્છિત વરદાન આપું છું. આપને જેની ઇચ્છા હોય તે પસંદગી કરી માગી લ્યો."

નચિકેતા શ્રદ્ધાળુ, વિચારશીલ અને પવિત્ર અંતઃકરણવાળો હતો. તે યમરાજને નમસ્કાર કરી બોલ્યો—"હે દેવશ્રેષ્ઠ, આપની પ્રસન્નતા એ જ મોટી વાત છે, અને એ જ મોટો લાભ છે, તો પણ આપનો આદેશ છે, તો સૌથી પહેલાં તો એ માગું છું કે મારા પિતાશ્રી મારા પર ગુસ્સે થયા છે, તેમનું મન અશાન્ત અને વ્યગ્ર છે, તો તેમનો ક્રોધ શમે, તેમનું મન શાન્ત થાય, મારા ઉપર પ્રસન્ન થાય અને આપ મને અહિંથી તેમની પાસે પાછો મોકલો, ત્યારે તેઓ મને ઓળખે અને ખુશી થઇ પ્રેમથી મને બોલાવે."

યમરાજે તેનું આ માગ્યું આપ્યું. બીજા વરદાન તરીકે ભય, શોક, જરાથી રહિત સ્વર્ગલોકનાં સાધનરૂપ અગ્નિવિદ્યાનું વિજ્ઞાન નચિકેતાએ માગ્યું. આ પણ યમરાજે તેને આપ્યું, અને વિશેષમાં જણાવ્યું કે નચિકેતાના નામ પરથી એ અગ્નિનું નામ ત્રિણાચિકેત

અગ્નિ પડશે. હવે ત્રીજો વર માગનાનો વારો આવ્યો, અને અહિંથીજ ઉપનિષદ્‌નાં સત્ય રહસ્યનો આરંભ થાય છે.

નચિકેતાએ કહ્યું:–" મનુષ્ય મૃત્યુ પામે છે ત્યારે આવી આશંકા રહે છે:–કોઇ કહે છે કે મૃત મનુષ્યને વિષે શરીર, ઇન્દ્રિય, મનબુદ્ધિથી જુદો અન્ય દેહ સાથે સંબંધ રાખનારો આત્મા છે. મૃત્યુ થવાથી તેને નાશ થતો નથી તે દેહાદિ જડ વર્ગથી સંપૂર્ણ રીતે સ્વતંત્ર ભિન્ન છે; અને કોઇ કહે છે કે એવો આત્મા નથી. તો આત્માનું સ્વરૂપ કેવું છે, અને મુઆ પછી તેનું શું થાય છે, એ વાત મને સમજાવો. આપનાથી બોધ પામી એનું જ્ઞાન હું પામું એવી મારી ઇચ્છા છે. આ ત્રીજો વર હું માગું છું."

કુમાર નચિકેતાની આ માગણી સાંભળી યમરાજ બહુ વિસ્મય પામ્યા. એ નચિકેતા આત્મજ્ઞાનને પાત્ર છે કે નહિ તેની પરીક્ષા કરી જોવા તેઓ બોલ્યા:–

"પ્રિય નચિકેતા, તું જાણવા માગે છે તે વિષય અતિગહન છે. આ બાબત દેવો પણ શંકામાં છે. વિષય અતિ ઝીણો છે અને જાણવો સહેલો નથી, માટે એ વર મૂકી દે; બીજો વર માગી લે, મને આગ્રહ ન કર. મને એથી છોડ."

નચિકેતાએ જવાબ આપ્યો:–" આ વિષયમાં દેવો પણ શંકાશીલ છે અને તે સમજવો બહુ કઠણ છે, એમ આપ કહો છો, તો પછી આ વિષયનો આપ જેવો ઉપદેશક શોધ્યો પણ મળે તેમ નથી, અને પરમ કલ્યાણનાં સાધનરૂપ આ આત્મજ્ઞાન જેવો બીજો કોઈ માગવા જેવો વર પણ નથી. કૃપા કરી મને એ આત્મજ્ઞાનનો ઉપદેશ કરો."

બાળકની આવી આગ્રહયુક્ત વાણી સાંભળી યમરાજ તેની કસોટી કરવા આ પ્રમાણે લોભાવતા બોલ્યા:–" પ્રિય બાળ, મુઆ પછી મનુષ્યનું શું થાય છે એ શા માટે જાણવા માગે છે? માગવા જેવી બીજી ઘણી વસ્તુઓ છે; જો, સો વર્ષ જીવે એવા પુત્રપૌત્ર માગ;

ગાયો, હાથી, ઘોડા, રથ, ખજાના ખૂબ માગ; વિસ્તીર્ણ નિષ્કંટક ચક્રવર્તી રાજ્ય માગ; ઇચ્છાનુરૂપ લાંબું જીવન માગ; તારી જે જે ઇચ્છાઓ હોય તે હું પૂરી કરૂં. જો આ શણગારેલા રથો, વાદિત્રો, અપ્સરાઓ તૈયાર છે; માગી લે. તેમની પાસે તારી સેવા કરાવ. માણસોને આવી વસ્તુઓ મળી શકે તેમ નથી. મર્ત્યલોકમાં જે જે કામના પુરવી દુર્લભ હોય, તે સર્વ તારી ઇચ્છા મુજબ માગી લે. જે કાંઇ જોઇએ તે માગી લે, તે આપવા હું તૈયાર છું, પણ આત્મજ્ઞાન માગ નહિ. મરણ સંબંધી પ્રશ્ન મૂકી દે. એ વાત મને ન પૂછ."

આવાં પ્રલોભનથી સામાન્ય માણસ જરૂર લલચાઇ જાય, પણ નચિકેતા જરાપણ લલચાયો નહિ. તેનું વિશુદ્ધ હૃદય એથી જરાપણ હલમલી ઉઠયું નહિ. તેણે ઝટ ઉત્તર આપ્યો. "હે દેવશ્રેષ્ઠ યમરાજ, આપે જે જે ભોગ્ય પદાર્થો મને માગી લેવા જણાવ્યું, તે બધાની સત્તા સ્થિર ક્યાં છે ? એ બધા આજે છે ને કાલે નથી. એ અસ્થિર ચંચળ અને ક્ષણભંગુર છે; નાશવંત છે. ઇન્દ્રિયોની શક્તિ પણ કેટલો વખત ટકે તેમ છે ? વિષયોના સેવનથી શક્તિનો નાશ થાય છે, ઓજસ બળી જાય છે, પુણ્ય ઘસાય છે, બુદ્ધિ ક્ષીણ થાય છે, તેજ જતું રહે છે, યશનો નાશ થાય છે. મનુષ્યનું આયુષ્ય પણ કેટલું ? બ્રહ્માનું આયુષ્ય પણ અલ્પ જ છે તો. મહારાજ, એ વાહન, પરિચારિકાઓ, રત્ન, ધન વગેરે તમે જ રાખો. એ તમારાં જ હજો, મારે તેમાંનું કાંઇ ન જોઇએ, મારે તેની ઇચ્છા નથી. વિત્ત સંબંધમાં પણ એવું છે કે ગમે તેટલું દ્રવ્ય મળે તો તેથી કાંઇ કોઇને તૃપ્તિ તો થતી જ નથી. કામનાનું પણ તેમ જ છે. એક કામના પૂરાય તો બીજી જાગે, કામનાઓ શમતી જ નથી. એ ભોગવિલાસ, એ જન, ધન, વિભવ, સંપત્તિ, પુત્ર, પશુ આદિથી નિરંકુશ તૃપ્તિ તો કદી પણ કોઇને થતી નથી. મારે ભોગનાં દ્રવ્યોનું અને તેનાં સાધનોનું કંઇ કામ નથી. ધન અને આયુષ્ય આપની દયા હશે તો મળી જ રહેશે.

મારે તો એક જ વરદાન જોઈએ ”

“ અજર અમર દેવો પાસે આવી એવો કોણ મૂર્ખ મનુષ્ય હોય કે પોતે જરામરણયુક્ત અને પૃથ્વીરૂપ અધોસ્થાનમા રહ્યો હોય, અને ઉત્કૃષ્ટ ફળ તે દેવો પાસેથી મળશે એમ જાણતો હોય છતાં તેઓ પાસે અનિત્ય ફળની માગણી કરે ? સૌન્દર્ય, રૂપ, રાગ, ક્રીડા અને તેથી થતું સુખ નાશવંત છે, ક્ષણિક છે, નિરંતર રૂપાન્તર પામ્યા કરે છે એક જ રૂપે રહેતાં નથી એમ જાણનો કયો વિવેકી પુરૂષ અતિદીર્ઘ જીવનમાં આનન્દ માને ? આપ જેવાઓ પાસે આવી કેવળ અનિત્ય ભોગ્ય પદાર્થો માગુ એવો મૂર્ખ હુ નથી મને તો આત્માનું સ્વરૂપ સમજાવો એથી બીજુ વરદાન હું મનથી પણ ઇચ્છતો નથી મને તો આત્માના નિર્ણયનુ વિજ્ઞાન સમજાવો કે જેથી પરમ પુરૂષાર્થ પામી શકાય છે

નચિકેતાનો આવો શુભ આગ્રહ અને તેના મૂળમા રહેલ શ્રદ્ધા, ભક્તિ, વિવેક, વૈરાગ્ય વગેરે સાધનસંપત્તિ જોઈ યમરાજને ખાત્રી થઇ કે આ શિષ્ય આત્મજ્ઞાનને યોગ્ય છે ખરો જિજ્ઞાસુ અધિકારી છે

卐

## પ્રકરણ ૨

### શ્રેય અને પ્રેય

શિષ્યની પરીક્ષા કરી તેની પાત્રતા ચોક્કસ કરી યમરાજ પ્રસન્ન થયા અને તેને નીચે પ્રમાણે ઉપદેશ આપવાનુ શરૂ કર્યું

“ પ્રિય નચિકેતા હુ જોઉ છુ કે તને આત્મવિદ્યાની ખરેખરી તીવ્ર અભિલાષા છે, અને તુ ધીર વિવેકી બુદ્ધિમાન છે, કેમકે સ્ત્રી પુત્ર, ધન, ધાન્ય, પશુ વૈભવ અપ્સરા વગેરે દિવ્યભોગો સામ્રાજ્ય એ સર્વ તત્કાલિક સુખ આપનાર ભાસતા હોઇ ઘણા ખરા

મનુષ્યોને સ્વભાવથી જ પ્રિય હોય છે. તેઓનું મન એ વિષયસુખોની કામનાઓમાં જ લાગ્યું પડયું હોય છે. તેં વિવેકબુદ્ધિ વાપરી સારાસારનો વિચાર કરી ભારે ધીરતાથી એ પ્રેય પદાર્થોનો ત્યાગ કર્યો, તારૂં મન એ ભોગ્ય પદાર્થોની લાલસાથી ડગ્યું નહિ, કોઈપણ વિષયની કામના તને શ્રેયોમાર્ગથી ચલાવી શકી નહિ; ખરેખર તેં અમૃતત્વની ઉત્કટ ઈચ્છા દર્શાવી અને એવી પ્રૌઢ ઇચ્છાને યોગે નદીના પ્રવાહને ઉલટો વહેવડાવવા જેવું કરી બતાવ્યું. મન અને ઇન્દ્રિયોના સ્વાભાવિક બહિર્મુખ વેગનો નિરોધ કરી તેને આત્માભિમુખ કર્યો; તેં અપૂર્વ મનોનિગ્રહ, ઇન્દ્રિયસંયમ, વિવેકબુદ્ધિ બતાવ્યાં છે અને બહુ મનુષ્યો જેમાં લોભાઇને પડે છે તેવી કામનાઓનો તેં ત્યાગ કર્યો. આત્માનું અન્તકાળનું ખરૂં કલ્યાણ જેથી થાય તેવો ધીર પુરૂષોનો વિદ્યારૂપી શ્રેયોમાર્ગ તેં પસંદ કર્યો. તારા જેવું કરનાર કોઈકજ ધીર નીકળે. ખરેખર તું ધન્ય છે. તારી પ્રશંસા કેટલી કરૂં. તારા જેવા પ્રશ્ન પૂછનાર સત્‌શિષ્ય અમને મળો. તારી ધૃતિ સત્ય વસ્તુવિષયક છે.

સંસારમાં બે માર્ગ છે. વિદ્યારૂપ શ્રેયોમાર્ગ અને અવિદ્યારૂપ પ્રેયોમાર્ગ. એ બંન્ને માર્ગનાં સ્વરૂપ અને ફળ જુદાંજુદાં છે. વિદ્યારૂપ શ્રેયોમાર્ગ પસંદ કરી તે માર્ગે જનારાનું કલ્યાણ થાય છે. તેને મોક્ષ મળે છે. પણ અવિદ્યારૂપ પ્રેયોમાર્ગે જનાર પુરૂષાર્થથી ભ્રષ્ટ થાય છે. તે પુનઃ પુનઃ જન્મમરણના પ્રવાહમાં અથડાયાં કરે છે. પ્રેયોમાર્ગ ઉપર ઉપરથી રમણીય અને સુખકર ભાસતો હોવાથી બહુ મનુષ્યો એ માર્ગ ગ્રહણ કરે છે. પણ જે શ્રેયોમાર્ગ છે–જ્ઞાનમાર્ગ છે તે વિષમ છે. તે સજેલી તીક્ષ્ણ તરવારની ધાર ઉપર ચાલવા જેવો છે. આ દુઃખે સંપાદન કરી શકાય એવો જ્ઞાનમાર્ગ તેં ગ્રહણ કર્યો એ ખરેખર દુષ્કર કાર્ય કર્યું છે.

દુનીયામાં ઘણાંખરાં મનુષ્યોને તાત્કાલિક ઇન્દ્રિયગમ્ય સુખ આપનારો અવિદ્યાનો પ્રેયોમાર્ગજ પસંદ પડે છે. તેઓને ધન, સત્તા,

વિભવનો મોહ હોય છે; સ્ત્રી પુત્રાદિ ભોગ્ય પદાર્થોમાં અત્યંત આસક્તિ હોય છે. આ મોહ–આસક્તિ અને તૃષ્ણાથી પ્રેરાઈ તેઓ તે મેળવવાની ખટપટોમાં રચીપચી રહેલા હોય છે. આ લોક અને તેનાં ઇન્દ્રિયગમ્ય સુખો શિવાય બીજું કંઈ તેઓને સુઝતું નથી, પરલોક અને સદ્‌ગતિનું તો તેઓને ભાનજ હોતું નથી. એટલે તે મેળવવાનાં શાસ્ત્રીય સાધનોની કે તેનાં અનુષ્ઠાનની ખબર જ શાના રાખે ? તેઓ તો 'આ લોકની સંપત્તિ, ઐશ્વર્ય, સત્તાનો લાભ એજ પરમ લાભ છે એમ સમજે છે, અને તેની જ ભાવનાઓ કરે છે. અવિદ્યા–અજ્ઞાનમાં ડૂબ્યા પડ્યા હોય છે, છતાં પોતાને વિદ્યાવાન, શાસ્ત્રકુશળ, પંડિત, કૃતાર્થ માની ભારે અભિમાન ગણે છે. ખરેખરી રીતે તો તેઓ સંસ્કારહીન વિવેકશૂન્ય બાળક જેવા જડબુદ્ધિ હોય છે. તેઓની વાસ્તવિક સ્થિતિ ગાઢ અંધકારમાં આમતેમ ભટકતા અને ઠેબાં ખાતા આંધળા–મૂર્ખ પુરૂષો જેવી હોય છે. અને તેઓની મતિ પણ એક અંધ બીજા અંધને દોરે અને પરિણામે પોતે ખાડામાં પડે અને બીજાઓને પાડે તેના જેવીજ થાય છે. તેઓ મહા અનર્થરૂપી ખાડામાં પડે છે, સત્ય વસ્તુ તેઓને હાથ આવતી નથી. મૃત્યુના સર્વત્ર વિસ્તરેલા ફાંસામાં ફસાય છે, અને વધારેને વધારે એ ફાસામાં અટવાતા જાય છે તેથી છૂટતા નથી. જન્મ, જરા, મરણ, શોક, મોહ આદિ ક્લેશપરંપરામાં અથડાયાં કરે છે. પ્રિય નચિકેતા, અવિવેકી પામરોના આ આપાતરમણીય પણ દુઃખપરિણામી માર્ગની તેં બરાબર પરીક્ષા કરી, તેનું યથાર્થ સ્વરૂપ સમજી, એ માર્ગથી તું દૂર રહ્યો. જળમિશ્રિત દૂધમાંથી હંસ જેમ જળ મૂકી દૂધ લઇ લે છે, તેમ આ શ્રેય–પ્રેયનાં મિશ્રણમાંથી પ્રેયનો માર્ગ ત્યાગ કરી તેં શ્રેયનો માર્ગ ગ્રહણ કર્યો. તારૂં પરમ કલ્યાણ થશે, તું મોક્ષરૂપ પરમ પુરૂષાર્થથી ભ્રષ્ટ નહિ થાય, તું મોક્ષને યોગ્ય છે. તારા જેવો શ્રેયોમાર્ગની ઇચ્છા રાખનારો કરોડોમાંથી એકાદ નીકળે; કારણ કે જે આત્માના જ્ઞાનની તેં માગણી કરી છે, તેનું બહુ લોકોએ શ્રવણ પણ

ભાગ્યે જ કર્યું હોય છે તેનું શ્રવણ પણ દુર્લભ જ છે. સાંભળ્યા છતાં પણ તેના તરફ વલણ કોઈકને જ થાય છે. એ આત્મતત્ત્વનો વક્તા અને જ્ઞાતા પણ વિરલ હોય છે. કોઈ વિરલ ભાગ્યશાળીને અભેદદર્શી આચાર્યનો યોગ થઈ જાય છે, અને એ આચાર્ય પાસેથી એ આત્મતત્ત્વનો ઉપદેશ પામી કોઈક જ કુશળ વિવેકી આત્મલાભ પામે છે. આત્મલાભ માટે જેવા તેવા ગુરુથી કે કેવળ પોતાના તર્કથી ચાલી શકતું નથી. આત્મવેત્તા અલૌકિક ગુરુ અને શ્રુતિસંમતતર્કની સહાયથી એ અતર્ક્ય, દુર્દર્શ આત્મદેવનું શ્રવણ, નિર્ધારણ, મનન, નિદિધ્યાસનથી સ્વાનુભવમાં ઉતરવું જોઇએ, આત્મસાક્ષાત્કાર થાય છે ત્યારે જ હર્ષ, શોક, દુઃખ વગેરેથી છૂટાય છે અને અનિર્દેશ્ય પરમ સુખનો લાભ થાય છે. અવિદ્યારૂપી ઘોર નિદ્રામાં પડેલા જન્તુઓએ એ નિન્દ્રાનો ત્યાગ કરી ઊઠવું જોઈએ અને જાગ્રત થઇ સદ્‌ગુરુને શરણે જઇ આત્મતત્ત્વનું જ્ઞાન મેળવવું જોઈએ, કેમકે તેમ કર્યા વિના બીજે કોઇ માર્ગે ખરૂં સુખ, સાચું હિત અને અનન્તકાળનું કલ્યાણ થવાનું નથી.



## પ્રકરણ ૩

### જીવાત્મા અને પરમાત્મા

યમરાજાએ ઉપદેશ આપતાં જણાવ્યું કે પ્રિયતમ નચિકેતા ! મૃત્યુ પછી શરીર ઇન્દ્રિય મન બુદ્ધિથી જુદો અને બીજા દેહ સાથે સંબંધ રાખનાર આત્મા જેવું કાંઈ છે કે કેમ એ તારા પ્રશ્નનો ઉત્તર સાંભળ.

આ શરીરનો પ્રાણ સાથે સંયોગ તે જીવન અને પ્રાણથી વિયોગ તે મરણ એમ પ્રત્યક્ષ જોવામાં આવતું હોઈ એમ મનાય છે કે માણસ

# ગ્રન્થાવલોકન



**" શારીર આરોગ્ય અને ગૃહવિજ્ઞાન "**

લેખિકા–શ્રી સુમતિબેન પ્રાણજીવન વૈદ્ય બી એ , ડી પી ઈ

પ્રકાશક–પટેલ બ્રધર્સ, નડિયાદ    કિંમત રૂા ૦–૧૨–૦

શારીર શાસ્ત્ર, આરોગ્યશાસ્ત્ર અને ગૃહવિજ્ઞાન, જે મનુષ્ય જીવનના ખાસ મહત્ત્વના અંગો છે, તેના સુભગ ત્રિવેણીસંગમ સમુ આ પુસ્તક ખરેખર પ્રત્યેક ઘરમા વસાવવા જેવુ છે કન્યાઓ માટે તો આ પુસ્તક આશીર્વાદરૂપ છે લેખિકા બહેને બહુ જ સરળ રીત અને સહેલી ભાષામા, વિષય જરા શુષ્ક હોવા છતા, વસ્તુનુ નિરૂપણ સુંદર શૈલી ધ્વારા કરેલુ છે વિજ્ઞાનના બીજા આવાં પુસ્તકો કરતા આ પુસ્તકની વિશિષ્ટતા એ છે કે લેખિકા બહેનને પોતાને પ્રત્યક્ષ અનુભવ, આ વિષયો ભણાવવાનો હોઈને, વિદ્યાર્થિનીઓની રોજની શી શી મુશ્કેલીઓ હોય છે, અને તેનો ઉકેલ કેમ લાવી શકાય તેનુ ધ્યાન ઘણુ જ વ્યવહારિક રીતે વિવેકપૂર્ણ કરેલુ છે.

વિજ્ઞાનના ઘણા પુસ્તકોમાં ભાષાશુદ્ધિ તરફ ખાસ લક્ષ આપવામા નથી આવતુ, પણ આ પુસ્તકમા લેખિકા બેનને ગુજરાતના સમર્થ નવલિકાકાર અને લેખક શ્રી બાપુભાઇ પ્રા વૈદ્યની મદદ મળેલી હોવાથી પુસ્તક ખરેખર વિજ્ઞાનના એક સારા પુસ્તક ઉપરાત, સાહિત્યનો પણ નમુનો બન્યુ છે વિદ્યાર્થિનીઓ ઉપરાત અન્ય સ્ત્રી વર્ગ પણ ખૂબ રસપૂર્વક આવુ પુસ્તક વાચીને ઘણુ જાણવાજેવુ મેળવી શકે એમ છે

ન હ. વ્યાસ

# પ્રસંગસ્ફૂર્તિ



કરાંચીના નગરપતિ શ્રી. સોરાબ કાત્રકે મુંબઈમાં પારસીઓ સમક્ષ વ્યાખ્યાન આપી સાદું જીવન જીવવાની, ૧૩૦૦ વર્ષ પહેલાં તેઓ હિંદમાં આવ્યા તે વખતનું ચારિત્ર્ય, ખંત અને મહેનતના સદ્‌ગુણો જાળવી રાખવાની અને ધાર્મિક સુધારણા સમજાવવાની કોશિષ કરી હતી.

—સ્વ. આચાર્ય આનંદશંકર ધ્રુવના પુત્રોએ પ્રેમાળ વત્સલ પિતાની ઈચ્છા અનુસાર રૂ. પચાસહજારની કીંમતનો ગ્રંથ ભંડાર અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને અર્પણ કર્યો. સોસાયટીની કારોબારીએ પ્રેમાભાઈ હોલમાં તેમનું તૈલચિત્ર મુક્યું, એમના સ્મારકમાં બુદ્ધિપ્રકાશનો આચાર્ય ધ્રુવ સ્મારક અંક તથા વસંતના લેખોનો ચોથો ભાગ પ્રકટ કરવાનું નક્કી કર્યું.

—વડોદરા રાજ્યના પુરાતત્ત્વ ખાતાના વડા ડૉ. હીરાનંદ શાસ્ત્રી આઠ વરસ રાજ્યની સેવા બજાવી નિવૃત્ત થયા.

—કુંડલા-કાઠિયાવાડમાં હરિજન વિદ્યાર્થીઓને તાલુકા શાળામાં

દાખલ કરવા સબંધી સનાતન મંડળમાં વિરોધી ચર્ચા જાગી છે.

—મહુવા-કાઠિયાવાડમા મહાજનની ધર્મશાળામાં શ્રી શાંતિભાઇના સારા એવા ધાર્મિક વ્યાખ્યાનો થયાં-હળવદમાં સ્વામીનારાયણના મંદિરમા જ્ઞાનસત્ર ઉજવાયો; સારાં વ્યાખ્યાનો થયાં.-મુબઈ વિગેરે સ્થળોએ હિન્દના દાદા દાદાભાઈ નવરોજી તથા લોકમાન્ય ટિળકની સંવત્સરીઓ ઉજવાઇ.

—વિદ્વાન જૈનમુનિ શ્રી કાંતિવિજયજી પાટણ મુકામે ૯૨ વર્ષની વયે કાળધર્મ પામ્યા.—અમદાવાદમા ડૉ. મુંજેનું ગુજરાત હિંદુ યુવક પરિષદના પ્રમુખપદે વ્યાખ્યાન થયું; હિંદુઓને ઐક્ય સાધવાનું, લશ્કરમા જોડાવાનુ, સાચો રાષ્ટ્રવાદ કેળવવાનુ, ગુજરાતમાં મિલિટરી કૉલેજ સ્થાપવાનુ અને એ રીતે અખંડ હિંદુસ્તાન સાચવી રાખવાનું સમજાવ્યુ



## જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિનાં રહસ્ય સમજાવનારાં
## ઉત્સાહ અને જાગૃતિ પ્રેરનારાં

## —: પુસ્તકો :—



| | કિંમત | પોસ્ટેજ |
|---|---|---|
| કિરણકલાપ :—વૈરાગ્યબોધક કાવ્યો | ૦-૮-૦ | ૦-૧-૯ |
| ભર્ગદર્શન :—ભજનોનો સંગ્રહ | ૦-૬-૦ | ૦-૧-૩ |
| મીરાં અને રાણો :—ભગવતી મીરાંનાં ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય સમજાવનારો સંવાદ. (અવી રૂ) | ૦-૩-૦ | ૦-૦-૬ |
| શ્રી સદ્‌ગુરુ શિક્ષાશતક :—વેદાન્તના ઉચ્ચતમ સિદ્ધાન્તોને સરળ કાવ્યમાં ઊતારેલું શતક | ૦-૩-૦ | ૦-૦-૬ |
| શ્રી સદ્‌ગુરુ સ્તુતિશતક :—નિત્ય પાઠમાં ઉપયોગી થાય એવું ભક્તિવર્ધક શતક. | ૦-૩-૦ | ૦-૦-૯ |
| સ્વા. રામતીર્થની સંક્ષિપ્ત જીવનકથા :— | ૦-૨-૦ | ૦-૦-૫ |

બધાં પુસ્તક સાથે લેનારને પોસ્ટેજ ૦-૩-૩.

દરેક પુસ્તક સાથે ટપાલ તથા પેકીંગ ખર્ચ જૂદું.

પ્રબન્ધક :—"ઉત્થાન"
છોટાઉદેપુર, પૂર્વગૂજરાત



"આ મનુષ્યલોક એક કર્મભૂમિ છે, એમ વિચારીને પરલોકની ઇચ્છા રાખનારા પુરુષે નિરન્તર શુભ કર્મો જ કરવાં. કેમકે સર્વભક્ષક કાળ, મહિનાઓ અને ઋતુઓ-રૂપી તવેથા તથા કડછી હાથમાં લઈને, સૂર્યરૂપી અગ્નિ સળગાવીને, તેમ જ દિવસો તથા રાત્રિઓરૂપી લાકડાંઓને તે[illegible] નાંખીને, પ્રાણીઓનાં કર્મફળરૂપી સાક્ષીના [illegible]તાં જ સર્વ પ્રાણીઓને બળાત્કારે રાંધી ખાય છે. મનુષ્ય પાસે ધન હોય પણ તેનું દાન અને ભોગ કરવામાં ન આવે તો તે ધનનો શો ઉપયોગ! મનુષ્યોમાં બળ હોય [illegible] તેના શત્રુનો પરાભવ ન કરે તો તે બળનો શો ઉપયોગ? મનુષ્યે શાસ્ત્રોનું અધ્યયન કર્યું હોય, પણ જો ધર્માચરણ ન કરે તો તે શાસ્ત્રાધ્યયનનું શું ફળ? અને જે પુરુષ ઇંદ્રિયોને તથા મનને વશ રાખતો નથી, તે પુરુષમાં રહેલા આત્માનું શું પ્રયોજન છે."

શ્રી મહાભારત; શાંતિપર્વ: મોક્ષધર્મ અ. ૩૨૧



રમણલાલ નાનાલાલ શાહે રવા સ્વયંજ્યોતિ તીર્થ [illegible] કારાકરેપુર
એમને માટે વડોદરા, રાવપુરા અશોક પ્રિન્ટરીમાં છાપ્યું [illegible]
પ્રકટ કર્યું તા ૧૫-૮-૧૯૬૨

# અનુક્રમણિકા

લેખ



## : પુસ્તકાલયો માટે :

હજુ પણ થોડી રકમ બચેલી છે; ઘણાં પુસ્તકાલયોએ આ અધીં કીંમતનો લાભ લીધો છે; હવે માત્ર દસેક પુસ્તકાલયોને આ લાભ મળી શકશે. માટે લવાજમનો રૂા ૨–૮–૦ તથા ભેટપુસ્તક મંગાવવું હોય તેમણે ૪–૦ વધારે મોકલી જલદી ગ્રાહક થવા વિનંતી છે.

વ્યવસ્થાપક 'ઉત્થાન'
ઠે. ઉદેપુર–પોરહોરગુજ

ॐ



## नमोनारायणाय

ईश्वरोगुरुरात्मेति मूर्त्तिभेदविभागिने।
व्योमवद् व्याप्तदेहाय दक्षिणामूर्त्तये नमः॥

### श्री दक्षिणामूर्त्तिस्तोत्र

नानाछिद्र घटोदरस्थित महादीपप्रभाभास्वरं
ज्ञानं यस्य तु चक्षुरादिकरणद्वारा वहिःस्पन्दते।
जानामीति तमेव भान्तमनुभात्येतत्समस्तं जगत्
तस्मै श्रीगुरुमूर्त्तये नम इदं श्रीदक्षिणामूर्त्तये॥ ४॥

ભાવાર્થ:–અનેક છિદ્રોવાળા ઘડામાં રહેલા દીપકના પ્રકાશના જેવું જે (પરમાત્મા)નું તેજસ્વી જ્ઞાન (પ્રકાશ) ચક્ષુ વગેરે ઇંદ્રિયો-દ્વારા (નીકળીને) બહાર ફેલાય છે, તે (પ્રકાશાત્મા)ના જ્ઞાનની પાછળ જ 'હું જાણું છું' એવું જ્ઞાન આખા જગતને પ્રકાશે છે–ઓળખાવે છે, એ શ્રી ગુરુમૂર્તિ–દક્ષિણામૂર્તિને મારા નમસ્કાર હો.

—શ્રી શંકરાચાર્ય

ઇશ, સદ્‌ગુરુ ને આત્મા, મૂર્તિમાત્ર વિભાગ જે;
વ્યોમશા વ્યાપ્ત એવા એ, દક્ષિણામૂર્તિને નમું.

  

 



શ્લોકવિવરણ—

નવરાત્રિના શક્તિપૂજનના દિવસોમાં શક્તિના પ્રતીક તરીકે અનેક છિદ્રવાળો ઘડો રાખી, એમાં અખંડ દીપક બાળી એનું પૂજન—અર્ચન કરવાનો રિવાજ છે એ ઘડાના અસંખ્ય છિદ્રોમાંથી પ્રકાશ બહાર નીકળે છે અને એથી આસપાસના પદાર્થો ઓળખાય છે આ શ્લોકમાં એનું દૃષ્ટાન્ત આપીને શરીર, એમાં રહેલું આત્મચૈતન્ય, એ આત્મચૈતન્યનો અંતઃકરણ અને ઇંદ્રિયો દ્વારા નીકળતો અને બાહ્ય વિષયોનું જ્ઞાન કરાવતો પ્રકાશ, એ બધાનું રહસ્ય સમજાવ્યું છે આપણા શરીરમાં અખંડ જ્ઞાનજ્યોતિ અહોનિશ પ્રકાશ્યા કરે છે. સુષુપ્તિમાં જ્યાં અંતઃકરણ અવિદ્યાના અંધકારમાં લય થાય છે, તેમાં પણ એ પ્રકાશ—જગતના અભાવની સાક્ષી પૂરે છે; સ્વપ્ન અને જાગ્રતમાં એ જ ચૈતન્યનો પ્રકાશ અંતઃકરણમાં થઈને ઇંદ્રિયો અને પછી પદાર્થો ઉપર પડે છે એટલે આંતર તથા બાહ્ય જગતનું ભાન થાય છે જાગ્રતમાં પ્રથમ આત્મપ્રકાશ ઇંદ્રિયો દ્વારા બહાર પ્રસરે છે, પદાર્થો ઉપર પડે છે, અને સૂર્ય, ચંદ્ર, તથા બાહ્ય પ્રકાશની સહાયતાથી પદાર્થોનું જ્ઞાન અંતઃકરણને થાય છે આત્મપ્રકાશ અંદરથી ફૂટી ફૂટીને બહારના વિષયોને ન ઓળખાવે, તો અસંખ્યકોટિ સૂર્યચંદ્રનો પ્રકાશ પણ અંતઃકરણમાં વિષયજ્ઞાન કરાવી શકતો નથી આવી રીતે આત્મજ્ઞાન-પ્રકાશ જ સૌથી પ્રથમ અને મુખ્ય છે, એ પ્રકાશથી જ સમસ્ત વિશ્વ પ્રકાશિત થાય છે, એના જ્ઞાન વડે જ બધા વિષયોનું જ્ઞાન થાય છે, એ મુખ્ય, અખંડ જ્ઞાનનું જે જિજ્ઞાસુને જ્ઞાન આપે છે, એવા એ પરમ શિવસ્વરૂપ, શ્રી ગુરુદેવ—શ્રી દક્ષિણામૂર્તિને આ નમસ્કાર । નમસ્કાર । નમસ્કાર ।

卐

ૐ

નારાયણ

# ઉત્થાન

વર્ષ બીજું ] ઑક્ટોબર ૧૯૪૨—આસો ૧૯૯૮ [ અંક ચોથો

## આ તે મનુષ્ય કે—?

લેખકઃ—
તંત્રી

પૃથ્વીના ખંડેખંડે પ્રલયનો અગ્નિ વરસી રહ્યો છે; યૂરપ અને એશિયાં, અમેરિકા તથા આફ્રિકા અને પાંચમા ખંડ જેવા આસ્ટ્રેલિયામાં માનવજગત રણરસિયું બન્યું છે !—અરે લોહીતરસ્યું બન્યું છે. અને શું સમુદ્રને શાન્તિ સાચવવા દીધી છે ? ખંડે ખંડની ચોકી કરતો, ચોમેર મોજાં ઉછાળીને મનુષ્યને એનું જીવન એના અસંખ્ય તરંગમાના એક જેવું ન્હાનકડું મોજું જ છે, એવું ભાન કરાવતો, અને પૃથ્વીના બે તૃતીયાંશ ભાગ ઉપર લ્હેરો મારતો એ સાગરરાજ પણ મનુષ્યની યુદ્ધલીલામાં સપડાઈ રહ્યો છે !

પ્રચંડ આકાશમાં ઘણીવાર તારાઓ ખરે છે, અને ખરી ખરીને ક્યાંના ક્યાં યે સંતાઈ જાય છે; ગયા; હમેશને માટે ક્યાંક અગોચર થયા; માનવદૃષ્ટિથી દૂર દૂર અગમ્યમાં ઊતરી પડયા ! એ પણ લડતા હશે નહિ વારુ ? એમનાં યે યુદ્ધ ખેલાતાં હશે; ત્યાં પણ ચડસા-

તારાઓમાં હશે, નાના મોટાના, સાન નરસાના રાગદ્વેષ હશે ! પૂછીયે જ્યોતિષીને તો કહેશે કે, હ , ગ્રહને પણ સ્વભાવગુણ છે. અને એટલ પ્રભાવશાળી એ છે કે પૃથ્વી પરના માનવને કે દેવદેવતાને પણ એ પોતાને વશ વર્તાવી રહ્યા છે ! આતુ એ તારામંડળનું પણ યુદ્ધ !

દશે દિશામા વાયુ દોડે છે, એમની પણ જાણે સતત ચાલતી હોય ઊંચે આકાશમા અને નીચે પૃથ્વી ઉપર, ગરમ અને ઠંડા, ચોકખાં ધૂળના વંટોળીયાના એ તોફાન જગાવે છે ! અને વર્ષાઋતુમા તો, સમુદ્રનાં જળને ઊંચે ઉગાડી, આકાશમાં એના ગોટેગોટા ફેરવી, વાદળાંને આમથી તેમ રમાડી ઘૂમાવી, વીજળીના ગડગડાટ અને વાદળાના તડફડાટમાથી પાણીની રેલમછેલ કરી મૂકે છે, પૃથ્વીની તરસ છીપાવે છે સમસ્ત પ્રાણી વર્ગને પોષણ આપવા અન્ન ઉપજાવે છે ! સાથે જ સંહાર ! અને સંહાર તેવુ જ સર્જન ! એક ક્ષણની પણ શાંતિ નહી આખુ વર્ષ એને વહ્યા જ કરવાનું ! પ્રહ્લાદ વીનવતા એ વાયુઓમ પણ યુદ્ધ ચાલતુ હશે નહિ વારુ ? એમા યે હારજીતની સતત ઓથાર હશે ! ત્યાય રાગદ્વેષ અને તુફાનના ઝંઝાવાત !

સમુદ્રમા અસંખ્ય કોટિ જીવો છે, રાક્ષસી શરીરના મગર, માછલ અને બીજા પૃથ્વી પર પણ ન હોય એવા—ન કલ્પી શકાય એવા પ્રાણીઓની એમા દોડાદોડ થયા કરે છે ! એકની પાછળ બીજું એમા લાગ્યુ જ પડ્યું છે ! પોતાની જાતનો જ આહાર કરીને જીવન ટકાવી રાખનાર વર્ગ એમા બહુ મોટો છે. સૌને પોતાની હયાતી—શરીરનુ જીવન નિભાવવુ છે, અને નિભાવીને જીવવું છે, મુક્ત વિહાર કરવો છે એટલુંજ નહિ, પણ સ્વતંત્ર અને સત્તાધીશ થવા બીજાને મારવાં, ડરાવવા નસાડવાં અને નિર્મૂળ કરવાં છે! એમાં યે રાગદ્વેષ, ત્યા પણ યુદ્ધ, અને એ જ સંહાર અને સર્જન, જન્મમૃત્યુની ઘટમાળ ! ક્ષણમાત્રની પણ શાંતિ નહી !

અને આ પૃથ્વી ઉપરની તો વાત જ શી કરવી ! વનવાસી પશુ

એ અને પક્ષીએ, જંતુએ અને કીટપતંગો, અસંખ્ય નાનાં મોટાં પ્રાણધારીઓનું આ એક જબરદસ્ત સંગ્રહસ્થાન છે ! કોણ કરે એમનું વસ્તીપત્રક ! માણસ માણસની ગણતરી કરે, વર્ણભેદ અને વર્ગભેદના વાડા બાંધે, સ્પર્ધામાં ઉછળી ઉછળીને સમ્રાટ્ કે સ્વરાટ્ થવાના ધમપછાડા કરે—ત્યારે એ પશુઓ એનાથી વંચિત હશે ?

નાં; એકને બીજાનો ભય—જન્મજાત ભય લાગુ જ છે ! એકની ઉપર બીજાનો અંકુશ હમેશાં સવાર થઈને પાછળ પડેલો છે; એમને જીવવું છે, ખાવુંપીવું છે, વંશવૃદ્ધિ કરવી છે ! દેહરક્ષા કરવી છે અને ગુફા કે કોતર, ઝાડનાં પોલાણ કે ઓથ, માળા કે દર, શોધી કે બનાવીને એમને પણ પોતાની વસતી, હયાતી ટકાવવાં છે. જીવન એમનેય વહાલું છે; મરવું નથી; પણ પોતાને જીવવું છે, વધવું છે, સુખી અને સુરક્ષિત રહેવું છે, તેથી બીજાને મારવાં છે; દુર્બલને દબાવવાં છે, ને સબળથી બચવું છે; ત્યાં પણ ભય અને રક્ષાનાં બંધન છે; જીવન—સંગ્રામ છે; જીવન એ યુદ્ધ જ છે, બીજું કાંઈ નહિ, એવું એ પણ આપણને જાણે શીખવતાં જ હોય નહિ !

અને આપણે ત્યારે કેવા ? આપણે એટલે પોતપોતાના સાડાત્રણ હાથની ઊંચાઇના, હાલતાં ચાલતાં જીવવા માટે જ મથતા, અને આ આ આખા બ્રહ્માંડમાં ચાલતા વર્ગવિગ્રહની જ આ પૃથ્વી ઉપર નકલ કરતા માનવ દેહધારીઓ—તે કેવા છીએ ?

કૈંક જૂદા છીએ ખરા ! તત્ત્વો, પશુપક્ષીઓ, કે કીટપતંગો સ્વભાવપ્રેર્યાં જીવવા મથે છે; જેવી પ્રેરણા તેવું કર્મ; સુખદુઃખના દ્વંદ્વમાંથી છૂટવાનો નહિ પ્રયત્ન કે નહિ ઇચ્છા; ક્ષણિક સુખની આશા, અને તાત્કાલિક દુઃખની નિવૃત્તિનો પ્રયત્ન એ એમની જીવનકર્મની રડારોળ; એમાં જ જીવનની સમાપ્તિ. જાગે ત્યાં સુધી દેહપોષણની મહેનત; વંશવૃદ્ધિની ઇચ્છા; અને શરીરરક્ષાનો ભય; આમ દેહપોષણ માટે આહાર, વંશવૃદ્ધિ માટે વિષયભોગ, અને શરીર રક્ષા માટેનો ભય-એ

વિવિધ ધર્મમાં એમનું સમગ્ર જીવન સમાપ્ત થાય; અને થાય ત્યારે નિદ્રા, આવા આહાર, નિદ્રા, ભય, અને વંશવૃદ્ધિના ચતુર્વિધ સ્વભાવમાં જ એમના જીવનધર્મની પૂર્ણાહુતિ !

અને આ મનુષ્ય કેવો છે ? કૈ યે વિશેષતા છે કે નહિ ?—છે, એનામાં વિચારશક્તિ છે, સારું નરસું સમજી શકે છે ! દૂરંદેશી છે; કર્મ અને કર્મનાં ફલ જાણી શકે છે ! આગામી દુઃખ અને ભૂતકાળનાં સુખને ઓળખી વિચારીને કર્મ કરી શકે છે, એ પોતાનો ઇતિહાસ સાચવી રાખે છે, વંશવારસ માટે ઇતિહાસ નોંધી જાય છે, પ્રત્યેક પ્રાણી પદાર્થનાં જીવનમાંથી ઉપદેશ લઈ શકે છે, બુદ્ધિની પગથારે પહોંચીને જીવનની અવનવી શોધ કરે છે, અને સૌથી શ્રેષ્ઠ હોવાનો દાવો કરી શકે છે.

પણ આથી શું એની મહત્તા નક્કી કરી શકાશે ? પાછળનો ઇતિહાસ તપાસો, અત્યાર સુધીના માનવસંસ્કૃતિના વહીવટ્યા વ્યાપ તો ટકી ગયા છે, કે એમણે સંખ્યાબંધ યુદ્ધો ખેલ્યાં છે, એનામાં પણ પશુ જેવાં, ઇતર પ્રાણીઓ જેવા જ આહાર, નિદ્રા, ભય અને વંશવારસના છે પૃથ્વીપરની જૂનામાં જૂની પ્રજાઓએ, ગ્રીક અને મન, આર્ય અને અનાર્ય, કે એવી બધી પ્રજાઓએ પોતપોતાના મનસ્વી ધર્મોને વશવર્તી સારાં માઠાં કર્મોનાં ફળ ભોગવી, આપણને એવો જ ઇતિહાસ પૂરો પાડ્યો છે, કે એમાંયે વર્ગ, વર્ણ અને વિગ્રહની વાડાબંધીઓ હતી ઊંચા નીચાના, ન્હાના મોટાના, સ્ત્રી પુરુષના, સત્તા ને હીણપતના, રાજા અને પ્રજાના. રાજ્ય રાજ્યના અનુર ભેદો હતા. કોઈ હિંસક તો કોઈ અહિંસક, કોઈ ઘાતક તો કોઈ રક્ષક, કોઈ પોષક તો કોઈ શોષક, કોઈ પાલક તો ભક્ષક, એમ એમણે પણ કાળાં ધોળાં કર્યાં જ કર્યાં છે.

ત્યારે એનો સાર શું ? સાર એ જ કે એમનો ઇતિહાસ આપણને તપાસી જોતા મળે છે એમને ય સુખદુઃખ હતાં, માન અપમાન હતાં,

હાર જીત હતી, રાગ દ્વેષ હતા જેઓ એ દ્વદ્વમા જ રમ્યા કર્યા છે, તેમને શાતિ નહોતી, એવાઓને યુદ્ધમા જ ખપી જવુ પડયુ પૃથ્વી-પરના શરીરને પૃથ્વીપર જ છોડી દઈને હતા ન હતા થઇ ગયા, મૂકી ગયા આપણે માટે જો લઈ શકાય તો એમની જીવનશ્રેણીમાથી અમોલ અને અમૂલ્ય ઉપદેશસામગ્રી એમના કર્મધર્મ, એમના જ્ઞાનઅજ્ઞાન કે વિજ્ઞાન, એમના જીવનદીપના અજવાળા કે મૃત્યુના અધારા આપણી સામે અત્યારે ય જાણે તૈયાર ઊભા છે—મૂર્તિમન્ત અને સજીવન, આપણને ચેતવવા અને જગાડવા, જેને ચેતવુ હોય અને જાગવુ હોય તેને, બીજાને નહિ

**ધર્મવિવેક**

મનુષ્યેતર પશુઓમા, પ્રાણીઓમા અને તત્ત્વોમા જોયુ તો એમ જ લાગે છે કે એક જીવને ભોગે બીજો પોષાય છે, એકનો સહાર બીજાનુ પોષણ બને છે અને શ્રીમદ્ ભાગવતમા પ્રથમ સ્કધમા કહ્યુ છે તેમ जीवो जीवस्य जीवनम् એ વાકયનો જાણે એ રીતે જ અર્થ થતો હોય કે એક જીવના ભોગે બીજા જીવનુ જીવન ટકી રહે છે, એવુ એ બધાં કરી બતાવે છે

મનુષ્યને બીજા બધાથી જૂદો પાડીએ ત્યારે એમા કઈક અવશ્ય વિશેષતા છે. એ પોતાના પ્રત્યેક કર્મને વિચારપૂર્વક કરે છે, એ વિચાર ખોટો હોય કે ખરો, સારો હોય કે માઠો, એ જૂદી વાત છે, પણ એનુ કર્મ વિચાર વિનાનુ એટલે તદ્દન અવિચારી નથી એ ચોક્કસ છે, દુર્વિચારી હશે, પણ અવિચારી—વિચાર વગરનુ તો નથી જ.

મનુષ્યમા મુખ્યત્વે બે વર્ગ છે, એક અતર્મુખી અને બીજો બહિર્મુખી, એક સ્વાર્થી ત્યારે બીજો નિ સ્વાર્થી, એક હિસક ત્યારે બીજો અહિસક સ્વાર્થી મનુષ્યને સમસ્ત વિશ્વના વિનાશના ભોગે પણ પોતાને માટે સસારના સમસ્ત સુખ, સત્તા, અને સ્વતત્રતા જોઇએ છીએ, ત્યારે બીજા નિ સ્વાર્થીને પોતાના સુખ, સત્તા કે સ્વત-

ત્રતાના ભોગે સમસ્ત વિશ્વને સુખી કરવા માટે મરી મટવાની ઝ ખના છે

આવા બે વર્ગમાંનો પહેલો વર્ગ તો પશુવર્ગ કરતા જરા યે વિશેષ ચડીઆતો હોય એમ માનના મન અચકાય છે શરીર મનુષ્યનુ હશે પણ પાછલા જન્મમા પશુધર્મનુ જ પાલન કરતો હતો, જાણે શરીર બદલીને બહારથી મનુષ્ય પણ અતરથી પશુધર્મનુ જ પ્રદ ર્શન કરી દેખ નારો એ કેવલ માનવપશુ કે પશુમાનવ જ છે। એને આહારાદિ ચતુર્વિધ પશુધર્મ વિના બીજુ કશુ સુઝતુ નથી, એના પ્ર ત્યેક કર્મમા પશુતા હોય છે। એના દેહમા વાસનાની ભયકર દુર્ગંધ સડતી હોય છે। એના મનમા વિષયભોગની ગભરી તૃષ્ણા નાચ્યા કરતી હોય છે। એની સમજણમા એની વિચારશક્તિમા હિરાનાં લાવપેચ ગોઠવાતા હોય છે। શાતિની ઇચ્છાની ઓથે અશાતિ વધે એવા એ કર્મ કરે છે। સુખના બહાના નીચે દુખની સુરગો જ એ ગોઠવ્યા કરે છે, જીવવાના પરિશ્રમની આડમા એ મૃત્યુના દુતોને જ નોતર્યા કરે છે। અને આમને આમ અથડાતો ને ટીચાતો, પીડાતો અને પીંખાતો એ પશુધર્મની ચકડોળચોકડીના ચકરાવામા ફર્યા કરે છે।

ત્યારે પેલો બીજો પશુના પાશમાથી જાણે તદ્દન છૂટો હોય તેવો આહારાદિ ધર્મને કેવળ દેહ પૂરતા જ માનીને એના કરતા કંઈક વિશેષ ધર્મની શોધમા જીવન વીતાવે છે। મનપિશાચનો એ ગુલામ નથી બનતો ભોગવિલાસની નર્તકીઓના નાચ એને નથી ગમતા, બુદ્ધિની ખોટી ભવાઈ એને રૂચતી જ નથી ક્ષણિક દેહસુખની કે પાર્થિવ વૈભવભડકાના ઠઠારાની એને ભૂખ નથી હોતી એને સુખ થાય છે બીજાને સુખી કરવામાં, એને સત્તાનો નહિ સત્યનો શોખ હોય છે દેહની સ્વતત્રતા નહી પણ સમાજની સેવામા—લોકકલ્યાણની અધીન દીન પરત ત્રતામાં એ સ્વત ત્રતાના મ ત્ર સાંભળે છે એ પૃથ્વીનુ નહિ પણ સ્વનુ રાજ્ય જોઈએ છીએ સમ્રાટ થવાના નહિ પણ સ્વ

ગટ થવાના કોડમા એ સમાનતાના આદેશ ઝીને છે, અને સ્વરાજ્ય કે સામ્રાજ્યનાં દેશ કે ખ ડવ્યાપી, ભૂગોળની સીમામા જકડાઈ ગયેલા ગન્યસત્તાના સ્વપ્ના એ નથી સેવતો, એને ઝ ખના હોય છે અનિત્યમા નિત્યની શોધની, અસત્યમાથી સત્યને તારવી કહાડનાની અને મૃત્યુસાગરના મથનમાથી અમૃત વલોની કહાડવાની કળાના અન્વેષણની.

जीवो जीवस्य जीवनम्—ના સૂત્રને ખરી રીતે તેઓ જ ખરૂં કરી બતાવે છે, એ પોતાના–જીવાત્માના બધા ધર્મકર્મને બીજા જીવાત્માઓના કલ્યાણમા વાપરી નાખે છે. સર્વની ઉન્નતિમા, સમાજના હિતમા જ પોતાનુ હિત જુએ છે, અને એમ કરી સર્વવ્યાપક, અનન્ત, અને અખંડ જીવનમા અભેદ બનવાને જ પરમપુરુષાર્થ માને છે.

ચાણક્યની ઘેર ઘેર ગવાતી નીચેની લોકોક્તિ જરા તપાસી જુઓ, અને પછી વિચાર કરો તો અવશ્ય સમજાશે કે ખરે પશુ અને મનુષ્ય વચ્ચે વિવેકનો જ ભેદ છે. આ રહ્યો એના એ સર્વમાન્ય શોધનો શ્લોક—

> आहार निद्रा भय मैथुन च
> सामान्यमेतत् पशुभिर्नराणाम् ।
> पशो विवेको ह्यधिको मनुष्ये
> विवेकहीना पशुभिः समाना ॥ १३१ ॥

ચાણક્ય કહે છે કે આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ પશુઓ અને મનુષ્યમા સરખી રીતે જ જોવામા આવે છે, પણ મનુષ્યમા એક વિવેક વધારે છે, ને જો એ વિવેક ન હોય તો મનુષ્ય અને પશુઓ એક સરખા જ છે.

અને આવું એમના સ્વભાવમા, એમના ધર્મકર્મમા સરખાપણું હોય તો પછી માનવબોળિયુ મળ્યુ તોય શુ વિશેષતા રહી ? કશી નહિ

પશુઓ જેવી રીતે આ ચાર ધર્મની ખેંચાતાણમા અને એ પ્રમા-

છોના જીવનધર્મ તથા વ્યવહારકર્મમા જન્મે અને મરે છે, લડે છે અને કામભોગ પૂરતી મૈત્રી બાધે છે, તે જ પ્રમાણે મનુષ્યો પણ જન્મે, મરે, જીવે ત્યા સુધી વિષયો ભોગવે, મારાપરાયાના વાડા બાધે, અને એમા જ દેહને ક્ષીણ કરી નાખે, ત્યારે પછી એને મનુષ્ય કેમ કહેવાય ?

**મનુષ્ય અને મનન**

માનવેતર પ્રાણીપદાર્થોમા ચાર ધર્મના સ્વભાવથી પ્રેરણા થાય તે પ્રમાણે પરાધીન દશામાં એમના કર્મ થાય છે. એમને વિવેક હોય છે એમ કહીએ તો કેવલ આ ચાર ધર્મ પૂરતો ખાદ્યાખાદ્યનુ એમને ભાન હોય છે, નિદ્રાની એને સ્વભાવસિદ્ધ આવશ્યકતા હોય છે, વશવૃદ્ધિની એને નિયમબદ્ધ ભૂખ ઉઘડે છે, અને ભય તો જ્યા જ્યા શરીર છે, ત્યાં ત્યા અનિવાર્ય છે, એટલે એમાથી એ મુક્ત થઇ શકે એમ જ હોતો નથી

ત્યારે મનુષ્યને **મનનુ** સાધન વિશેષ મળ્યુ છે, પણ એ **મન** એટલે એની કલ્પનાને આધળે ઘોડે ચડી અધઃપાતના ખાડામા કૂદી પડવાનુ નથી. જે **મન**–શબ્દ ઉપરથી એનુ **મનુષ્ય** એવુ નામ પડયુ છે, એ **મન** પશુ અને દેવશરીર વચ્ચે પૂલ જેવુ છે, રાક્ષસ અને દેવસ્વભાવ વચ્ચેનો એ દરવાજો છે એના ઉપર સવાર ચઇ શકા તો આગળ વધી દેવસ્વભાવ કેળવી દેવોના દેવ–આત્મદેવ–મહાદેવના શરણનો આશ્રય લઇ, સમસ્ત દુ ખનો સદાને માટે અત આણી પરમ આનન્દની પ્રાપ્તિ કરે, અથવા એ ઘોડાની આખે પાટા બાધી, દુ ખના અધારા વનકોતરોમા રખડી રવડી, હમેશને માટે પશુધર્મના બધનમા જકડાઇ રીબાઇ ભયકર આપત્તિના ભવકૂપમા પડે

એ મન સ્થિતિબદ્ધ નહિ, પણ ગતિમાન્ છે, એ સ્થિર, એક જ દશા કે સ્થાનમાં રહેનાર નથી, એના વડે કાતો ઉપર ચ્હડો કે નીચે ઊતરો લૌકિક ભાષામા એને મનમર્કટ કહ્યુ છે એ જગયે ખોટુ

નથી, અને એવા વાંદરાને સ્વતંત્રતા આપી, એની ઇચ્છા પ્રમાણે જ આ જગતના જીવનરણમાં ખેલવા દેવું, એ કેવળ જગતનો અને એનો પોતાનો સંહાર—ભયંકર સંહાર નોતરી લેવા જેવું છે.

**ધર્મ અને અર્થ કામ**

મનુષ્ય માટે ચાર પુરુષાર્થનો આર્ય ઋષિઓએ જે નિર્ણય કર્યો છે તે ખરેખર અદ્વિતીય છે. એનો ક્રમ છે. પ્રથમ **ધર્મ** અને પછી **અર્થ** અને **કામ;** પરંતુ અત્યારે પશ્ચિમના કહેવાતા વિજ્ઞાનવાદીઓએ, પોતાના વિજ્ઞાનનો—મનના ધર્મનો કેવલ જડ તત્ત્વોનાં અટપટાં મિશ્રણોના ક્રિયા કર્મમાં જ ઉપયોગ કર્યો છે; એમની બુદ્ધિ કેવલ અર્થ અને કામમાં જ ચાલવા માંડી; ભોગ અને ભોગનાં સાધનમાં જ એમણે-મનુષ્ય જીવનની ઇષ્ટસિદ્ધિ અને ઇતિશ્રી જોયાં. રાતદિવસ મહેનત કરવી, પૈસો કમાવો, ઇંદ્રિયો અને મનને જ ગમે એવા વિષયો બનાવવા, અને એટલા મોટા પ્રમાણમાં એ બનાવવા કે એની વિપુલતાના ઢગલામાં શરીરને પણ દાટી દેવાય. વૈભવની વિપુલતાએ ભોગમાં ઇર્ષ્યાનો અગ્નિ સળગાવ્યો, એ વિષયલાલસામાં એકહથ્થુ સત્તાનો લોભ વધ્યો, સત્તાની ભૂખમાં સામ્રાજ્યનો અગ્નિ એમના અંતકરણમાં પ્રદીપ્ત થયો અને અર્થ તથા કામને જ માટે બહુ મૂલ્ય મન–બુદ્ધિને સંસારના વિધવિધ પદાર્થોની શોધ કરવામાં—એમાંથી નવા નવા મનોહર વિષયો બનાવવામાં વાપરવા માંડયાં; અને એવા જડ જ્ઞાનને એમણે **વિજ્ઞાનનું** નામ આપ્યું. પરિણામે પરસ્પર દ્વેષ વધ્યો, ભોગમાં સ્પર્ધા ચાલી, રાજ્યના નિરંકુશ વાડા બંધાયા, સ્ત્રી અને પુરુષ પરસ્પર વિષય—ભોગલંપટ થયાં અને એ જ ભોગની વૃદ્ધિ, રોગનો નાશ, સત્તાની વિશાલતા, રાજ્યસમૃદ્ધિની વિપુલતા, વિલાસ અને વૈભવની અતૃપ્તિનાં પ્રચંડ વાવાઝોડાંને લીધે દ્વેષના મૂલમાંથી સંહાર અને વિનાશના રાક્ષસોએ એમની બુદ્ધિનો કબજો મેળવ્યો. ભોગની રક્ષા માટે સંહારક શસ્ત્ર તથા અસ્ત્રો ઉપજાવી કહાડયાં, અને જડવસ્તુઓના જ્ઞાનને

વિજ્ઞાન એવું નામ આપી, ઇસુ ખ્રિસ્ત જેવા, સંતપુરુષોનાં શિક્ષણ અને ઉપદેશ ઉપર પાણી ફેરવ્યું.

પશ્ચિમમા જ્યારે જડતત્ત્વોના વિશેષ જ્ઞાનને વિજ્ઞાન નામ આપે છે, ત્યારે આર્ય પ્રજાના વૈદિક ઋષિઓ તો વિજ્ઞાનનો એનાથી જુદો જ અર્થ કરે છે· કઠોપનિષત્, વલ્લી ૩ જી માં મંત્ર ૩ થી ૧૩ સુધીમાં જે વિજ્ઞાનની પ્રશંસા કરી છે, તે વિજ્ઞાન તો સંસારના સમસ્ત નવા જુના વિષયોના જ્ઞાન કરતાં, સંસારના અધિષ્ઠાન સ્વરૂપ, સચ્ચિદાનંદ-ઘન આત્માનું અનુભવ જ્ઞાન છે. ક્યાં આ પશ્ચિમનું જડ વિજ્ઞાન અને ક્યાં પૂર્વના તત્ત્વજ્ઞ ઋષિઓનું અંતઃકરણની તૃપ્તિસ્વરૂપ **પરમતત્ત્વનું વિશેષ જ્ઞાન રૂપી વિજ્ઞાન !** આવું વિજ્ઞાન આપણા મનનું દેદીપ્યમાન ઓજસ્ છે. એ વિજ્ઞાન જ મનુષ્યનાં દૈવી નેત્ર છે.·એ દિવ્ય ચક્ષુ મેળવે તો જ મનુષ્ય જન્મનું સાર્થક્ય, નહિ તો નહિ, એવું કઠોપનિષત્ ચોકખું ને ચટ સંભળાવે છે, અને આદેશ આપે છે–અરે ચેતવણી આપે છે કે " જે આવા વિજ્ઞાન વગરનો હોય છે, અને કદાપણ ઊર્ધ્વગામી ધ્યેય વગરના વિષયમાં જ રખડતા મનવાળો રહે છે, તેની આ વિષયવનમાં રખડતી ઇંદ્રિયો તો રથના તોફાની ઘોડાની પેઠે, કદી વશમાં રહે તેવી નથી." એવા વિવેક વગરના અને ચંચલ મનવાળાને શુદ્ધિ અને અશુદ્ધિનો ખ્યાલ હોતો નથી, ધર્મ અધર્મનુ ભાન આવતું નથી, પાપ પુણ્યનો વિચાર જ એમના મનમાં ઊઠતો નથી. પશુ ધર્મની પરાધીન દશામાંથી નીકળીને દેવભાવની સ્વતંત્ર, નિત્યમુક્ત નિજાનંદની પાયરીપર ચડવાનું એને સૂઝતું જ નથી. એમને મારે તો હમેશાં આ જન્મ મરણ, અને એનાં કર્મફલ જેવાં દ્વંદ્વોની ભીંસમાં, એ જૈરીઓના પતિની પેઠે, આમથી તેમ અફળાયા કરવાનું જ હોય છે. સંસારમાં એ હમેશાં સર્યા જ કરે છે. આ લપસણા ભવકીચડમાંથી એમને નીકળવાના માર્ગ કે સાધન જડતાં નથી–અરે શોધવાનું મન જ થતું નથી.

મનુભગવાન કહે છે કેઃ—

परित्यजेदर्थकामौ यौ स्यातां धर्मवर्जितौ ।

અ. ૪. ૧૭૬ ફે

જે અર્થ તથા કામ ધર્મનો ત્યાગ કરીને મેળવાતાં હોય તેનો ત્યાગ કરવો જોઈએ, કારણ કે એ પહેલાં જ એમણે કહ્યું છે કેઃ—

अधर्मेणैधते तावत्ततो भद्राणि पश्यति ।
ततः सपत्नाञ्जयति समूलस्तु विनश्यति ॥

અ. ૪. ૧૭૪

અધર્મથી કદાચ કોઈ સંપત્તિ મેળવે, તો એને તાત્કાલિક ઉન્નતિ થાય એમ લાગે છે. શત્રુઓને હરાવે છે, છતાં છેવટે એનો પોતાનો જ સમૂળગો નાશ થાય છે.

અધર્મનું પરિણામ જ ઊલટું છે; કારણ કે ધર્મના અંકુશ વગરના અર્થ અને કામ તો આંધળા પાડાની પેઠે, વણદોર્યાં ગમે ત્યાં અથડાઇ પડી પોતાનાં જ હાડકાં ભાગે છે. મહાભારતમાં તો સ્પષ્ટ આજ્ઞા છે કેઃ—

अर्थसिद्धिं परामिच्छन् धर्ममेवादितश्चरेत्

૫-૩૭-૪૮

એટલે કે જેણે અર્થ મેળવવો હોય તેણે પ્રથમ ધર્માચરણ જ કરવું. એ વિનાનું પરિણામ ભયંકર આવે છે એવી અનુભવવાણી મહાભારતના રાજર્ષિના મુખમાંથી વારંવાર સરી પડી છે. ભારતવર્ષમાં ખેલાયેલું એ યુદ્ધ ધર્મ અને અધર્મની હોડ હતી. દુર્યોધનની એકહથ્થુ સત્તાની લાલસા પ્રચંડ હતી, દ્વેષનો માર્યો એ પોતાના જ પિતરાઈઓનો વિનાશ ઇચ્છતો હતો; રાજ્યસત્તા અને વૈભવને માટે નીતિ કે ધર્મને બાજુએ મૂકી, પોતાના જ બન્ધુવર્ગની પત્નીઓને છેડવામાં પણ એણે પાછી પાની નહોતી કરી, વડીલોનાં વચનોને એણે તુચ્છકાર્યાં હતાં, ભગવાન્ શ્રીકૃષ્ણનાં સંદેશ, સમાધાન કે સલાહને એણે ગણકાર્યાં ન

હોતા, અને યુદ્ધને નોતર્યું હતુ. વ્યાસ ભગવાન એ સમયના ઇતિહાસનું વર્ણન કરી, અધર્મ દ્વારા મેળવેલા ઐશ્વર્યની શી દશા થાય છે એનું આમ વર્ણન કરે છે કેઃ–

अर्थनामीश्वरो य. स्यादिन्द्रियामनीश्वरः ।
इन्द्रियाणामनैश्वर्यादैश्वर्याद्भ्रश्यतेहिसः ॥

૫–૩૪–૬૩

જે મનુષ્ય સંપત્તિનો–અર્થસમૂહનો માલીક હોય, છતાં ઇંદ્રિયોનો ગુલામ હોય તો ઇંદ્રિયો ઉપર કાબુ ન હોવાથી મેળવેલા ઐશ્વર્યમાંથી ભ્રષ્ટ થાય છે.

કૌરવોની આવી જ સ્થિતિ થઈ હતી. ધૃતરાષ્ટ્રનો આંધળો પુત્રમોહ, દુર્યોધનનો અધર્મી સત્તામદ, અને સમસ્ત કૌરવપક્ષનો ધર્મસેવી પાંડવ પક્ષનો દ્વેષ એ જ કૌરવોના વૈભવનો નાશ થવામાં મુખ્ય કારણો હતાં. ઐશ્વર્યની અધર્મ લાલસામાંથી હંમેશા ધર્મ અને ધર્મી પ્રતિનો દ્વેષ જન્મે છે, અને છેવટે ધર્મનું બીજત્વ અધર્મના ક્ષણિક ઐશ્વર્યનો ધ્વંસ કરે છે.

ટૂંકી માનવદષ્ટિ એટલે જ પશુદષ્ટિ. પશુઓને ભૂતભાવીનો વિચાર આવતો નથી, કર્મના શુભાશુભ પરિણામનો વિવેક હોતો નથી, પુણ્ય, પાપ કે લોકકલ્યાણની દશા સૂઝતી નથી. વર્તમાનકાળમાં દંભ, અસત્ય, કપટ, અને દુરાચારનાં સાધન વાપરીને નિર્દોષ ધર્મશીલોને લુંટી લઈને મેળવેલી સંપત્તિ છેવટે એ અધર્મીઓનો જ નાશ કરે છે, એવુ આપણને મહાભારતને શબ્દે શબ્દે સંભળાય છે.

## સાચું વિજ્ઞાન

કયાં આ અધર્મના બીજ રોપી, અર્થ અને કામ દ્વારા ઐશ્વર્યરૂપી ફળ મેળવવાનું પશ્ચિમની પ્રજાનું વિજ્ઞાન, અને કયા ધર્મના પવિત્ર બીજારોપણમાંથી ઊગી નીકળતો ઐશ્વર્ય અને લોકકલ્યાણની ઉન્નતિના કલ્પતરૂ જેવો પૂર્વની પ્રજાના વિજ્ઞાન–આત્મવિજ્ઞાનનો અનેરો ફાલ !

વિજ્ઞાન એટલે આત્મજ્ઞાન, સાંસારિક વિષયોનું જ્ઞાન એ વિષયજ્ઞાન અને પરમતત્ત્વનું વિશેષ જ્ઞાન તે વિજ્ઞાન, આવો અર્થ ઉપનિષદો અને ગીતામાં કરેલો છે; પરંતુ આપણી છેલ્લા દોઢ બે શતકની, કેળવણી તો પશ્ચિમની બહિર્મુખ વિષયજ્ઞાનને જ વિજ્ઞાન કહેનારી, રસાયનવિદ્યાને જ તત્ત્વજ્ઞાન સમજનારી અને તત્ત્વોના ગુણધર્મને જાણી, એની મેળવણીમાંથી વૈભવોના સાધનો શોધી, એ ક્ષણિક ઐશ્વર્યને સાચવવા અને એકઠું કરવા માટે ભયંકર સંહારક શસ્ત્રાસ્ત્રો શોધીને એને જ વિજ્ઞાન કહીને પ્રજાની કેવળ આત્મઘાતક બની બેઠી છે!

સાચું વિજ્ઞાન ઉપનિષદ્ કહે છે તેમ આત્મતૃપ્તિ અપાવે છે, વર્ગવિગ્રહ મટાડે છે, મન તથા ઇન્દ્રિયોની ઉપર કાબુ રાખતા શીખવે છે, પ્રાણી માત્ર ઉપર પ્રેમ વધારી સૌના કલ્યાણમાં જ પોતાનું કલ્યાણ સમજાવે છે, અને એવી તો અદ્ભૂત સમાજવ્યવસ્થા બાંધી આપે છે કે, જે આદર્શને ભારતવર્ષની પ્રજા હજુ પણ ભૂલી નથી–ભૂલી શકે એમ નથી.

અસ્તુ! સારગર્ભ એ છે કે અત્યારનો મનુષ્ય જાણે મનુષ્ય જ નથી રહ્યો! એણે વિવેક ગુમાવ્યો છે! અને આશ્ચર્ય તો જુઓ! નિત્યના અબજો રૂપીઆનો ધૂમાડો કેવળ ઐશ્વર્યની ભૂખ મટાડવા માટે જ થાય છે, ઘાસની પેઠે અસંખ્ય માણસો મરે છે, કલ્પનામાં ન આવે એવાં હથિયારો ઘડાય છે, અને એ બધું શાને માટે?–કેવલ સત્તાનો મદ! સામ્રાજ્યની ભૂખ! વિષયભોગની વિનાશકારી બુદ્ધિ! ભારતના આર્ય! તું વિવેકી બન! તુ પશુ નથી, પશુ કરતા એક દરજ્જુ ઊંચે છે, ધૂલ ઉપર ઉભો છે, પાછો હઠીને પશુ ન થઈશ, આગળ વધ! પશુના ધર્મ તો દેહનો વિકાર છે, એ તારો અધર્મ છે, તું વિવેક કેળવ! ધર્મ–અધર્મના ભેદ ભણી લે! અને પછી જ અર્થ અને કામના પુરૂષાર્થમાં પડી, એ વિશુદ્ધ સાધનદ્વારા 'ચતુર્થ અને અંતિમ પુરૂષાર્થ મોક્ષ માટેનો અધિકારી થા!

આ યુદ્ધને જોઈને દેવો જરૂર હસતા હશે !–વિવેકીઓ હસે છે !–દયા આવે છે ! આમાં વીરતા નથી પણ નરી પામર–પશુતા છે. અને પશુઓ પણ આવી રીતે ક્યાં લડે છે! પશુઓને ધન વૈભવ નથી જોઈતાં, એમને સામ્રાજ્ય નથી મેળવવાં, કપટ, પ્રપંચ, અસત્ય અને દંભ જેવાં માણસ જાતને જ વરી ચૂકેલાં રાક્ષસી જોતરાં પશુના ગળામાં નથી હોતા. આ આસુરી સ્વભાવ તો માણસે–અધમીં પશુમાનવે શોધી અને પાળી રાખ્યો છે, અને જ્યાં સુધી એનું સામ્રાજ્ય છે, ત્યાં સુધી ધર્મ અને સુખ, નીતિ અને વિવેક, પ્રેમ અને વિજ્ઞાન જેવાં લોકહિત અને સમાજસુખનાં સ્વપ્નો જ કદાચ આ પૃથ્વી ઉપર રહેશે !

અને આ વાત કોણ સાંભળે ? દારૂના નશા જેવો સત્તાનો પણ નશો છે, મનુષ્યને પણ ઘણા મેં મદ વરેલા છે, વિદ્યામદ, રૂપમદ, ગુણ-મદ, કીર્તિમદ, અને એવા બધા મદના સરવાળા જેવો ઐશ્વર્યમદ જ્યાં ચડેલો હોય છે, એ બલા કોઇનું કહ્યું સાંભળે પણ ખરો કે ?–ન જ સાંભળે, જુઓ, મહાભારતકાર પોતાનો અનુભવ કહે છે કે

**ऐश्वर्यमदमत्तो हि नापतित्वा विबुध्यते**

૫–૩૪–૫૩

અર્થાત્ ઐશ્વર્યમદમાં આંધળો બનેલો મનુષ્ય ઐશ્વર્યમાંથી ભ્રષ્ટ ન થાય–ઐશ્વર્ય ગુમાવી ન બેસે, ત્યાં સુધી એને જ્ઞાન આવતું નથી.

ઐશ્વર્યનો મદ જ ઐશ્વર્યનો નાશ કરે છે ! ધર્મના પાયા વિનાનું અર્થ અને કામનું ચણતર ટકી શકતું જ નથી, અને એ ધર્મ, એ વિવેક જ્યાં સુધી માનવ સમાજનું ધ્યેય ન બને ત્યાં સુધી યુદ્ધ અને કલહ, કપટ અને દંભ, લોભ અને મોહ, વિગ્રહ અને વિનાશ, પોતાનાં નગારાં વગાડી આ પશુ મનુષ્યનાં ટોળાંને રાક્ષસી નાચ કરાવ્યા જ કરશે !

મનુષ્ય એટલે જ, ઉપર જોયું તેમ મનન કરી શકે, સાચું ખોટું

કે સારૂ માઠું સમજી શકે, તેવું બુદ્ધિવાળું પ્રાણી. એ વિચારશક્તિ એ જ એનો વિવેક અને એ વિવેકની વિશેષતા જ એને ઈતર પ્રાણી વર્ગ કરતા જ જુદો પાડે છે. વિવેકનો જ્યા સુધી ઉદય ન થાય ત્યા સુધી એ મનુષ્ય નથી, પણ મનુષ્યના રૂપમા રૂપાન્તર પામેલો કેવલ પશુ જ છે:

વિવેકમાથી જે જ્ઞાન જન્મે તે આત્માનું, પરમતત્ત્વનુ વિશેષ જ્ઞાન એટલે વિજ્ઞાન. એ વિજ્ઞાન આપણી આખ છે, એ જ આપણુ દૂરબીન છે, એ ધર્મ-દિવ્ય ચક્ષુ વડે આપણે આપણુ જીવન જોઇએ, ધર્મકર્મ તપાસીએ, અને સૂક્ષ્મ વિવેક વડે જીવતર ઘડીએ એટલે મનુષ્ય બનવાનો અધિકાર સહજ સ્વભાવે આવે !

આવી સૂઝવણુ કાઈ નવી નથી, અનાદિકાળથી મનુષ્યના શરીરમા રહેલુ પશુત્વ, ખીની વધીને બહાર હત્યા કરતુ આવ્યુ છે, ધર્મને એણે વિસારી મૂકયો છે, અને અધર્મ દ્વારા જ અર્થ તથા કામના ક્ષેત્રોમા માથા મારી, મનુષ્યસમાજને પશુના જ ધર્મમાં ફેરવ્યા કર્યો છે

મહાભારતમા મહર્ષિ વ્યાસ થાકીને કહે છે કે —

ऊर्ध्वे बाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति मे ।
धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते ॥

૧૮-૫-૬૨

ઉચા હાથ કરી કરીને હુ પોકારૂ છુ પણ કોઇ મારૂ સાભળતુ નથી, ભાઇઓ, ધર્મથી જ અર્થ અને કામ પ્રાપ્ત થાય છે, શા માટે ધર્મ નથી સેવતા ?

આવા પુકાર નવા નથી, જગત સાભળે કે ન સાભળે પણ મહર્ષિઓએ પરમ સત્યને-સનાતન જીવનધર્મને કદી ગુપ્ત રાખ્યો નથી. એ ધર્મ આપણું આદર્શ છે, મનુષ્ય એટલે ધર્મશીલ પ્રાણી; અધર્મના અધાર ઊલેચવાનુ સાધન ધર્મનો પ્રોજ્વળ પ્રકાશ છે, અર્થ

અને કામના અદમ્યજુસ્સામા તો વિનાશ અને સહાર છે। એમાથી બચીને બહાર કૂદી પડો। ધર્મને જીવનની દીવાદાડી બનાવો। અર્થ અને કામને માટે સસારને ધર્મક્ષેત્ર સમજો, અને પછી જુઓ તો સમજાશે કે અર્થ અને કામ ધર્મને અધીન છે, અધર્મને નહી. "

જગતનો ક્રમ બદલાય છે, નવી વ્યવસ્થાના સ્વપ્ના ગોઠવાય છે। શાતિ અને સુખના, પ્રેમ અને વિજ્ઞાનના અજવાળા ઊતરવા માડયા છ સાભળો મહર્ષિ રામ આપણને આજથી ૩૫-પુરા પાતરીસ વર્ષ પહેલા કહી ગયા છે કે—

" હિદુસ્તાનના રાજારજવાડાઓ। ધર્મગુરુઓ। દ્વિજો અને શૂદ્રો। ગન્યકર્તાઓ અને પ્રજાઓ। થોડા જ વર્ષોમા શુ પરિણામ આવશે તેનો તમને ખ્યાલ છે? ગમે તો મને વિચિત્ર તરગી માણસ માનીને હસી કહાડો પરતુ મારી સામે દેખાય છે કે આ જગત્ સાચા સન્યાસીઓથી–સ્વાર્થત્યાગી ધર્મવીરોથી ભરાઈ ગયુ છે, પૃથ્વી ઉપર દેવો પગલા પાડતા હોય એવુ દેખાય છે મનુષ્યોના શરીર અને વર્ણ ઉપરથી નક્કી કરેલા જાતિભેદ નષ્ટ થવા માડયા છે હિન્દુસ્તાન, ચીન, અમેરિકા અને ઇગ્લેન્ડ વચ્ચેનો ભેદભાવ જતો રહ્યો છે નવો સઘ તૈયાર થાય છે, અને વળી એ પણ ઓગળીને તેની જગ્યા નવો ધર્મ-સઘ લેશે .આતરિક ઉપાધિ નાશ પામતા જ બાહ્યોપાધિ એની મેળે શમી જશે મુક્તિ કે આઝાદીની કશી યે જરૂર નથી, શકા કે ભય રાખવાનુ જરા યે કારણ નથી બ્રહ્મદ્રોહીઓ ભલે તેમને ફાવે ત માર્ગ સ્વીકારે!–તમે ધર્મમાર્ગ ન ભૂલશો।"

  

 



# હરિવર !



હરિવર ! હુ તુજ દર્શનપ્યાસી,
મુજ નેનન નિત્ય ઉદાસી,
હરિવર હો ! તુજ દર્શનપ્યાસી.

સૂરજકિરણમા તુજને શોધુ, શોધુ ચન્દ્રની માય,
રમણે ચડતી વાદળી શોધુ, શોધુ સાગરમાય
હરિવર હો !

ડુગર શોધુ, સરિતા શોધુ, વધતુ દુખનુ પૂર,
વનની વીણા વાગે મધુરી, શોધુ તારા સૂર
હરિવર હો !

મદિર શોધુ મોહન ! મળવા, શોધુ જીવનનીર,
કયાય દીઠો નહિ હરિવર ! તુજને, દીઠો મનમદિર
હરિવર હો !

મૂળજીભાઈ પી શાહ



# સ્વયંભૂ*



" જનની જીવો રે ગોપીચંદની "–ઢાળ.

પ્રભુ ! તારી તો અસ્તિ સર્વમાં,
ખાલી નહીં અણુ કોય જી;
આદિત્યોમાં વિષ્ણુ તું જ છે,
જ્યોતિ દિવાકર રહોય જી. ૧.

મ રી ચિ વા યુ માં શો ભ તો,
નક્ષત્રે ચન્દ્ર ગણાય જી;
વેદોમાં સામ હું તું લહું–
દેવે તો ઇન્દ્ર વર્તાય જી. ૨.

મ ન રૂ પે હસતો ઇન્દ્રિયે,
તું છો ચૈતન્યનું રૂપ જી;
રૂદ્રોમાં શંકર છે તું જ ને ?
રાક્ષસે કુબેર અનુપ જી. ૩.

વસુઓમાં અગ્નિ, ગિરિ મેરૂ તું,
બૃહસ્પતિ કાર્તિક નામ જી;
મહર્ષિએ ભૃગુ તું પેખવો–
વાણીમાં ॐ અભિરામ જી. ૪.

*ગીતાના ૧૦ મા અધ્યાય ઉપરથી સૂચિત.

દેવર્ષિ, ગંધર્વ, સિદ્ધોમા
નારદ, ચિત્રરથ ને કપિલ છો;
ઉચ્ચૈઃશ્રવા અશ્વે ગણતો,
નૃપતિ તું વિશ્વે અખિલ છો. ૫.

માતંગે ઐરાવત તું ખગે–
આયુધે વજ્ર કહેવાય છે;
ગાયોમા કામદુઘા નામ તું જ,
વાસુકિ સર્પ ઓળખાય છો. ૬.

ભગવન્! જળચરમા વરુણ તું,
અર્યમા પિતૃને વૃદ છો,
યમરૂપે નિયમન તવ ચાલતુ–
પ્રહ્‌લાદ તુ દૈત્યવૃંદ છો. ૭.

ગણના કરનારો છે કાળ તુ,
પશુવર્ગે મૃગેન્દ્રવીર છો;
ગરૂડ તુજ સંજ્ઞા વિહંગમા,
નદીઓમા ગંગાનું નીર છો. ૮.

તું છો પ્રલયમૂર્તિ મૃત્યુ ને,
શસ્ત્રધારીઓમા રામ છો;
છંદે ગાયત્રી ઉદ્‌ગાર તું જ,
સા મો મા બૃહત્સામ છો. ૯.

માસોમાં માગશર તારગે,
ઋતુઓમા વસંતના કાલ છો,
વૃષ્ણિવંશે વાસુદેવ તું,
પાંડવે અર્જુન જગપાળ છો. ૧૦

મુનિઓમા વ્યાસ કહેવડાવનો,
        કવિઓમાં શુક્રાચાર્ય જી;
પ્રભાવ-સત્વ-જય શા ગુણ છે,
        તુમા હજારોહજાર જી ૧૧.

સામ, દામ, મૌન ને જ્ઞાનમા,
        ઝગે તવ વિભૂતિ તેજ જી,
ખુદ ચોથા ભાગે સમાવતો,
        સકળ બ્રહ્માંડને તું સહેજ જી ૧૨.

આદિ-મધ્ય-અંત કો જાણે નહી,
        ઘણા બાહુવાળા ઈશ જી,
ધારે નેત્ર સૂર્ય સોમ શા,
        અગ્નિમુખાળા જગદીશ જી. ૧૩.

રુદ્રો ઉપાદેશ, આમ સૌ પરે,
        કરી વિનતિનો સ્વીકાર જી,
વાસના દેહાદિક આમ ટાળજો,
        કહીએ વન્દીને વારવાર જી ૧૪.

જેહાંગીર માણેકજી દેશાઈ એમ એ



# પ્રાર્થનામય જીવન

લેખકઃ–શ્રી નલિન મ. ભટ્ટ, એમ. એ.



સાધકજીવનમાં પ્રાર્થનાનું મહત્ત્વ સૌથી વધુ છે. એ 'પ્રાર્થના' શબ્દનો અર્થ સમજી લેવો જરુરી છે. 'પ્રાર્થના' માં બે શબ્દો છે. પ્ર+અર્થના. તેમાં 'પ્ર' શબ્દ પ્રકર્ષ એટલે કે અત્યંતતાનો વાચક છે. અર્થના એટલે ઇચ્છા. અર્થાત્ પ્રાર્થના એટલે અત્યંત એટલે કે તીવ્રતમ ઇચ્છા !

આવી તીવ્રતમ ઇચ્છાનો વિષય શો હોવો જોઇએ એ એક વિચારવા યોગ્ય પ્રશ્ન છે. માણસ વિવેકી હોઇને દુનીઆના સદસદ્ પદાર્થોમાં તેણે સત્પદાર્થની પ્રાપ્તિ માટે ઇચ્છવું રહ્યું. સત્પદાર્થોમાં પણ જે સત્તમ પદાર્થ હોય તેની પ્રાપ્તિ માટે તેણે તીવ્રતમ ઇચ્છા સેવવી જોઇએ. આ સત્તમ પદાર્થ એટલે જ પરમાત્મા છે, એવો દાર્શનિકોનો છેવટનો નિશ્ચય છે.એ સત્તમ=પરમાત્માની પ્રાપ્તિ માટે તીવ્રતમ ઇચ્છા એટલે પ્રાર્થના.

ઉપનિષદ્ના ઋષિઓએ મનુષ્યજીવનમાં સદ્-ઇચ્છાનું મહત્ત્વ ખૂબ ગાયું છે. છાંદોગ્ય ઉપનિષત્‌ની શાંડિલ્ય વિદ્યામાં મહર્ષિ શાંડિલ્યનું દર્શન છે કે–अथ खलु क्रतुमयः अयं पुरुषः। यथा क्रतुः अस्मिन् लोके पुरुषः भवति, तथा इतः प्रेत्य भवति। स क्रतुं कुर्वीत। અર્થાત્ "નિશ્ચય આ મનુષ્ય સંકલ્પ–ઇચ્છામય છે. આ દેહમાં મનુષ્ય જેવી ઇચ્છાવાળો હોય છે તેવો જ અહીંથી વિનાશ થઇને–મરીને થાય છે.

માટે તે દઢ સંકલ્પ–તીવ્ર પ્રતિજ્ઞા કરે." બીજા શબ્દોમાં કહીએ તો પુરુષે જેવા થવું હોય તેવા થવાનું સામર્થ્ય તેની ઇચ્છાશક્તિમાં છૂપાએલું છે. જો તેને પરમાત્માની પ્રાપ્તિની ઇચ્છા હશે–તીવ્રતમ ભાવના હશે તો તે પણ તેને મળશે જ. પરમાત્માનું અનેક–ભવન પણ તેની ઇચ્છાને લઈને છે ! તો પરમાત્માના પુત્ર મનુષ્યમાં પણ આ ઇચ્છાશક્તિનો અચિન્ત્ય પ્રભાવ મોજૂદ છે. ફક્ત તેણે વિવેક વાપરી પોતાની તીવ્રતમ ઇચ્છાશક્તિને ક્યાં કેન્દ્રિત કરવી તે જાણવું રહ્યું. કેમકે ચિત્તની અદમ્ય ઇચ્છાશક્તિનું બે માર્ગે વહન થાય છે. એક કલ્યાણમાર્ગે અને બીજું પાપમાર્ગે. તો પાપમાર્ગે વહી જતી ઇચ્છાશક્તિના પૂરને ખાળીને કલ્યાણમાર્ગે તેને વહેવરાવવાં રહ્યા. આ ઇચ્છાને કલ્યાણકાર્યે વહેતી કરવાની પ્રક્રિયા એટલે જ પ્રાર્થના છે

જે પ્રાર્થના વિવેકપૂર્વક થાય છે તેમાં ચિત્તના મેલોને ધોવાનું અગાધ સામર્થ્ય હોય છે અને નીતરું થયેલું ચિત્ત સ્વભાવે જ પરમાત્મનિમ્ન થાય છે જે પ્રયોગનો વિષય હોય તેમાં ચર્ચા ગૌણ છે. અહી તો 'કર અને જો' એ જ મુખ્ય છે આથી પ્રાર્થનાનું શાસ્ત્ર રચવા કરતા પ્રાર્થનાનો પ્રતિદિનવ્યાપી પ્રયોગ જ વધુ ઉપયોગી છે એટલે વિવેકી અને જ્ઞાનપૂર્વક પ્રાર્થનાનો એકાદ મંત્ર સમજાવીને જ અહી તોષ માનીશું.

ભગવાન ઋગ્વેદ–આપણા ધર્મપુસ્તકનો પહેલો જ મંત્ર વિવરણપૂર્વક વિચારીએ. આ રહ્યો એ મંત્ર –

अग्निं ईळे पुरोहितं, यज्ञस्य देव ऋत्विजम् ।
होतार रत्नधातमम् ( ऋ. १। १। १ )

શબ્દાર્થ

પુરોહિત=સામે સ્થિત, જ્યાં જુવો ત્યાં સામે ખડા, યજ્ઞસ્ય=સૃષ્ટિયજ્ઞના, દેવ=દ્યોતક–દેવ–રાજા–સ્વામી, તથા ઋત્વિજં=ઋતુ ઋતુએ યજ્ઞના યજનાર, હોતારં=સૌને પોતાના તરફ બોલાવનાર અને રત્નધાતમમ્=સૌથી વધુ રમણીય પદાર્થોના દેનાર એવા, અગ્નિં=સૌના

અગ્રણી જગદ્‌ગુરુ પરમાત્માની, હું સ્તુતિ કરું છું.

વાક્યાર્થઃ-

જ્યાં જુવો ત્યાં સર્વત્ર મોજુદ, સૃષ્ટિયજ્ઞના દેવ, એ યજ્ઞને ઋતુ ઋતુએ યજનાર, સૌને પોતાના તરફ બોલાવનાર અને સૌથી રમણીય પદાર્થોના દાતા એવા જગદ્‌ગુરુ અગ્રણી પરમાત્માની હું સ્તુતિ કરું છું.

વિવરણઃ-

આ મંત્રનો પ્રત્યેક શબ્દ વિચાર-રમણીય છે. અહીં ઋષિ પરમાત્માને સ્તવે છે. આપણે પ્રત્યેક પદનો વિચાર કરીએ તે પહેલાં સ્તુતિ અને ખુશામદ-આ બેની વચ્ચેનો તફાવત સમજી લેવો જોવો છે. સ્તુતિમાં સત્ય ગુણોનો ઉલ્લેખ અને તે દ્વારા તે સત્યગુણો તરફ સ્તુતિ કરનારનો હર્ષ અને પૂજ્યભાવ સમાયેલ હોય છે. સ્તુતિમાં સ્વાર્થની પ્રેરણા નથી. ખુશામદમાં સામાને સારું લગાડવા અને તે દ્વારા પોતાનો લાભ મેળવવા ખાતર અગુણી કે દુર્ગુણી ઉપર ગુણનો આરોપ કરવામાં આવે છે. આથી ખુશામદમાં અસત્યની આરાધના છે. સ્વાર્થનો રંગ છે. હીન મનોદશા છે. સ્તુતિમાં એવું કશું નથી. આથી જ સ્તુતિ કરવા જેવી ચીજ છે અને ખુશામદ ન કરવા જેવી ચીજ છે. પરમાત્માના ગુણો સત્ય છે. આથી એ ગુણોનો અનુવાદ વિવેકી માટે કરવા જેવી ચીજ છે. એ સ્તુતિ સ્તુતિ કરનારમાં પણ, હૃદયશુદ્ધિને અનુરૂપ એ જ ગુણોનો આવિર્ભાવ કરે છે, અને પરિણામે સાધકહૃદયમાં સ્વચ્છ શ્રદ્ધાનો ગાઢ સંચય થાય છે. અને સાત્વિક શ્રદ્ધા એ જ તો જીવનભરની કમાણી છે! ખુશામદમાં રજોગુણ અને તમોગુણનો પરિણામે સંચય થતો હોઇને એનો સંગ્રહ મનુષ્યને દરિદ્ર બનાવી દે છે.

ઋષિ આ પ્રાર્થનામાં પરમાત્માને 'અગ્નિ' શબ્દે સંબોધે છે. આ શબ્દનો સામાન્ય અર્થ તો સૌ કોઇ જાણે છે. પરંતુ એ શબ્દનો

સૂક્ષ્મ અર્થ અહીં અભિપ્રેત છે. 'अञ्च्' અને 'नी' એવા બે ધાતુઓ મળીને અગ્નિ શબ્દ ઉત્પન્ન થાય છે તેમાંનો પહેલો ગતિવાચક છે બીજો નેતૃત્વનો વાચક છે. એ બેનો બનેનો આ શબ્દ છેવટે સર્વત્ર ગતિમાન અને સૌનો નેતા ' એવો અર્થ આપે છે. અર્થાત્ અગ્નિ શબ્દવાચ્ય પરમાત્મા સર્વત્ર પરિપૂર્ણ–સર્વજ્ઞ અને સર્વનેતા એટલે કે પ્રાણી માત્રના હૃદયમાં રહીને સૌને સૌના કર્માનુસાર દોરનાર છે આવા સર્વવ્યાપી, સર્વજ્ઞ અને સર્વનેતા પરમાત્મા સ્તુત્ય જ હોય કેમકે આ અર્થના ભાવનમાં જ સ્તુતિનું બીજ રહેલું છે. આવા પરમાત્માના મહિમાનો ઋષિ અહીં ઉલ્લેખ કરવા યત્ન કરે છે એ પરમાત્મા કેવા છે ? તો ઋષિનું આત્મદર્શી હૈયું વર્ણવે છે– 'पुरोहितम् " પુરોહિત શબ્દ ચમત્કૃતિ ભર્યો છે એમાં 'पुर ' શબ્દનો અર્થ સ્હામે–આગળ–સમક્ષ એવો થાય છે ધા ધાતુ જેનો " મૂકવું " એવો અર્થ થાય છે તેનું हित એ કર્મણિભૂત કૃદન્ત છે અર્થાત્ આ પરમાત્મા આપણી સ્હામે–આપણી સમક્ષ મુકાયલા છે એટલે કે ખડા છે જ્યાં જ્યાં આપણી નજર પડે ત્યાં ત્યાં તે તે નામરૂપે પરમાત્મા જ વર્તી રહ્યા છે ! આવું વિશ્વેશ્વરદર્શન અર્જુનસમા કોઇ દિવ્યદૃષ્ટિને જ થાય છે સ્થાવરજંગમ સૃષ્ટિ માત્ર પરમાત્મસ્વરૂપ છે અને આથી જ સૌના અન્તરાત્મરૂપ પરમાત્માને જોવાનું જેનું શીલ છે તેને માટે તો પરમાત્મા પુરોહિત જ છે વિશ્વરૂપદર્શને અર્જુન પોકારી ઉઠે છે –

वायुर्यमोऽग्निर्वरुणः शशाङ्कः प्रजापतिस्त्वं प्रपितामहश्च ।
नमोनमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥
नमः पुरस्तादथपृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व ॥

ઉપનિષદ્‌નો ઋષિ પણ આમાં સૂર પૂરે છે –

ब्रह्मैवेद अमृत पुरस्तात् , ब्रह्मपश्चात् ब्रह्मदक्षिणत च उत्तरेण अध च ऊर्ध्वं च प्रसृत ब्रह्मैवेद विश्वं इद

वरिष्ठम्। ( मुं. ११-२ ).

અને પરમાત્માએ જાતે પણ વિભૂતિયોગમાં સૌથી પહેલાં આ જ વાતનો ઉલ્લેખ કર્યો હતો કે:-

"अहमात्मा गुडाकेश ! सर्वभूताशयस्थितः ।"

અને ચોક્ખું હૃદય તો કવિ કલાપિની સાથે ગાશે કે-"જ્યાં જ્યાં નજર મારી ઠરે યાદી ભરી ત્યાં આપની." આ છે પુરોહિત શબ્દનો ભાવનાભર્યો અર્થ.

વળી આ પુરોહિત અગ્નિ=સર્વત્ર હાજર પરમાત્મા કેવા છે ? ઋષિનું હૃદય પુલકિત થઇને વર્ણવે છે કે-' यज्ञस्य देवं ' યજ્ઞ શબ્દનો પણ મૂળ અર્થ જ અભિપ્રેત છે. સંમેલન, દાન અને પૂજન એવા ત્રણ અર્થો યજ્ઞ શબ્દના થાય છે. આ સૃષ્ટિ પણ સંમેલન છે. અજબ સંમેલન છે. પંચ મહાભૂતો અને પ્રાણીઓનું આ અદ્ભુત સંમેલન કરનાર કોને માટે સ્તુત્ય નથી ? વળી સૃષ્ટિરૂપી યજ્ઞનો દાનાર્થ પણ તેટલો જ સ્પષ્ટ છે. સૃષ્ટિને ઉપજાવી પરમપિતાએ તેમના બાળકો માટે એ આપી જ દીધી છે ને ? અને સૃષ્ટિદ્વારા મહામહિમ પરમપિતાએ પ્રાણી માત્રનું આત્મીયભાવથી પૂજન અર્ચન પણ કર્યું જ છે ! પાણી, પવન, તેજ વગેરે દ્વારા પ્રાણી માત્રની સેવા એ પરમાત્માનું વ્રત જ છે. આવા અલૌકિક સૃષ્ટિયજ્ઞના પરમાત્મા એ દેવ છે. દેવ એટલે કે રાજા-એટલે કે તેને ચમકાવનારા છે. પોતાની ચેતનકલાથી એને ચેતનવંતા કરનારા છે. પોતાનાં અજવાળાંથી સૃષ્ટિને અજવાળનાર પરમાત્મા છે એ સમજનાર તો કોણ તેને ન પ્રાર્થે ?

વળી ઋષિ કહે છે કે એ પરમાત્મા સૃષ્ટિયજ્ઞના ઋત્વિજ છે; એટલે કે આ સૃષ્ટિને એ ઋતુઋતુએ નિત્યનૂતન રાખનાર છે. સૃષ્ટિના જે પ્રતિપળ નવા સ્વાંગો થાય છે તે પરમાત્માને લીધે છે. પરમાત્માની અધ્યક્ષતાને લઇને પ્રકૃતિની પરંપરા ચાલ્યા કરે છે ભગવાને શ્રીમુખે કહ્યું છે-मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् । हेतुनाऽनेन

कौन्तेय जगद्विपरिवर्तते । સૃષ્ટિમા નિત્ય નૂતનતા ન હોત તો આનન્દ પણ શો હોત ?

આ ઉપગત ઋષિનુ કવિહૃદય પરમાત્માનો એક અજબ ગુણ જુવે છે કવિ કહે છે કે પરમાત્મા ' होता ' છે હોતા શબ્દનો હૂ ધાતુ ઉપરથી બોલાવનાર—સૌને પોતાની નજીક આમન્ત્રણ આપનાર એવો અર્થ થાય છે પરમાત્મા સૌને પોતાની નજીક હમેશા બોલાવી લા છે વસ્તુ માત્ર પરમાત્માની જીભ જ છે પ્રત્યેક વસ્તુ પરમાત્માનુ આમન્ત્રણ દે છે પણ વિરલ એ બોલ સાભળે છે ખૂટ બહેરા જગતમા કેટલાક સતો જ એ સાદને સ્પષ્ટપણે સમજી શકે છે આ અતિજાગૃત અવસ્થામાં જ સભળાય એવા ઉદ્બોધનને સતો ' આતર અવાજ " ને નામે ઓળખે છે। તે ઉપગત ઉઘમા તો દરેકને ફરજીઆતપણે પોતાની હાજરી નોધાવવા પરમાત્મા પાસે જવુ જ પડે છે પેનો અતિજાગૃત અવસ્થામા કરેલો સાદ ન સભળાય ત્યારે પરમકૃપાળુ પ્રાણી માત્રને ગળે પોતાના હૃદય સાથે ચાપી લે છે। કેટલી વત્સલતા ? અને આથી જ કુદરતી ઉઘમાંથી જાગેલો માનવ પ્રભાતે સ્ફુર્તિ, સ્વાસ્થ્ય–પ્રસાદ અને નિષ્કારણ આનન્દ અનુભવે છે આમ પ્રબુદ્ધ–પ્રસુપ્ત–પ્રાણી માત્રને પોતાની નજીક બોલાવનાર પરમાત્મા હોતા છે

વળી સૌને સ્વસમીપ બોલાવનાર પરમાત્મા સ્વભાવે કેવા છે ? ઋષિ કહે છે ' रत्नधातमम् "—પરમાત્મા સૌથી રમણીય પદાર્થોના દાતા છે રત્ન એટલે કિમતી પત્થર એ સ્થૂલ અર્થ તો છેજ પરતુ જે જાતિમા જે ચીજ સૌથી ઉત્તમ તેને રત્ન કહેવામા આવે છે અર્થાત્ સૌથી રમણીય ચીજોનો દાતાર પરમાત્મા છે ઇન્દ્રિયો સહિત દેહ રમણીય છે કોણ આપે એને–શિવાય કે પરમાત્મા ? અને સમસ્ત જગતમા સૌથી રમણીયતમ પદાર્થ છે આનન્દ અને આનન્દ પણ શિવાય કે પરમાત્મા કોણ આપી શકે ? અરે। પરમાત્મા પોતે જ

આનન્દસ્વરૂપ છે. અર્થાત્ જે મનુષ્ય પરમાત્માનુ આવાહન સાભળી તેની નજીક જાય છે તેને પરમાત્મા પોતાની આનન્દ સ્વરૂપ જાત જ આપી દે છે। અને આ દાનની અવધિ છે। પરમાત્મા પોતાનો સ્વરૂપભૂત આનન્દ જ્યારે જીવને આપી દે છે ત્યારે તેનુ ભવદારિદ્ર જ દરિદ્ર થઇ જાય છે। કેમકે જેના આનન્દની એક માત્રાથી સમસ્ત જગત્ આનન્દમય બની રહે છે, તે સ્વયં આનન્દ-સ્વરૂપ પોતાની જાત જ જ્યારે આપી દે ત્યારે એ દાનની ઉદારતા કેવી અજોડ। અને આ આનન્દની જીવતા જીવન પ્રાપ્તિ માટે જ તો પ્રાણીનો તરફડાટ છે। ઋષિ કહે છે તેમ कोहि एव अन्यात्, क प्राण्यात, यदेष आकाश आनन्दो न स्यात्–કોણ નિશ્ચય જીવત, કોણ નિશ્ચય શ્વાસોચ્છ્વાસ લેત જો આ પરમાત્મા આનન્દસ્વરૂપ ન હોત તો? પદવાક્યપ્રમાણજ્ઞ ભગવાન્ બાદરાયણ પણ 'जन्माद्यस्य यत' મા પરમાત્માની સત્તા, 'ईक्षते नाशब्द' મા તેમની ચેતનતા સાધી છેવટે 'आनन्दमयोऽभ्यासात'મા તેમનુ આનન્દ સ્વરૂપ જ નિશ્ચિત કરે છે. આ આનન્દમય સ્વરૂપની પ્રાપ્તિ જ 'રત્નતમ' છે એ 'રત્નતમ'ને પણ પરમાત્મા જ આપી શકે, કઠોપનિષદ્ની સ્વાનુભવમુદ્રિત શ્રુતિ છે કે –

" नायमात्मा प्रवचनेन लभ्य न मेधया न बहुना श्रुतेन। यमेव एष वृणुते तेनैवलभ्य तस्य एष आत्मा विवृणुते तनूं स्वाम् " ॥–તે પરમાનન્દની પ્રાપ્તિ પરમાત્માની વાણીપસંદગી ઉપર અવલબે છે એ પસદગી લાયકાત ઉપર અવલબે છે, અને એ લાયકાત માટે સ્તુતિ કહો, પ્રાર્થના કહો, સુદર અને સરલ સાધન છે. પ્રભુ એવું પ્રાર્થનામય હૃદય સૌને આપો એટલુ પ્રાર્થી વિરમીએ છીએ

卐

અને બુદ્ધિહીન મનુષ્યોમાં બુદ્ધિભેદ ઉત્પન્ન થઇ, કર્ત્તવ્યમૂઢતા વ્યાપે છે. ધર્મનાં હમેશ બે અંગો હોય છે. એક સનાતન અને બીજું આગંતુક. સનાતન સિદ્ધાંતો અચળ, પણ તેનું વ્યાવહારિક સ્વરૂપ દેશ, કાળ, વસ્તુસ્થિતિને અધીન. આધુનિક સમયમાં યુગધર્મ કૈયો છે તે વિષે પ્રાચીન શાસ્ત્રો ઉપર આધાર રાખવો તે નિરર્થક છે. શાસ્ત્રાજ્ઞાનુસાર પણ શ્રુતિમાં પ્રતિપાદન કરેલાં તત્ત્વો અચળ, પણ સ્મૃતિ પરિવર્ત્તનશીલ. જે પ્રશ્નો હાલના સમયમાં વિચારકો સમક્ષ ઉપસ્થિત છે તે, તે વખતે નહોતા. તેથી આધુનિક કાળધર્મનો નિર્ણય કરવા માટે બુદ્ધિનો જ ઉપયોગ કરવો જોઇએ. શાસ્ત્રોનું સંભાળપૂર્વક અધ્યયન કરી તેમાંથી નિત્ય અને અનિત્ય તત્વોનું પૃથક્કરણ કરી, નિત્ય તત્વોને મનમાં ઠસાવવાં જોઈએ. અંતિમ ધ્યેય માનસિક દૃષ્ટિમાં સ્થિર કરવું જોઇએ. તે પ્રાપ્તિના આવશ્યક ગુણો કયા કયા છે તે પણ જાણી લેવુ ને પછી હાલનો સમય સંજોગો વ. ધ્યાનમાં લઈ કઈ કાર્યપદ્ધતિ વ્યષ્ટિ અને સમષ્ટિની ઉન્નત્તિ માટે અત્યારે સર્વોત્તમ છે તેનો ફેંસલો કરવો એ આપણું પરમ કર્ત્તવ્ય છે.

આટલા વિવેચન પછી આપણે હવે વેદાંતના સર્વમાન્ય સનાતન સિદ્ધાંતોનું દિગ્દર્શન કરી જઈએ અને પછીથી તેમને અર્વાચીન સમયમાં વ્યક્તિગત અને સામાજિક જીવનમાં કેવી રીતે ઉતારવા તેની ચર્ચા કરીશું.

(૧) સર્વ વેદાંતીઓ માને છે કે મનુષ્ય ત્રણ પદાર્થોનો બનેલો છે. સ્થૂળ શરીર, તેની અંદર રહેલું સૂક્ષ્મ શરીર અને તે બન્નેની પાછળ નિયંતા તરીકે આત્મા. બન્ને શરીરો પરિવર્ત્તનશીલ, નાશવંત તેથી જ તેમને શરીરની સંજ્ઞા આપવામાં આવી છે. સંપ્રદાય ગમે તે હોય પણ આ તો આપણે સર્વ સ્વીકારીએ છીએ. આત્માના સ્વરૂપ વિષે ને આત્માને પરમાત્માના સંબંધ વિષે થોડો મતભેદ છે. અદ્વૈતવાદીઓ એ બન્નેમાં અભેદ માને છે. વિશિષ્ટાદ્વૈતવાદીઓ આત્માને પરમાત્માનો અંશ માને છે. દ્વૈતવાદીઓ માને છે કે જીવાત્મા સદાને માટે ભિન્ન જ

છે અને ભિન્ન જ રહેશે. પણ આત્મા અવિનાશી છે એ માન્યતા તો સર્વની છે. વળી બધા સંપ્રદાયો એમ પણ માને છે કે આત્મા સ્વભાવથી જ પવિત્ર, પૂર્ણ, ઐશ્વર્યવાન, અને આનંદમય છે. દ્વૈતવાદીઓ માને છે કે આત્માના આ નૈસર્ગિક સ્વરૂપમાં સંકોચ, વિકાસ કર્માનુસાર થાય છે અને છેવટે ભક્તિથી ભગવદ્કૃપાથી અસલ પૂર્ણત્વ પ્રાપ્ત કરે છે. અદ્વૈતવાદીઓના મત પ્રમાણે આત્માના સ્વરૂપમાં કોઈ પણ કાળે ફેરફાર થતો જ નથી. અવિદ્યાથી જ આત્મા પોતાની સર્વ શક્તિઓનો આવિર્ભાવ કરી શકતો નથી, તે તો તેનામાં મોજુદ જ છે. પાશ્ચાત્ય અને આર્યાવર્ત્તની ભાવનાઓ વચ્ચે આ વિષયમાં મૂળગત ભેદ છે. બન્નેની વિચારશ્રેણીઓને નોખી નોખી દિશાઓમાં વહેચી નાંખનાર આ ભાવના જ છે, તેથી જ ક્રમવિકાસ ( Evolution ) સંબંધમાં પણ આપણો મત અલગ છે. પાશ્ચાત્ય મતાનુસાર જીવનસંગ્રામ, યોગ્યતમનો વિજય, નૈસર્ગિક પસંદગી (Struggle for existence, Survival of the fittest, natural selection) વગેરે કારણો ઉત્ક્રાન્તિનાં દર્શાવ્યાં છે. (હવે આ વિચારોમાં પણ ફેરફાર થવા માંડયા છે ), પણ યોગશાસ્ત્રમાં મહર્ષિ પતંજલિનો અભિપ્રાય એવો છે કે આ પરિણતિ પ્રકૃતિના આપૂરણ દ્વારા જ થાય છે. જીવમાત્ર પૂર્ણ આત્મા રૂપ જ છે. પ્રતિબંધો દૂર થતાં જ આત્મા સંપૂર્ણ રીતે પ્રકાશવા માંડે છે. જેવી રીતે તળાવના ફાટકો બંધ કરવાથી પાણી ખેતરમાં પ્રવેશ કરી શકતું નથી, પણ એક દરવાજો ઉઘાડયો એટલે એની મેળે જ જળનો પ્રવાહ શરૂ થાય છે તેવી રીતે પરિપૂર્ણતા સદાકાળને માટે દરેકની પાસે પોતાના આત્મામાં અવ્યક્ત અવસ્થામાં છે જ. તે કાંઇ બહારથી લઈ આવવાની જરૂર નથી. વિઘ્નોને દૂર કરવાં તે જ આપણું કામ. પ્રકૃતિ આપણને સર્વેને જાણે અજાણે પૂર્ણતા તરફ ખેંચી રહેલ છે અને દરેક પ્રાણી વહેલે મોડે તે પૂર્ણતાની સ્થિતિ પ્રાપ્ત કરશે જ. એ વાત ખરી છે કે તદ્દન અજ્ઞાન ને જડ દશામાં નાના

જ કામ કરીશુ. અત્યારે આપણે નીતિમય જીવનનો દાવો કરીએ છીએ તે તો માત્ર ડોળ જ છે. જ્યા સુધી સજોગો અનુકૂળ હોય ત્યા સુધી આપણે એકંદરે સારૂ જીવન ગાળીએ છીએ. સામાન્ય રીતે આપણી સર્વ પ્રવૃત્તિ વાસના ને ભયથી જ ઓતપ્રોત થયેલ હોય છે.* પૈસા સબધી સ્થિતિ સારી હોય ત્યા સુધી પ્રમાણિક રહીએ ને ચોરી કરવાનુ મન ન થાય તેમા કાંઈ મોટી વાત નથી પણ સ્થિતિ અત્યત ગરીબ હોય, કુટુબનુ નિર્વાહ પુરતુ સાધન ન હોય, તેવે સમયે પણ અન્યાયથી કોઇનુ ધન લેવાની ઈચ્છા ન થાય ત્યારે જ સમજી શકીએ કે આપણે પ્રમાણિકતાનો ગુણ સપાદન કર્યો છે આજ પ્રમાણે બીજા સદ્‌ગુણોનું પણ સમજવું પ્રતિકૂળ સજોગોમા પોતાના વિકારોને રોકી શકે ને પ્રાણ જાય તો પણ અયોગ્ય વર્તન ન કરે ત્યારે જ પુરુષ નીતિમાન છે એમ કહી શકાય. આવુ આચરણ સાધનાવસ્થામા કષ્ટસાધ્ય છે અને સાક્ષાત્કાર થયા પછી સહજ થાય છે તેથી જ શ્રી ગીતામા પ્રતિપાદન કરેલ છે કે આત્માનુભૂતિ થયા પછી જ સર્વ વાસનાઓના બીજો પણ નાશ પામે છે ત્યા સુધી અવ્યક્તાવસ્થામા રહે છે, ને તે ક્યારે દશ્ય સ્વરૂપ ધારણ કરે તે કહેવાય નહી. સાધનાવસ્થામા સતત્ વૃત્તિનિરીક્ષણની ને અનુપમ મનોબળની અનિવાર્ય આવશ્યકતા છે

(૩) ત્રીજો સામાન્ય સિદ્ધાત એ છે કે આ અપરોક્ષ જ્ઞાનને માટે અભ્યાસ ને વૈરાગ્યની પરમ આવશ્યકતા છે. અહતાના ત્યાગ માટે અભ્યાસ અને મમતાના-વિષયોમા મમત્વના ત્યાગ માટે વૈરાગ્ય કેવળ વૈરાગ્યથી જ સતોષ માનવાનો નથી. અભ્યાસ વગર, જ્ઞાનાતીત દશા પ્રાપ્ત કરવાના સતત્ પ્રયત્ન વગર, વૈરાગ્ય માત્રથી મનની અવસ્થા તામસિક થવાનો વધારે સભવ છે. પ્રકૃતિ ત્રિગુણાત્મક છે. રજસ્‌ને અકુશમા રાખવામાં આવે ત્યારે મન, કા તો તમસ્‌મા કા તો સત્વમા પ્રવેશ કરે સાત્વિક બનાવવા માટે ને છેવટે, સત્વની પણ પર જઇ ગુણાતીત અવસ્થા સપાદન કરવા માટે પુરુષપ્રયત્નની જરૂર અને તેનુ નામ જ

અભ્યાસ. ચિત્ત એક નદી રૂપ છે. તે બે પ્રકારે વહન કરે છે. કવચિત્ સંસાર તરફ અને કવચિત્ કૈવલ્યસાગર તરફ. સામાન્ય રીતે જીવોની ચિત્તનદી વિષયસાગર તરફ ગતિ કરતી હોય છે. તેથી સાધકને બે કર્ત્તવ્ય હોય છે. વિષય તરફનો પ્રવાહ રોકવો, ને તેને આત્મા તરફ વાળવો, ને તેમાં લીન કરવો, તેથી બન્ને સાધનોની અપેક્ષા છે. વિરાગથી ચિત્તનો વિષયો તરફનો વેગ અટકે, અને અભ્યાસથી તેના પ્રવાહને પ્રશાંત ને અંતર્મુખ બનાવાય. બન્નેનું અનુષ્ઠાન સાથે સાથે જ થવું જોઈએ. બન્ને એક બીજાના ઉપકારક છે. ચિત્તને એક પ્રકારનો અભ્યાસ ઘણા લાંબા કાળથી પડયો છે તો તેને અટકાવીને અન્ય અભ્માસ પાડવા માટે દીર્ઘકાળ પર્યંત પ્રયત્ન કરવો જોઈએ. અપરોક્ષ અનુભવ થયા પછી પણ જ્યાં સુધી વ્યુત્થાન અવસ્થામાં અવિદ્યાનું આવરણ આવી જાય ત્યાં સુધી ચિત્તમાં અશુદ્ધિ છે એમ જાણવું. સહજ સમાધિ ન થાય, અથવા સદંતર સ્વસ્વરૂપમાં જ સ્થિતિ ન રહે અથવા ભક્તને માટે સર્વત્ર, સર્વદા, ઈશ્વરનું જ દર્શન ન થાય ત્યાં સુધી અપરિપકવતા છે એમ જાણવું. ત્યાં સુધી અભ્યાસની–ઉપાસનાની ( નિરાકારની યા સાકારની ) જરૂર પણ અનિવાર્ય. અભ્યાસ ને વૈરાગ્યની અંદર સર્વ આવશ્યક ગુણોનો સમાવેશ થઇ જાય છે.

(૪) જ્યાં સુધી આત્મજ્ઞાન ન થાય ત્યાં સુધી, પ્રત્યેક જીવ નિયતિને અધીન છે, કર્મના અબાધ્ય ને અચળ નિયમનો ગુલામ છે. પરમાત્મા નિર્લેપ છે. સર્વનો સાક્ષી છે. કૃપાનિધાન છે. પક્ષપાતરહિત છે. પ્રત્યક જીવને પોતપોતાના કર્માનુસાર ફળ આપી, ભિન્ન ભિન્ન અનુભવોમાંથી પસાર કરી, છેવટે પોતા તરફ વાળે છે, ને પોતાનામાં લીન કરે છે. સંસાર એટલે નામ, રૂપ, કર્મ. સૃષ્ટિ એટલે સ્પંદન. જ્યાં જ્યાં સ્પંદન હોય ત્યાં ત્યાં નામ, રૂપ, કર્મ ( અર્થ, શબ્દ ને ગતિ ) હોવાં જ જોઈએ. તેથી જ્યાં જ્યાં શરીર હોય ત્યાં ત્યાં કર્મ હોવું જ

જોઈએ કર્મ શબ્દ કૃ એટલે કરવુ એ ધાતુ ઉપરથી નીકળેલો છે. વ્યાપક અર્થમા મનુષ્ય પોતાની શક્તિને વ્યક્ત કરવા માટે જે જે માનસિક, શારીરિક ક્રિયાઓ કરે તે કર્મ કહેવાય પ્રત્યેક કર્મની વ્યષ્ટિ અને સમષ્ટિ ઉપર અસર થાય છે, પ્રત્યેક મનુષ્ય ઇશ્વરનો અંશ હોવાથી જગતમાં કેન્દ્ર રૂપે છે, અને તેથી કેમ જાણે તેના તરફ જગતની સર્વ શક્તિઓ ખેંચાઈ આવતી હોય અને પોતામા એકત્ર કરીને પાછી તેને જગત તરફ કર્મ રૂપે ફેંકતો હોય એવુ જણાય છે સમષ્ટિ અને વ્યષ્ટિ વચ્ચે આ ક્રિયા, પ્રતિક્રિયા, કાયમ ચાલ્યા જ કરે છે અને આપણા પોતાના ઉપર જે સુખદુઃખ આવ્યા કરે છે તે આ શક્તિના સાન માત્ર ઉપયોગનુ જ પરિણામ છે જગન્નિયતા પરમેશ્વરને તેની સાથે કાંઈ લેવા દેવા નથી જેને આપણે દૈવ કહીએ છીએ તે પણ પૂર્વ જન્મનો પુરૂષાર્થ જ છે આ અબાધિત નિયમ, મનુષ્યના પોતાના ઉપર જ, પોતાની વર્ત્તમાન સ્થિતિની તથા ભાવીની જવાબદારી નાખે છે સ્વપ્રયત્નથી સર્વ કાર્ય સાધ્ય છે તે વિના આમ તેમ ભટકવાથી ને બીજા ઉપર આધાર રાખવાથી કાંઇ પરિણામ આવતુ નથી નાસ્તિક માણસ શુભ કાર્ય કર્યા કરતો હોય તો તેની ચિત્ત શુદ્ધિ આપો આપ જ થયા કરે છે અને જ્ઞાનસૂર્યનો ઉદય અંતરમા સ્વયં થવા માંડે છે આસ્તિક માણસ ફક્ત ઇશ્વરના અસ્તિત્વમા માનતો હોય પણ પોતાના કર્મમા કાંઈ ફેરફાર ન કરતો હોય તો તેની આસ્થાનુ કાંઈ ફળ મળતુ નથી પુરૂષ પોતાના પ્રબળ પ્રયત્નથી દૈવનો પણ પરાજય કરી શકે છે તેથી જ શાસ્ત્રોમા પ્રતિપાદન કરેલુ છે કે અપરોક્ષજ્ઞાન જો સ્વપ્રયત્નથી ને તીવ્ર સંવેગથી પ્રાપ્ત કરવામા આવે તો જ્ઞાનાગ્નિના પ્રભાવથી સર્વ કર્મો નષ્ટ થઇ જાય છે પ્રારબ્ધ પણ તેના ઉપર કાઈ અસર કરી શકતુ નથી, કારણ કે તે તો દેહભાવથી પર છે. આ સિદ્ધાંત પણ સર્વમાન્ય છે શાસ્ત્રાધ્યયન, ગુરૂ વગેરે સહકારી સાધનો સર્વ સ્વીકારે છે, પણ સ્વપ્રયત્ન વિના તેની કાંઈ કિંમત નથી

(૫) પાંચમો સિદ્ધાન્ત પુનર્જન્મનો છે. આપણા સર્વ મતમતાતરોને એ સ્વીકાર્ય છે. હાલની જીદગીમા જે જે સ્વભાવ જોવામા આવે છે તેનુ મૂળ કારણ પૂર્વ કાળના સંકલ્પજનિત કાર્યો છે આપણા અનુભવોનો કદી પણ નાશ થતો નથી. આપણા જે કર્મો દેખીતી રીતે તિરોભાવને પામ્યા હોય છે તે અદ્રષ્ટ રૂપે રહે છે અને છેવટે સ્વભાવ રૂપે પ્રકટ થાય છે નાના બાળકો પણ અમુક પ્રકારની વૃત્તિઓ લઈને જ અવતરે છે મનુષ્ય વચ્ચેની અનેક પ્રકારની ભિન્નતાઓ જોઈએ છીએ તેનો સતોષકારક ખુલાસો ફક્ત આ મત સ્વીકારવાથી જ મળે છે. જ્યા સુધી પરમ ધ્યેયની પ્રાપ્તિ ન થાય ત્યા સુધી આત્મા અનુભવો માટે પુન પુન દેહ ધારણ કરે છે. આ જન્મો આપણી સ્મરણશક્તિના બહાર છે એવી દલીલમા કાંઇ ખાસ તત્ત્વ નથી. મનુષ્યના એક જન્મનું પણ સમગ્ર જીવન સ્મરણશક્તિમા હોતુ નથી. આપણા એક જીવનમા ઘણા પ્રસંગો એવા હોય છે કે જે આપણને યાદ નથી તેથી તેટલા વર્ષો આપણે જીવ્યા જ નથી એમ ન કહી શકાય. આ પુનર્જન્મના સિદ્ધાતની સાથે વર્ણભેદ (ગુણાનુસાર)નો પણ સ્વીકાર સર્વ કરે છે. કર્મ અને પુનર્જન્મનો સ્વીકાર કરવાથી વર્ણભેદ, પ્રકૃતિભેદ, અનિવાર્ય બને છે. આ વર્ણભેદ આતરિક છે. મનુષ્યના સ્વભાવ ઉપર તેનો આધાર છે. સ્વધર્મનો નિર્ણય તે ઉપરથી થાય છે. આ નૈસર્ગિક વર્ણભેદ ( ગુણવૈષમ્ય ઉપર રચાયેલો ) હાલમા પ્રચલિત જ્ઞાતિભેદથી તદ્દન પૃથક્ છે તે આપણે સ્મરણમા રાખવુ જોઈએ. આ વિષે વિસ્તૃત ચર્ચા પછીથી કરવામાં આવશે.

( ૬ ) છઠ્ઠો સર્વમાન્ય સિદ્ધાત –સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ, અને પ્રલય વિષે પણ સર્વ સપ્રદાયોનો મત સમાન છે. સૃષ્ટિ અનાદિ છે, કોઈ અમુક સમયે જ જગત્ ઉત્પન્ન થયુ નથી. તે તો પરાપૂર્વથી ચાલ્યુ આવે છે. આ સૃષ્ટિનો પ્રથમ કર્તા ઈશ્વર છે. કલ્પને અતે સમગ્ર સૃષ્ટિનો ઇશ્વરમા લય થઇ જાય છે અને બીજા કલ્પનો આરભ

થતાં, બ્રહ્માંડમાંથી અદ્‌ભુત પ્રપંચ રૂપ જગતનો આવિર્ભાવ થાય છે. આ સૃષ્ટિની ઉત્પત્તિ શૂન્યમાંથી થઇ છે, એવું આપણને કોઇને કબૂલ નથી પ્રકૃતિ અનાદિ છે કલ્પના અંત વખતે આખું જગત્ સૂક્ષ્માવસ્થામાં પરિણમે છે એ સ્થિતિમાં અમુક સમય રહે છે અને વળી પાછું દ્રશ્ય થઇને આ સૃષ્ટિરૂપે વ્યક્ત થાય છે આ પ્રમાણે અનંત કાળથી ચાલ્યા જ કરે છે, અને અનંતકાળ પર્યંત ચાલ્યા જ કરશે

ઉપરોક્ત સત્યો સર્વને માન્ય છે, અને તે સનાતન છે તેમના વ્યાવહારિક રૂપમાં, વ્યક્તિ ને સમાજના જીવનના આવિષ્કારમાં સમયાનુસાર ફેરફાર થાય જ, પણ આ સિદ્ધાંતોને પાયારૂપે રાખીને જ સમસ્ત જીવનનું ઘડતર કરવામાં આવે તો જ પારમાર્થિક અને લૌકિક કલ્યાણ બન્ને સાધ્ય થાય આધુનિક પાશ્ચિમાત્ય સંસ્કૃતિ અને આધ્યાત્મિક સંસ્કૃતિમાં શો ભેદ છે તેનો આપણે ટુંકામાં વિચાર કરીએ અર્વાચીન વિચારશ્રેણીના અનુયાયીઓ આત્માના અસ્તિત્વમાં માનતા નથી ને તેવો કોઇ પણ પદાર્થ હોય તો તેને અજ્ઞેય ગણે છે તેમની દ્રષ્ટિ ઐહિક સુખભોગની બહાર જતી નથી તેમના જીવનનો ધ્યેય અર્થ અને કામ છે આધ્યાત્મિક સંસ્કૃતિનો ધ્યેય ધર્મ, અર્થ, કામ અને મોક્ષ છે અર્થ અને કામની તૃપ્તિ માટે શરીર મજબુત જોઇએ, સમાજની વ્યવસ્થા પણ સંગઠિત અને સારી જોઇએ, અમુક નીતિનિયમોનું પણ પાલન કરવું જોઇએ, કારણ કે તે સિવાય વ્યક્તિનું શરીર ને મન દ્રઢ રહી શકે નહી ને ભોગ ભોગવવાને યોગ્ય રહે નહી. તેમ સમાજની વ્યવસ્થા છિન્નભિન્ન હોય તો શાંતિ ન રહે, વિકાસની તક ન રહે, ભોગ્ય પદાર્થોનો ઉપભોગ પણ થઇ શકે નહીં, તેથી સમાજરક્ષક અમુક નિયમો તો તેમને પણ સ્વીકારવા પડે છે, પણ તેઓ અહંતાના ત્યાગમાં માનતા નથી તેઓને મન અહંતા વિનાનું જીવન શક્ય જ નથી આધ્યાત્મિક સંસ્કૃતિ અનુસાર અહંતાયુક્ત જીવન તે જીવન જ નથી. કારણ કે તે તો ગુલામીનું ચિન્હ છે જડવાદીઓના

મતાનુસાર **અહંતાનો** ત્યાગ એટલે મૃત્યુ અધ્યાત્મવાદીઓની માન્યતા પ્રમાણે **અહંતાનો** ત્યાગ એ જ જીવન આ મૂળગત ભેદ છે. ચેતનવાદીઓનો ધ્યેય, સમગ્ર પ્રકૃતિ ઉપર આધિપત્ય, તેના બંધન-માંથી મુક્તિ. જડવાદીઓનો ધ્યેય પ્રકૃતિની અંતર ગુલામગીરી અને દેહધ્વંસ સુધીમા જેટલો વિષયભોગ થઈ શકે તેટલો ભોગ. આધુનિક સમયમા આ બન્ને વિચારશ્રેણીઓ વચ્ચે સંઘર્ષણ આપણી પવિત્ર ભૂમિ ઉપર ચાલ્યા કરે છે ને આપણા દેશના નેતાઓ સમક્ષ આ જ એક મહત્વનો પ્રશ્ન છે કે ધર્મ, અર્થ, કામ, મોક્ષ, આ ચતુર્વિધ પુરુષાર્થ સ્વીકારી તદનુસાર સમસ્ત જીવનનુ ઘડતર કરવુ ને સમાજ-બંધારણ, કાયદાઓ, શિક્ષણપદ્ધતિ એવી રીતે ગોઠવવી કે જેથી આ આદર્શની પૂર્તિ થાય, અથવા કેવળ અર્થ ને કામના જ આદર્શને ઉચ્ચતમ સ્વીકારી તે દિશામા પ્રગતિપોષક નિયમો ઘડવા ને તેની જ તાલીમ આપવી આર્ય સંસ્કૃતિનુ જેઓને જ્ઞાન છે, જેઓમા સૂક્ષ્મ વિચારશક્તિ છે અને જેઓ પાશ્ચાત્ય અધોગતિના અને હાલની શોચનીય સ્થિતિના મૂળ કારણો શોધી શકે છે, અને જેઓ સમજી શકે છે કે કેવળ બૌદ્ધિક જ્ઞાન પ્રાપ્ત કરવાથી, અને તેની સાથે સાત્વિક હૃદયનો અને સંકલ્પબળનો વિકાસ ન કરવાથી, આસુરી બળની વૃદ્ધિ થાય છે, તેઓને તો આ વિષયમા કોઈપણ પ્રકારની શંકા હોઈ શકે જ નહી

( અપૂર્ણ )

卐

# ભક્તિમીમાંસા

( પહેલા વર્ષના સાતમા અંકથી ચાલુ )

લેખકઃ-સ્વા. શ્રી. માધવતીર્થજી



## એક જિજ્ઞાસુના પ્રશ્નો

### માન્યતા-૧

પ્રભુએ પોતાની ઈચ્છાથી, પોતામાંથી મૂળ પંચતત્ત્વ ઉત્પન્ન કરી, તેમાથી અનેક તત્ત્વ ઉત્પન્ન કરેલાં છે, અને તે અનેક તત્ત્વમાંથી નિર્જીવ અને સજીવ પદાર્થ ઉત્પન્ન કરેલા છે અને થયા કરે છે.

### ઉત્તર-૧

જો પ્રભુમાથી નિર્જીવ અને સજીવ પદાર્થ ઉત્પન્ન થાય તો તે મૂળ પ્રભુના સ્વરૂપમાં હોવા જોઇએ, એટલે કે પ્રભુમાં નિર્જીવ એટલે જડ વસ્તુ પણ હોવી જોઇએ. એનો અર્થ એ થાય છે કે પ્રભુ જડ જેવા હોવા જોઇએ. વળી જો જગતમાં અજ્ઞાન અને દુઃખ દેખાય છે તો તમારી માન્યતા પ્રમાણે પ્રભુમાં દુઃખ અને અજ્ઞાન પણ હોવાં જોઇએ. પ્રભુમાં દુઃખ, અજ્ઞાન કે જડતા હોય તો પ્રભુને કોઇ ભજે નહિ. તમારી નીચે આપેલી ચોથી માન્યતા પ્રમાણે બધું એક જ છે અને અજ્ઞાનથી જુદું જુદું દેખાય છે, તો તે અજ્ઞાન પહેલું ક્યાંથી આવ્યું? અને તે અજ્ઞાન પ્રભુમાં છે કે જીવમાં? અને જીવમાં હોય તો પ્રભુ અને જીવ ભેગા છે કે જુદા, એ બાબતનો ખુલાસો તમારા મનથી બાગર નહિ કરી લો, ત્યાં સુધી તમારી માન્યતા ચોકખી થઇ શકશે નહિ. બધા ધર્મોમાં મુખ્ય મુશ્કેલી આવા વિરૂદ્ધ ધર્મ, એટલે અજ્ઞાન,

દુ ખ અને જડ સ્વભાવ પ્રભુએ રચેલા જગતમા કેમ આવ્યા, તે સમજેવામા રહેલી છે.

પ્રભુએ જે પાચ તત્ત્વો ઉત્પન્ન કર્યાં, તે તેમણે કયા રાખ્યા ? જ્યા પ્રભુ હતા ત્યા રાખ્યા કે પોતે ન હતા ત્યા રાખ્યાં, તેનો પણ વિચાર કરવો જોઇએ. અને જો પ્રભુ સર્વજ્ઞ છે, તો જ્યા પ્રભુ છે ત્યા પાચ તત્ત્વો પણ છે, તો તેમાથી તે જગ્યાએ આપણે નિત્ય પ્રભુને જોવા કે અનિત્ય પાચ તત્ત્વને જોવા એ વિચાર કરવો પણ જરૂરનો છે. જો ત્યા પાચ તત્ત્વ દેખાશે તો પ્રભુ દેખાશે નહિ. માણસને પાચ તત્ત્વ દેખાય છે, નિર્જીવ અને સજીવ દેખાય છે, તેવું પ્રભુને દેખાય છે એમ માની શકાય નહિ ઘુવડને દિવસે અધારૂ દેખાય, તેથી માણસને પણ અધારૂં દેખાય એવો નિયમ નથી. શ્રીમદ્ ભાગવતના બીજા સ્કધના દસમા અધ્યાયના પાત્રીસમા શ્લોકમા શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે કે ભગવાનની કારણકાર્યવાળી સૃષ્ટિનું વર્ણન મેં તમારી પાસે કર્યું ; પરતુ એ બન્ને માયાના સબધથી પ્રકાશિત છે, તેથી સાક્ષાત્ સ્વરૂપને જાણવાવાળા જ્ઞાની પુરુષો તેમાથી કોઇનો સ્વીકાર કરતા નથી. માટે સૃષ્ટિ કેવી રીતે થઈ અને કોણે કરી તે બાબત પહેલા નક્કી કરવી જોઇએ. સૃષ્ટિ ઉત્પન્ન થઇ ત્યારે તમે જોઇ નથી, તે કેવી રીતે થઇ તે પણ તમે જોયું નથી, તમે જન્મ્યા ત્યારે પણ તમને ખબર ન હતી કે હુ જન્મ્યો, તમારા જન્મ પછી તમે જેની જેની પાસેથી સૃષ્ટિ વિષે જ્ઞાન લીધુ, તે બધા જ્ઞાની પુરુષો નહોતા. તમારાં ફોઇબાએ તમારૂં નામ પાડયું તે ફોઇબા જ્ઞાની નહોતા, છતા તેની વાત સાચી માનીને તમે તમારૂં નામ સાચુ માની લીધુ છે.

સૃષ્ટિની ઉત્પત્તિ માટે કાળ જોઇએ અને કાળની ઉત્પત્તિ માટે પણ કાળ જોઇએ. એ સૃષ્ટિ કચ્છની ઘડિયાળ પ્રમાણે, મુબઈ ટાઈમ પ્રમાણે કે સ્ટાન્ડર્ડ ટાઈમ પ્રમાણે થઈ હશે તેનો વિચાર કરજો, અને જો જાગૃત અવસ્થામા એક પ્રકારનો કાળ છે એ માનતા હો તો સ્વ-

મમા નવી સૃષ્ટિ અને નવો કાળ કેમ દેખાય છે અને એ કયાથી આવ્યા ? સ્વપ્નની સૃષ્ટિ જીવે ઉત્પન્ન કરી કે ભગવાને ? સ્વપ્નના વર્ષો જીવોએ ઉત્પન્ન કર્યા કે પ્રભુએ ? તમારી માન્યતા પ્રમાણે બધુ પ્રભુએ ઉત્પન્ન કર્યુ છે, તો બધાના સ્વપ્ના, તેમા રહેલુ અજ્ઞાન, અને બધાના દુ ખ પણ પ્રભુએ ઉત્પન્ન કર્યા એવો અર્થ થાય, પણ પ્રભુ એવા હોય તો કોઈ તેને પૂજે નહિ અને તેની કોઈ ભક્તિ કરે નહિ

ઊઘમા ઘણો વખત જાય છે છતા ખબર કેમ પડતી નથી ? ઊઘમા વિષયો નથી છતા સુખ કમ લાગે છે ? અને જાગૃતમા વિષયોમા દુ ખ છે છતા માણસ સુખ કેમ માને છે ? માટે જેમ જાગૃત અવસ્થાના અનુભવનો વિચાર કરવો પડે છે, તેમ સ્વપ્ન, સુષુપ્તિ અને સમાધિની અવસ્થાનો પણ વિચાર કરવો જોઇએ વળી પશુ, પક્ષી કોઈ સૃષ્ટિની ઉત્પત્તિનો વિચાર કેમ કરતા નથી ? જેવુ માણસમા પ્રભુનુ સ્વરૂપ છે, તેવુ પશુપક્ષીમા પણ પ્રભુનુ સ્વરૂપ છે, છતા માણસને એકને જ સૃષ્ટિનો વિચાર કેમ આવે છે ? માણસના જીવનમા પણ નાના તરતના જન્મેલા બાળક સૃષ્ટિનો વિચાર કેમ કરતા નથી ? વગેરે ઘણી બાબતોનો વિચાર કરી જોશો તો જણાશે,કે જ્યા સુધી તમે તમને નહિ ઓળખો, ત્યા સુધી તમને સૃષ્ટિની રચના સમજાશે નહિ સૃષ્ટિને જોવાવાળો ન હોય તો તો સૃષ્ટિ દેખાતી નથી એક ગામમા બધા આધળા હોય અને બધા બહેરા હોય તો તે ગામ કેવુ લાગે? માકડી શરીર પણ જેવુ માણસને લાગે છે તેવુ ગાયને, ઊટને, પોપટને, કે ખડ્ડદરને સરખુ લાગતુ નથી, તેથી માણસને જે માકડી દેખાય તે જ સાચી માકડી અને બીજા જીવને જે માકડી દેખાય તે માકડી ખોટી માનવી એમ બને નહિ તેથી એ બધી વિગત સમજવા માટે પહેલા તમે અમુકના પુત્ર કયારે થયા, તેની તપાસ કરજો તે તમારા પિતા થાય એમ તમે જન્મ્યા ત્યારે તમને ખબર નહોતી ગયા જન્મમા તમારા બીજા કોઇ પિતા હતા કે નહિ ? તમે પણ અમુકના

પિતા ક્યારે થયા અને પહેલો પિતા ક્યારે થયો હશે અને કેવી રીતે થયો હશે? વગેરે એવી બધી બાબતો જાણવા માટે પહેલાં "તમે કોણ" એ જાણવાની જરૂર છે, તે માટે તપાસ કરીને તમે કોણ છો, એ લખી મોકલશો તો તમારી માન્યતા સાચી છે કે નહિ તે નક્કી કરી શકાય.

### માન્યતા-૨

પ્રભુની ઇચ્છાથી તે બન્ને પ્રકારના પદાર્થો ઉપર હરેક પ્રકારની ક્રિયા પ્રતિક્રિયા થાય છે, ન્હાનું અને મોટું, જીવન, મરણ, ગરીબી, તવંગીરી, અને રોગી, નીરોગી વગેરે તમામ આકર્ષણથી, ઉત્પત્તિથી દરેક પ્રકારની રમત રમાય છે અને તે જન્મથી મૃત્યુ સુધીની.

### ઉત્તર-૨

જો બધી ક્રિયા પ્રભુની ઇચ્છાથી થતી હોય, તો પ્રભુ એકને સુખી અને બીજાને દુઃખી શા માટે કરે? અને લડાઈઓ, ધરતીકંપ, દુકાળ અને રોગ વગેરે શા માટે આવે છે? પ્રભુ પોતે તો આનંદરૂપ છે, તો જીવોને જન્મ આપી સગાં સંબંધી વચ્ચે પ્રેમ કરાવીને પાછો વિયોગ શા માટે કરાવે છે, તેનો પણ વિચાર કરવો જોઇએ. વળી પ્રભુ કોઈને ગરીબ રાખે, કોઈને ધનવાન બનાવે, તેમાં પણ દીકરાનું સુખ આપે તો કીર્તિનું સુખ આપે નહિ, અને આપે તો પાછાં એ સુખ લઈ લે એવી રમત ભગવાન શા માટે રમતા હશે? એક પાંચ વર્ષની બાળકી મરી જાય, તેના જન્મ પહેલાં તે તમારી નહોતી, મરણ પછી તમારી નથી, છતાં વચમાં તમારી કેમ થઇ જાય છે?

વળી જ્યાં મરણ થાય છે, તે જગ્યાએ પ્રભુ છે કે નહિ? અને જો પ્રભુ ત્યાં છે તો મરણને જોવું કે પ્રભુને જોવા? મરણ પામતો માણસ કહેતો નથી કે હું મર્યો છું; અથવા મરું છું એમ કહે, તો તે મર્યો નથી; ઊંઘતો માણસ કહેતો નથી કે હું ઊંઘું છું; ઊંઘ અને મરણની સાથે 'હું' રહેતો નથી. મરણનું જ્ઞાન પાછળ રહેનારને થાય છે અને જન્મનું જ્ઞાન માબાપને થાય છે. તમે જન્મ્યા ત્યારે તમને

મરણનું જ્ઞાન નહોતું. તમને મરણનું જ્ઞાન ક્યારે થયું ? અને જેણે તમને એ જ્ઞાન આપ્યું તે જ્ઞાની પુરુષ હતા કે નહિ ?

ન્હાનું મોટું કોને દેખાય છે તે પણ નક્કી કરવું જોઈએ; તમે તમારા પુત્રથી મોટા લાગો છો અને તમારા પિતાથી ન્હાના લાગો છો, તો તમે ખરેખર ન્હાના છો કે મોટા ? તેનો પણ વિચાર કરવો જોઈએ.

જગતમાં જે જે રમત રમાય છે, તેમાં પ્રેમની રમત છે તેમજ યુદ્ધની રમત પણ છે. પ્રેમની રમત સૌને ગમે છે. કારણ કે તેમાં ભૂલથી જુદા માનેલા જીવની એકતા થાય છે અને યુદ્ધની રમત સૌને ગમતી નથી; કારણ કે તેમાં વિયોગ થાય છે. તેવું શા માટે થવું જોઈએ ? જગતની બધી રમતમાં સુખ થોડું દેખાય છે અને દુઃખ વધારે છે, તો તે દુઃખ ભગવાનમાંથી નીકળ્યું કે જીવની ભૂલમાંથી નીકળ્યું ? અને જીવને ભૂલમાં પણ ભગવાને નાખ્યો હોય તો તેવા ભગવાનની ભક્તિ કોણ કરે, તેનો પણ વિચાર કરવો જોઈએ. જો દુઃખ અને મરણ પણ ભગવાનમાંથી નીકળ્યાં હોય તો ભગવાનમાં મરણ હોય એટલે કે ભગવાનનું મરણ થાય, અને જે ભગવાન પોતે મરે તે જગતને ઉત્પન્ન શા રીતે કરી શકે ?

( અપૂર્ણ )



# શ્રી લઘુવાસુદેવ મનન

( ગતાંકથી ચાલુ )



## દશમ વર્ણક

હવે આ દશમ વર્ણકમાં આત્માનું પાંચ કોશથી વ્યતિરેક ( રહિત ) પણું કહેવામાં આવશે. અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનન્દમય, એમ પાંચ કોશ છે. (૧) અન્નના વિકાર રૂપી [1]શુક્લ અને [2]શોણિતમાંથી ઉત્પન્ન થયેલો, ૭ ભાવવિકારવાળો, અને અન્નથી વધનારો આ સ્થૂલ દેહ અન્નમય કોશ છે. (૨) કર્મેન્દ્રિયોની સાથે પ્રાણને પ્રાણમય કોશ કહે છે; ( ૩ ) જ્ઞાનેન્દ્રિયોની સાથે મનને મનોમય કોશ કહેવામાં આવે છે. ( ૪ ) જ્ઞાનેન્દ્રિયોની સાથેના બુદ્ધિના સંબંધને વિજ્ઞાનમય કોશ નામ આપેલું છે અને (૫) પ્રિય, મોદ અને પ્રમોદ વૃત્તિઓની સાથેના અજ્ઞાનને આનન્દમય કોશ કહે છે. એમાં ઈષ્ટ વસ્તુના દર્શનમાત્રથી થતો સંતોષ પ્રિય કહેવાય છે. તે વસ્તુની પ્રાપ્તિથી થતો સંતોષ મોદ કહેવાય છે, અને તેના (ઉપભોગ) અનુભવથી થતા સંતોષનું પ્રમોદ એવું નામ છે. આવી રીતે આ પંચકોશ છે.

આત્માની પંચકોશથી વ્યતિરેકતા.

પંચકોશનાં નામ.

જેવી રીતે તલવારને એનું મિયાન, શિવલિંગને એનો સંપુટ, કેરીને એની છાલ અને પુરૂષને એનું અંગરખું ઢાંકી રાખે છે, તેવી

---

૧ પુરૂષબીજ. ૨ સ્ત્રીબીજ.

આનંદમય કોશ અને આત્માનો અન્યોન્ય અધ્યાસ છે

આમ પાંચ કોશ અને આત્માનો અન્યોન્ય અધ્યાસનો સબંધ છે, એમ જણાય છે.

શિષ્ય એ અધ્યાસ ક્યાંથી અને કેવી રીતે આવ્યો ?

ગુરુ –આ આત્મા છે અને આ પાંચ કોશ છે, એવી રીતે સમ્યક્ પ્રકારે એના વિભાગ કરી શકે તેવા જ્ઞાનના અભાવમાંથી ઉત્પન્ન થયેલા અવિવેકને લીધે એ આવ્યો છે

અધ્યાસનુ મૂળ અવિવેક

શિષ્ય –ત્યારે કોશો અને આત્માનો વિવેક કેવી રીતે થાય ?

ગુરુ સાંભળ, સસારમા પશુ, પુત્ર, મિત્ર, સ્ત્રી, ગૃહ, ધન, ધાન્ય વગેરે આપણા જ્ઞાનના વિષય (દૃશ્ય) હોવાથી આત્મા સભવતાં નથી, તેની પેઠે "આ મારૂ શરીર, આ મારા પ્રાણ, આ મારૂં ધન, આ મારી બુદ્ધિ, આ મારૂ અજ્ઞાન" એ બધાં પણ 'આ મારૂ' એવી રીતે ઓળખાતા હોવાથી શરીરરૂપી પાંચ કોશો આત્મા ન હોતા પશુ વગેરેની પેઠે પૃથક્ હોવાથી અનાત્મા જ કહેવાય છે આમ કોશ તથા આત્મા પૃથક્ પૃથક્ છે એ યુક્તિ વડે સિદ્ધ થયુ

આત્મા શરીરરહિત છે એવુ પ્રતિપાદન કરનારી "अशरीर वा वसन्त नप्रियाप्रिये स्पृशत" શ્રુતિઓ છે ઉપર કહેલા પશુ વગેરેના ક્ષય વૃદ્ધિ વગેરે વિકારો તેના સ્વરૂપ ધણીને સ્પર્શ કરતા નથી એવો અનુભવ બધાને હોય છે તેમ શરીરાદિ પંચકોશોના વિકારો દ્રષ્ટા આત્માને (મને) કદી પણ સ્પર્શ કરતા નથી એવો અનુભવ છે

શિષ્ય –પરતુ હે સ્વામિન્! આપે આપેલાં પશુ વગેરેના દૃષ્ટાંત તો શરીરની બહારના હોવાથી તે સમજવાં સ્હેલા છે, પણ દાર્ષ્ટાન્ત (કોશો) તો અદરનુ હોવાથી મારી બુદ્ધિથી ઓળખાતા નથી, વળી આ પાંચકોશ પશુઓની પેઠે પૃથક્ ન દેખાતા તપાવેલા લોખડી ગોળામા જેમ અગ્નિ અને લોખડ એક દેખાય છે, તેમ આત્માની સાથે

એકરૂપ દેખાય છે. આવી રીતે દૃષ્ટાન્ત ( પશુ વગેરે ) અને દાર્ષ્ટાન્ત ( કોશ ) મા બહુ તફાવત જણાય છે

તેમા આત્મા તો સ્વપ્રકાશ છે, તેથી તેનાથી એનુ પૃથક્ જ્ઞાન થાય છે એમ કેમ કહેવાય ?

**આત્માની સ્વપ્રકાશતા**

ગુરુ—સાભળ, ( દૃષ્ટિ બે પ્રકારની છે ) એક બાહ્ય દૃષ્ટિ એટલે સ્થૂલ નેત્ર અને બીજી આન્તર દૃષ્ટિ એટલે સૂક્ષ્મ બુદ્ધિ, બાહ્ય દૃષ્ટિ ( નેત્ર )થી ન જાણી શકાય એવા પદાર્થોનુ આન્તર દૃષ્ટિ (બુદ્ધિ)-થી જ્ઞાન પ્રાપ્ત થાય છે. બાહ્ય પદાર્થો જેવા કે વીણામાથી એના સ્વરોનુ, તપ્ત જલમાથી અગ્નિનુ, અને પુષ્પમાથી સુગધનુ જેમ સ્થૂલ દૃષ્ટિ ( નેત્ર )થી પૃથક્ ( જુદા )પણુ જોઈ શકાતુ નથી, પણ શ્રોત્રાદિ સૂક્ષ્મ જ્ઞાનેન્દ્રિયો વડે બુદ્ધિમાન્ પુરુષ " આ વીણાતત્રી છે, અને આ સ્વર છે, " " આ જલ છે અને આ અગ્નિ છે, " " આ પુષ્પ છે અને આ સુગન્ધ છે, " એમ પૃથક્તા કરીને વીણા વગેરેમાથી તેના સ્વર વગેરેની પૃથક્તાનુ સરલતાથી જ્ઞાન મેળવી શકે છે, તેમજ વળી દૂધ અને જલના વિભાગ કરવા બીજાને માટે મુશ્કેલ હોવા છતા પણ હસને માટે તે સ્હેલુ છે, તેવી જ રીતે આ

**હસક્ષીરન્યાય**

બન્ને દૃષ્ટાન્તોમા સમજવાનુ છે આત્માના સકાશ ( સમીપ—નિકટ )પણાને લીધે સ્થૂલ બુદ્ધિવાળાને પચકોશની પૃથક્તા સમજવી ( કરવી ) અઘરી હોવા છતા પણ સૂક્ષ્મબુદ્ધિવાળાને સ્હેલાઈથી થઈ શકે એવી છે.

**પચકોશની પરમાર્થદૃષ્ટિથી અવાસ્તવતા**

હે પુત્ર ! હવે તુ (વેદાન્ત) સિદ્ધાન્તવચન સાભળ, અત્યાર સુધી કલ્પાન્તરની વાસના વડે યુક્ત થયેલા જે લોકો છે, તેઓની દૃષ્ટિએ પ્રપચ વ્યવહારનો અગીકાર ( અધ્યારોપ ) કરીને આ પાચ કોશ અને તેનો વિવેક વગેરે કહ્યુ; પરંતુ

# *યોગીસમ્રાટ શ્રી અરવિન્દ; એક અંજલિ

લેખક—શ્રી શાન્તિલાલ ઠાકર એમ. એ



ભારતવર્ષનું પરમ સદ્ભાગ્ય છે કે શ્રી અરવિંદ સમાન અલૌકિક યોગવિભૂતિ તેના અત્યારના પતનના કાળમાં પણ તેના લાડીલા ખોળામાં શ્વાસોચ્છ્વાસ ધારણ કરે છે. ખરેખર કેટલીક વાર તો એમ પણ થઈ આવે છે કે જે દેશની ભૂમિ ઉપર શ્રી અરવિંદ જેવા આધ્યાત્મિક, ગરવી, યોગીપ્રવર જીવનલીલા વિસ્તરે છે તે દેશનો અને તેની સંસ્કૃતિનો કોઈપણ કાળે વિનાશ સંભવતો નથી. ૧૯૧૦ થી માંડીને અત્યાર સુધી છેલ્લાં બત્રીસ વર્ષથી પોંડીચેરીના આશ્રમની ગુફામાં એક આસનપર આરૂઢ થઈને જે મહાત્મા યોગસાગરના અતલ તલમાં ડૂબકીઓ મારી અત્યંત કીમતી અને તેજસ્વી અધ્યાત્મ-રત્નો બહાર લાવી માનવજાતિના સમુદ્ધાર માટે તેને ચરણે ધરે છે, તેની અચલતા હિમાચ્છાદિત પ્રોત્તુંગ શૃંગ ગિરિવર શ્રી હિમાલય જેવી છે, અને અક્ષોભ્ય ગંભીરતા અનંત આકાશને પોતાના પેટાળમાં સમાવી દેતા નિ:સીમ સાગર સમી છે. આ એકાંતિક તપસ્યા

× ૧૫-૮-૪૨ શ્રી અરવિંદ જન્મદિવસ નિમિત્તે લખાયેલો લેખ

અત્યારના જગતના આધ્યાત્મિક ઈતિહાસને ચોપડે નોંધાયેલી નજરે પડતી નથી. અને તે તપસ્યા પણ કોઇ સાધારણ બુદ્ધિશક્તિએ નહિ આદરેલી, પણ અતિશય પ્રખર અને કુશાગ્ર સર્વતોમુખી બુદ્ધિપ્રતિભાએ સ્વેચ્છાથી સ્વીકારેલી. જ્યારે જ્યારે હું શ્રી અરવિંદની કલ્પના કરૂં છું ત્યારે મારી સમક્ષ ખડું થાય છે એક ચિત્ર–આ પૃથ્વીમંડળ પર અને ગ્રહનક્ષત્રમાળાપર, આવાં અનેકાનેક બ્રહ્માંડોપર તટસ્થ, કૂટસ્થ, વેધક નયનોવડે સમીક્ષા કરતા કો મહાન તત્ત્વચિંતક અવલોકનકારનું.

૧૮૭૨ ની ૧૫મી ઑગસ્ટને સુદિવસે આ મહાન વિભૂતિની નિશ્ચલ નયનપ્રભા જગતને પાટલે રેલાઇ. બાલ્યાવસ્થામાંથી જ ઊંડો વિદ્યાવ્યાસંગ, સર્વસમન્વયી દ્રષ્ટિ, આંગ્લ ભાષાનું અઠંગ અવલોકન. નાનકડા દેહમાં વિરાટ શક્તિઓનો સંભાર ભરેલો. આઇ. સી. એસ. ની પરીક્ષામાં ગ્રીક તથા લેટિનમાં સર્વોત્તમ ગુણ મેળવી ઝળકી ઊઠયા. પણ પરમકૃપાળુ સર્વનિયંતા પ્રભુની ઈચ્છા જુદી દિશામાં–તેથી તે ઘોડેસ્વારીની પરીક્ષામાં ઉત્તીર્ણ ન થયા. તે વખતે વિલાયતમાં માણસોના રત્નપારખુ ઝવેરી શ્રી સયાજીરાવ ગાયકવાડની દૃષ્ટિ તેમના ઉપર પડી. તે તેમને વડોદરામાં પોતાના રાજ્યખાતામાં નોકરી માટે લઇ આવ્યા. ત્યાં આવ્યા પછી જ શ્રી અરવિંદે સંસ્કૃત ભાષાનો અભ્યાસ શરૂ કર્યો.

એકાદ વર્ષમાં તો તેમણે દેવભાષાનો અભ્યાસ એટલો તો સાંગોપાંગ કર્યો કે કવિકુલશિરોમણિ શ્રી કાલીદાસની કૃતિ 'વિક્રમોર્વશીય' ની ઉર્વશીને તેમણે આંગ્લભાષામાં Urvasie નામના blank verse માં લખાયલા કાવ્યગ્રન્થમાં ભવ્ય, કરુણ અને ઉદાત્ત અવતાર આપ્યો. પછી તો તેમણે વડોદરા કોલેજમાં આંગ્લ અધ્યાપકની જગ્યા–કે જે ક્ષેત્ર તેમને, તેમના સ્વભાવને તથા સિધ્ધિઓને વધારે અનુકૂળ હતું–સ્વીકારી. તેમના વિદ્યાર્થીઓ પામેલી મે

સાંભર્યું છે કે કોઈપણ જાતની નોંધ સિવાય તે પોતાના વ્યાખ્યાનો કૉલેજની વ્યાસપીઠપરથી આપતા—જાણે અસ્ખલિત વહેતી જ્ઞાન-ગંગા. તે સમયમાં પણ તે દરેક લેખકની કૃતિને અમુક કક્ષામાં મૂકી દેતા—પ્રાણમય ભૂમિકાની કૃતિ, માનસિક ભૂમિકાની કૃતિ, આધ્યાત્મિક ભૂમિકાની કૃતિ અથવા તો વિજ્ઞાનમય ભૂમિકામાંથી તેજ અથવા તો તેજનો અંશ ઝીલી પ્રકાશતી કૃતિ. આજ વર્ગીકરણ તેમણે પાછળથી તેમના પૂર્ણયોગમાં પણ સ્વીકાર્યું છે—આધ્યાત્મિક અનુભૂતિઓની વિશદતા તથા પૃથક્કરણ માટે. આ અરસામાં તેમના સતત તથા ગાઢ વાચનમનન માટે વિદ્યાર્થીજગતમાં અનેક દંતકથાઓ ફેલાતી. કેટલીક વખતે રજાઓના સમયમાં તેઓ ચાણોદ પાસે આવેલા ગંગનાથ મહાદેવ વગેરે એકાન્ત સ્થળે જતા અને પાછળથી તેમનો જીવનપુરુષાર્થ બનનાર યોગમાર્ગમાં પ્રથમ પગલીઓ પાડતા.

પછી તો આવ્યા બંગભંગના પ્રલયદિવસો. લૉર્ડ કર્ઝને તેની સામ્રાજ્યવાદી તુમાખીમાં જાહેર કર્યું કે બંગભંગ તો સિદ્ધ થઈ ગયેલી એક નક્કર હકીકત છે. તે નિર્ણય સામે આખો હિંદ ખળભળી ઊઠ્યો. શ્રી અરવિંદે વડોદરા કૉલેજમાંથી રાજીનામું આપ્યું અને કલકત્તામાં રાષ્ટ્રીય કૉલેજના પ્રિન્સિપાલ તરીકે કામ કરવા જવાનું માથે લીધું. વડોદરામાંથી તેમની અશ્રુભીની વિદાય અને તેમનું આખરી વિદાય-વેળાનું પ્રવચન હજી એ તેમના વિદ્યાર્થીઓ યાદ કરીને રોમાંચિત થઈ જાય છે. પછીના દિવસો એટલે વિપ્લવવાદના, મૃત્યુ સાથે ખેલ કરતા બૉમ્બયુગના અગ્નિવર્ષી દિવસો. તે સમયે બંગાળામાં ક્રાંતિકારી તરુણોના શ્રી અરવિંદ પ્રેરણામૂર્તિ હતા. તેઓ વંદેમાતરમ્ અને કર્મયોગી પત્રો ચલાવતા. તે સમયનું તેમનું જીવન એટલે સતત વહેતો, તટસ્થ નિઃસંગ, નિર્લેપ, અનાસક્ત કર્મયોગ. મૃત્યુ અને ક્રાંતિ-વાદી વિપ્લવકારીઓ વચ્ચે આદર્શ તથા ભાવુક વચ્ચે એક ઝીણો રેખાનો પડદો હોય છે તેટલું જ અંતર હતું. તેવા બીજા પ્રસંગોમાં

પણ શ્રી અરવિંદ તેમની લાક્ષણિક ધીરતાથી જરા પણ ચલચિત્ત કે વિક્ષિપ્ત થયા સિવાય આજ્ઞાઓ કાઢતા. ખરેખર, તેમના જીવનમા ગમખીપણું, અકલિતતા અને ચમત્કારિકતા વણાઇ ગયેલા જ નજરે પડે છે. પછી તો અલીપોર બોમ્બ કેસ થયો શ્રી અરવિંદને પકડી જેલમા પૂરી દેવામા આવ્યા તેમના બચાવ માટે શ્રી ચિત્તરંજન દાસ જેવા દેશપ્રેમી વકીલે સ્વેચ્છાથી કામ કરેલુ. તેમના અનુયાયીઓ તથા સાથીઓમાથી અનેકને ફાસીની અથવા દેશનિકાલની સજાઓ મળી. પણ જેલમાં શ્રી અરવિંદના જીવનની દિશા ફરી ગઈ ત્યા તેમને યોગેશ્વર શ્રી કૃષ્ણના દર્શન થયા. જેલમાંથી છૂટયા પછી તેમણે ઉત્તરપરામા આપેલા વ્યાખ્યાનમા આ વાત સ્પષ્ટપણે દીસી આવે છે.

આ પછી તરત જ ૧૯૧૦મા તે ફ્રેંચ લોકોના તાબામા આવેલા પોંડીચેરી ગામમાં નિર્વિઘ્ને યોગસાધના કરવા ચાલ્યા ગયા ગયા પછી તેમણે પાછું વાળી જોયુ નથી. કોંગ્રેસના નેતાઓ તેમને બહુમાનપૂર્વક પૂજ્યબુદ્ધિથી જોતા તેમના જેવા જ્વાલ બુધ્ધિશાળી નેતાની ખોટ તેમને ઘણી સાલી પાછળથી પણ તેમને એકાંતવાસમાથી બહાર આવી દેશને દોરવણી આપવાની અનેક વિનંતિઓ થયેલી પણ 'कार्यं साधयामि वा देहं पातयामि' એવા અડગ નિશ્ચયથી સાધનામા ગુંથાયેલા શ્રી અરવિંદ એકના બે ન થયા પોંડીચેરીથી તેમણે ૧૯૧૯ ના અરસામા 'આર્ય' નામનુ ચિંતનપૂર્ણ યોગવિષયક માસિક શરૂ કર્યુ. તેમા તેમણે 'પૂર્ણયોગ'નુ દષ્ટિબિન્દુ તથા સાધનપદ્ધતિ રજુ કર્યા, કે જે તેમના જીવનનુ બહુમૂલ્ય વિશિષ્ટ અર્પણ તથા સિદ્ધિ છે. તેમા 'દિવ્ય જીવન' પર તેમણે એક લાંબી લેખમાળા લખી, જેમા તેમણે માનસશાસ્ત્રની ઝીણવટપૂર્વક દિવ્યજીવનની વિચારસરણિ રજુ કરી 'હિંદુ સંસ્કૃતિનો બચાવ' નામની લેખમાળામા તેમણે આર્યસંસ્કૃતિના સઘળા અંગોની સ્પષ્ટતાથી રજુઆત કરી આર્ય નર નારીઓએ વ્યવહાર, કવિતા નીતિ, રાજકારણ, કાયદો, પરાક્રમ,

તત્ત્વજ્ઞાન વગેરે ક્ષેત્રોમા કેવુ તેજસ્વી કાર્ય કર્યુ છે તે તેમણે બતાવ્યુ. અને પાશ્ચિમાત્ય સંસ્કૃતિથી શરમાવા જેવુ કે અજાઈ જવાની ભારત વર્ષના લોકોને કંઈ જરૂર નથી, તેવુ તેમણે પ્રતિપાદન કર્યુ. 'ઋગ્વેદનો આધ્યાત્મિક અર્થ' નામની લેખમાળામા તેમણે ઋચાઓ કેવળ પશુપુત્રાદિક ભૌતિક પદાર્થોની પ્રાપ્તિ માટે પ્રાર્થનાઓ નથી, પણ આધ્યાત્મિક તત્ત્વોની સિદ્ધિ માટેની અભીપ્સા છે એવુ સાબીત કર્યું. ગીતાપર નિબંધો"મા તેમણે શ્રી ભગવદ્ગીતાનો રહસ્યમય, ગૂઢ આધ્યાત્મિક અર્થ ખુલ્લો કર્યો 'ભવિષ્યની કવિતા' નામની લેખ માળામાં તેમણે "અત્યાર સુધી લખાયલી કવિતાઓ પ્રાણમય ભૂમિકામાથી કે મનોમય ભૂમિકામાથી જન્મી છે, પણ ભવિષ્યની કવિતા વિજ્ઞાનમય ભૂમિકામાથી પ્રગટશે" એવી આશા વ્યક્ત કરી. તેમણે 'અહના' તથા 'બાજીપ્રભુ' નામના લઘુ કાવ્યગ્રન્થો પણ પ્રગટ કર્યા ત્યાર પછી તાજેતરમા તેમણે 'યોગમાર્ગ પર દીપ્તિઓ' 'વિશ્વનુ ઉત્થાન' 'યોગના પાયા' વગેરે યોગવિષય પર પુસ્તકો લખ્યા

હવે આપણે તેમના 'પૂર્ણયોગ'ના સિદ્ધાંતનો વિચાર કરીએ તેઓ એમ માને છે કે પ્રાચીન કાળમા યોગીઓ યોગ નીસરણીપર ચડતા ખગ–આરોહ કરતા, પણ ત્યાથી દિવ્યચૈતન્યની પ્રાપ્તિ કરી યોગનીસરણી પર પાછા ઉતરી અવરોહક્રિયા પૂર્ણ કરતા નહિ તેઓ શારીરિકભૂમિકા, પ્રાણભૂમિકા, મનોમય ભૂમિકા વગેરેનો ત્યાગ કરી પોતાની જાતને ચૈતન્યભૂમિકામા ખેચી લઈ અનંત, નિરતિશય, નિર્ગુણબ્રહ્મમા ડૂબકી મારી વિલીન થઈ જતા પણ સાચી જરૂરિયાત તો તે વિજ્ઞાનમય સત્તનો સાક્ષાત્કાર કરી, તેની દ્વારા માનસિક, પ્રાણમય તથા શારીરિક ભૂમિકાઓના અણુએ અણુ તથા પરમાણુએ પરમાણુ પરિપ્લાવિત કરવાની છે તેમ થયા પછી ભગવાન પોતાનો હેતુ તે વિજ્ઞાનમય રૂપાતર સિદ્ધ કરવા યોગી મારફત સફળ કરશે એને પૂર્ણયોગમા જીવન સમગ્રનો

તથા તેના બધા જ ક્ષેત્રોનો સ્વીકાર છે. અને પૂર્ણયોગની શરૂઆત થાય છે તે વિજ્ઞાનમય શક્તિને આવ્હાન આપી તેને પોતાના આધારમા અવતરણ કરવા માટે ઝખતી સાધકની અભીપ્સામા. સામાન્ય ષટચક્રભેદનના પ્રકારમા કુંડલિનીની શક્તિ જાગ્રત થઈ ઊર્ધ્વ અભિસરણ કરે છે જ્યારે પૂર્ણયોગમાં દિવ્ય વિજ્ઞાનમય શક્તિએ ઊર્ધ્વમાથી નિમ્ન સ્તરોમા અવતરણ કરી ત્યાની અશુદ્ધિઓને દૂર કરી, સાધકને પોતાનું યોગ્ય વાહન બનાવવાનુ છે. આને માટે અંતરની સચ્ચાઈપૂર્વકની અભીપ્સા, પ્રાણમય ભૂમિકાની વિશુદ્ધિ તથા દિવ્ય વિજ્ઞાનમય ચૈતન્યશક્તિને સર્વસમર્પણ-આ ત્રણ અત્યંત આવશ્યક છે. સાધકે પોતાની દરેક શારીરિક ક્રિયાને, ઇચ્છાને, કામનાને, આવેગને, વિચારને, ઊર્મિને, લાગણીને, સ્વપ્નને-દિવ્ય વિજ્ઞાનમયી શક્તિને, સમર્પિત કરવાના છે આ રીતે સમર્પણથી શરૂ થતો પૂર્ણયોગ સંપૂર્ણ સમર્પણમા સ્વસિદ્ધિ પ્રાપ્ત કરે છે.

૧૯૧૦ મા શ્રી અરવિંદ પોંડીચેરી ગયા ત્યારે તેમની સાથે તેમના પરિચિત માણસોમાથી કેટલાક જ તેમની સાથે ગયેલા. પણ ધીમે ધીમે તેમની સંખ્યા વધતી ગઇ, અને તેમની આસપાસ આપોઆપ એક યોગ-આશ્રમ ઉભો થયો, પ્રથમ તો તેમની પાસે જનારને તે કહેતા, "હુ એક મહાન, ભયંકર પ્રયોગ કરી રહ્યો છુ. તમારે તેમા ભાગ લેવો હોય તો મારા નીડર સાથીદાર બનીને આવો " પણ ૧૯૨૬ થી તેમણે જાહેર કર્યું કે-"મારી યોગસિદ્ધિ મારા આદર્શ અનુસાર પરિપૂર્ણ થઈ છે. હવે તમે મને સમર્પણ કરો અને હું તમને પૂર્ણયોગની સાધનામા મદદ કરીશ તથા દોરવણી આપીશ " ત્યાર પછી તો સાધકોની સંખ્યા વધતાં વધતા અત્યારે સ્થયી રહેનાર લગભગ ૨૦૦ જેટના છે, અને પ્રસંગો ઉપર શ્રી અરવિંદના દર્શને જનારાઓની સંખ્યા લગભગ હજાર બારસો જેટલી હોય છે શ્રી અરવિંદ સામાન્ય રીતે તો ત્યા રહેતા સાધકોને પણ રોજ દર્શન

આપતા નથી આશ્રમનું સઘળું કામકાજ શ્રી માતાજી-મીરાંદેવીની સંપૂર્ણ દેખરેખ નીચે ચાલે છે શ્રી અરવિંદ વર્ષમાં ત્રણ વખત દર્શન આપે છે —

૧-૧૫ મી ઓગસ્ટ-શ્રી અરવિંદનો જન્મ દિવસ

૨-૨૧ મી ફેબ્રુઆરી-શ્રી માતાજીનો જન્મ દિવસ.

૩-૨૪ મી નવેમ્બર-શ્રી અરવિંદનો યોગસિદ્ધિદિન

શ્રી અરવિંદ આ રીતે સમગ્ર વિશ્વમાં વિજ્ઞાનમયી શક્તિ અવતરણ કરી પોતાનું કાર્ય કરે તેવો આદર્શ રાખી કામ કરે છે. તેને માટે અનંતકાળની મર્યાદાઓ પણ તેમની યોગદૃષ્ટિને ક્ષણ સમાન ભાસે છે, વિશ્વસમગ્રનું ક્ષેત્ર તે દિવ્ય વિજ્ઞાનશક્તિની રંગભૂમિ છે આવા મહાન યોગકાર્ય માટે શાન્ત, સમાહિત, ધૈર્યવાન, અડગ, આધ્યાત્મિક, હિમાચળશા શ્રી અરવિંદ પોતાની જીવનલીલા વિસ્તરી રહ્યા છે તેવા યોગીપ્રવરને અનેકાનેક હૃદયના પ્રણામ હો! તેમની કૃપા જગતના મુમુક્ષુઓ તથા સાધકો ઉપર ઊતરો!



# યમ અને નચિકેતા

( એક ઉપાખ્યાન )

( ગયા અંકથી ચાલુ )

લેખક-શ્રી. નાનાલાલ દેવશંકર વૈદ્ય



હવે જેમ અકુશળ સારથીના હાથમાં લગામ રહેતી નથી, ને અશ્વો વશ રહેતા નથી, પણ તોફાની થઇ કુમાર્ગે જાય છે, તેમ બુદ્ધિરૂપી સારથી કયે માર્ગે જવું અને કયા માર્ગથી દૂર રહેવું, તેનો વિવેક કરી શકતો નથી, તો મન બુદ્ધિના કબજામાં રહેતું નથી. આમ લગામ ઢીલી થતા, હાથમાં ન રહેતા ઇન્દ્રિયોને ભોગ વિષયો તરફ જતી અટકાવી શકાતી નથી. પણ જેની બુદ્ધિ વિજ્ઞાનયુક્ત છે, તે જેમ નિપુણ સારથી લગામને કબજામાં રાખી અશ્વને નરમ અને પોતાના કબજામાં રાખે છે, તેમ મનને કબજામાં રાખી ઇન્દ્રિયોને વશ રાખે છે. જે રથીનો બુદ્ધિસારથી અવિવેકી હોય છે, તે રથી પરમપદ પ્રાપ્ત કરતો નથી, પણ જન્મમરણ રૂપ સંસારને પ્રાપ્ત કરે છે, તેમાંથી છૂટતો નથી, પણ જે આત્માનો બુદ્ધિસારથી વિજ્ઞાની હોય છે, તેને મન સદા વશ રહે છે. તે સદા પવિત્ર રહી તે સ્થાનને પ્રાપ્ત કરે છે, કે જ્યાંથી ફરી જન્મ લેવો પડતો નથી-સર્વ સંસારબંધનથી એ છૂટી જાય છે.

આ દૃષ્ટાન્ત ઉપરથી સમજાયું હશે કે દેહ, મન, બુદ્ધિ, ઇન્દ્રિયોએ મોક્ષપ્રાપ્તિનાં સાધનરૂપ છે. પણ તેના સર્વ વ્યાપારો સદા પવિત્ર નિષ્પાપ થવા જોઇએ. આહારશુદ્ધિથી જ સત્ત્વશુદ્ધિ થાય છે એટલે

ઇન્દ્રિયસંયમ અને મનોનિગ્રહની સૌથી પ્રથમ અગત્ય છે. શરીરને અણુએ અણુ પવિત્ર તથા નીરોગી બનાવવો જોઇએ, અને તે માટેજ વ્રત, ધર્મ, તપ, જપ, બ્રહ્મચર્ય, સત્ય આચરવાનો ઉપદેશ ઉપનિષદો કરે છે. બુદ્ધિ ત્યારે જ વિશુદ્ધ અને નિષ્કલંક બને છે, ત્યારેજ તે વિવેકવિજ્ઞાનયુક્ત બને છે. પ્રિય નચિકેતા, આચાર, વિચાર, ઉચ્ચાર, આહાર, વિહાર, વ્યવહાર, સંગતિ, વાચન, દર્શન, શ્રવણ, મનન, આદિ સર્વે પ્રકારની ક્રિયાઓમાં પાપનો, અશુદ્ધિનો, અપવિત્રતાનો જરા પણ ક્યાંઇ રહેવા દેવો ન જોઇએ. ક્રિયા માત્ર–શારીરિક, માનસિક ઐન્દ્રિયિક, બૌદ્ધિક–સદા–વિશુદ્ધ, પવિત્ર, નિર્મલ, સરળ, કુટિલતા, કપટ, દંભ, પ્રતારણાથી રહિત કરવી જોઇએ. આવી પદ્ધતિથી સાધન-સંપન્ન થયા સિવાય કેવળ વેદોનાં અધ્યયનથી, પુસ્તકીય જ્ઞાનથી, બાહ્યવેષથી જ માત્ર પરબ્રહ્મની પ્રાપ્તિ થતી નથી. પરબ્રહ્મપ્રાપ્તિનાં સાધનો અધિકારી પરત્વે અનેક હોય છે. પણ સૌ સાધનોમા સદાચાર, નીતિ અને ધર્મપરાયણ જીવનવ્યવહાર મુખ્ય અને પ્રથમ છે.

પરબ્રહ્મપ્રાપ્તિ માટે અધ્યાત્મયોગ એ પણ એક સાધન છે આ યોગવિધિ તને સમજાવુ છુ તે લક્ષપૂર્વક સાંભળજે. આ યોગના સ્વરૂપમા ઉપર જણાવ્યું તેમ બાહ્ય અને આંતર સર્વે ઇન્દ્રિયોની પવિત્રતાનો સમાવેશ છેજ ઇન્દ્રિયોની સ્થિર ધારણા, અચલ સ્થિતિ તે યોગ. જ્ઞાનેન્દ્રિયો, મન, બુદ્ધિ એ સર્વેના વ્યાપારનો નિરોધ એજ ઉત્તમ ગતિ વ્યાપારનો નિરોધ એટલે શૂન્ય અવસ્થા કે જડવત્ સ્થિતિ એમ સમજવાનું નથી, પણ પરમ આનન્દસ્વરૂપ, પરમાત્મ-ચેતનમા તેઓનુ રમણ, તન્મયતા, પરમાત્મનિષ્ઠા, સ્વસ્વરૂપે અવ-સ્થાન. આ યોગની પરિપાક અવસ્થા. આ વાત જરા સ્પષ્ટતાથી સમજવા જેવી છે. જન્મજન્માતરના સંસ્કારોથી જીવનુ મન વિષય-તૃષ્ણામા ડુબી ગયું હોય છે. મન સર્વદા વિષયચિન્તનમા જ લાગ્યું રહ્યુ હોય છે. તેની કામના કે લાલસા કદી પણ તૃપ્ત થતી જ નથી.

ઇન્દ્રિયો પણ તેથી બહારના વિષયો તરફ જ દોડયા કરે છે. વિષયસુખ અનિત્ય ક્ષણિક નાશવંત છે, એ વાત એ વિષયોના અનુભવથી પ્રત્યક્ષ સમજાતાં છતાં પણ તે માટેની દોડાદોડ, ખટપટ ઓછી થતી નથી. ઇન્દ્રિયો અને મનની આ વિષયપરાધીનતા ભારે બલવતી છે. બુદ્ધિમાં પણ વિષયમોહ બહુ જડાઇ ગયો છે. વિમૂઢ બુદ્ધિમાં સત્ય વસ્તુનું ભાન થતું નથી. જે જીવને પોતાના કલ્યાણની ઈચ્છા હોય, તેણે સદા સાવધાન, જાગૃત રહેવું જોઈએ. ઇન્દ્રિય અને મનરૂપી ધૂતારાથી ઠગાવુ ન જોઇએ. પ્રબળ પુરૂષાર્થથી વાસનાની બેડી તોડી નાખી, મન, ઇન્દ્રિયો, બુદ્ધિની કુચેષ્ટાઓનો નિરોધ કરી દેવો. તેઓ શાન્ત અને આત્મવશ થાય તેમ કરવું. ઇન્દ્રિયોની આવી અચળ સ્થિતિ–વિષય-પારવશ્યશૂન્યતા–ચાંચલ્યરહિત અવસ્થા એ યોગ. આ અવસ્થામા કોઈપણ બાહ્ય વિષયના યોગથી પણ ચિત્ત ચચળ થતું નથી, ઇન્દ્રિયો વિવશ બનતી નથી. બાહ્ય તેમજ આન્તર બને પ્રકારની ચંચળતા જતી રહે છે. કેવળ આત્મચિંતા, પરમાત્મધ્યાનમાં જ ચિત્ત લાગી રહે છે. કદી વિષય સંબંધી કોઈ વૃત્તિ જાગૃત થાય, તો તે વૃત્તિને વૈરાગ્ય અને અભ્યાસથી શમાવી દે છે. આમ પ્રમાદ મૂકી એકાગ્રતા-પૂર્વક આ ઇન્દ્રિયોની સ્થિર ધારણા–અચલ સ્થિતિનો અભ્યાસ થાય છે, તો લાંબે કાળે પરમાત્મસ્વરૂપનો અનુભવ થાય છે. આવા યોગનો અભ્યાસ કરવો જોઇએ. આ યોગસેવનનો એક પ્રકાર આવો છે, કે એકાન્ત શાન્ત પ્રદેશમાં સ્થિર આસને બેસી પ્રાણ અને ઇન્દ્રિયોની ગતિનું યોગ્ય નિયમન કરવું. જ્ઞાનેન્દ્રિયોની વૃત્તિઓને મનમાં વિલીન કરવી. રૂપ જ્ઞાન–શબ્દજ્ઞાન આદિ વિવિધ વિજ્ઞાનોને મનમાં શમાવવાં. તેના ઉપર સંકલ્પવિકલ્પ ન કરવા. મનમાં વિષયોના સંસ્કારો સ્ફુર્યા કરશે. તર્કવિતર્ક વિચારપરંપરા ચાલશે. પણ આ પ્રવાહનો નિરોધ કરવો. મનને બુદ્ધિમાં લીન કરવું. એટલે વૈષયિક જ્ઞાન ચિત્તમાં ઉદય પામશે નહિ. બુદ્ધિ કેવળ સાધારણજ્ઞાનાકારે રહેશે. વૃત્તિનો પ્રવાહ હરીને

બંધાઈ જશે; વહેરો નહિ, આ સ્થિતિનો પણ લય કરવાનો છે. એમ એવી બુદ્ધિને મહતત્ત્વમાં એટલે પ્રાણશક્તિમાં લીન કરવી. અર્થાત્ બુદ્ધિની ચેષ્ટાઓ પણ શમાવી દેવી. બુદ્ધિ સાધારણ શક્તિરૂપે રહે છે. તે શક્તિને શાન્ત આત્મામાં લીન કરવી. મતલબ કે તમામ ઇન્દ્રિયોના વ્યાપારો, મનબુદ્ધિના સૂક્ષ્મ વ્યાપારોનો નિરોધ કરી શાન્ત આત્મામાં તેનો પ્રવિલાપ કરવો. આત્મા જ વિજ્ઞાન અને ક્રિયાના સાક્ષીરૂપે રહેલો છે. આ સાક્ષીભાવે રહેવું, શાન્ત, નિર્વિકાર, નિઃસંકલ્પ અવસ્થાનો આમ અભ્યાસ કરતાં, એકાગ્રચિત્તે નિરંતર અનુસંધાન કરતાં બ્રહ્મદર્શનને યોગ્ય થવાય છે. વ્યવહારમાં પણ સર્વ સમ એવા એ પરમાત્મામાં વૃત્તિઓને જોડીને વર્તવું. એ પરમાત્માની સત્તા અને સ્ફુર્તિ વડે જ પદાર્થ માત્રની સત્તા છે. આત્મસ્વરૂપ સ્વતંત્ર ભાવે કોઈ પણ પદાર્થની સત્તા સ્ફુર્તિ નથી,' એ ભાવનાથી પરમાત્મસ્વરૂપનું અનુસંધાન કરવું જોઈએ. આ પ્રકારે વ્યવહારમાં વર્તતાં છતાં પણ જો સર્વત્ર સર્વદા એ પરમસત્તાનું અનુસંધાન રાખવાનો અભ્યાસ એનાય, તો પણ વ્યવહાર વિશુદ્ધ બને અને આત્મજ્ઞાનની યોગ્યતા આવે. પરમાત્મસત્તા અને પરમાત્મપ્રકાશમાં મન, બુદ્ધિ ઇન્દ્રિયોના વ્યાપાર સતત ધ્યાનથી શમી જાય, એ જ પરમગતિ છે પ્રિય નચિકેતા, તને આત્મવિદ્યા અને યોગવિધિ સમજાવ્યાં છે, તેનું રહસ્ય તું સમજ્યો છે, તો તું બ્રહ્મને પામી, વિરજ અને વિમૃત્યુ થયો છે. બીજો કોઈ પણ તારી રીતે આ જ્ઞાન અને આ વિધિ પ્રાપ્ત કરશે તે પણ બ્રહ્મરૂપ થઈ અમૃતપદને પામશે. હવે તું ખુશીથી તારા પિતા પાસે જા. વિશેષ કહેવાનું રહ્યું નથી."

આ મોટી આખ્યાયિકામાંથી જે ઉપદેશ મળે છે તેનો સંક્ષેપ સાર નીચે મુજબ મને જણાય છે.

(૧) અતિથિસેવા એ ગૃહસ્થનો સૌથી આવશ્યક ધર્મ છે.

(૨) બ્રહ્મવિદ્યા અને તેનું ફળ સાંસારિક તેમજ સ્વર્ગીય સુખો

કરતાં અધિક ચઢીઆતુ છે, પણ તે જ્ઞાન દુ:સંપાદ્ય છે. તરવારની ધારપર ચાલવા જેવો કઠણ માર્ગ છે.

( ૩ ) યોગ્ય અધિકારી શિષ્ય અભેદદર્શી આચાર્ય પાસેથી જ એ જ્ઞાન સહેલાઈથી મેળવી શકે છે. એ જ્ઞાનનો શ્રોતા, વક્તા, લબ્ધા, જ્ઞાતા વિરલ છે.

( ૪ ) સદાચાર, દાન, શ્રદ્ધા, ભક્તિ, સ્વધર્મપાલન, નીતિ અને ધર્મપરાયણ જીવન એનાથી અધિકારી થવાય છે. ખરી બ્રહ્મજિજ્ઞાસા સાધનસંપત્તિ વિના થતી જ નથી.

( ૫ ) સંસારમા દરેક મનુષ્યો પાસે શ્રેયોમાર્ગ અને પ્રેયોમાર્ગ એમ બે માર્ગ પડેલા છે શ્રેયો માર્ગે જતા મોક્ષ અને પ્રેયોમાર્ગે જતા સંસાર પ્રાપ્ત થાય છે.

( ૬ ) તાત્કાલિક સુખ અને ચિરકાળનું કલ્યાણ, એ બેમાથી એકની પસંદગી કરી લેવાનું દરેક પ્રસંગે બની આવે છે. વ્યવહારમા આ પ્રશ્ન મૂંઝવનારો થઇ પડે છે. ધીર વિવેકીએ ચિરકાળનું કલ્યાણ પસંદ કરી, જેથી એવુ કલ્યાણ થાય તે જ માર્ગ ગ્રહણ કરવો. તાત્કાલિક સુખ એ વિવેકદૃષ્ટિએ વિષ ભેળવેલા લાડુ જેવું છે. દરેક પ્રસંગે વિકાર વશ ન થતા વિચારપૂર્વક આત્મકલ્યાણનો માર્ગ લેવો

( ૭ ) કેવળ ઇન્દ્રિયારામ જીવન નહિ ગાળતા આત્મકલ્યાણનાં સાધનો જાણી તેનુ અનુષ્ઠાન કરવુ. કેવળ તર્ક, પ્રવચનાચન, મેધા પાંડિત્ય એથી જ આત્મકલ્યાણ થતું નથી

( ૮ ) બુદ્ધિવૃત્તિના નિર્વિકારી, સાક્ષી, પ્રકાશક, પ્રેરક, વૃત્તિઓના પૃથગ્ભાવ તથા ઉદય અસ્તના જ્ઞાતા જેવું જે તત્ત્વ છે તે આત્મા વૃત્તિઓ સાથે ભેળસેળ થઇ તદ્રૂપ થઈ સુખદુઃખાદિ ફળનો ભોગ કરનાર, ઋતપાન કરનાર ચિદાભાસ તે જીવાત્મા. અને સૂક્ષ્મ સ્થાવર જંગમ વસ્તુઓમાં અનુસ્યૂત રહેલ સર્વ-

વ્યાપી નિત્ય અખંડ ચેતન તે પરમાત્મા.

(૯) સાક્ષીચેતન તે પરમાત્મા જ છે. આ બ્રહ્મ અને આત્માની એકતાનું જ્ઞાન એ જ સર્વે ઉપનિષદોનો પ્રતિપાદ્ય વિષય છે.

(૧૦) જીવાત્મા અવિદ્યાની ભૂમિકામાં છે. સર્વે લૌકિક વૈદિકવ્યવહાર, કર્મકાંડ, ઉપાસના એ સર્વ મન, બુદ્ધિ, ઇન્દ્રિયોની વિશુદ્ધિ અર્થે છે. જેમ જેમ આ બધાં એકાગ્ર, સૂક્ષ્મ અને પવિત્ર થતાં જાય છે, તેમ તેમ ઋતપાનકરનાર જીવાત્મા અવિદ્યા અજ્ઞાનથી છુટતો જાય છે, વિદ્યાનો પ્રકાશ થતાં એ જીવાત્મામાંથી જીવભાવનો સમૂલ ઉચ્છેદ થઈ આત્મા અવશેષ રહે છે. અને એ જ આત્મા તે પરમાત્મા. આ સ્વસ્વરૂપે અવસ્થાન એજ મોક્ષ. કામના, વાસના, ભાવના, હૃદયગ્રન્થિ, સંસ્કાર, એ સર્વનો નિઃશેષ લય એજ મોક્ષ. એજ અમરણ ભાવ.

(૧૧) પરમાત્મશક્તિ આ સંસારવૃક્ષનું મૂલ કારણ છે. જગતનો કોઇપણ પદાર્થ આ બ્રહ્મસત્તાથી સ્વતંત્ર, સ્વાધીન નથી; જેમ ઘડો માટીથી સ્વતંત્ર ભિન્ન વસ્તુ નથી તેમ.

(૧૨) ૐકારનાં અવલંબનથી બ્રહ્મની સાધના થાય છે. તેમજ બુદ્ધિના પ્રેરક અવભાસક રૂપે આત્મચિંતન કરવાથી પણ બ્રહ્મસાધના થાય છે.

(૧૩) મન, ઇન્દ્રિય અને બુદ્ધિની સહાયતાથી, એટલે કે સંયત મન, પવિત્ર ઇન્દ્રિયો અને વિવેકકુશળ બુદ્ધિની સહાયતાથી અમૃતપદનો લાભ થાય છે.

(૧૪) અધ્યાત્મયોગથી બુદ્ધિગુહામાં બ્રહ્માનુભવ થાય છે.

(૧૫) અવિદ્યા, કામ, કર્મની ગ્રંથીઓ તૂટે, ત્યારે મર્ત્ય માનવી અમર થાય છે.

(૧૬) હૃદયમાં રહેલ કામનાઓનો નિઃશેષ ત્યાગ એજ ખરો ત્યાગ, અને એજ અમરણ ભાવ. (સંપૂર્ણ)

卐

# આત્મ-જાગ્રતિ

લેખકઃ-શ્રી ગુમાનસિંહજી નાથુસિંહજી સોલંકી

卐

અજ્ઞાન-નિદ્રામાંથી ઉત્થાન થવું, એ જ આપણી સ્વતસિદ્ધ 'આત્મ-જાગૃતિ.' આ જાગૃતિ કરોડો જન્મજન્માંતરોમાં, તેમ જ વર્તમાન શરીરમાં કરેલા પુણ્યપુંજના પરિપાક દ્વારા થતી ચિત્તશુદ્ધિ ઈશ્વરકૃપા, વેદકૃપા, તથા શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ શ્રી સદ્‌ગુરૂદેવની કૃપાના સર્વોત્કૃષ્ટ ફળ સિવાય અન્ય શું હોઈ શકે? કશું નહિ. પ્રથમ સદોદિત તૈલધારાવત્ સત્સંગ, સદ્‌ગ્રંથ અને સત્પુરૂષના સહવાસદ્વારા આત્મ વિચાર કરવો. સર્વદા સર્વશ્રેષ્ઠ સત્સંગથી, નિરંતર સત્ સ્વરૂપ આત્માનો નિરંતર ભેદરહિત, યથાવત્ સમ્યક્ પ્રકારે શુદ્ધ બુદ્ધિવૃત્તિથી વિચાર કરવો, આ જ આપણો સ્વાનુભવ અને આ જ નિર્ણયાત્મક તત્ત્વ-વિચાર. આમાં કોઈને શંકા થાય કે અજ્ઞાન તો અનાદિકાળનું છે, તેથી એની તાત્કાલિક નિવૃત્તિ થવી એ અસંભવિત છે, તો એના પ્રત્યુત્તરમાં કહેવાનું એટલું જ કે, સુમેરૂ પર્વતની ગુફામાં રહેલું અંધારૂં લાખો કરોડો વર્ષનું હોય છતાં ત્યાં કોઈ દીવો લઈને જાય, તો પર્વતસ્થ ગુફામાં ભરાઈ રહેલું અંધારૂં એમ કહેશે ખરૂં કે હું નહિ જાઉં? એ તો અવશ્ય સ્વાભાવિક રીતે જ નાશ પામવાનું. તેવી જ રીતે અહં બ્રહ્માસ્મિના મહામંત્રથી અપરોક્ષ દૃઢ અનુભવ દ્વારા ઉત્થાન પામેલી

અંતઃકરણની શુદ્ધ સત્વગુણી વૃત્તિથી અનાદિકાળનું અજ્ઞાનાંધકાર ટળી શકે જ નહિ

હવે એ આત્મવિચાર હમેશ આચારમાં મૂકવાથી જ સુશોભિત થાય છે એ આચાર એટલે આત્મ–તત્ત્વ વિશે જે અંતિમ વેદપ્રમાણ સહિત નિર્ણય થયો હોય, તેને સ્વાનુભવમાં મૂકવો સ્વાનુભવમાં મૂકાયેલા આચારને સદ્વર્તનથી પુષ્ટિ આપી ખીલવવો સદ્વર્તનને અંતનિષ્ઠાથી દીપાવવું, બ્રહ્મનિષ્ઠાને બ્રહ્માત્મૈક્યરૂપી જ્ઞાન વડે વધારવી અને બ્રહ્માત્મૈક્યરૂપી જ્ઞાનને આત્મજાગ્રતિથી સચેત રાખવું આમ ઉત્તરોત્તર સાધનોથી બ્રહ્માનુભવ કરવો જોઇએ આત્મ–જાગ્રતિ કાયમ રાખવા નિત્ય બ્રહ્માભ્યાસની જ આવશ્યકતા છે બ્રહ્માભ્યાસનું સ્વરૂપ દર્શાવતા પરમ કારુણિક આચાર્યશ્રી વિદ્યારણ્ય સ્વામી પંચદશીમાં કહે છે કે —

" तत् चिंतन तत् कथन अन्योन्यं तत्प्रबोधनम् ।
एतत् एक परत्व च ब्रह्माभ्यास विदुर्बुधा ॥ "

ભાવાર્થ —તે બ્રહ્મનું જ નિરંતર ચિંતન કરવું તેનું જ (તે બ્રહ્મનું જ) કથન કરવું અન્યોન્યમાં તેના વિશે જ ભાવાવેશથી ઉપદેશ કરવો કેવલ તત્પરાયણ જ રહેવું, એટલે 'અહં' ને 'ઇદં' વૃત્તિવી સર્વદા સર્વત્ર પોતાના અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનો દૃઢ અનુભવ કરવો તેમાં જ સંલગ્ન રહેવું સ્વાનુભવથી જ જેણે બ્રહ્મ અને પોતાના પ્રત્યગાત્મનો સંશય વિપર્યય રહિત અભેદ ભાવે સાક્ષાત્કાર કરેલો છે, તેવા બ્રહ્મવેત્તાઓ તેને જ બ્રહ્માભ્યાસ કહે છે

હમેશ બ્રહ્મ પરમાત્માનું જ ચિંતન કરવું. આ જગત અસત્, જડ ને દુઃખરૂપ છે અને બ્રહ્મ સત્ ચિત્ અને આનંદસ્વરૂપ છે જગતની અસત્યતાનો નિર્ણય કરી બ્રહ્મના ત્રિકાળ અબાધિત સત્યત્વનો નિર્ણય કરવો જગતના જડત્વનો નિર્ણય કરી, બ્રહ્મમાં ચૈતન્ય સત્તા સ્ફુર્તિનો નિશ્ચય કરવો જગતનું દુઃખત્વ નક્કી કરી, બ્રહ્મના

અખંડાનંદનો નિશ્ચય કરવો એ જ આપણી સદૈવ, ચરમ, આત્મ-જાગ્રતિ. મન અનિયમિત સ્વભાવવાળું છે. તેથી ઘડીકમાં ' આ ' તો બીજી ક્ષણે ' તે ' વસ્તુનો વિચાર કરવા દોડી જાય છે, માટે મન જ્યાં જાય ત્યાંથી ખેંચી લાવી આત્મકેન્દ્રમાં સ્થિત કરી તદાકાર કરવું. પરમ કારૂણિક આચાર્ય ભગવાન શ્રી શંકરાચાર્યજીએ કહ્યું છે કે, " जितं जगत केन, मनो हि येन. " જેણે મનને જીત્યું તેણે અખિલ જગતને જીત્યું. આથી આંતર યુદ્ધ કરતાં કરતાં મનરૂપી મહાન શત્રુ પર દિગ્વિજય કરી તેનો નાશ કરવો. એટલે કે મનને બાહ્ય વૃત્તિથી રહિત કરી આત્માકાર વૃત્તિમાં તદાકાર કરવું, આજ મનનો નાશ. મનને વશ કરવું એ કાર્ય વાયુને રોકવું, અગ્નિપાન કરવું એના જેવું મહાદુઃખદ ને દુર્ઘટ છે. વેદશાસ્ત્ર ગીતાદિમાં બતાવેલા ઉપાયથી જ એ મન અવશ્ય વશ થઈ શકે છે. એમાં શંકા કરવી એ પુરૂષાર્થહીનતા અને શાસ્ત્ર પ્રત્યેના અવિશ્વાસને આગળ લાવે છે. શાસ્ત્રોક્ત સાધનોથી જો મન વશ ન થતું હોય તો, જે જે ભક્તો મન વશ કરી, મનને આત્મામાં પ્રવિલાપન કરી સ્વરૂપાવસ્થાને પ્રાપ્ત થયા છે, તે થવા ન પામત. સ્વ–અનુભવથી બ્રહ્મનું ચિંતન કરતો પુરૂષ બ્રહ્મરૂપ જ કહેવાય છે. તેને બ્રહ્મવેત્તા કહેવો એ પણ પાપ જ છે. જો તેને બ્રહ્મવેત્તા કહીએ તો, ' બ્રહ્મવેત્તા ' અને ' બ્રહ્મ ' એમ બે વસ્તુ થાય તો દ્વૈત થયું કહેવાય, જેથી અદ્વૈત બ્રહ્મને પ્રતિપાદન કરનારી શ્રુતિનો વિરોધ થાય. દ્વૈત ભયનો હેતુ છે. આથી શ્રુતિ મુક્તકંઠે કહે છે કે " ब्रह्मविद् ब्रह्मैव भवति " બ્રહ્મવેત્તા પુરૂષ બ્રહ્મરૂપ જ છે. માટે પોતાના સ્વાત્માથી બ્રહ્મનું અભેદ ચિંતન કરવું કે જે બ્રહ્મ, નિર્ગુણ, નિર્વિકાર, નિત્ય, અજન્મા, અવિનાશી, અશરીરી, અસંગ, અદ્વૈત, શાશ્વત, વિશુદ્ધ, સર્વ ઉપાધિથી રહિત, મુક્ત, ત્રિગુણાતીત, ભાવાતીત, દ્વન્દ્વાતીત, સમષ્ટિ બુદ્ધિનું સાક્ષી, સર્વવ્યાપક છે, તે બ્રહ્મ જ હું છું, તેજ મારૂં આત્મસ્વરૂપ છે. ' મન બ્રહ્માત્મામાં રમે, તો જ મન અમન

થઈ આત્મામાં સ્થિત થાય મનનું આત્માકાર થવું એ જ સમગ્ર બાહ્ય વૃત્તિથી રહિત થવારૂપ નિજાનંદની નિર્વિકલ્પ સમાધિ કહાઇને અંતે શક્ય થાય છે, મન જ્યારે નિર્વિકલ્પ સમાધિમાં જ રહે, તો દેહાદિ ઇન્દ્રિયો દ્વારા થતા બાહ્ય વ્યવહારનો લોપ થશે પરંતુ તેમ નથી, આવું કહેવું એ જ અજ્ઞાન અને ભ્રાંતિમૂલક છે એક આપ્ત પુરુષે કહ્યું છે કે —

" તનથી ઘરનાં સૌ કામ કરો, મનથી પળ પળ શ્રીરામ સ્મરો "

આ ન્યાયે મન નિજસમાધિમાં સ્થિત રહી શકે છે એમાં બ્રહ્માભ્યાસ અને ભગીરથ પુરુષાર્થની જ આવશ્યકતા છે ઉદ્દાલક મુનિએ પોતાના પુત્ર શ્વેતકેતુ પ્રત્યે તત્–ત્વમ્–અસિ તે બ્રહ્મ તું છે એમ નવ વાર, વેદ, યુક્તિ, અને અનુભવ, આ ત્રણ પ્રમાણ સહિત તત્ત્વોપદેશ કર્યો હતો તત્ત્વોપદેશની દૃઢતા વારંવાર અભ્યાસથી થઈ શકે છે વાણી જ્યારે શબ્દ બોલવાને તત્પર થાય, ત્યારે 'અહં બ્રહ્મ' હું નિશ્ચય બ્રહ્મ જ છું, મારાથી અતિરિક્ત કોઈની ક્યાંય કંઇ પણ હયાતી નથી આવા જ બ્રહ્મોચ્ચાર કરે કાન પણ બ્રહ્મનું જ શ્રવણ કરે આ પ્રમાણે સદૈવ ' સ્વ ' નું જ ચિંતન કરે જેને અક્ષર નાના દેખાતા હોય, તે પુરુષ જેમ ચશ્માં પહેરવાથી એ જ અક્ષરને જોઇ વાંચી શકે છે તેમ જેને અજ્ઞાનદોષવશાત્ એક જ બ્રહ્મમાં અનેક ભેદ ભાસમાન થતા હોય તે પુરુષ આત્મ–જ્ઞાનરૂપી ચશ્માં સદૈવ પહેરી બ્રહ્મને પોતાના સ્વ–આત્માથી અભેદ અનુભવી શકે છે જો આત્મ–જ્ઞાનરૂપી ચશ્માં ઉતાર્યા તો તો દ્વૈત અને દુઃખ ખડાં જ છે માટે આ સર્વોત્તમ ચશ્માં કાયમ પહેરેલાં રાખવાં

આ આત્મજાગ્રતિ કાયમ રહે, તે માટે તત્ત્વબોધામૃતરૂપ સાત્ત્વિક વાચનની અત્યંત આવશ્યકતા છે જમવાથી જેમ ક્ષુધાનિવૃત્તિ રૂપ તૃપ્તિ થાય છે, તેમ બ્રહ્માનુભવથી જન્મમરણરૂપી ભવરોગ રહિત આત્યંતિક મોક્ષરૂપી નિરંકુશ તૃપ્તિ મળે છે.

કહેના કરતાં કરવું ભલું એ કહેવત પ્રમાણે ભક્તિ સંબંધી વાતો સાંભળી કેવળ સ્વ–મુખે ભક્તિ ભક્તિ ' એમ ભક્તિ–શબ્દનું

જ અહોનિશ પારાયણ કરવું, તેનાં કરતાં ભક્તિ સંબંધી વાતો સાંભળી, હૃદયાકાશમાં ઉતારી, ભક્તિ કરવા મંડી જવું, અથવા સમજીને ભક્તિ કરવી એ યોગ્ય છે. જેમ વિચાર આચારથી દીપે છે, તેમ બ્રહ્માત્મૈકયરૂપી અભેદ ભક્તિ બ્રહ્માનુભવથી જ દીપે છે. પ્રારબ્ધ ક્ષય થતાં સુધી દૃઢનિશ્ચયપૂર્વક, શ્રદ્ધા ભક્તિ સહિત, અહંબ્રહ્માસ્મિનો વેદ, શ્રુતિ ને સ્વાનુભવ પ્રમાણદ્વારા સિદ્ધ થયેલો સિંહગર્જના જેવો પ્રખર ઢંઢેરો હૃદયાકાશમાં હરદમ પીટાવો એ જ અભ્યર્થના.



" ઘરનાં કામકાજમાં નિમગ્ન રહેનાર સ્ત્રી પોતાનું કામકાજ જેવી સારી રીતે કરે છે, તેવી જ રીતે પરવ્યસિની સ્ત્રી કરી શકતી નથી. એ જ પ્રમાણે પરવ્યસિની સ્ત્રીના જેવો, એકલા ધ્યાનમાં જ નિષ્ઠાવાળો ધ્યાની-ઉપાસક પણ લૌકિક વ્યવહાર બહુ થોડો કરે છે. પરંતુ ગૃહકાર્યની વ્યસિની નારીની પેઠે તત્ત્વજ્ઞાની તો તે વ્યવહાર સારી રીતે કરે છે કેમકે લૌકિક વ્યવહાર તત્ત્વજ્ઞાનનો કોઈ રીતે વિરોધી નથી. ( એ વ્યવહાર ધ્યાનીને વિરોધ કરે છે. ) આ પ્રપંચ માયામય છે અને આત્મા ચૈતન્યમય છે, એવો જેને તત્ત્વબોધ થયો છે, તેને લૌકિક વ્યવહાર કરવામાં શો વિરોધ છે ? વ્યવહારને માટે કાંઈ પ્રપંચને સાચો માનવાની આવશ્યકતા નથી, તેમ જ આત્માને જડ માનવાની પણ જરૂર નથી. વ્યવહારમાં તો વ્યવહારનાં સાધન માત્રની જરૂર છે, પછી ભલે તે અસત્ય હોય. મન, વાણી, શરીર અને બાહ્ય પદાર્થો એ સાધનો છે. તત્ત્વવેત્તા તેમનો નાશ કરતો નથી; તો પછી એને વ્યવહાર કેમ ન હોય ? "

પંચદશી; ધ્યાનદીપ ૮૬-૯૦

# પરમહંસ સ્વા. શ્રી. રામતીર્થજી
## ની
# નીતિકથાઓ

( ગયા વર્ષના બારમા અંકથી ચાલુ )

કથક—શ્રી. નર્મદાશંકર હ. વ્યાસ બી. એ.



[ ૪૧ ]

### કલાલનો દીકરો

સોરાબજી શેઠ દારૂના મોટા વેપારી હતા પેઢીઓથી ચાલ્યા આવતા એક જ ધંધાના પરિણામે તેમની અટક દારૂવાલા પડી ગઈ હતી દારૂવાલા શેઠને મંચેરશા નામનો ચાલાક છોકરો હતો. મંચેરશા પાદરીની ક્રિશ્ચિયન નીશાળમાં ભણવા જતો હતો અને ઘણું ખરૂં તેનો નંબર પહેલો જ રહેતો. પાદરીઓની શાળાઓમા બાઇબલના અભ્યાસ ઉપર ખાસ લક્ષ આપવામા આવે છે બાઈબલનું અધ્યયન થતું હતું અને તેમા મંચેરશાએ આ ફકરો વાંચ્યો –" The Spirit of God brooded over the waters " ફકરો વાંચતા જ તેને મુંઝવણ ઊભી થઇ તેને 'સ્પિરિટ' શબ્દનું જ્ઞાન હતું, તેમજ 'બ્રુડેડ' અને ' વૉટર ' શબ્દોના અર્થ પણ તેને આવડતા હતા માત્ર ' ગૉડ ' શબ્દ તેને નવો હતો મંચેરશાએ વાકયનો અર્થ બેસાડવાનો પ્રયત્ન કર્યો ' The spirit of God brooded ' તે વિચાર કરવા લાગ્યો કે ' ગૉડ એટલે શું ? જવ મહુડાં કે દ્રાક્ષ ?

મંચેરશાને એટનું જ્ઞાન હતું કે ગોળ જવ, મહુડા અને દ્રાક્ષમાંથી

બને છે. તેને લાગ્યું કે આ વળી કોઇ એવો વિચિત્ર જાતનો દારૂ છે જેને સમુદ્રમાં રાખવામાં આવ્યો છે. તેના બાપા સોરાબજી હંમેશાં દારૂને પાણી સાથે ભેળવતા તેની તેને ખબર હતી, પણ આ તો કોઇ જુદા પ્રકારની જ મેળવણી જણાતી હતી !

જગતનાં લોકો આ પ્રમાણે જ ધર્મ પુસ્તકોનો અનર્થ કરે છે, કારણ કે તેઓ સંસારની શરાબીમાં ખૂબ રચ્યાં પચ્યાં હોય છે, તેઓ પાર્થિવતામાં જકડાઇ પથ્થર જેવાં જ બનેલાં હોય છે. પવિત્ર અને દૈવી ધર્મસૂત્રોને આવા લોકો ભૌતિક અર્થમાં જ ઉતારે છે.

બોધઃ—ધર્મસૂત્રોનો ઘણી વખત ખોટો અર્થ કરવામાં આવે છે, કારણ કે અર્થ કરનારાં પોતાની જાતને લેખકની કક્ષાએ લઇ જઇ શકતાં નથી.

## [ ૪૨ ]

## ખોવાયેલો હાર

ધનજી શેઠના ઘરમાં હંમેશાં ઘણો કિંમતી હીરા માણેકનો હાર રહેતો. એક દિવસ તે હાર ધનજી શેઠના ગળામાંથી સરી પડયો અને તે કોઈ દૈવી શાપના પરિણામે એને ભૂલી ગયા. સમય જતાં જ્યારે તેમને ડોકમાં હાર ન જણાયો ત્યારે તેની ખૂબ તપાસ કરવા લાગ્યા. તપાસ પુષ્કળ કરી પણ બધી ફોગટ. ધનજી શેઠ તો અમૂલ્ય હારને માટે ચોધારાં આંસુ સારવા લાગ્યા. કોઈ શોધી આપે તો, શોધી આપનારને મોટું ઈનામ આપવાનું તેમણે જાહેર કર્યું.

બુદ્ધિસાગર નામના તેમના મિત્રે આવી શેઠને હાર શોધી આપવા વચન આપ્યું. બુદ્ધિસાગર ભારે યુક્તિબાજ હતો. તેણે શેઠજીને કહ્યું: " આ રહ્યો તમારો હાર, તમારી ડોકમાં જ છે, ક્યાં ખોવાઇ ગયો છે ?" એમ કહી શેઠજીની ડોક ઉપર હાથ મૂકતાં બુદ્ધિસાગરે હારની પ્રતીતિ કરાવી. " તે ખોવાઈ જ નહોતો ગયો, તમારી ડોકની આસપાસ જ હતો, માત્ર તમને તેની વિસ્મૃતિ થયેલી. કેટલું અદ્દભુત

વિસ્મરણ !" ધનજી શેઠના મલકતા મુખ સામે મીટ માડી બુદ્ધિસાગરે ખોની દીધુ

સસારની માયાજાળમાં ફસાઈને લક્ષ્મીજીનું જ પૂજન કરતા જગતના બધા ધનજી શેઠે તેમના જીવનનુ ખરૂ ધન, તેમના હૈયાનો ખરો હાર તેમની પોતાની જ પાસે હોવા છતા, તેને અજ્ઞાનરૂપી વિસ્મૃતિને પરિણામે ખોવાઈ ગયેલ માની, તેની શોધને અર્થે દુનીયામા અથડાયા જ કરે છે માયાના અને અજ્ઞાનના અધારપડળો દૂર થતા જ પોતાની અદર રહેલ આત્મા પ્રકાશમાન બને છે અને ખૂદ પરમાત્માનો સાક્ષાત્કાર અનુભવે છે નૈસર્ગિક રીતે માનવી સ્વતત્ર છે, કુદરતે તેને માયાના બધનમા નથી નાખ્યો, પણ માયાની ચમકતી જાળમા ફસાઈ અજ્ઞાનવ્રુલે રાચતા પાર્થિવ જીવનની ગુલામી અને પરતંત્રતાની જજીરો સર્જે છે રાજાને સ્વપ્નુ આવે કે તે ભીખારી થઈ ગયો છે, તેથી કાંઈ તેનું ખરૂ રાજપણુ ચાલ્યુ જાય છે ? તેમજ માનવીના આતરજીવનની ચિનગારીઓ સદાયે સતપ્ત જ હોય છે સ્વપ્નવત જગતમાં ઘડીભર પોતાના સ્વત્વને વિસરેલો માનવી શુ પોતાનુ આત્મધન ખરેખર કઇ ખોઈ જ ગુમાવી બેસે છે ? હરગીજ નહિ, માનવીના જીવનમા એવી સુદર પળો જરૂર આવે છે જ્યારે તેના વિસ્મૃતિના પડળો દૂર થઈ જઈ તેનુ આતરધન તેને પ્રાપ્ત થાય છે. અલમસ્ત બુદ્ધિસાગર જેવા ગુરૂમિત્રની સહાયતા જોઇએ

બોધ —કેવલ અજ્ઞાનને પરિણામે આપણે આત્માની ખોજમા બહાર નીકળીએ છીએ, એ તો ' કાખમાં છોકરૂ ને ગામમા શોધ્યુ ' તેના જેવુ હાસ્યજનક છે ! આત્મા માનવીના હૃદયમદિરમા જ બિરાજે છે અને તે જ પરમાત્માના સ્વરૂપમા ખીલી માનવીનો પ્રભુ સર્જે છે પરમાત્મભાવ એ જ માનવીનુ ખરૂ સ્વરૂપ છે

( અપૂર્ણ )

卐 ૪

# ગ્રન્થસ્વીકાર



**તે કોણ ? અથવા ભક્તિપ્રભાઃ**–લેખક સ્વા. શ્રી.માધવતીર્થજી. આ પુસ્તક લીંબડીના સ્વ. મહારાણાશ્રી દિગ્વિજયસિંહજીના સ્મરણાર્થે છપાયેલું છે; સ્વા. શ્રી. માધવતીર્થજી સરલ ભાષાનાં પ્રભાવશાલી વ્યાખ્યાનો તથા લેખો માટે સુપ્રસિધ્ધ છે. પોતાની હમેશની સાદી અને દાખલા દલીલોવાળી લેખન શૈલીથી આ એક સુંદર પુસ્તક તૈયાર કર્યું છે. તેના પ્રથમ વિભાગમાં આર્યોની, બીજામાં સુફીઓની, અને ત્રીજામાં ખ્રિસ્તીઓની ભક્તિ વિસ્તારથી સમજાવી, છેવટનાં પ્રકરણોમાં પણ અનેક સાદી શિખામણો, તેમજ આ પહેલાં એમનાં છપાયેલાં નાનાં નાનાં અપ્રાપ્ય પુસ્તકોને ઉમેરી, એક જ પુસ્તકમાં બધાં પુસ્તકોનો લાભ થાય તેવી ગોઠવણ કરી છે. આમાં શ્રી ભાગવત, તુલસીકૃત રામાયણના ઉતારા છે. નારદ અને શાંડિલ્યનાં ભક્તિ સૂત્રો છે, સુફી સંતોનાં બોધવચનો છે, ખ્રિસ્તી સાધુઓનાં ઉપદેશ વચનો છે, અને છેવટના ઉપસંહારમાં ભક્તિના સર્વમાન્ય સિધ્ધાન્તોનું રહસ્ય છે. અનેક રહસ્યભર્યા ચિત્રોથી સુશોભિત કરેલું, ૫૫૦ પાનાનું, કપડાના પૂંઠાવાળું આ પુસ્તક માત્ર પડતર કીંમત રૂ. ૧–૬–૬ થી સિલકમાં હશે ત્યાં સુધી શ્રી. ત્ર્યંબકલાલ નાનાલાલ આચાર્ય,–મંત્રી, સનાતન ધર્મસભા, લીંબડી, કાઠિયાવાડ એ સરનામેથી મળશે

**સ્તોત્રદ્વયઃ**—મોટી અને નાની આવૃત્તિઃ–અનુવાદક અને વિવેચક 'અભ્યાગી '–મળવાનું ઠેકાણું–શ્રી શઙ્કરંજન પ્ર. દેશાઇ, બી.

# ગીતા-ગંગાવતરણ-યોજના



ભગવતી ગીતાનું સમગ્ર મુદ્રણ જનતાની સતત પ્રેરણા તથા શ્રી પ્રભુજીની કૃપાથી હમોએ હાથમાં ધરેલ છે. એ કાર્ય ત્રણ વિભાગમાં થનારૂં છે.

૧. ખંડ. ગીતા-અધ્યાય ૧ થી ૯ પૃષ્ઠ ૬૦૦)

૨. ,, ,, ૧૦ થી ૧૮ ,, ૪૦૦)

૩. ,, ,, ૧ થી ૧૮ ,, ૬૫૦) સંસ્કૃત ભાષ્ય.

અર્થાત્ પહેલા ખંડમાં ગીતાજીના ૯ અધ્યાયો છે. બીજામાં બાકીના નવ અધ્યાયો છે. પહેલા બે ખંડમાં મૂળ શ્લોકો, શ્લોકોના શાસ્ત્રીય શુદ્ધ અર્થો અને વિસ્તૃત નિર્ણયાત્મક ગુજરાતી સરળ, હૃદયંગમ, ભાષ્ય છે. ત્રીજા ખંડમાં પૂ. વૈદિક મુનિકૃત સંસ્કૃત ભાષ્ય અને તે ભાષ્યનો શુદ્ધ શબ્દશઃ ગુજરાતી અનુવાદ આવશે.

આ ત્રણ વિભાગો પૈકી પહેલા બે વિભાગો છપાઇ તૈયાર થઇ ગયા છે; એટલે મંગાવી લેવા વિનંતિ છે. ત્રીજો ખંડ એકાદ મહિનામાં તૈયાર થઇ જશે.

આખી ગીતાને આ રીતે છપાવવામાં વિગ્રહની પરિસ્થિતિને લઇને લગભગ ૫ થી ૫ાા હજારનો ખર્ચ છે. આ ખર્ચને પહોંચી વળવા માટે નીચેની યોજનાનો અમલ શક્ય લાગ્યો છે. અત્યાર સુધી અનેક

સજ્જનોએ ઉદાર દીલે આ યોજનાને પ્રેમથી સાથ આપ્યો છે. હજી લગભગ રૂ. ૧૫૦૦ થી ૧૭૦૦ ની જરૂર છે. હમોને શ્રદ્ધા છે કે આ પવિત્ર કાર્ય માટે જનતા આટલી ભિક્ષાની ઝોળી ભરી દેશે.

જેઓને ગીતાજી ઉપર પ્રીતિ હોય, જેઓ ગીતોપદેશ જનતામાં ફેલાય તો તે હિતકર છે એમ માનતા હોય, જેઓ યુગધર્મના પરિવર્તને સાથે દાનની દિશામાં પરિવર્તન થવું જોઇએ એમ સહૃદયપણે સમજતા હોય, અને આ ઉપરાંત જેમની પાસે ઈશ્વરદત્ત શક્તિ હોય હોય એવાં ભાઈ બ્હેનો ૧૦૦, ૫૦, રૂપિયા દાનની ભાવનાથી આ પુણ્ય કર્મમાં આપી શકે. આ જ્ઞાન યજ્ઞ માટે આટલું પ્રેમથી કરી શકે એવાં ભાઈબ્હેનો આ પુણ્ય જરૂર મેળવશે, એવી શ્રદ્ધા છે.

ઉપલી યોજના પરત્વે નીચેની બાબત ઉપર આપનું ધ્યાન ખેંચીએ છીએ.

૧ ઉપરની યોજનાનો લાભ લેનાર ભાઈબ્હેનોનાં શુભ નામનો યોગ્ય સ્થળે [illegible] ગ્રંથોમાં ઉલ્લેખ કરવામાં આવશે.

૨ [illegible] ભરેલા દાનના ૩/૪ રૂપિયામાં ગીતાજીની ઠરેલી કિંમતે જેટલી પ્રતો આપી શકશે તેટલી પ્રતો તેમને પહોંચાડવામાં આવશે.

૩ **આ ગ્રંથને બીજા ખર્ચ સહિત પડતર કિંમતે જ જનતા સમક્ષ ધરવામાં આવશે.**

૪ એના વળતરમાંથી મુખ્ય ઉપનિષદોનાં શાસ્ત્ર શુદ્ધ વિવરણવાળા અનુવાદોની યોજના હાથ ધરવામાં આવશે.

૫ દાતાઓના નામનો ઉલ્લેખ તે તે ઉપનિષદમાં પણ કરવામાં આવશે.

ગીતાજીના આ પુણ્ય કાર્યમાં નીચેની રીતે પણ મદદ થઇ શકે છે.

૧ ઓછામાં ઓછી એક પ્રત=એક સેટ ખરીદીને.

૨ પોતાના મિત્રમંડળમાં વહેંચવા માટે સામટી પ્રતો ખરીદીને.

*આ ગીતાજીની વિશિષ્ટતાઓ નીચે મુજબ છે:—*

૧ મહામુનિશ્રી હરિપ્રસાદ વૈદિક મુનિજીનું સંસ્કૃત પદભાષ્ય.

૨ એ સંસ્કૃત પદ ભાષ્યના શબ્દે શબ્દનું શુદ્ધ સરળ ગુજરાતી "સાધન-ભાષ્ય."

૫ ભગવદ્ ગીતાના પદ ભાષ્યના રચનાર મહામુનિશ્રી હરિપ્રસાદજીનો જીવન ચરિત્ર.

૬ નવો જ પ્રકાશ પાડતી પ્રસ્તાવના.

૭ આપણું આ ધર્મ પુસ્તક પહેલીજવાર શુદ્ધ સ્વદેશી=ખાદીના કાગળો ઉપર પ્રસિદ્ધ થાય છે.

૮ ત્રણ વિભાગ મળીને લગભગ ૧૬૦૦ થી ૧૭૦૦ પાનાના દળદાર ગ્રંથો.

૯ કિંમત ત્રણની મળીને=૫-૪-૦ પોસ્ટેજ ૦-૧૨-૦ જુદું (પડતર કિંમત).

આ યોજનાને જનતા વધાવી લેશે અને આ પુણ્યકર્મને અપનાવી લેશે એવી શ્રદ્ધા છે. વધુ માહિતી માટે નીચેના શિરનામે પત્રવ્યવહાર કરી શકશો.

શીતલ: માતા શેરી, વલસાડ

સૌ સેવક,
નલિન મ. ભટ્ટ.



" જન્મ અને મૃત્યુ જે વખતે જેમના દ્વારા થવાના હોય છે ત્યારે એમના દ્વારા જ થાય છે. એક અજન્મા ઇશ્વર જ કોઈ પણ પ્રકારની ઇચ્છા ન કરતાં કેવલ બાલકના ખેલની પેઠે–વિનોદ માટે જ પોતાનાં રચેલાં પરાધીન પ્રાણીઓદ્વારા સમસ્ત પ્રાણીઓને ઉત્પન્ન કરે છે અને તેમનો નાશ કરે છે. દેહના સંબંધથી જ જીવાત્મા દેહી કહેવાય છે અને એ દેહ માતાપિતાના બીજ દેહમાંથી, એક બીજમાંથી બીજા બીજની પેઠે ઉત્પન્ન થાય છે. સનાતન આત્મા તો દેહથી જુદા જેવો જ છે. ખરી રીતે જોતાં તો આ દેહ અને દેહીનું જુદાપણું પહેલાંના અનાદિ અવિવેકને લીધે જ જણાય છે. જેવી રીતે બળતા લાકડાના અગ્નિમાં લાકડાના ઘાટ વગેરે વિકાર જોવામાં આવે છે, તેવી જ રીતે સાક્ષી આત્મામાં ભેદભાવ, જન્મ, મરણ, ક્ષય, વૃદ્ધિ, કર્મ અને કર્મનું ફલ વગેરે દેખાય છે; ખરી રીતે જોતાં એ આત્માના ધર્મ નથી. "

અધ્યાત્મરામાયણ; ૧–૧૨ (૧૪–૧૭)



उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।

ઊઠો સાધક ! જાગો ને આચાર્યચરણે ભણો;
આત્મબોધ મળે એવાં વિદ્યાર્થીઓને કેળવો.



તંત્રી:
સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ
જ્ઞાનસાધના આશ્રમ
છોટાઉદેપુર. (પૂર્વ ગુજરાત)



" જન્મ અને મૃત્યુ જે વખતે જેમના દ્વારા થવાનાં હોય છે ત્યારે એમના દ્વારા જ થાય છે. એક અજન્મા ઈશ્વર જ કોઈ પણ પ્રકારની ઈચ્છા ન કરતાં કેવલ બાલકના ખેલની પેઠે–વિનોદ માટે જ પોતાનાં રચેલાં પરાધીન પ્રાણીઓદ્વારા સમસ્ત પ્રાણીઓને ઉત્પન્ન કરે છે [illegible]મનો નાશ કરે છે. દેહના સંબંધથી જ જીવાત્મા દેહી કહેવાય છે અને એ દેહ માતાપિતાના બીજા દેહ[illegible] માંથી, એક બીજમાંથી બીજા બીજની પેઠે ઉત્પન્ન [illegible] તન આત્મા તો દેહથી જૂદા જેવો જ છે. ખરી રીતે જોતાં તો આ દેહ અને દેહીનું જૂદાપણું પહેલાંના અનાદિ અવિવેકને લીધે જ જણાય છે. જેવી રીતે બળતા લાકડાના અગ્નિમાં લાકડાના ઘાટ વગેરે વિકાર જોવામાં આવે છે, તેવી જ રીતે સાક્ષી આત્મામાં ભેદભાવ, જન્મ, મરણ, ક્ષય, વૃદ્ધિ, કર્મ અને કર્મનું ફલ વગેરે દેખાય છે; ખરી રીતે જોતાં એ આત્માના ધર્મ નથી."

અધ્યાત્મરામાયણ; ૬-૧૨ (૧૪-૧૭)

---

નાનાલાલ શાહે સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ મુ. છોટાઉદેપુર, માટે વડોદરા, રાવપુરા અશોક પ્રિન્ટરીમાં છાપ્યું, અને ત્યાંથી પ્રકટ કર્યું. તા. ૧૫-૧૦-૧૯૪૨.

**ઉત્થાન:**—અધ્યાત્મવિદ્યાનું માસિક પત્ર

વાર્ષિક લવાજમ ભેટ પુસ્તકનાં પોસ્ટેજ સાથે

| હિંદ | આફ્રિકા | એક અંકની કિંમત |
|---|---|---|
| રૂ. ૩—૮—૦ | શિ. ૮—૦ | રૂ. ૦—૧—૦ |

**પુસ્તકાલયો માટે માત્ર રૂ. ત્રણ**

નિયમો:—(૧) ઉત્થાનનું વર્ષ જુલાઈથી શરૂ થાય છે. અને વર્ષ વચ્ચે ગ્રાહક થનારને પાછલા અંકો મોકલી આપવામાં આવે છે. (૨) પ્રત્યેક અંક અંગ્રેજી મહિનાની ૧૫ મી તારીખે રવાના થાય છે. અંક ન મળે તો પ્રથમ પોતાની નજદીકની પો. ઓ. માં તપાસ કરવી અને પછી જ કાર્યાલયમાં લખવું. મહિનાની આખર તારીખ સુધી લખનારને જ અંક મળી શકશે; ત્યાર પછી કિંમત લઈને અપાશે. (૩) પત્ર વ્યવહાર કરનારાઓએ પોતાનું નામ તથા ઠેકાણું સ્પષ્ટ અક્ષરે ગ્રાહકનંબર સાથે લખવું. જવાબ માટે હંમેશાં પૂરતી ટિકિટ મોકલવી. (૪) મ. ઓ. થી લવાજમ મોકલનારાઓએ કુપનમાં પોતાનું નામ, ઠેકાણું સ્પષ્ટ અક્ષરે લખવું. (૫) પુસ્તકાલયોએ મ. ઓ. થી નાણાં મોકલવા ઉપરાંત પ્રમુખ કે મંત્રીના હસ્તાક્ષરનો પ્રમાણભૂત પત્ર બીડવો. (૬) 'ઉત્થાન' વડોદરામાં છપાય છે અને ત્યાંથી રવાના થાય છે; પરંતુ એ સંબંધે બધો પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો.

**બે આનાની ટિકીટો મોકલી નમૂનાનો અંક મંગાવી જુઓ.**

પ્રબન્ધક, ઉત્થાન, છોટાઉદેપુર, (પૂર્વ ગૂજરાત)

---

સ્વા. શ્રી. માધવતીર્થજીનું નવું પુસ્તક

# તે કોણ ?— અથવા ભક્તિપ્રભા

-પૃષ્ઠ સંખ્યા ૫૧૦, પાકું કપડાનું પૂઠું, પડતર કરતાં પણ ઓછી કીમત એટલે કેવળ ૦—૧૨—૦ આનામાં નીચેને ઠેકાણેથી સિલકમાં હશે ત્યાં સુધી મળશે. લખો:—

ત્ર્યંબકલાલ નાનાલાલ આચાર્ય
મંત્રી—સનાતન ધર્મ સભા. લીંબડી-કાઠિયાવાડ.

## नमोनारायणाय

ईश्वरोगुरुरात्मेति मूर्तिभेदविभागिने।
व्योमवद् व्याप्तदेहाय दक्षिणामूर्त्तये नमः ॥

### श्री दक्षिणामूर्त्तिस्तोत्र

देहप्राणमपीन्द्रियाण्यपिचलां बुद्धिं च शून्यं विदुः
स्त्री बालान्धजडोपमास्त्वहमिति भ्रान्ता भृशं वादिनः।
मायाशक्ति विलास कल्पित महाव्यामोह संहारिणे
तस्मै श्रीगुरुमूर्त्तये नम इदं श्रीदक्षिणामूर्त्तये ॥ ५ ॥

ભાવાર્થ:—સ્ત્રી, બાળક, અન્ધ કે મૂર્ખની પેઠે અત્યન્ત ભ્રમણાને વશ બનીને પ્રતિવાદીઓ શરીર, પ્રાણ, ઇન્દ્રિયો ક્ષણિક જ્ઞાન અને શૂન્યને જ પોતાનો આત્મા માને છે; આવી રીતે માયાશક્તિના વિલાસથી કલ્પિત દેહાદિકમાં જે આત્માનો મોહ છે, એ મોહને નાશ કરનાર શ્રી ગુરુમૂર્તિ–શ્રી દક્ષિણામૂર્તિને આ નમસ્કાર !

—શ્રી શંકરાચાર્ય

ઇશ, સદ્‌ગુરુ ને આત્મા, મૂર્તિમાત્ર વિભાગ જે;
વ્યોમશા વ્યાપ્ત એવા એ, દક્ષિણામૂર્તિને નમું.

ॐ ॐ ॐ
ॐ ॐ
ॐ

શ્લોકવિવરણ:-

આ વિશ્વરચનાનો કોયડો ઉકેલવામાં સૌ પોતપોતાની મતિગતિ પ્રમાણે કલ્પના કરે છે; કોઈ શરીર-સ્થૂલ શરીરને સર્વસ્વ અને સત્ય માને છે; કોઈ એમ સમજે છે કે આ પ્રાણ જ ખરું સ્વરૂપ છે; એનાથી જ બધું ટકી રહે છે અને એ છે ત્યાં સુધી જગત, જગતનું જ્ઞાન અને ભોગ રહે છે. કોઈ એમ કહે છે કે પ્રાણ તો ખરો; પણ ઇંદ્રિયો ન હોય તો વિશ્વનું જ્ઞાન શાનાથી થાય; માટે ઇંદ્રિયો જ મૂળ વસ્તુ છે. કેટલાએક એનાથી ઉપર વિચાર કરી એમ કહે છે કે આપણી જે સમજશક્તિ-બુદ્ધિ છે એ જે ક્ષણે જેને ઓળખે ત્યારે જ એ વિષયનું જ્ઞાન અને સત્યાસત્યનો નિર્ણય થાય છે, અને વિષયના બદલાવા સાથે એ જ્ઞાન બદલાતું રહે એવું ચંચલ છે, એટલે એ ક્ષણે ક્ષણે બદલાતું ક્ષણિક જ્ઞાન જ સાચી વસ્તુ છે; ત્યારે કેટલાએક એમજ સમજી બેઠા છે કે, ના; આ બધું કેવળ ક્ષણિક, મનુષ્યના દેહપર્યન્ત જ ટકી રહે એવું છે, એટલે છેવટે કાંઈ છે જ નહિ; બધું શૂન્ય જ છે. આવી આવી કલ્પનાઓ કરનારા અનેક મતમતાંતરો છે; ભગવાન્ શંકરાચાર્ય કહે છે કે આ બધા મિથ્યાભાષી છે. એમનામાં નથી અનુભવ કે નથી વિજ્ઞાનની પરિપક્વ અને પ્રૌઢ સ્થિતિ; એમનું જ્ઞાન સ્થિર નથી, ઊંડો વિવેક નથી; વિચારની ઉણપ અને અનુભવની ખામી છે. ઓછી બુદ્ધિવાળી વ્યવહારને જ સત્ય માનનારી સ્ત્રીઓ, પોતાની વર્તમાન દશાને જ સાચી માનનારાં બાળકો, ચક્ષુ વગરનાં આંધળા કે કેવળ બુદ્ધિ વગરના જડ લોકો, જેવી રીતે પોતાના બુદ્ધિમાંદ્યને લીધે જગતને જેવું માની બેસે, તેવી જ આ બધી કલ્પનાઓ છે; આ બુદ્ધિને ભમાવનારી, અનેક પ્રકારના ખેલ દેખાડનારી, આખા વિશ્વમાં વિલસી રહેનારી કોઈ અનિર્વચનીય માયાશક્તિના મોહને લીધે આવી કલ્પનાઓ એમને સૂઝે છે, અને સૌ પોત-પોતાનાં બુધ્ધિ, તથા ઇંદ્રિયોનાં માપ વડે-પ્રમાણવડે વિશ્વ અને અને અધિષ્ઠાનની કલ્પના કરે છે; વસ્તુ એક જ છે, એ જ સત્ય છે, અને તેથી જ જેવા દ્રષ્ટા તેવી દ્રષ્ટિ, અને જેવી દ્રષ્ટિ તેવી સૃષ્ટિ એ પ્રમાણે આ બધું વિશ્વ પરના મોહનું પરિણામ છે. આવા મોહનો અધિષ્ઠાનરૂપી એક, અખંડ, પરમતત્ત્વના જ્ઞાન-સાક્ષાત્કાર વડે નાશ કરી નાંખે છે, તે શ્રી દક્ષિણામૂર્તિશ્રી ગુરુદેવને આ નમસ્કાર ! નમસ્કાર ! નમસ્કાર !

ॐ
નારાયણ

# ઉદ્યોત

વર્ષ બીજું] નવેમ્બર ૧૯૪૨-કાર્તિક ૧૯૯૯ [ અંક પાંચમો

## પરમહંસ સ્વા. રામતીર્થજી !

લેખકઃ-
તંત્રી

દિવાળી આવે છે; જૂનું વર્ષ પોતાના પ્રસંગો અને એનાં સારાં માઠાં સંભારણાં લઇને ભૂતકાળના ગર્ભમાં ઊંઘી જાય છે; ક્ષણે ક્ષણે ...તા, નદીના ધોધમાર પ્રવાહ • જેવા-વહેણ જેવા, કાલના ...ોદમાં વર્ષો, અને યુગો, વીતે છે; અને દરેક વર્ષે ને યુગે નવું પ્રભાત ...ીને આપણને જગાડે છે કે " ઓ માનવ જગતના મનનશીલ પ્રાણી ! ઊઠ; ઊંઘવું તારો ધર્મ નથી; જાગવું-જાગતાં જ રહેવું એ તારો સ્વધર્મ છે; નિદ્રા તો આ પૃથ્વી પરના તારા દેહનું દબાણ છે. એના ભારમાં અને એના વિષયોના ઘેનમાં ત્હને ઊંઘવાની ટેવ પડી છે; જાગવાનું આળસ આવે છે, અને જ્ઞાનભાસ્કરનાં હિરણ્યમય કિરણો તને જગાડે છે કે જાગ, જાગ, અને જાગતો જ રહે કે જ્યાં નથી રાત્રિ કે નથી દિવસ; નથી પૃથ્વીનો ભાર કે નથી જલની આર્દ્રતા. તું પૃથ્વીનો જ વાસી નથી; અનન્ત બ્રહ્માંડનો પ્રવાસી ! ઠેકઠેકાણે તું ભટક્યો: અનેક ગ્રહ નક્ષત્રો ઉપર તેં ચક્કર માર્યાં; દેશકાલનાં બંધનમાં તું જ્યાં ગયો ત્યાં બંધાયો, રીબાયો, અને છૂટું છૂટું કરવાનો પ્રયત્ન કરતાં છતાં પણ તારી ભવયાત્રા હજુ પૂરી નથી કરી શક્યો. છોડ આ આળસને, પ્રમાદ ખંખેરી ઉભો થા ! "

ભગવાન સૂર્યનારાયણ તો મનુષ્યને આવી પ્રેરણા પ્રભાતે પ્રભાતે

આપે છે! નિત્ય અવનવી ઉષામાતા પોતાનાં વ્હાલસોયાં વાત્સલ્યથી માનવબાળને જગાડે છે, અને દ્ ફભર્યા હૈયાથી ઉત્સાહ રેડે છે કે "જીવડા, જાગ, જાગવું તારો સ્વભાવ છે; મારૂં કિરણ તો એવા પ્રાણભંડારમાંથી—એવા પ્રકાશપુંજમાંથી આવે છે કે જ્યાં નથી રાત્રિ કે નથી દિવસ. જ્યાં અંધકાર હોય ત્યાં એના વિરોધી તત્ત્વને પ્રકાશ નામ આપવું પડે, પણ જયા અંધારૂં જ નથી, ત્યાં કોઈપણ વિજાતીય તત્ત્વ વિનાનો જે રશ્મિસમૂહ છે, તેને શું કહેવું ? એ છે ચૈતન્ય, એ છે જ્ઞાન, એ છે પ્રકાશ અને એ જ છે એક અને અનન્ય જીવન !"

દિવાળી આવી ગઇ, સં. ૧૯૯૯ નું સુપ્રભાત ઊઘડ્યું; સ્વામી ગમને પૃથ્વી પર સદેહ દર્શન દીધા ને આજ ૬૮.પૂરા અડસઠ વર્ષ વીતાં ને આ પ્રભાતે ૬૯ મું વર્ષ એમની જન્મજયંતિનું છે. આર્યાવર્ત્તની પ્રજાએ તો આવી અલૌકિક બ્રહ્મમૂર્ત્તિઓનાં અનેક દર્શન કર્યાં છે. એમની ગાથાઓ ગાય છે, એમની જીવનલીલાની પાગથણો વંચાય છે, ચોરે અને ચૌટે એમના નામ સ્વભાવથી જ માનવમુખમાંથી નીકળી પડે છે! બ્રહ્મસ્વરૂપની અમર્યાદિત જ્ઞાનશક્તિ લઇ ઉતરી પડેલા ભગવાન શ્રી કૃષ્ણચંદ્રે યુગે યુગે ઉપયોગમાં આવે એવી, કર્મ, ભક્તિ અને જ્ઞાનની ત્રિવેણી સરિતાને માનવકુળ હિત માટે વહેતી મૂકી! મર્યાદાસ્વરૂપ રામભદ્રે ત્યાગ અને પ્રજાપાલનની વિશુદ્ધ રાજપ્રણાલી બાંધી આપી! બ્રહ્મચર્યસની મૂર્ત્તિસમા પરશુરામે ક્ષત્રિત્વનું ભૂષણ પાયું, અને આવા અવતારોની પૂઠે પૂઠે અને એમને પગલે પગલે, વિશુદ્ધ આચારની ભાત પાડતા આચાર્યોએ અનેરા ઉત્સાહથી સુતેલી પ્રજાને જગાડી, એમના પ્રાણમાં ઉત્સાહ રેડ્યો અને જીવનમાં ક્રિયાશક્તિ સાથે વિશુદ્ધિનાં સત્ત્વ ઢાલવ્યા. ભગવાન શંકરાચાર્યે લુપ્ત થયેલા વેદમાર્ગના કર્મકાંડનો કાટ ઉતાર્યો, ભક્તિમાં ભાવ પૂર્યા, અને જ્ઞાનમાં ચૈતન્યની સેર ઉઘાડી આપી બ્રહ્મવિદ્યાનો એવો તો ડંકો વગાડ્યો કે હજુએ વેદમાર્ગી પ્રજા આદ્ય આચાર્યે બાંધી આપેલા નિય-

મોનું પાલન કરે તો ઉપનિષદ્‌નાં સત્ય અનુભવમાં ઊતરે !

**વર્તમાન યુગ**

અને અત્યારે છેલ્લી ચાર પાંચ સદીઓમાં કયાં થોડાં ધર્મજ્યોત ફરક્યા છે ! જાતિમુક્ત કબીરજીનું બ્રહ્મદર્શન, વીરત્વમૂર્તિ સિક્ખ ગુરુઓનું ધર્મશૌર્ય, રામરસિક તુલસીદાસજીનું ભાવકાવ્ય, પ્રેમમૂર્તિ ચૈતન્યદેવની કીર્તનભક્તિ—આવાં આવા ન્હાનાં મોટાં, પણ રસરૂપ પરમતત્ત્વનાં પાન કરાવનારા એક જ સ્વરૂપનાં ભિન્ન ભિન્ન પાસા જેવાં દિવ્ય પાત્રોએ ભારતભૂમિના પ્રાણને સાચવી રાખ્યો છે.

અને ત્યાર પછી તો બંગાળના રાજા રામમોહનરાય, દેવેન્દ્રનાથ ઠાકુર; કેશવચંદ્ર સેન, પ્રતાપચંદ્ર મજમુદાર વગેરે એ બ્રાહ્મ સમાજના પાયા નાંખ્યા; પરમહંસ રામકૃષ્ણ, એમના વીર શિષ્ય વિવેકાનંદ અને બીજા ગુરુબન્ધુઓએ તત્વજ્ઞાનની જીવન્ત જ્યોત પ્રગટાવી ! કાઠિયાવાડને આંગણે શરીર પ્રકટાવી પંજાબને ધર્મક્ષેત્ર બનાવી, જના ધર્મભાવમાં નવો પ્રાણ પૂરનાર સ્વા. દયાનંદજીનાં કાર્યક્ષેત્ર અત્યારે સર્વત્ર વ્યાપક બન્યાં છેઃ આવાં આવાં દેવરત્નોએ જાગૃતિ, ચેતના અને પ્રકાશનાં જ પુંજ પાથરી પ્રજાને ઉત્સાહિત અને કાર્યક્ષમ બનાવી છે !

આવે જ એક કાળે આજથી ૬૮ વર્ષ પહેલાંના સુપ્રભાતે, પરમહંસ સ્વા. શ્રી. રામતીર્થનો આવિર્ભાવ થયો; એમના જીવનની ૩૨ વર્ષની સ્વલ્પ દેહલીલામાં આનન્દ અને ઉત્સાહનાં પ્રચંડ મોજાં જ ઊછળ્યાં કરતાં. વિદ્વતા કરતાં વિદ્યાને એમણે જીવનમાં ઉતારી હતી ! પાંડિત્ય નહિ, પણ અનુભવ જ આત્મદર્શનમાં પ્રમાણ છ, એવું એમણે પોતાના તપોજીવનથી ખરી બનાવ્યુ. એમના ઉપદેશ કે લેખમાં, એમના સત્સંગમાં કે ચર્ચામાં, જ્યાં જુઓ ત્યાં સાધકને બ્રહ્મજ્ઞાનનો ભરપૂર રમોન્માદ દેખાશે. એ તો એમ જ કહેતા આવ્યા છે કે "ભૂતળના નવયુવકો ! ખબરદાર ! તમારૂં પહેલું કર્તવ્ય નિજસ્વરૂપને ઓળખવાનું છે. નામરૂપની સાંકળને ગળા માંથી છોડી નાંખો; આ

વિશ્વોદ્યાનમાં વિષયોના નીચ ગુલામ બની ભાર વહેવા માટે વેઠમાં માર્યા માર્યા ન ફરો. તમારા સ્વરૂપને ઓળખી, સાચા સ્વ (આત્મ) રાજ્યને હાથમા લઇ, પાંદડે પાંદડે અને રજેરજમાં આ વિશ્વવનના સૌંદર્યમાં, આસ્તિક સ્વતંત્રતાના મંત્ર ભણી મુક્ત વિહરો. વેદાન્ત તમારા કામકાજમાં દખલ કરવા નથી માગતું. માત્ર તમારી દૃષ્ટિમાંજ એને ફેરફાર કરવો છે."

તત્ત્વજ્ઞાનને વાતોનો, ચર્ચાનો, શંકાનો, કે મિથ્યા ઉટપટાંગ તર્કનો વિષય નહીં, પણ અનુભવનો ઋષિપ્રસાદ માને છેઃ પશ્ચિમની જડ અને કેવળ સાંસારિક જીવનદૃષ્ટિને જ સત્ય માનનારી કેળવણી પામેલાને એ ચોકખું સંભળાવે છે કેઃ—

"અરે ઓ આધુનિક અર્થશાસ્ત્ર! ત્યાગીઓને જોઇને તારા હોશકોશ ઉડી જાય છે; ગભરા નહિ! વેદાન્તનિષ્ઠ સાધુ જ લોકોનું ખરૂં ધન છે, એ જ આર્ય પ્રજાની સાચી મૂડી છે. એમનો નિર્વાહ ખર્ચ નકામો વ્યય નથી; ઊલટું એ તો અવિનાશી આધ્યાત્મિક મૂડીનો અથાગ ભંડોળ છે. તેમના પવિત્ર અસ્તિત્વથી જ ભૂમિ હરિયાળી બને છે. તેમના અમીભર્યાં નેણને નીરખવા સૂર્ય અને ચંદ્ર પણ ચળકયા કરે છે! તેમના ચરણો ઉપર વારી જવા લક્ષ્મીજી પણ તરફડે છે! સાંસારિક ધનવૈભવ અને મૂડીવાદમાં ડૂબેલા લોકો! શું તેમને તેમનું અસ્તિત્વ ભારે પડે છે? બીતા નહિ. બીજા તો ઠીક, પણ આ સાધુઓ પરમેશ્વર પાસેથી પણ ફૂટી કોડી માગતા નથી. શરીર રહે તો યે ઠીક, અને હમણાં જ એનો અંત આવે તો પણ પરવા નહિ; પરંતુ તેમનું હાલવું ચાલવું, હરવું ફરવું, તેમની પ્રત્યેક ક્રિયા સંસારના જડ જીવો ઉપર અસંખ્ય ઉપકાર કર્યાં કરે છે."

**રામ જન્મજયંતી**

આ બેસતા વર્ષે એમની જન્મજયંતી છે. એમને તો મૃત્યુ જ નહોતું ત્યાં જન્મની વાત જ ક્યાં કરવી! નિરંતર બ્રહ્મમાં જ વિહર-

નારા એ પરમહંસને જીવન કે મરણ, ભૂખ કે દુઃખ, માન કે અપમાન જેવાં, મન અને શરીરને લાગુ પડતાં દ્વંદ્વોનું સ્મરણ પણ નહોતું; પરંતુ આપણે મન એ અવતર્યાં, જીવ્યા અને આ પંચભૂતનાં ખોળીઆને પાંચ તત્ત્વોને પાછું સોંપી, મધ્યવર્તીકાલમાં જીવનલીલા દેખાડી ગયા, તેમાંથી ઉત્સાહ, આનંદ, અને ઓજસનાં આંદોલનો મળે છે.

આપણે એમને સ્મરીએ, નમીએ, અને વિનવીએ કે હે પરમ ગુરુદેવ ! અમારા જીવનમાં આપનો બ્રહ્મભાવ, આપનાં જ્ઞાનગૌરવ, આપની ભક્તિપ્રભા, આપની વૈરાગ્યદીક્ષા, અને અખંડ બ્રહ્મનિષ્ઠાનાં કિરણો ઉતારજો ! જગતના બળતા જ્વાળામુખીમાં અમે ઊભા છીએ ત્યાં જ્ઞાનસુધાનાં શીતળ છાંટણાં છાંટજો ! ભવોભવનાં બંધન તોડી નાંખજો, અને આશીર્વાદ આપજો કે આપના ચરિત્રને પગલેપગલે, અને ઉપદેશાની પ્રત્યેક એંધાણીએ અમને નિત્ય આપનું સ્મરણ રહે ! આપ જ છો, આપ બ્રહ્મસ્વરૂપ જ જ્ઞાતવ્ય અને પ્રાપ્તવ્ય છો. એવું ભાન રહે !

× × ×

પરમકૃપાળુ ગુરુદેવની આપણા સર્વ ઉપર અમી ભરી જ્ઞાનદૃષ્ટિ રહે એવી સહૃદય પ્રાર્થના છે !

  

 



# શ્રી રામતીર્થ વાક્સુધા

સંગ્રાહક—શ્રી. જયંતીલાલ મ. ઓઝા
બી. એ., બી. ટી., એલએલ. બી.



( ૧ ) જ્યાં સુધી સમસ્ત બાહ્ય સંસાર જ્ઞાનાગ્નિને સમર્પણ ન કરવામાં આવે ત્યાં લગી સાચો—કાયમી—આનન્દ પ્રાપ્ત થતો નથી.

( ૨ ) સંસારમાં જ્યારે કોઈની એક કામના શાન્ત થાય છે, ત્યારે તેને પોતાના શિર પરથી કેટલો ભાર ઓછો થયેલો લાગે છે? અને તેને કેટલો આનન્દ થાય છે? તો પછી તે વિદ્વાનના આનન્દનું તો પૂછવું જ શું કે જેના હૃદયમાં જરા પણ વાસના રહી નથી અને જેના સઘળા સંકલ્પોનો નાશ થઈ ગયો છે?

( ૩ ) એન્ટનીએ આનન્દને પ્રેમમાં શોધ્યો. બ્રુટસે કીર્તિમાં અને સીઝરે ચક્રવર્તીપણામાં. પહેલાને અપમાન મળ્યું, બીજાને તિરસ્કાર, અને ત્રીજાને કૃતઘ્નતા. કેવળ એક આત્માનુભવ જ હૃદયને શાંતિ અને આનંદ આપી શકશે.

( ૪ ) ખાંડની બનાવેલી રેલગાડીને તેના અંદરના સાહેબ સાથે ભાંગી નાખીએ તો શું મળે? ખાંડ જ ખાંડ. ત્યારે શું આપણે ખાંડને ભાંગી? ના. તે તો હતી તેમની તેમ જ રહી. આપણે ભાંગ્યું કેવળ નામ અને રૂપ. તે જ પ્રમાણે પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ—વગે-

એના નામ રૂપ ' तत्त्वमसि ' ' તે તુ જ છે '—એ મહાવાકયના હ-થોડા વડે કૂટાઈને ચૂરેચૂરા થાય તો શુ મળે ?—એક આત્મા.

( ૫ ) જ્યારે કોઇ વ્યકિત, જાતિ કે દેશ એક જ સ્થિતિમા બધાઈ રહેવા ઇચ્છે છે, ત્યારે પ્રકૃતિના અચલ નિયમનો દંડો તેમની પીઠ પર જોરથી પડે છે, એટલે કે તેને અનેક પ્રકારના દુખમા અને ગુલામીની જંજિરમા જકડાવુ પડે છે

( ૬ ) જ્ઞાનની પ્રાપ્તિ બે રીતે થઇ શકે છે, ( ૧ ) પુસ્તક કે શ્રવણ દ્વારા, ( ૨ ) અનુભવ અને પ્રયોગ દ્વારા રસાયણશાસ્ત્રનો અભ્યાસી જો પ્રયાગો પણ ન કરતો જાય, તો તે વિદ્યાનો તેને યોગ્ય લાભ ન મળે. એવી જ રીતે આત્મવિદ્યાનો અભ્યાસી પણ અધ્યાત્મવિદ્યાના અભ્યાસ સાથે તેનો પ્રયોગ—વ્યવહાર કરતો જાય તો જ તેનો ખરો આનન્દ મેળવી શકે છે

( ૭ ) જો આપણુ મન ઈર્ષા, દ્વેષ—વગેરે દોષોથી રહિત હોય, એટલે કે સપૂર્ણ રીતે શુદ્ધ હોય તો સસારની કોઇ પણ વસ્તુ આપણને કદી હાનિ કરી શકશે નહી.

( ૮ ) તમારી પાસે કોઇ પણ માણસ ભીખ માગવા આવે તો તમે મ્હોં ફેરવી લ્યો છો, તે જ પ્રમાણે પરમેશ્વર આગળ ભિખારી બનીને ભીખ માગવા જશો તો તે પણ મ્હોં ફેરવી લેશે. તેમને તો હૃદયની પવિત્રતા અને ભકિત સાથે જ મળો

( ૯ ) જેવો તમારો સકલ્પ હશે, તેવુ જ પરિણામ તમારી અદરની શકિત લાવી આપશે. તમારામા એવી શકિત રહેલી છે, કે જેથી તમે દેવતાઓની બરોબરી કરી શકો છો. દેવતા એટલે પ્રકૃતિની શકિતઓ વેદ અનુસાર વર્તન કરવાથી તમે દેવતાઓ સુધી જરૂર પહોચી શકો છો ઓ પાશ્ચિમાત્ય પ્રજાઓ ! માનવી શરીરના લોહી-માસથી તમે તમારા હાથ ખૂબ ખરડયા, હવે આવો, અને તમારા પોતાનામા જ સૌંદર્ય અને જ્યોતિસ્વરૂપનુ દર્શન કરતા શીખો

( ૧૦ ) વિજ્ઞાન અતિ શીઘ્ર ગતિએ 'ગો ઓન, ગો ઓન, ઓન, ઓન' ( આગે ચલો, આગે ચલો ) કરતું કેવું દોડી રહ્યું છે ! કેવે ઉત્સાહ ભર્યે પગલે આગેકૂચ કરી રહ્યું છે ! ભલે ! ભાઇ ભલે ! ખૂબ આગળ વધ ! દોડાય તેટલું દોડ ! શાબાશ ! શાબાશ !

( ૧૧ ) પરંતુ ભાઇ ! તું જેના કામ માટે જાય છે તેને તો જન્મ મળી લેવું હતું ? રેલગાડી, તાર, તોપ, બન્દૂક—એ બધાંને આનન્દઘન પરમાત્માના સાસરિયા જાણી તેમની ભણી તું દોડતું તો જાય છે, પણ સાંભળી લે કે આ બાહ્ય વ્યવસાયો, આઘાતો અને પ્રત્યાઘાતો મા શાન્તિ અને આનન્દ કદી નથી મળવાનાં. વહેલા કે મોડા કહેવાતા સુધારાનો ભારે બોજ માથે ઉપાડી ખૂબ દુ:ખી થઈ છેવટે તો નિજ-સ્વરૂપ આત્મા ભણી જ પાછા પગલા ભરવા પડશે.

( ૧૨ ) પૂર્વે પણ બુદ્ધિરૂપી પોપટ ઊડતા હતા, અને ભવિષ્યમા પણ ઊડતા રહેશે, ગમે તો ફિલોસોફી ( તત્વજ્ઞાન ) તેને સિદ્ધ કરવામા સફળ થાય, કે ગમે તો બેશુદ્ધ થઇ ભોંય પર પડે; પરંતુ એક માત્ર સત્ સ્વરૂપ, નિર્વિકાર, જ્ઞાન અને આનન્દમય મારૂ પવિત્ર સ્વરૂપ તો સદાય જેવુ ને તેવુ જ ચાલ્યું આવે છે અને જેમનું તેમ જ રહેશે.

( ૧૩ ) જેણે વિશ્વના મૂળ આધાર અને આશ્રયદાતા બ્રહ્મને ઓળખ્યો છે, તેનું સર્વસ્વ બ્રહ્મ જ બ્રહ્મ થઇ રહે છે. સગાંવહાલાં પણ બ્રહ્મ, શેઠ નોકર પણ બ્રહ્મ, મિત્ર હોય કે વેરી હોય તે પણ બ્રહ્મ. માતા, બહેન, ભાઈ પણ બ્રહ્મ તેના લાડી લચ્છા બ્રહ્મ અને તેના કલમ તથા તલવાર પણ બ્રહ્મ. તેને માટે તો બ્રહ્મ જ સાદની ગોદડી * ધિ. ઘરબાર, ચાપણુ, મિલ્કત બધું જ બ્રહ્મ છે !

( ૧૪ ) સંસારનો ઉદ્ધાર કરવાની ઇચ્છા હોય તો ઊઠો, ઊભા

* સાધુની એકની એક ગોદડી, પથારી, પછેડી, ડગલો, ઓશીકુ, આસન છતી એમ અનેક ઉપયોગમા આવે છે

થાઓ, અને તમારા સ્વરૂપમા લીન થઈ જાઓ એમ કરશો તો અન્ય લોકો તો તમારી ઈચ્છા યત્ન વિના જ એમની મેળે ઉન્નત થશે, અને આપોઆપ જ મોટામા મોટો ઉપકાર થઇ જશે અનંત શક્તિ સાથે અભેદ કરવાથી તમારામા પણ અનન્ત શક્તિ આવી જશે

( ૧૫ ) પરમેશ્વરની દૃષ્ટિમા બધા સમાન છે, કેમકે પરમેશ્વરેજ બધાને ઉત્પન્ન કર્યા છે, અને તેથી જો આપણે પરમેશ્વરને પ્રસન્ન કરવા ઇચ્છતા હોઈએ તો આપણે પ્રાણી માત્ર સાથે પ્રેમ કરવો જોઇએ

( ૧૬ ) આધુનિક કેળવણીએ ભલે કંઇક ફાયદો પણ કર્યો હોય પરંતુ તેમા ફેરફાર અને સુધારણાની અત્યંત આવશ્યકતા છે. સઘળા ધર્મોનો પ્રાણ તત્ત્વજ્ઞાનનો મુકુટ, વિજ્ઞાનોનુ પણ વિજ્ઞાન એવુ વેદાતજ એક એવી વિદ્યા છે કે જે અજ્ઞાન અને સંકરમા ડૂબનારાઓનો હાથ પકડી શકે છે.

( ૧૭ ) મનને દેવની પાસે બેસાડવુ તેનુ નામ ઉપાસના છે, બીજી રીતે કહીએ તો ઉપાસના એવી અવસ્થાનુ નામ છે કે જેમાં રામ રોમે રોમમા રમી રહે, મન અમૃતમા તૃપ્ત થઈ જાય, ને ચિત્ત આનન્દ-મગ્ન બની જાય

( ૧૮ ) આનન્દ અને સુખનુ કારણ તો જાણ્યે અજાણ્યે ચિત્તમા બ્રહ્મભાવ ભરવો એ જ છે, સુખ અને આનન્દ આત્માકારવૃત્તિ વિના કશામાથી ઉત્પન્ન થતા જ નથી

( ૧૯ ) કોઈ કહેશે કે આવૃત્તિ બનાવવામાં શો સ્વાદ ? પણ ભાઈ ! એ પ્રશ્ન પૂછનારને સ્વાદ—આનન્દનુ ખરૂ સ્વરૂપ જ વિદિત નથી. અહંભાવનો વિનાશ એનુ નામ જ સ્વાદ—આનન્દ છે।

( ૨૦ ) જે પુરુષની સ્વાભાવિક ક્રિયા ઇશ્વરી નિયમાનુસાર બનતી હોય, જેની ઈચ્છા ઇશ્વરની ઈચ્છા જ બની ગઇ હોય, જેનો સ્વભાવ જ એવો થઇ ગયો હોય કે તેના પ્રત્યેક આચરણમાથી

'શિવોઽહમ્' નો સંગીતમય ધ્વનિ નીકળે એને દુઃખ શાનું રહે ?

( ૨૧ ) અહંતા, મમતા અને ભોગવાસના સબંધી ઈશ્વરની પાસે પ્રાર્થના કરવી એ તો કટાઈ ગયેલા ત્રાંબાના પાત્રમાં દૂધ ભરવા જેવું છે

( ૨૨ ) ઈચ્છા કે કામનાની ગંધ પણ ન રાખો, ત્યાગના તખ્ત પર નિશ્ચય કરીને બેસો, વૈરાગ્યનાં મોતીની માળા ધારણ કરો, જ્ઞાનનો મુકુટ પહેરો અને પછી જો તમારી પાસેથી પરમેશ્વર દૂર ખસે તો મને બાંધી બાંધીને મારજો !

( ૨૩ ) જ્યાં આ જગતના કોઈ પણ જાતના સંબંધો રહેતા નથી, અર્થાત્ સર્વ સંબંધ ભૂલી જવામાં આવે છે, એવી ભૂમિકાને પ્રાપ્ત થઈ સંપૂર્ણ એકાગ્રતા પામી જ્યારે આપણુ મન અલ્પકાળ પણ દૈવી ભાવમા સ્થિર થાય છે, ત્યારે તે સમયે જે જે પ્રાર્થનાઓ કરવામા આવે છે તે બધી પ્રાર્થનાઓ સફળ થાય છે.

( ૨૪ ) જો તમે જગતના પદાર્થોની જરા પણ અપેક્ષા રાખ્યા વગર પોતાના મહિમામા સ્થાયી અને સૂર્યના જેવા તટસ્થ સાક્ષીપણામા રહી નિઃસ્વાર્થ વિચરી શકો, તમારા પ્રકાશ અને જીવનને દેનાવતા તથા જે દિવ્ય ચિત્શક્તિ તમે પોતે જ છો, તેના સત્ય મહિમામા નિષ્ઠા રાખીને કોઈ પણ જાતનુ દેહાભિમાન રાખ્યા વગર જીવન ગાળી શકો, તો જે પરમશક્તિની આણ આખા વિશ્વને માનવી પડે છે, તે પરમશક્તિ સ્વરૂપ જ તમે થઇ જશો.

( ૨૫ ) ઈશ્વરી નિયમ એ ત્રિશૂલ (cross) છે, તે ક્ષુદ્ર અહંકારને ( અહભાવને છેદી નાખે છે. ) જે કોઇ રાજીખુશીથી આ ત્રિશૂલ રૂપી શૂળી ઉપર ચડી પોતાનો ધ્વંસ કરે છે, તેને માટે આખું વિશ્વ નંદનવન બની જાય છે, બીજા બધાને માટે તો આ સંસાર નરક સમાન છે.

( ૨૬ ) ઇશ્વરી નિયમની નિષ્કપટ ભક્તિ અને શ્રદ્ધાશીલ ઉપાસના કરતા અન્ય મનુષ્યોના હૃદય કદાચ ભગ્ન થાય તો તેને માટે આપણે જવાબદાર નથી. ' ઇશ્વરી નિયમનો ભંગ ન કરવો '—એ

જ આપણી સર્વ કરતા વિશેષ અને ગભીર જવાબદારી છે

( ૨૭ ) વેદાન્તના સિદ્ધાન્ત પ્રમાણે અનુભવ કરો કે તમે સદા પવિત્ર છો, સદા વિશુદ્ધ છો, સદા પૂર્ણ રૂપ છો, દેવના દેવ મહેશ્વર છો આવો તમે વિચાર કરો, ખાતરી કરો, સ્વાનુભવ કરો, અને તે પ્રમાણે જીવન ગાળો

( ૨૮ ) મનુષ્યજાતિએ સમાનતા, બન્ધુતા અને પ્રેમના નિયમાનુસાર જીવન ગાળવુ જોઇએ વેદાન્તની દૃષ્ટિએ તો વ્યક્તિગત સત્તા કે અધિકારને પોતાનો માનવો એને આત્મહત્યા સમાન મહાન પાતક ગણ્યુ છે

( ૨૯ ) પ્રકૃતિના અટલ નિયમાનુસાર જગત પરનો સર્વ પ્રકારનો પ્રેમ આપણને એક એવી સ્થિતિએ પહોચાડે છે, કે જે સાથે આપણુ પ્રેમપાત્ર બાહ્ય જગતમાથી લોપ પામે છે જ્યારે એ પ્રેમપાત્રના રૂપ, વર્ણ, આકૃતિ કે ચિન્હ પણ નથી રહેતા, ત્યારે સર્વના આધારભૂત પરમ સત્તામા અંત કરણ વિશેષ ને વિશેષ લીન થાય છે

( ૩૦ ) જ્યારે જગતના પદાર્થોનો માત્ર ચિત્ર રૂપે જ આભાસ થાય છે, જ્યારે વસ્તુમાથી વસ્તુની ભાવના શમી જઈ આપણે અક્ષર આત્માને એ સર્વ વસ્તુઓમા જોઇ શકીએ છીએ, જ્યારે એક પદાર્થ પરથી બીજા પદાર્થ પર મોહિત થવાની ટેવવાળા આપણા નેત્રો એ બધામાથી વસ્તુપણાની ભાવના ભૂલી જઇને આપણા હૃદયોને સર્વ પદાર્થોની પાછળ અદૃષ્ટ રહેલી પ્રભુતાનુ દર્શન કરાવી ઉન્નત બનાવે છે, ત્યારે સમસ્ત વિશ્વ સાથે અભેદ અનુભવવો બહુ સહેલો પડે છે.

( ૩૧ ) મનુષ્યની દ્રવ્યથી સેવા કરવી એ તો નજીવી સેવા છે. એ તો પત્નીને દ્રવ્ય આપીને તેની સાથે છૂટાછેડા કરવા જેવુ છે. પત્નીને દ્રવ્ય નહિ પણ પ્રેમની આવશ્યકતા છે એક મનુષ્યને દ્રવ્યની જ સહાય આપવી એ તો પાપી બનવા જેવુ છે. એમ કરીને તમે તેની સાથે દગાફટકો રમો છો, તેને પ્રેમ અને જ્ઞાન આપો.

# ગ્રન્થસ્વીકાર



૧—સ્વ. કુમાર શ્રી મોતીસિંહજી મહીડા–સ્મારક ગ્રન્થ–પ્રકાશક કુમારશ્રી નરેન્દ્રસિંહજી મહીડા; માડવા–ચાંડોદ–પૃષ્ઠ ૩૮૫, કીમત રૂ. ૩–૦–૦,–માડવા–ચાંડોદના સ્વર્ગસ્થ કુમારશ્રી મોતીસિંહજી મહીડાના સ્મારક તરીકે આ ગ્રન્થ એમના લઘુબન્ધુએ પ્રકટ કર્યો છે. એનું સંપાદન કાર્ય શ્રી. તારાચંદ પો. અડાલજાએ કર્યું છે આમા શ્રી. મોતીસિંહજીની જીવનરેખા, સાહિત્યપ્રેમ, એ ઉપરાંત એમનાં ગદ્યપદ્ય લેખોનો સંગ્રહ છે નાની ઉમરમા જ સ્વર્ગવાસી થયેલા આ રાજકુમારના લેખોમા સહૃદય ભાવ, સાહિત્યસેવાની ધગશ અને ગદ્યપદ્યના એક સુંદર લેખક થવાના બીજ જણાય છે એમના કાવ્યોમા હૃદય છે, શબ્દોની સાર્થકતા છે, અને જે ચિત્રો એમણે ગદ્ય તથા પદ્યમા દોર્યાં છે, તેમાં સરલ સ્વાભાવિકતા છે. આવા એક ઊગતા લેખકનો જીવનદીપ ભરજુવાનીમાં બુઝાઇ ગયો, એની એમનાં સંબંધીઓ, સ્નેહીઓને તો ન પુરાય તેવી ખોટ હોય જ; પરંતુ એથી યે વિશેષ ગુજરાતી ભાષાને પડી છે. એમના ખીલતા વિકાસમાંથી, જો એ વધારે જીવ્યા હોત, તો ગુજરાતને ઘણુ વધારે મળત. પુસ્તકની છપાઈ, બાંધણી વગેરે બધુ સુંદર હોઇ, પ્રકાશકે સ્વર્ગસ્થ પ્રતિનું ઋણ વાળવાનો સારો પ્રયત્ન કર્યો છે.

૨—દુનિયાની દુગ્ધાથી દૂર:—અંગ્રેજ લેખક જેમ્સ એલનના Above Life's Turmoil નો ગુજરાતી અનુવાદ છે. અનુવાદક સદ્‌ગત શ્રી. જાદવરાય હકુમતરાય ઠાકોર; સંપાદક શ્રી. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર;—પ્રકાશક: રામકૃષ્ણ સેવા સમિતિ,—અમદાવાદ. પૃષ્ઠ ૧૧૦—કીમત આઠ આના.

જેમ્સ એલનના નીતિ અને ચારિત્ર્ય વિષયક ઘણા પુસ્તકોનો ગુજરાતીમા અનુવાદ થયો છે, એમા આ પુસ્તક સુંદર ઉમેરો કરે છે મૂળ લેખક સ્વતંત્ર વિચારક હતા આ અનુવાદ પણ સરલ છે, અને મૂળનો ભાવ અનુવાદમા ઊતારવાનો આમા સારો પ્રયત્ન થયો છે. એકંદરે અનુવાદ સરલ છે, ભાષા સહેલી છે, અને જે ઉદ્દેશથી એ લખાયો-છપાયો છે તે પ્રયાસ સ્તુત્ય છે.

૩—અસ્પૃશ્ય કોણ. ૪—શ્રી રામકૃષ્ણ પરમહંસનુ સંક્ષિપ્ત જીવન અને ઉપદેશ —આ બન્ને પુસ્તકો પણ શ્રી રામકૃષ્ણ સેવાસમિતિ, અમદાવાદ તરફથી પ્રકટ થયેલા છે. પહેલા સ્પર્શાસ્પર્શનો વિવેક સઝાડે તેવા શ્રી. પુરાતન લલિત બુચના વાર્તારૂપે લેખ છે. બીજામા પરમહંસ શ્રી રામકૃષ્ણનુ સંક્ષિપ્ત જીવન તથા ઉપદેશવાક્યો છે. શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ-અમદાવાદ, અવારનવાર આવા પ્રકાશનો કરી જનતાની સારી સેવા બજાવે છે.

૫. મહાયોગ —હિન્દી, લેખક-પ્રકાશક રાજકુમાર શ્રી રઘુવીરદાસ, અમરાવાગા; બગસરા, કાઠિયાવાડ લેખકે આમા શ્રી રામાનંદ-સંપ્રદાય પ્રમાણે યોગસાધના સમજાવીને, શ્રી રામચંદ્રજીની ઉપાસનાનુ વર્ણન કર્યું છે. પુસ્તકમા રામાનંદસંપ્રદાયનું વંશવૃક્ષ તથા રામાનંદ સંપ્રદાય પ્રમાણે બ્રહ્મવિદ્યા મહાયોગ એટલે સાકેત પ્રાપ્તિ ને મુક્તિ તરીકે ઓળખાવી, એ જ દૃષ્ટિ એ મહાયોગના સાધન સમજાવે તેવા બે નકશાઓ છે. પુસ્તક હિન્દિમા છે, છતા ગુજરાતના વાચનાર સમજી શકે એવુ છે.

卐

# મીઠાં માનવીનાં બાળ

[ રાગ . સીતાગમના સન્માન ! ]



મીઠાં માનવીનાં બાળ,
સૌમ્ય પ્રકૃતિનાં બાળ, આવોને આજ મારે આંગણે.

થાકયાં છે અંગ તારાં, થાકી છે ચેતના;
પૃથ્વીના ખંડે ખંડે, જાગી છે વેદના;
ઘડી લ્યોને વિશ્રામ,
મારાં થાકેલા બાળ;–આવોને.

કલ્પનાકુસુમ સમી આશાની વાટ છે;
મૃગજળનાં પાનસમી સ્વપ્નોની ચાહ છે;

તોડો તિમિર કેરા બંધ,
પામો શાશ્વત આનન્દ—આવોને.

વિશ્વપ્રેમમંત્ર આજ જીવનમાં ઉતારવા;
અલિપ્ત ક્ષોભમુકત શુભ્ર જ્ઞાનતેજ પામવા;
વરવા વિજયશ્રી સુરમ્ય,
જાવા દેશ એ અગમ્ય;—આવોને.

મનમોરલીમાં પૂરી સર્વ શુદ્ધિના સૂર;
પ્રફુલ્લિત વિલસિત પાંખે ઊડીએ અનન્ત ઉર;
દેતા સોઽહમ્ ટહૂકાર,
અહમ્ બ્રહ્માસ્મિ ગાન;—આવોને.

સૌ. કુસુમ ઠાકોર; એમ. એ.

卐

# સદ્ગુરુદેવનું હૃદય

લેખક:-શ્રી. પ્રાણલાલ પ્ર. બક્ષી; બી. એસસી.



જ્યારે મનુષ્ય વિકાસક્રમમા આગળ વધતો જાય છે, અર્થાત્ સામાન્ય જનસમૂહથી પોતાની ચારિત્ર્યશુદ્ધિમા નિર્મલ બની જ્યારે પ્રકટીકરણની અમુક કક્ષાએ પહોંચે છે, ત્યારે કેવળ પરમાર્થ અને જગતના કલ્યાણ માટે રહેલા સદ્ગુરુદેવનું લક્ષ તેવા જિજ્ઞાસુ તરફ ખેંચાય છે. અને ત્યાર પછી તેના માર્ગમા અંતરાયરૂપ થતી અનેક મુશ્કેલીઓને સહન કરવા અને દૂર કરવા બળ અને સહાયતા આપતા રહે છે. તેઓ તે જિજ્ઞાસુ મનુષ્યને પોતાના તરફ ત્વરાથી ખેંચવા માટે અદૃશ્ય રીતે પ્રોત્સાહન આપતા રહે છે. અને સંસારમાં ભૂલા પડેલા પથિકને જલદી માર્ગ પર લાવવા અને એ રીતે પોતાની નજીક આકર્ષવા તેના માર્ગમાં પ્રકાશ પાડે છે. એવી રીતે પ્રવૃત્તિમાર્ગમાં ભટકતા પથિક ઉપર ગુરુદેવની દયા અને કરુણાની દૃષ્ટિ રહેવાથી, જેમ સૂર્યના પ્રકાશથી કમલ વિકસિત થાય છે, તેમ જિજ્ઞાસુ મનુષ્ય નિવૃત્તિમાર્ગ ઉપર પ્રયાણ કરી વધારે ને વધારે સાધનસંપન્ન બનતો જાય છે. અને પોતાના મન, વાસનાવૃત્તિઓ તેમજ સ્થૂલ શરીર ઉપર કાબુ મેળવતો જાય છે. એ રીતે ચારિત્ર્યશુદ્ધિ કરી જિજ્ઞાસુ નિવૃત્તિમાર્ગ ઉપર અધ્યાત્મજીવનની અમુક આંતરિક કક્ષાએ પહોંચે

છે, ત્યારે ગુરુદેવ તેને **ઉમેદવાર શિષ્ય** તરીકે ગ્રહણ કરે છે. આ સ્થિતિમાં ગુરુદેવ કેટલાક સમય સુધી શિષ્યને સંપૂર્ણ રીતે સાધન સંપન્ન–અર્થાત્ વિવેક, વૈરાગ્ય, ષટ્સંપત્તિ–(૧ મન પરત્વે નિગ્રહ; ૨ કાર્ય પરત્વે નિગ્રહ; ૩ સમાનભાવ; ૪ ચિત્તની પ્રસન્નતા; ૫ એકાગ્રતા; અને ૬ શ્રદ્ધા ) અને મુમુક્ષા અથવા પ્રેમયુક્ત બનાવી જેમ શુદ્ધ સફેદ વસ્ત્ર ઉપર રંગનાં બીબાની છાપ સ્પષ્ટ રીતે ઉતરી શકે છે, તેવી રીતે ઉમેદવાર શિષ્યની ચારિત્રશુદ્ધિ ઉપર બારીક નિરીક્ષણ રાખી પોતાના જ્ઞાન–હૃદયની છાપ શિષ્ય ઉપર સ્પષ્ટ રીતે પડી શકે તે પ્રમાણે તૈયાર કરે છે.

ઉમેદવાર શિષ્યને આ પ્રમાણે શુદ્ધિકરણ કરતાં કેટલાંક વર્ષો અથવા જીંદગી પણ વ્યતીત થઇ જાય છે. આ માર્ગ આંતરિક છે, એટલે તેના ઉપર ત્વરાથી ગમન કરવું કે ધીમેધીમે તે કેવળ શિષ્યના પોતાના પ્રયત્નો ઉપર જ અવલંબીને રહે છે. શિષ્યને જ્યારે તીવ્ર જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે, ત્યારે જ આ અગમ માર્ગ ઉપર વધારે ઝડપથી આગળ વધી શકાય છે.

**ઉમેદવાર શિષ્ય** જ્યારે ગુરુદેવના અત્યંત સાંનિધ્યમાં રહેવાને લાયક બને છે, અર્થાત્ શિષ્યનું શુદ્ધ થયેલું હૃદય, ગુરુદેવ પોતાના દિવ્ય હૃદય સાથે સંયુક્ત કરવાને યોગ્ય ગણે છે, ત્યારે તેનો **ખરેખરા શિષ્ય તરીકે સ્વીકાર કરે છે.** અને શિષ્યનુ ભાન પોતાના ભાન સાથે જોડવાને માટે તેના ઉપર અમુક પ્રકારની વિધિ કરવામાં આવે છે. એ રીતે **અંગીકાર કરેલા શિષ્યનું** બહારનું આચરણ તેના વિચારોમાં, વાણીમાં તેમજ કૃતિમાં એકરંગી, દિવ્યપ્રેમથી ચમકતું, સરલ, સાદું અને વિનયસંપન્ન બને છે. અને ગુરુદેવના હૃદયની સાથે જેમ જેમ ઐક્યતા સધાતી જાય છે, તેમ તેમ **તેમના** દિવ્ય જીવનનો પ્રવાહ શિષ્યની મારફત, તે જે જે સ્થાનમાં હોય ત્યાં જ્ઞાત અથવા અજ્ઞાત રીતે વહન થતો રહે છે. એટલે આ સ્થિતિમાં [illegible] શુદ્ધ

પ્રણાલિકા તરીકે બની રહેવાનું હોય છે. ક્ષણે ક્ષણે અને પળે પળે પોતાની ચારિત્રશુદ્ધિ ઉપર ધ્યાન આપવુ પડે છે. એટલે કે સ્થૂલ શરીર, લાગણીશરીર અને માનસિક શરીર એ ત્રણે શરીરોને અલગ અલગ તેમ જ સમગ્ર રીતે એવાં તો એકતાનતા ઉપર લાવવાં જોઈએ કે, તેની મારફત મનના ઉચ્ચ પ્રદેશ–વિજ્ઞાનમય અથવા પ્રજ્ઞાભૂમિકા –માંથી અ તરાત્માનો અવાજ સ્પષ્ટ રીતે આવી શકે ગુરુદેવનુ સ્વાભાવિક ભાન આ ભૂમિકા પર હોય છે, એટલે શિષ્યને ગુરુદેવના સતત પરિચયમા રહેવા માટે ધ્યાન, ધારણા અને સમાધિ દ્વારા વિજ્ઞાનમય કોષનો વિકાસ સાધવો પડે છે અને જ્યારે પ્રજ્ઞાભૂમિકાનો પ્રથમ ક્ષણવાર પણ શિષ્યને સ્વાનુભવ થાય છે, ત્યારે જ સમજી શકાય છે કે, એ સ્વય પ્રકાશ અને દિવ્યભૂમિકા કેવી છે ? આ સ બધમા દૈવી યોજના કેવા પ્રકારની છે, તેની તુલનાત્મક દષ્ટાન્ત સમજાવવા માટે સામેના પૃષ્ઠ ઉપર કોઠો આપેલો છે તે જોવાથી યોજના સ્પષ્ટ રીતે સમજી શકાશે

ઓ શિષ્ય ! તને ગુરુદેવની વધારે નિકટ પહોચી તેમના હૃદયમા સ્ફુરાયમાન થતા વિચારો જાણવાની ઇચ્છા છે ? તો તુ તારા હૃદયના અપૂર્વ શાંતિરૂપી ખડમા પ્રવેશ કર, અને ત્યા તેની અત્ય ત પ્રકાશિત સુવર્ણ પ્રભામા વિશ્રાન્તિ લઈને **જેઓની** તુ દૂરથી સેવા કરતો હતો, તેમની સાથે એકયતા સાધી નિકટનો પરિચય કરવા પ્રયત્ન કર ! કારણ કે ગુરુદેવે સ્વીકાર કરેલો દરેક શિષ્ય તેમને અત્ય ત પ્રિય હોય છે તેઓ દરેક શિષ્ય પરત્વે એક સરખો જ પ્રેમ, મમતા અને સ ભાળ રાખે છે, તેથી દરેક વ્યક્તિગત શિષ્યને એમજ જણાય છે કે ગુરુદેવ તેના એકના સવાય બીજે લક્ષ જ આપતા નથી પર તુ તેનુ વાસ્તવિક કારણ એવુ છે કે, ગુરુદેવનુ આત્મિક ભાન (સ વિત્) આકાશ પ્રમાણે એટલુ બધુ વિસ્તૃત અને વ્યાપક હોય છે કે, તેઓ દરેક વ્યક્તિના હૃદયમા સમાનપણે વ્યાપક થઈને રહે છે તેમ જ

| અનુક્રમ | બ્રહ્માંડ તત્ત્વસપ્તક | લોક સપ્તક | પિંડ-શરીર તત્ત્વ સપ્તક | કોશ | તન્માત્રા | ઇન્દ્રિય | ચેતના અવસ્થા |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | આદિ | સત્ય | કૂટસ્થ | ૦ | દૂરશ્રવણ | પિટ્યુટરી | ૦ |
| ૨ | અનુપાદક | તપ | ,, | ૦ | દૂરદર્શન | પાયેનિયલ | ૦ |
| ૩ | આકાશ | જન | આત્મા | આનંદમય | શબ્દ | શ્રવણ | સમાધિ |
| ૪ | વાયુ | મહર્ | પ્રજ્ઞા-બુદ્ધિ | વિજ્ઞાનમય | સ્પર્શ | ત્વચા | તુર્યા |
| ૫ | અગ્નિ | સ્વર્ | બુદ્ધિ-મનસ્ કામ-મનસ્ | મનોમય | રૂપ | ચક્ષુ | સુષુપ્તિ |
| ૬ | જલ | ભૂવર્ | કામ-ઊર્મિ | પ્રાણમય | રસ | જીહ્વા | સ્વપ્ન |
| ૭ | પૃથ્વી | ભૂર્ | પ્રાણ ઈ-પ્રતીક સ્થૂલ | અન્નમય | ગંધ | ઘ્રાણ | જાગ્રત |

ખાસ કરીને તેમના શિષ્યો પ્રત્યે તો પોતાના દિવ્ય હૃદયમાંથી (૧) અનુકંપા (Sympathy) (૨) આનંદ (Joy) (૩) દિવ્ય પ્રેમ (Love Divine) (૪) ધૈર્ય (Courage) (૫) બળ, વીર્ય (Strength) (૬) ક્ષમા-ખામોશ (Divine Patience) અને (૭) અપૂર્વ શાન્તિ (Peace Eternal) નો તેજોમય પ્રવાહ સદોદિત વહેવડાવ્યા કરે છે અને ઉત્તરોત્તર એ રીતે ગુરુદેવના હૃદયમાંથી વહેતો દિવ્ય સદ્‌ગુણોનો પ્રવાહ-શિષ્ય પ્રણાલિકા રૂપ બનીને-બહિર્ જગતમાં ફેલાવે છે.

પરમપદનો માર્ગ એરલો બધો ઝીણો, મૃદુ અને કમળના તંતુ જેવો કોમળ છે, તેવો જ તલવાર કે અસ્ત્રાની ધાર જેવો તીક્ષ્ણ પણ છે. એ દુર્ગમ માર્ગ પર શિષ્યે પોતે જ પ્રયાણ કરવાનું હોય છે. એ માર્ગ "Alone to the Alone"* અર્થાત્ પોતે પોતાને જ પ્રાપ્ત કરવાનો, પરિચય કરવાનો છે. આવા અગમ અને અગોચર માર્ગમાં શિષ્યને ઉપસ્થિત થતી મુશ્કેલીઓને દૂર કરી તેને અગાડી લેવાને માટે પરમ દયાળુ ગુરૂદેવ દરેક સહાયતા આપે છે. કારણ કે ગુરૂદેવે પોતે પણ એક સમયે એ માર્ગ પર પ્રયાણ કર્યું હતું, તેથી તે માર્ગની વિટંબણાઓ વિષે તેઓ પૂર્ણ રીતે પરિચિત હોય છે. તેઓ પણ અંધકારમાંથી પ્રકાશમાં જવા માટે "હૃદયના રૂધિરમાં પગને ધોઈનેજ" આગળ વધેલા હતા.

એ અપૂર્વ શાન્તિના ખંડમાં પ્રવેશ કર્યા પછી ગુરૂદેવ પરત્વે પ્રેમ, ભક્તિ અને વિનમ્રભાવે તેમનું ધ્યાન ધરીને, તેમના હૃદયમાંથી નીકળતા પ્રકાશના મોજાઓ માફક વહન કરતા અનુકંપાના સ્રોતને જુઓ ! એ અનુકંપામાં દરેક શિષ્યની દુઃખ અને દિલગીરીથી ભરેલી મુશ્કેલીઓ, તેમજ અપૂર્ણતા અને ત્રુટીઓ વિષેની દૈવી સમજ રહેલી હોય છે, એટલું જ નહિ પરન્તુ તેથી પણ અત્યંત વિશેષ પ્રમાણમાં સંસારના પ્રપંચમાર્ગમાં પ્રયાણ કરતી દરેક મનુષ્યવ્યક્તિ પરત્વે પણ

તેવી જ અનુકંપા અને દૈવી સમજ રહેલી છે, તેને પણ જુઓ ! !

અનુકંપા અર્થાત્ સહાનુભૂતિનું મૂલ અનુભવમાં સમાયેલું છે, અને ગુરુદેવને આ સર્વ બાબતોનો પ્રત્યક્ષ અનુભવ હોવાથી તેઓ સર્વ જાણે છે; તેથી દરેક મનુષ્યોનાં દુઃખોનો પડઘો ગુરુદેવના દિવ્ય હૃદયમાં પડે છે.

મહાત્મા જીસસ-ક્રાઇસ્ટના સંબંધમાં એમ કહેવામાં આવે છે કે, તેઓ લોકોનાં ટોળાં તરફ જોતા, ત્યારે તેમનાં દુઃખો-દારિદ્ર, ભૂખ, શ્રમ વગેરે તરફ તેમ જ તેમની ( ક્રાઇસ્ટની ) સાથે રહી તેમના સદ્ઉપદેશનું પાન કરવાની તેઓની તીવ્ર જિજ્ઞાસા તરફ તેઓ ઘણી જ સહાનુભૂતિની લાગણીથી જોતા; પરંતુ જેઓનું હૃદય પોતાના તરફ નહોતું તેમના તરફ તેઓ અત્યંત અનુકંપાની દૃષ્ટિથી નિહાળતા હતા.

તેમની અનુકંપાનાં અનેક ઉદાહરણો આપી શકાય તેમ છે. તેઓ ધર્માંધ અને નિર્દય જેરૂસલેમ તરફ જોઇને રડતા અને શોક કરતા હતા.

પૂર્વના એક બોધવચનમાં કહેવામાં આવ્યું છે કે, "જ્યાં સુધી કોઈ દુઃખી મનુષ્યની આંખનાં આંસુનું એક પણ બિન્દુ લુછી નાંખ્યું ન હોય, ત્યાં સુધી તેને સૂર્યના સખ્ત તાપથી સુકાઇ જવા દઈશ નહિ." આ પ્રકારની સહાનુભૂતિ બીજા મનુષ્યોનાં દુઃખો પરત્વે પોતાના શિષ્યો ધરાવે એવું ગુરુદેવ માગે છે, અને તેવું વર્તન સદૈવ રહેવા માટે ઇચ્છે છે; તેથી હે જિજ્ઞાસુ શિષ્ય ! તું તારા ગુરુદેવનું હૃદય જે દૈવી અનુકંપાથી તેમ જ જીવનરસાયનથી ભરપૂર છે, તેનું નિરીક્ષણ કર. **તેમના** તરફ જે કોઇ જીવાત્મા પોતાનાં દુઃખો, દિલગિરી, પ્રલોભનો, આપત્તિ અને વિપત્તિ તેમ જ ભયંકર લડાઇ અને તોફાનના પ્રસંગે જ્યારે દૈવી સહાયતાને માટે પોતાના હૃદયની આંખો ઉઘાડે છે, ત્યારે તેવા જીવાત્માઓને ગમે તેવી મુશ્કેલીરૂપ અંધારી રાત્રિમાં પણ ગુરુદેવના હૃદયમાંથી દૈવી અનુકંપાનો પ્રવાહ મોજાંઓ રૂપે વહન થઈ

તેમને આશ્વાસન અને સહાયતા આપે છે.

આ ઉપરથી તારે ગુરૂદેવનું અનુકરણ કરતા શીખવું જોઇએ, અને જનસમૂહ જે અનેક પ્રકારના દુ ખોથી સબડે છે તેના તરફ, તેમ જ જેઓ ક્ષણિક સુખથી આનંદ માને છે, તેઓ બન્નેને દૈવી અનુકંપા (સહાનુભૂતિ)ની સમાન રીતે જરૂર છે, તેની પૂર્ણ અને ઊંડી સમજ ગુરૂદેવના હૃદયથી જાણી લે !

એટલા માટે તેઓ હમેશા મનુષ્ય જાતના સંબંધમાં રહે છે, અને પોતાના મહાન હૃદયમાંથી ચમકતી રોશનીરૂપ પ્રેમ અને સહાનુભૂતિની અસ્ખલિત સરિતાનો પ્રવાહ આખા જગત્ અને મનુષ્યજાત તરફ વહેવડાવ્યા કરે છે જો તુ તેમનો ખરો શિષ્ય હોય, તો જેઓ દુ ખી તેમ જ સુખી મનુષ્યો હોય તેમના તરફ તારૂ હૃદય પણ અનુકંપાથી વહેવડાવ દુનિયાના ઝાખા રંગોને પ્રકાશિત કરવાને અનુકંપા અને પ્રેમપૂર્ણ હૃદય સ્વર્ગીય ભૂમિકા ઉપર પ્રગટ થયેલું એક પુષ્પ છે આ સુંદર પુષ્પ જીવન્મુક્ત ગુરૂદેવના હૃદયરૂપે સંપૂર્ણપણે ખીલી રહે છે

એવી જ રીતે ગુરૂદેવના હૃદયમાં નીચે જણાવેલા દૈવી ભાવો ભરેલા હોઈ તેનું પણ જગતના કલ્યાણ અર્થે સમાનપણે વહન થયા કરે છે તે દૈવી ભાવો જેવા કે —

**(૧) આનંદ (૩) પ્રેમ (નિઃસ્વાર્થ) તેના અંગમાં–દયા, નમ્રતા, વિનય-વિવેક, નિઃસ્વાર્થતા, દીનતા અને ઘણી સુંદર હિંમત (૪) ધૈર્ય (૫) ક્ષમા, અને (૬) શાંતિ એ પ્રેમથી ઉત્પન્ન થયેલાં તેનાં સંતાનો રૂપે છે**

તેથી હે શિષ્ય ! તારા ગુરૂદેવના હૃદયના અંતઃકરણમાંથી પ્રેમની શુદ્ધ જ્યોતિનો પ્રવાહ વહન થઈ રહ્યો છે, તેને અતિ માનપૂર્વક નમન કર!

તેમના હૃદયના પ્રેમમંદિરમાં તુ નિવાસ કરી, તે મંદિરના પુજારી

તરીકે, તેમના પ્રેમના સ દેશવાહક તરીકે, મનુષ્યજાતને ભ્રાતૃભાવનો પાઠ શીખવવાની પ્રતિજ્ઞા લે, અને ગુરૂદેવનો પ્રેમ તારા પર સદૈવને માટે રહેશે.

એ જ રીતે ગુરૂદેવના હૃદયમા કોઇ અમૂલ્ય હીરાની અંદર જેમ પહેલો પાડવામાં આવી હોય, તેમ ઉપર જણાવેલા દિવ્ય સદ્ગુણોની પહેલો પાડવામા આવી છે. ગુરૂદેવે પણ આપણા જેવી અપૂર્ણ સ્થિતિમાથી પૂર્ણતા પ્રાપ્ત કરેલી છે. અસત્‌માથી સતને, અધકારમાથી પ્રકાશને, તેમ જ મૃત્યુમાથી અમર અને શાશ્વત જીવન શોધી કાઢ્યુ છે.

ગુરૂદેવ કે જેમણે જીવન્મુક્તિ પ્રાપ્ત કરેલી છે, તેમણે મનુષ્ય તરીકેની તમામ ફરજો અદા કરી પૂર્ણતા મેળવેલી છે, તેથી હવે તેમને પોતાને માટે કંઇ કર્તવ્ય રહ્યુ નથી, છતા કેવળ જગતનુ કલ્યાણ કરવા ખાતર તેઓ જગતમા ગુપ્તપણે રહેલા હોય છે. તેમના તરફ જ્યારે કોઇ જિજ્ઞાસુ શિષ્ય એક પગલુ લે છે, તો તેઓ તેને અપનાવવાને દસ પગલા સામા લેવાને આવે છે.

અને હે શિષ્ય ! છેવટે જ્યારે તું તારા કુરૂક્ષેત્રમાથી સંગ્રામ જીતી, અર્થાત્ તારા જીવનસગ્રામમા વિજય મેળવી ફરી ગુરૂદેવના હૃદયની સાથે ઐક્ય સાધી જુએ છે. ત્યારે તેઓ તને અપૂર્વ અને શાશ્વત સુખ-આનદ અને શાતિ બક્ષે છે.

"And now behold, O warrior in life's battle-field, all weary with the strain and stress of ceaseless fight, longing for rest and quietude ! the Master shows you Peace

"The Hall of Silence holds thee fast, its golden light has healing power, its very atmosphere is rest, *well earned, and through it sounds a soft* and silvery note

બંધનમાંથી—ખાસ કરીને લેકિષણા—મુક્ત જણાતા નથી તે ઉપરાંત બૌદ્ધિક વિશાળતાને સમયાનુસાર આચાર વિચારમા પરિવર્તન કરવાની વૃત્તિને અભાવ પણ પ્રત્યક્ષ દેખાય છે. શિષ્યોની ઉન્નતિ કરવાની તત્પરતાના કરતા તેમની સખ્યામાં વૃદ્ધિ કરવા તરફ તથા પોતાના શિષ્યો પંજામાથી છટકી ન જાય તે તરફ તેમનું લક્ષ વધારે હોય છે અત્યારે તો ઘણા ખરા સ્થાને પ્રમાદ ને કેટલાક તો અનાચારના અખાડા છે તેમ કહેવામા કાંઇ પણ અતિશયોક્તિ નથી. લોકોને યથાર્થ ઉપદેશ આપી તેમનો વિકાસ સાધવાને બદલે, દેશની અને સમાજની પ્રગતિમાં સહાય કરવાને બદલે તેઓ પ્રત્યાઘાત કરનારી શક્તિઓ તરીકે વધારે કામમા આવે છે લોકોને યોગ્ય દોરવણી આપે તેવા ધર્મગુરૂઓ વિરલ છે ઘણા ખરા તો લોકોથી દોરવાય છે અલબત્ત એવા મહાત્માઓ ગણ્યા ગાંઠ્યા જ મળી આવે છે, કે જેઓ જનસમૂહથી દબાતા નથી, સત્યને જ નિરખે છે, ને તેના જ અનુયાયી હોય છે, તેઓ કદી પણ પાછળ દૃષ્ટિપાત કરતા જ નથી, પણ આવા મહાપુરૂષોની તેમ આદર્શ ધાર્મિક સ્થાનોની સખ્યા ઘણી જ થોડી છે. આવી સ્થિતિમાં ઉપલક દૃષ્ટિથી જોનાર મનુષ્યોના મનની અંદર ધર્મના નામથી જ સૂગ ચઢે ને ધર્મને જડમૂળથી નાબૂદ કરવાથી જ દેશની અને સમાજની ઉન્નતિ થશે એવી ભાવના પ્રસરે તેમા કાંઇ નવાઈ નથી આ વિચારના પ્રવાહથી કાંઈ ગભરાવવાનું કારણ નથી માનવસમાજની ગતિના ક્રમમાં આવી જાતની પરસ્પર વિરોધી ભાસતી વિચાર શ્રેણીઓ ઘણી વાર જોવામા આવે છે. કોઈ વાર જડવાદનું તો કોઈ વાર ચેતનવાદનુ આધિપત્ય હોય છે લોકો ધર્મનુ રહસ્ય ભૂલી જઈ, જ્યારે ફક્ત આચારોને જ વળગી રહેવામાં સાર્થકતા માને છે, ત્યારે સ્વતત્ર વિચરકો સમાજના આતરિક જીવનમાંથી પ્રગટે છે, ને તેઓના સખત પ્રહારોથી સમાજમાં ચેતન આવે છે. વિચારસૃષ્ટિમા ઉથલપાથલ થવા માંડે છે અને છેવટે આ મથનમાંથી આધ્યાત્મિક જીવનનો ઉદય થાય છે. પુરાણાચારબદ્ધ યુગ પછી (Conventional

age ) અહતા પ્રધાનયુગનુ ( Individualistic age ) વર્ચસ્વ થોડા સમય માટે આવે છે અને ત્યાર પછી ( Subjective age ) આધ્યાત્મિક યુગ પાછો આવે છે આ પ્રમાણે સમાજચક્ર ચાલ્યા જ કરે છે. આધ્યાત્મિક યુગ, આચારબદ્ધ યુગ, અહતાપ્રધાન યુગ, (આમા બૌદ્ધિક જ્ઞાનને અને વિચારસ્વાતત્ર્યને પ્રાધાન્ય આપવામા આવે છે ) અને પાછો આધ્યાત્મિક યુગ.

આપણા દેશની અદર સ્વાતત્ર્યપ્રેમની, સ્વાશ્રયી થવાની ઉચ્ચ વૃત્તિની, અનુપમ ધૈર્ય, કાર્યદક્ષતા, અડગ હિમત, અણુનમ સકલ્પબળની ખાસ આવશ્યકતા છે. આખી પ્રજાએ શિસ્તબદ્ધ જીવન ગાળતાં શીખવુ જોઇએ તથા એકજ ધ્યેય દ્રષ્ટિ સમક્ષ રાખી તેની પ્રાપ્તિ માટે સતતર પ્રયત્ન કરવો જોઇએ, પોતાની સ્થિતિમા વખતોવખત દેશકાળાનુસાર ફેરફાર કરવાની ખત જોઇએ; ત્યાગ અને વૈરાગ્યની વાતો નિરતર કરવાથી કાઈ વળતુ નથી આત્માનુ જ ચિતન કરવામાં સર્વ સમય ગાળનાર, અયાચક વૃત્તિથી રહી દેહનો નિર્વાહ પ્રારબ્ધ ઉપર છોડનારા, તથા આત્મસાક્ષાત્કારની ઉત્કઠા એવી હોય કે, નિદિધ્યાસન કરતી વખતે દેહનુ ભાન સરખુ પણ ન રહે એવી ઉચ્ચ સ્થિતિ જેણે પ્રાપ્ત કરી હોય, તેવા મહાનુભાવ પુરૂષો ચાળીશ કરોડની વસ્તીના પ્રમાણમા ઘણા જ થોડા છે. બાકીના તો પ્રચલિત રૂઢિઓના દબાણ નીચે ચકદાઇ ગયેલ મુડદા જેવા જ છે. સત્વગુણના બહાના નીચે તમોગુણનુ સેવન કરનારા ઘણા છે મૂર્ખતા, જડતા, નિષ્ક્રિયતાને ઊંચી સ્થિતિ ગણી આળસ ને અજ્ઞાનને ઢાકનારાઓની સખ્યા ઘણી છે સમાજનો મોટો ભાગ સાત્વિક જીવનથી દૂર છે તેઓ તો તમોગુણમા જ માથા સુધી બૂડેલા છે તેમને માટે રજોગુણમાથી પસાર થયા વગર ઉચ્ચત્તમ અવસ્થાની આશા રાખવી એ ફોકટ ફાફા છે આ દષ્ટિથી વિચાર કરતા, આધુનિક નાસ્તિકતા અને સશયપ્રધાન યુગને તરછોડી નાંખવાની જરૂર નથી ધાર્મિક પુનર્ઘટના

પહેલા આવી ભૂમિકાની આવશ્યકતા છે ધર્મ, ધાર્મિકસ્થાનો અને ધર્માચાર્યો વ્યાજબી સીમાના ક્ષેત્રની બહાર રહી શકે નહી તે ક્રમોગ-માંથી સાંગોપાંગ પસાર કરવાની શક્તિ તેઓએ મેળવવી જ જોઈએ દીર્ઘદૃષ્ટિએ જોતા રૂઢિચુસ્તતા કે નાસ્તિકવાદ એ બેમાંથી કોઇનુ પણ ભવિષ્ય ઉજળુ નથી ધર્મ વિના ચલાવી શકાય તેમ નથી અદૃષ્ટ આત્મા સાથે અનુસંધાન કરવાની તીવ્ર આકાંક્ષા માનવ આત્મામા જ રહેલી છે આપણી જે આવુ સ્થિતિ છે તેથી અધિક સ્વતંત્રતા કેમ પ્રાપ્ત થાય એજ આપણા પ્રત્યેક કર્મનો પ્રેરક હેતુ હોય છે સ્વતંત્રતા એ જ જીવન ને પરતંત્રતા એ મૃત્યુ, એ મહામંત્રના આકર્ષણથી આપણે જાણે અજાણ્યે ધસી રહ્યા છીએ આપણા સમગ્ર જીવનનો વિચાર કરવામા આવે તો અસંતોષ અને અતૃપ્તિ સિવાય આપણે બીજુ કાંઈ પણ જોઈ શકીશુ નહી. અમુક કાર્યસિદ્ધિ થતા આપણુ ને પૂર્ણ સંતોષ થશે એવુ શરૂઆતમાં ધારી આપણે કાર્યનો આરંભ કરીએ છીએ કાર્યસિદ્ધિ થતા વેંત જ અથવા હજી તે દિશામા અર્ધે રસ્તે પહોચ્યા હોઇએ તેટલામા તો બીજી ઈચ્છા આપણા મનમા ઉદ્ભવે છે અને અસંતોષની લાગણી એવીને એવી જ કાયમ રહે છે આપણુ સામાન્ય જીવન ભિન્નભિન્ન વાસનાઓનો તથા મનમા કંઇ થઇ રહેલા વિચારોનો એક સતત પ્રવાહ છે એમ કહીએ તો પણ ચાલે કોઇકવાર આ અતૃપ્તિની ભાવના અંતરના ઊંડાણમા સંચાર કરતી જણાય છે, ત્યારે બાહ્ય દૃષ્ટિએ આપણે ક્ષણિક સુખનો અનુભવ કરીએ છીએ કોઇકવાર આ ભાવના વિશેષપણે પ્રકટે છે ત્યારે અશાંતિનો અનુભવ થાય છે. સંસારની પર થવાની સર્વવ્યાપી ઇચ્છા જ આ ક્ષોભનુ કારણ છે. સંસાર ને તેમા રહેલા સર્વ નામરૂપાત્મક પદાર્થો મનુષ્યને સંપૂર્ણ સ્વાતંત્ર્ય અને પરમાનંદ આપવા અસમર્થ છે, તેથી જ સંસારબદ્ધ મનુષ્ય અહોનિશ અશાંત રહે છે જ્યાં-સુધી સચ્ચિદાનંદરૂપી ધ્યેયને આપણે પ્રાપ્ત કરતા નથી, ત્યાં સુધી

આપણા જીવનમા દૈવી અને આસુરી પ્રકૃતિ વચ્ચે દારુણ યુદ્ધ ચાલ્યા જ કરે છે.

આપણા દેશની અત્ર અત્યારે આપણે ધર્મનું રહસ્ય સમજાવવાનુ; રૂઢિના જુલમો ઉપર વિજય પ્રાપ્ત કરવાનું, ધર્મને નામે જે અજ્ઞાનનો થર સમાજના માનસ ઉપર જામેલો છે તેને ખસેડી નાખી આંતરજ્યોતિ પ્રગટ કરવાનું, તથા વિચ્છેદક વ્યક્તિવાદને લીધે નીપજેલી અરાજકતા અને સ્વચ્છંદીપણું ટાળવાનુ મહાન કાર્ય કરવાનું છે. પાશ્ચાત્ય પ્રજાઓની ભાવનાઓના ઘસારાથી અત્યત પરિશ્રમથી મેળવેલા આપણાં કીમતી રત્નો ઘોવાઇ જવાનો સભવ છે. આપણી ભરતભૂમિ તીર્થ મટીને લૌકિક સુખ માટે મથના નરપશુઓની રણભૂમિ થઇ ન જાય તે જોવાનુ છે, તેમ જે રીતરિવાજો આપણા દેશને અનુકૂળ ન હોય જે આપણા પ્રજાકીય આદર્શની પ્રાપ્તિમા સહાયક ન હોય તેને આપણે દૂરથી જ નમસ્કાર કરવા જોઇએ આપણી પ્રજાકીય વિચારસપત્તિ, જે આપણે પૂર્વજો પાસેથી મેળવી છે તેને સાચવી રાખી, તેનો સર્વત્ર પ્રચાર કરી, તે સામે બહારથી આપણને જે પ્રકાશ મળી શકે તેને સહર્ષ આવકાર આપવો જોઇએ તેથી આપણે ડરવાનું કાંઈ પણ કારણ નથી. જે દુષિત થયેલુ છે તે નાશ પામશે, તેનો અત આવવો જ જોઈએ, પણ જે આપણા જીવનમા બળવાન, જીવનપ્રદ, અવિનાશી તત્વો છે તેને ટકાવી રાખવા એ જ આપણુ મુખ્ય કર્તવ્ય છે.

આધુનિક વિજ્ઞાનશાસ્ત્રી બતાવી આપે છે કે વિશ્વપ્રક્રિયાની પાછળ કોઈ આધ્યાત્મિક તત્વ રહેલુ છે. તેને આપણે પકડી શકતા નથી. તે કાંઈ ઇન્દ્રિયો દ્વારા પ્રત્યક્ષ થઇ શકે તેવો પદાર્થ નથી, તે તો મન ને વાણીથી પર છે, પણ તેથી તે અજ્ઞેય છે એવુ અનુમાન કરવાનું નથી. માનસિક મર્યાદામા રહીને આપણે કોઈ પણ પદાર્થનુ યથાર્થ ને સપૂર્ણ જ્ઞાન મેળવી શકીએ નહી, કારણકે તે જ્ઞાન

હમેશ દેશ, કાળ,ને કારણ કાર્યના નિયમને અધીન થઈને જ રહેવાનું. તેથી વિશ્વનું અને વિશ્વના પ્રત્યેક પદાર્થનું વાસ્તવિક જ્ઞાન પ્રાપ્ત કરવા માટે તેના અધિષ્ઠાનનું જ્ઞાન મેળવવાની પ્રથમ આવશ્યકતા છે. આર્ય ઋષિઓએ આ સિદ્ધાન્તને અનુસરીને જ બ્રહ્માંડનું આદ્યકારણ જાણવાની પ્રથમ કોશિશ કરી; અને કારણ દ્વારા કાર્યનું જ્ઞાન સંપાદન કર્યું. આને જ ધર્મની સંજ્ઞા આપવામાં આવે છે. માનસિક જીવનનો સુધારો, સામાજીક ભાવનાઓનો વિકાસ, તેના જુદાં જુદાં અંગોનો એકરાગ, ધર્મની એકયવર્ધક કલ્પના વિના શકય નથી. સામાજિક જીવનની ભિન્ન ભિન્ન બાજુઓ શારીરિક, કળાવિષયક માનસિક, નૈતિક, ભૌતિક, દૈવીજીવન તરફ વિકાસ સાધવાનાં સાધનો તરીકે ગણી પવિત્ર ગણાવી જોઇએ, તેમ સ્થૂળ શરીરની પણ ઉપેક્ષા ન થવી જોઇએ. આપણી પ્રકૃતિનાં બધાંય પાસાં ઉચ્ચતમ સ્વરૂપે સર્વતોભાવે અને વિપુલ પરિમાણમાં વ્યકત થાય એ જ ધર્મનો ધ્યેય છે.

પૂર્વાંક્રમાં આપણે વેદાંતના અચળ તત્વોનું નિરૂપણ કરી ગયા છીએ. હવે આપણે અર્વાચીન સમયમાં તેમને જીવનમાં કેમ ઉતારવા તે વિષે વિચાર કરીએ. ધર્મ અને સાંસારિક જીવનનો ભેદ જે આપણે સાધારણ રીતે સ્વીકારીએ છીએ તે કૃત્રિમ છે એ આપણે પ્રથમથી જ સમજવું જોઇએ. જો આપણે તત્વજ્ઞાનને જીવનમાં ઓતપ્રોત ન કરી શકીએ તો પછી તે ફકત બૌદ્ધિક વ્યાયામ તરીકે જ રહે છે ને તેની કશી જ કિંમત નથી. વેદાંતનો ઉપદેશ અભેદનો છે; બ્રહ્મ અને જગત વચ્ચે, નિવૃત્તિ અને પ્રવૃત્તિ વચ્ચે, ધર્મ અને વ્યવહાર વચ્ચે, જ્ઞાન, ભકિત અને કર્મ વચ્ચે, અભેદ જ છે; અને તેનો અનુભવ કરવો જોઇએ. ધર્મને જીવનના આખા ક્ષેત્ર ઉપર વર્ચસ્વ આપવું જોઇએ.

વેદાંતનો આ કેન્દ્રસ્થ આદર્શ સત્ય વસ્તુસ્થિતિથી અતિ વેગળો

છે. મનુષ્યસ્વભાવમા સામાન્ય રીતે બે પ્રકારની વૃત્તિઓ જોવામાં આવે છે, એક તો આપણા જીવનના સર્વોત્તમ ધ્યેયની સાથે જીવનનો સુમેળ સાધવાની, અને બીજી આપણા આદર્શને ઉતારી પાડી તેને વ્યાવહારિક બનાવવાની, આપણા મન મુજબ આદર્શનો તોડજોડ કરી જીવન સાથે ઘટાવવાની અથવા આદર્શને ઉતારી પાડવાની ઈચ્છા વધારે બળવાન હોય છે સમગ્ર જીવનને આદર્શમય બનાવવા માટે જે સ્વાર્થત્યાગ કરવો પડે છે, જે જે સદ્‌ગુણો પ્રાપ્ત કરવા પડે છે તે અતિકષ્ટસાધ્ય હોય છે; તેથી મનુષ્ય સામાન્યત: આદર્શને પોતાની માનસિક ભૂમિકાનુકૂળ બનાવવાનો પ્રયત્ન કરે છે. આજ કારણથી વેદાંતના એકત્વના આદર્શને અવ્યાવહારિક ગણવામા આવે છે. આવી વૃત્તિ સામાજિક અને વ્યકિતગત વિકાસ માટે અતિ હાનિકારક છે. માનવજાતના ઈતિહાસ ઉપરથી આપણને જણાઇ આવે છે કે જે વ્યકિતઓએ અને પ્રજાઓએ મહત્તા પ્રાપ્ત કરી છે, તેમણે ઉચ્ચાદર્શાનુસાર વર્તન કરવાથી જ તે સ્થિતિ મેળવી છે પ્રજાની ઉન્નતિ થવાની હોય તેની આગમચ સ્વાર્થત્યાગી મનુષ્યો પોતાના જીવનથી અને પ્રચારથી પ્રજામા ઉચ્ચ આદર્શો ફેલાવે છે. પ્રજા તેને ઉત્સાહપૂર્વક વધાવી લે છે. જેમ જેમ પ્રજાની તે ઉત્કૃષ્ટ વિચારોને ધારણ કરવાની શક્તિમાં વૃદ્ધિ થતી જાય છે, તેમ તેમ તેનો વિકાસ ત્વરાથી થતો જાય છે. સ્વાર્થત્યાગ ખરેખરો જોઈએ: માત્ર દેખાવ પૂરતો નહી. સ્થૂળ શરીરને વિનાકારણે કષ્ટ આપવાથી સ્વાર્થત્યાગ સિદ્ધ થતો નથી. ત્યાગ આતરિક છે. મનમાંથી વિકારોનો, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સરનો ત્યાગ કરી ચિત્તશુદ્ધિ સપાદન કરવી તેનું નામ સ્વાર્થત્યાગ આવો સંપૂર્ણ વૈરાગ્ય પ્રાપ્ત થાય એટલે આપોઆપ જ શરીર ઉપરથી મોહ ઉતરી જાય છે અને જરૂર પડે શરીરનો શરીરપોષક અને રક્ષક પદાર્થોનો ત્યાગ કરવાની શકિત સહજ આવે છે. દભને માટે, લોકોને રંજન કરવા માટે અથવા કીર્ત્તિ મેળવવાના ઉદ્દેશથી,

આત્મત્યાગ કર્યો હોય ને મનમાંથી દુષ્ટ વિચારો નાબુદ ન થયા હોય તો, તેથી કોઈની પણ ઉન્નતિ થતી નથી મનુષ્યોનુ આંતરિક અને વાસ્તવિક જીવન વિચારોથી ઘડાય છે, તેથી ખરો સ્વાર્થત્યાગ શુદ્ધ વિચારમા છે

આપણા શાસ્ત્રો આપણને સ્પષ્ટ રીતે બતાવી આપે છે કે વેદાંતના આદર્શોનો સાક્ષાત્કાર કરનાર સર્વ મહાન પુરૂષો માત્ર અરણ્યોમા કે નિર્જન ગિરિકંદરાઓમા રહેનારા નહોતા તેમાના ઘણા તો સામાન્ય જીવન કરતાં વધારે અટપટુ જીવન ગાળનાર હતા બ્રહ્મર્ષિઓ હતા તેમ રાજર્ષિઓ પણ હતા તેથી આપણે આદર્શને મનની અગાશી ઉપર ઉતારવાની કોશિશ કરવી ન જોઈએ. પણ તેને જીવિતમા ઓતપ્રોત કરવા આઈપાને મડવુ જોઈએ આદર્શરહિત જીવન નિર્માલ્ય છે, પશુવત્ છે પશુ ને મનુષ્યમા ફેર એટલો જ છે કે પશુની દ્રષ્ટિમર્યાદા શરીર જરૂરીયાતો પૂરતી જ હોય છે, ને મનુષ્યમાં બુદ્ધિતત્વનો વિકાસ થવાથી તેનામા સદસદ્‌વિવેકનો ઉદય થયો હોય છે. જે ધર્મ અથવા ધર્મોપદેશક ઇન્દ્રિયોના વિલાસો ને તેની નબળાઈઓને છાવરવાનો પ્રયત્ન કરતા હોય તેનાથી સાવધાન રહેવુ સત્યજ્ઞાનના, પૂર્ણસ્વાતન્ત્ર્યના ઉચ્ચ આદર્શને ભોગપરાયણતાની નિકૃષ્ટ કોટિએ ઉતારી પાડવાનો પ્રયત્ન કરવો નહી જ્યારે જ્યારે આદર્શ પ્રમાણે વર્તન ન થાય ત્યારે ત્યારે આપણી ભૂલ કબુલ કરવી, આદર્શને આપણી માનસિક દ્રષ્ટિ સમક્ષ સતત્ રાખવો, હતાશ થયા વગર, ચિત્તમા નિર્વેદ ઉત્પન્ન થવા દીધા વગર શાંત પણ દૃઢ મનથી ભૂતકાળનુ વિસ્મરણ કરીને તથા ભાવિનો વિચાર કરીને, તેને જીવનમા ઉતારવા માટે નિરંતર પ્રયત્ન કરવો, ને જ્યા સુધી તેની જીવનની સાથે એકતા સિદ્ધ ન થાય ત્યા સુધી તેનો ત્યાગ કરવો નહી.

વેદાંત મતાનુસાર આત્મા નિરાકાર નિર્વિકાર, સચ્ચિદાનંદ સ્વરૂપ નિત્યમુક્ત છે તે ભૂતોના સમૂહરૂપ સ્થૂળ શરીર નથી, તેમ ઇન્દ્રિયોના

સમૂહ રૂપ પણ નથી; તે અદ્વિતીય, સૂક્ષ્મ, જ્ઞાતા, સાક્ષી, સત્ અને અવ્યય છે, નિયામક છે, અંતર છે, સ્થૂળ સૂક્ષ્મ ને કારણ શરીરો નિયમ્ય છે અને બાહ્ય છે. સંસાર આત્માની કલ્પના માત્ર છે. આત્મા અનંત અને અવિનાશી છે, તેમ પરમ શુદ્ધ એવા આત્મામાં આકારો પણ નથી. તે જ આત્મા ચોતરફ વ્યાપી રહેલો છે. તેના સ્વરૂપમાં જે વિવર્ત થાય છે તેનું નામ જગત. પુરૂષ જેમ સ્વપ્નમાં સ્વપ્નનગરના દર્શન કરે છે, તેમ આત્મા પણ પોતાની કલ્પનાથી, પોતાની અંદર જગત ઉત્પન્ન કરીને તે દૃશ્યને અનુભવે છે ને તેમાં આનંદ લે છે પવનને વિષે રહેલી ગતિ પવનથી ભિન્ન નથી, પણ પવન રૂપ જ છે, તેમ આ દૃશ્ય જગત પણ બ્રહ્મને વિષે બ્રહ્મ રૂપે જ રહેલું છે. સંકલ્પ અથવા સ્વપ્નનગરના નૃત્યની પેઠે આ સર્વ આભાસરૂપે ભાસે છે. વસ્તુતઃ સમાન, શાંત, જન્માદિક વિકારોથી રહિત એક ચિદાકાશ જ સત્ય રૂપે જ રહેલું છે આ આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરવો એ આપણા જીવનનો ધ્યેય તેને માટે અહંતાની, હું સ્થૂળ શરીર છું, સૂક્ષ્મ શરીર છું, કારણ શરીર છું, એ ભાવનાના ત્યાગની અનિવાર્ય આવશ્યકતા છે. આપણને જે સામાન્ય રીતે જ્ઞાન થાય છે, તે અહંભાવને આધીન છે. ગ્રહણ કરનાર હું છું એવું ભાન જ્ઞાનની સાથે જ થાય છે. પણ કેટલીએક ક્રિયાઓ આપણા શરીરમાં ચાલ્યા કરે છે તેનું આપણને ભાન હોતું નથી. આપણે અન્ન ખાઈએ છીએ સભાન અવસ્થામાં, પણ તેને પચાવવાની ક્રિયા જો કે આપણે પોતે જ કરીએ છીએ તો પણ તેનું આપણને જ્ઞાન હોતું નથી. તેમ આપણા શરીરમાં અન્નમાંથી પોષક તત્ત્વો આપણે કેવી રીતે ખેંચી લઈએ છીએ, તેમાંથી લોહી, વીર્ય વગેરે કેવી રીતે બને છે, વગેરે ક્રિયાઓ આપણી જાણની બહાર છે આ ઉપરથી જણાય છે કે મનુષ્યના મનની બે અવસ્થાઓ છે. Conscions and Subconscions (ચેતન અવસ્થા ને અવચેતન અવસ્થા ). જેમાં આપણને કર્તાપણાનું ભાન

રહે તે ચેતન અવસ્થા ને જેમા ન રહે તે અવચેતન **અવસ્થા** ।

આ બે જ અવસ્થાઓમા જ્ઞાનની સર્વ ભૂમિકાઓનો સમાવેશ થઇ શકતો નથી એના કરતા વધારે ઉચ્ચ જ્ઞાનાતીત ભૂમિકામા મનુષ્ય પ્રવેશ કરી શકે છ એમા અહંભાવનો સદંતર અભાવ હોય છે. આ અવસ્થાને યોગશાસ્ત્રની પરિભાષામા 'સમાધિ' કહે છે. મનુષ્ય જીવનને લગતા મહાન સત્યો, આત્માનું અસ્તિત્વ, અમૃતત્વ, જગતનું પરિવર્તનશીલત્વ વગેરે મહર્ષિઓને આ સ્થિતિ પ્રાપ્ત કર્યાથી જ મળ્યા છે જગતના સર્વધર્મસ્થાપકો ને અવતારી પુરુષો, એક વાત તો વગર અપવાદે જાહેર કરતા આવ્યા છે કે તેમણે જે સત્યોનો પ્રચાર કર્યો છે, તે તેઓએ બુદ્ધિની પેલી પારના પ્રદેશમાથી મેળવ્યાં છે આત્મા, મન, બુદ્ધિથી પર છે, તેથી આ કરણો દ્વારા તે જાણી શકાય નહી કરણો દ્વારા તો નામ રૂપાત્મક પદાર્થોનું જ જ્ઞાન મળી શકે આ પારમાર્થિક જ્ઞાન જેને સ્વરૂપાનુભૂતિ કહેવામાં આવે છે તેને દેશ, કાળ, જાતિનો બાધ નથી સર્વત્ર તે એકરસ ને અખંડ જ રહે છે પ્રથમ આપણે બુદ્ધિનો ઉપયોગ કરવો જોઇએ. પછી બુદ્ધિ જ આપણને સર્વોચ્ચ પ્રદેશમાં જવાનો માર્ગ દૂરથી બતાવી દે છે. જેમ જેમ મનની ઉત્ક્રાન્તિ થતી જાય છે, સાત્વિક બનતું જાય છે, તેમ તેમ આંતરિક પ્રદેશનુ આલોચન, ગહન થતું જાય છે, દ્રષ્ટિ વિશાળ થતી જાય છે પશુઓમા બુદ્ધિનો વિકાસ જણાતો નથી. તેઓમાં સહજ-જ્ઞાન ( Instinct ) હોય છે. આ જ્ઞાન તેની મર્યાદામાં પરિપૂર્ણ હોય છે પણ તેની હદ પરિમિત હોય છે તેમાંથી મનના વિકાસની સાથે મનુષ્યોમાં વિચાર-શક્તિ ઉદ્ભવે છે, આમા જ્ઞાનની મર્યાદા વિશાળ થાય છે ખરી, પણ બૌદ્ધિક નિર્ણયો હમેશ ખરા જ હોય છે એવો કાંઇ નિયમ નથી. તેમને અનુભવની કસોટી ઉપર ચડાવી તેમનુ વાસ્તવપણુ જાણવાની આવશ્યકતા રહે છે. આ બૌદ્ધિક જ્ઞાન-થી ઉચ્ચ ભૂમિકા જ્ઞાનાતીત અવસ્થાની છે. આ ત્રણેય અવસ્થાઓ

એક બીજાની વિરોધી નથી; પણ પરસ્પર સહાયક છે. તેથી સમાધિ અવસ્થામાં જે જ્ઞાન પ્રાપ્ત થયું હોય તે બુદ્ધિનું વિરોધી હોઈ શકે નહીં, તેથી જ આપણાં શાસ્ત્રોમાં જ્ઞાનપ્રાપ્તિના ક્રમમાં, શ્રવણ, મનન, નિદિધ્યાસન, રાખેલાં છે. આપ્ત વાક્યોનું શ્રવણ કરવું, તે પછી તેનું મનન કરવું, તેમને બુદ્ધિની કસોટી ઉપર ચડાવવાં, પરસ્પર વિરોધી ભાસતાં વાક્યોનો સમન્વય કરવો. તેનો યથાર્થ અર્થ બુદ્ધિક્ષેત્રમાં ધારણ કરી તેનું નિદિધ્યાસન કરવું. નિદિધ્યાસન વિના ચિત્તની વૃત્તિને તેલની અખંડ ધારાની માફક એક જ દિશામાં વાળ્યા વગર ને આખરે તે વૃત્તિને પણ ત્યાગ કરીને.તેની પર ગયા વગર, કેવળ વાદવિવાદથી, તર્કથી સમ્યક્ જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. વૈદક શાસ્ત્રના માત્ર પુસ્તકો વાંચવાથી વૈદ ન થવાય. એક દેશ વિશે પુસ્તકો વાંચી તેના અગત્યનાં સ્થળોનાં ચિત્રો જોઈને કાંઈ તૃપ્તિ ન થાય. તેથી તો તે દેશ જોવાની જિજ્ઞાસામાં વધારો થાય, તે પ્રમાણે શાસ્ત્રાધ્યયનથી, સત્સંગથી, આત્મસાક્ષાત્કારની ઉત્કંઠા વધે પણ પરમાનંદની પ્રાપ્તિ તો અપરોક્ષનુભૂતિથી જ થાય. તેથી . આત્મસાક્ષાત્કાર એ જ આપણા જીવનનો અંતિમ ધ્યેય છે, તે સિવાય અવસ્થાદ્વયમાંથી, સુખદુઃખના બંધનમાંથી, મુક્તિ નથી, એ આપણે હમેશ સ્મરણમાં રાખવું. આ આદર્શ લક્ષ્યમાં રાખી સર્વ પ્રવૃત્તિ આદરવી એ આપણો પ્રથમ ધર્મ છે.

વેદાંતની એક બીજી અતિ ઉચ્ચ અને ઉદાર કલ્પના એ છે કે મનુષ્યની પ્રકૃતિ ભિન્ન ભિન્ન હોવાથી સર્વને માટે સાધન એક પ્રકારનું હોઈ શકે નહીં. સર્વનું પ્રાપ્તવ્યસ્થાન એક જ. આત્મા, ઇશ્વર, બ્રહ્મ, અલ્લા, ગૉડ, નિર્વાણ વગેરે ગમે તે નામ આપણે આપીએ. પણ ત્યાં પહોચવાના માર્ગો પૃથક્ પૃથક્. સામાન્યતઃ આ માર્ગોનું વર્ગીકરણ ચાર મુખ્ય ભાગોમાં કરવામાં આવે છે. આ સર્વને યોગની સંજ્ઞા આપવામાં આવે છે. 'યોગ' એટલે એકતાનો અનુભવ તદુપરાંત તે એકત્વ તરફ લઈ જનારા માર્ગને પણ 'યોગ' કહેવામાં આવે છે.

આ ચાર મુખ્ય માર્ગોના નામો નીચે પ્રમાણે છે —જ્ઞાનયોગ, ભક્તિયોગ રાજયોગ અને કર્મયોગ આ ઉપરાંત શાક્તોનો 'શાક્તમાર્ગ' પણ છે મનુષ્ય માત્ર બે પ્રકારના હોય છે, અંતર્મુખ અને બહિર્મુખ તેથી ઉપાસનાના પણ ખાસ બે વિભાગો પાડી શકાય નિવૃત્ત ઉપાસના ને પ્રવૃત્ત ઉપાસના જે ઉપાસનામા મનની વૃત્તિઓને ઈશ્વરાભિમુખ કરવામા આવે ને બીજા બધા વિચારોને તિલાંજલી આપવામા આવે તેને નિવૃત્ત ઉપાસના કહી શકાય જેમાં મન બહિર્મુખ પ્રવૃત્તિમાં રચ્યુ પચ્યુ રહે તોપણ કર્મ દ્વારા જ ચિત્તશુદ્ધિ સપાદન કરીને છેવટે સાક્ષીભાવની પણ પ્રાપ્તિ થાય તેને પ્રવૃત્ત ઉપાસના કહી શકાય ઉપાસનાના આ બે મુખ્ય વિભાગો. તેમાથી ઉપરોક્ત પેટા વિભાગો મનુષ્યની પ્રકૃતિના ભિન્ન ભિન્ન અ ગોના ન્યુનાધિક વિકાસ ઉપરથી કરવાના આવ્યા છે

મનુષ્ય જે ભૂમિકા ઉપર હોય ત્યાથી જ તેને ઉત્તેજન આપી ઉર્ધ્વગામી બનાવવો તે જ ધર્મનો હેતુ છે ઈશ્વર આપણા જીવનનુ કેન્દ્ર આપણે બધા એ કેન્દ્રને અવશ્ય પહોચવાના પણ જેમ બને તેમ ત્વરાથી આપણે તેને પ્રાપ્ત કરીએ, એ ઉદ્દેશથી યોગમાર્ગોનુ સંશોધન જ્યારે કેન્દ્રને પહોચ્યા એટલે બધા ભેદો ઓસરી જવાના જ્યાં સુધી નથી પહોચ્યા ત્યા સુધી ભેદભાવોનુ અસ્તિત્વ પણ આવશ્યક સમાજની અંદર આપણે સહસ્રાવધિ ચહેરાઓ જોઇએ છીએ તે પ્રમાણે મન પણ વિધ વિધ પ્રકારનાં હોય છે એક વર્ગમા લાગણીની પ્રધાનતા હોય છે રસિક વૃત્તિઓવાળાઓનો આ વર્ગ છે આવા મનુષ્યોને સૌન્દર્યનો વિચાર કરવાનુ, સૃષ્ટિની રસિક અને કલામય બાજુનો ઉપભોગ કરવાનુ તથા પ્રેમદ્વારા પ્રભુની આરાધના કરવાનુ બહુ ગમે છે પ્રભુપ્રેમ વિશ્વપ્રેમ, ભક્તિ એ જ એમનો આદર્શ હોય છે તેમને તર્ક-વિતર્કનું શુષ્ક ને ગુચવાડા ભરેલુ જીવન પસદ નથી બીજી જાતના મનુષ્યો બુદ્ધિપ્રધાન હોય છે તેમને તત્ત્વચિંતકો કહી વ આધુનિક સમયના વૈજ્ઞાનિકો પણ આ વર્ગમા આવી શકે

આવા મનુષ્યોને પ્રત્યેક વસ્તુ બુદ્ધિથી તોળી તોળીને જોવાની ટેવ હોય છે. તેઓ અંધશ્રદ્ધાથી, લાગણીઓથી, આવેશથી તણાઈ જતા નથી. કેટલાએક પોતાની આંતરિક સ્થિતિનુ પૃથક્કરણ કરવામા આનંદ લે છે. પોતાની અંદર કેવી કેવી શકિતઓ કામ કરી રહી છે, મનની કેટલી અવસ્થાઓ છે, તેમના ઉપર પ્રભુત્વ કેવી રીતે મેળવવુ, તે વિષે વિચાર કરી શાસ્ત્રીય પદ્ધતિ અનુસાર સાધના કરે છે. કેટલાએક કર્મપ્રધાનવાળી વૃત્તિવાળા મનુષ્યો હોય છે. તેમને તો આખો દિવસ કામ કરવાનું જ ગમે, દવાખાનાં ખોલવા, અન્નક્ષેત્ર ખોલવા, લોકોની સેવા કરવી, પોતાની અને લોકોની શારીરિક ઉન્નતિ કેમ થાય તે તરફ જ તેમનું ધ્યાન. આવા લોકોને બહિર્વૃત્ત કહી શકાય. બીજા બધા અંતર્વૃત્ત આ ભિન્ન ભિન્ન પ્રકૃતિના લોકો માટે સાધનો પણ અલગ અલગ. તત્ત્વ-ચિંતકને તત્વજ્ઞાનનુ જોર પૂરું પાડવુ જોઈએ, ભકિતપ્રધાનને ભકિત-ભાવ, કર્મકાંડીને કર્મ દ્વારા ગંતવ્ય સ્થાને પહોચવાનો માર્ગ, ( કર્મ ગમે તે પ્રકારનું હોય ) બતાવવો જોઈએ. આજ હેતુથી ભિન્નભિન્ન માર્ગોનો નિર્દેશ કરવામા આવ્યો છે. આ બધા માર્ગોમા ( રાજયોગ, જ્ઞાનયોગ, ભકિતયોગ, કર્મયોગ, શાક્તયોગ ) પરસ્પર સબંધ ઘણો નિકટનો છે, વિલક્ષણતા કરતા સમાનતા તેઓમા વધારે છે, મનની એક શકિતની વિશિષ્ટતા ઉપરથી ખાસ નામ અમુક માર્ગને આપ-વામા આવે છે. પણ તેમા બીજા માર્ગોના તત્ત્વો પણ અંતર્ગત હોય છે. જ્ઞાનમાર્ગીમા લાગણીઓનો અને ક્રિયાશકિતનો સદંતર અભાવ જ હોય તેવુ નથી. તેમ ભક્તમા જ્ઞાન ન જ હોય ને કર્મ કરવાની શકિત પણ ન હોય તેમ પણ નથી. જેમા જે માર્ગનુ સ્વરૂપ વિશેષ પ્રમાણમા દેખાતુ હોય તે ઉપરથી તે અમુક માર્ગનો અનુયાયી છે એમ આપણે કહી શકીએ. આ સર્વ માર્ગો આરંભમા જુદા દેખાય છે. પણ તેઓનુ લક્ષ્ય એક જ હોઇ આગળ જતાં એક બીજાની સમી-પમા આવતા જાય છે અને છેવટે તેઓનુ પર્યવસાન એક જ ઠેકાણે થાય છે 卐 (અપૂર્ણ)

# માનવજીવનના ચાર પુરુષાર્થ

લેખક —શાન્તિલાલ ઠાકર, એમ. એ.



પ્રાચીન હિંદુશાસ્ત્રોની જીવનવ્યવસ્થા પ્રમાણે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ માનવના મહાન પુરુષાર્થ છે. દરેક બુદ્ધિશાળી પુરુષ તે ચારેયને પોતાના જીવનમા સિદ્ધ કરવાની સ્વાભાવિક રીતે જ પ્રાર્થના કરે છે-ઇચ્છા રાખે છે માટે તેમને પુરુષાર્થ કહેવામાં આવે છે. એક. માનવજીવનમા આ ચાર પુરુષાર્થોની ક્રમપૂર્વક યોજના કરવામાં અને તેમને ધ્યેય તરીકે સ્વીકારવામાં પ્રાચીન ઋષિ મુનિઓએ ઊંડી દીર્ઘ-દૃષ્ટિ અને અચૂક માનસશાસ્ત્રનું જ્ઞાન દાખવ્યાં છે. બહોળી, વ્યાપક દૃષ્ટિએ વિચાર કરતાં એમ કહી શકાય કે ધર્મનો પાયો જીવનના પ્રથમ આશ્રમમા-અર્થાત્ બ્રહ્મચર્યાશ્રમમાં પુરુષે દૃઢતાથી નાંખવાનો છે;અર્થ-પ્રાપ્તિ અને કામપ્રાપ્તિ માટે ભાગે ગૃહસ્થાશ્રમના પ્રાપ્તવ્ય વિષયો છે; અને મોક્ષપદાર્થોની પ્રાપ્તિ માટે પ્રથમ તબક્કો વાનપ્રસ્થાશ્રમનો છે અને પ્રાથમિક તૈયારી સંપૂર્ણ થયે તેનો બીજો તબક્કો સંન્યાસા-શ્રમનો છે. આ રીતે જોતાં તે ચારેય પુરુષાર્થોનો ક્રમ બહુ જ બુદ્ધિપૂર્વક ગોઠવવામાં આવ્યો છે. આધુનિક દેશકાળ ભલે એ ચાર આશ્રમોની ચોક્કસ વ્યવસ્થાને અનુકૂળ ન હોય; પણ જે માનવીને પોતાનું જીવન ક્રમશ: વિકાસની શ્રેણી પર ઉત્તરોત્તર પ્રફુલ્લિત અને સફલ બનાવવું

છે તેને ઉપરોક્ત ચાર આશ્રમકાળને અનુરૂપ ચાર વિભાગ પોતાના જીવનમાં વ્યવસ્થિત રીતે ગોઠવવા જ પડયા છે, અને નહિ તો તે માનવી કોઇ મહાન સિદ્ધિને જીવનમાં પ્રાપ્ત કરી શકયો નથી. અલબત્ત, કેટલાંક ધૂમકેતુ જેવા પ્રોજ્જ્વલ અપવાદો વચ્ચેની કક્ષાઓને કૂદકો મારીને ઠેકી ગયાનાં દૃષ્ટાન્તો પણ માનવજીવનના ઇતિહાસમાં નજરે પડે છે, પણ તે તો અપવાદો જ હોઇ માનવજીવનના સામાન્ય ક્રમને સિદ્ધ કરે છે. આ રીતે વિચારતાં પ્રાચીન ચિંતકોએ એક જ માનવજીવનને એકમ તરીકે સ્વીકારી, તેટલી અવધિમાં જ માનસશાસ્ત્રના વિકાસના ક્રમને સફળતાથી અનુભવી, અંતમાં માનવી પરમપુરુષાર્થને—અર્થાત્ જીવનના ઉચ્ચતમ ધ્યેયને કેવી રીતે સિદ્ધ કરી શકે તેની ગોઠવણ કરી છે, અને તે માટે આપણને તેમને માટે આશ્ચર્યયુક્ત બહુમાન ઉત્પન્ન થયા સિવાય રહેતું નથી. જેમ બીજમાંથી છોડ ઉગે તે વખતે પશુ પંખી તેને બગાડી ન નાંખે તે માટે વાડ દ્વારા તેનું •રક્ષણ કરવામાં આવે છે અને જલસિંચન દ્વારા તેનુ પોષણ કરવામાં આવે છે, તેમ બ્રહ્મચારીને સંયમ નિયમ તથા નીતિ દ્વારા તેનું આત્મતેજ વૃદ્ધિંગત થાય અને ઉત્તરોત્તર વિકાસ પામે તેવી ભૂમિકા રચવામાં આવે છ, અને તપસ્યા દ્વારા બુદ્ધિને સૂક્ષ્મ અને સ્થિર બનાવી જીવનના સર્વાંગી ધ્યેયને તે પહોંચી વળે તેવા પ્રકારનું તેને પોષણ આપવામાં આવે છે. પછી તે છોડ વૃદ્ધિ પામી વિશાળ ઘટાદાર વૃક્ષ બને ત્યારે વનનાં સઘળાં પંખી આવી તેની શીતળ શાખાઓમાં માળો બાંધે છે, આખો દિવસ તેમના મધુર કલરવ વડે સંગીત કરે છે, તેની છાયામાં પશુઓ તથા માનવીઓ આરામ કરે છે, અને તે વૃક્ષ જંગલમાં મંગલ કરે છે. તેવી રીતે ગૃહસ્થાશ્રમમાં ધર્મ વડે અર્થ અને કામની પ્રાપ્તિ કરતાં સજ્જન પાસે અનેક દુઃખી માણસો આશ્રય લેવા જાય છે, તેનું કુળ, કુટુંબ તથા જાતિ અને દેશ તેની આર્થિક તથા બૌદ્ધિક સંપત્તિ વડે ઉન્નતિ પ્રાપ્ત કરે છે, અને પોતાની આંતર

ચોંટેલા, અનેક પ્રકારે ભ્રમિત ચિત્તવાળા, મોહજાળમાં ફસાઇ રહેલા, વિષયપદાર્થોના ભોગમાં અતિ આસક્તિવાળા તે (આસુરી) લોકો અપવિત્ર નરકમાં પડે છે.

આ રીતે જેના જે લોકોએ પ્રથમ અવસ્થાએ ધર્મનો પાયો બાંધ્યો નથી તેઓ અન્યાયથી ધન વગેરે કમાવાની પેરવીમાં પડે છે. અને કામપ્રાપ્તિમાં પણ તેવી જ ભૂલથાપ ખાઇ નિષિદ્ધ ભોગવિલાસની ગર્તામાં ડૂબે છે. અન્યાયથી વિત્તોપાર્જન કરી તેઓ અગમ્યાગમન, અપેયપાન, અભક્ષ્યભોજન, અસ્પૃશ્યસ્પર્શન, અદરર્યદર્શન, અશ્રાવ્ય શ્રવણ, અવાચ્ય વાચન વગેરે અનિષ્ટજનક મોજમજાહમાં લહેર માની અંતે નરકપતનના અધિકારી બને છે. માટે જ ઋષિમુનિઓએ અર્થપ્રાપ્તિ અને કામપ્રાપ્તિ પહેલાં ધર્મરૂપી પુરુષાર્થપ્રાપ્તિની આવશ્યકતા સ્વીકારી છે. વળી ધર્માચરણ દ્વારા પુણ્યપ્રાપ્તિ થતી નથી. અને પુણ્ય દ્વારા ચિત્તશુદ્ધિ થઇ નથી તો મોક્ષમાર્ગમાં પ્રવૃત્તિ પણ સંભવતી નથી; માટે આ ચારેય પુરુષાર્થોમાં ધર્મ, માળાના મણકાઓમાં દોરીની પેઠે, અનુસ્યૂત છે.

અર્થ—આ જગાએ તો અર્થ એટલે દ્રવ્ય અર્થ લેવો ઉચિત છે: કારણ કે દ્રવ્ય દ્વારા જ સકલ ભોગ્ય પદાર્થોની પ્રાપ્તિ થઇ શકે છે. દ્રવ્ય સિવાય ગૃહસ્થને જીવનમાં સામાન્ય સુખ-સગવડ પણ મળતા નથી. સ્ત્રી, પુત્ર, કુટુંબ, સ્વજન આદિના ભરણપોષણની પણ ચિંતા રહે છે, અને તેવા પ્રકારની ચિંતામાં ડૂબેલો ગૃહસ્થ ઇશ્વરપ્રણિધાનમાં ચિત્ત પરોવી શકતો નથી; માટે અર્થપ્રાપ્તિને પુરુષાર્થ ગણ્યો છે. વળી દ્રવ્યથી પુણ્યોપાર્જન થઇ શકે છે. વાવ, તળાવ, કુવા વગેરે ખોદાવવા, ધર્મશાળા બંધાવવી, પરબો બેસાડવી, અન્નક્ષેત્રો ખોલવાં, પુસ્તકાલયો ખોલવા, મફત ઔષધાલયો ઉઘાડવાં, દુઃખી તથા ગરીબગુરબાંને મદદ આપવી—આ બધું પુણ્ય કાર્ય દ્રવ્ય દ્વારા થઇ શકે છે. ગૃહસ્થને વિહિત એવા ઉપભોગપદાર્થો પણ દ્રવ્ય વિના મળી શકતા નથી.

રાષ્ટ્રનું ઉત્થાન અને તેને માટેની અનેક આધુનિક પ્રકારની યોજનાઓ ધનસિવાય સંભવતી નથી. જે દેશમાં ગૃહસ્થો ધનહીન તથા દીન અને દરિદ્ર છે, તેઓ સ્વમાનશીલ હોતા નથી, નિરાશ તથા હતોત્સાહ બની ગયેલા હોય છે, યાચના કરવામાં તેમને શરમ લાગતી નથી, મહત્વાકાંક્ષા અને ઉચ્ચ સ્વપ્નોની સિદ્ધિ તેમને આકર્ષતી નથી, બીજા દેશોની સમૃદ્ધિ જોઈ તે પોતાની જાતને "બિચારા તથા બાપડા" ગણી નિંદે છે, તેવો દેશ કોઈ કાળે ગૌરવશાળી, પરાક્રમી તથા સમૃદ્ધ બની દુનિયામાં નામના મેળવતો નથી. તેવો દેશ અકરાયેદાનો દેશ છે. વધારામાં જો તેવા નિર્માલ્ય, નિર્વીર્ય, દરિદ્ર લોકો ધર્મ તથા વેદાન્તની પોકળ વાતો કરી, અંદરથી અસંતોષમાં સબડતા રહી, બહારથી પ્રારબ્ધ તથા સંતોષ અને આધ્યાત્મિક ઉન્નતિનાં ગપોટાં હાંકે છે, તે તો વધારે હાસ્યાસ્પદ અને ક્ષુદ્ર સમજવા. ન્યાયપૂર્વકની અર્થપ્રાપ્તિ અને કામપ્રાપ્તિ દ્વારા જે માનવી વિષયપદાર્થોનો પથ્ય ઉપભોગ કરી અંતઃકરણને શાંત કરતો નથી, તેની સામાન્ય રીતે વૈરાગ્યપૂર્ણ મોક્ષમાર્ગમાં પ્રવૃત્તિ સંભવતી નથી. જો તેવા અપક્વ જીવાત્માઓ મોક્ષપ્રાપ્તિ માટે વિડંબનીય ચેષ્ટા કરે છે તો તેઓ કાં તો પાછા પડે છે અથવા પ્રલોભન આવતાં અટકી જઈ બમણી આસક્તિથી કામોપભોગના સેવનમાં પડી જાય છે. આમાં પૂર્વજન્મના સંસ્કારના બળથી અપવાદ હોઈ શકે છે, પણ સામાન્ય રીતે રાષ્ટ્ર કે સમષ્ટિની દષ્ટિએ વિચાર કરતાં તો ઉપરના વિચારો સાચા છે. એટલા જ માટે ઋષિમુનિઓએ ધર્મ પછી અર્થને બીજો પુરુષાર્થ ગણાવ્યો છે.

કામઃ—ભગવાન યોગસમ્રાટ શ્રી કૃષ્ણચંદ્ર ગીતામાં કહે છે કેઃ—

धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ।

હે અર્જુન, પ્રાણી માત્રમાં ધર્મથી અવિરુદ્ધ અર્થાત્ ધર્મને અનુકૂળ એવો કામ હું છું, એટલે જીવનવિકાસમાં અમુક તબક્કે, ધર્મને અનુકૂળ એવી કામના નિન્દ્ય નથી, પણ ઉપાદેય છે. હિન્દુશાસ્ત્રની

દષ્ટિ એક વાત પર ખાસ ભાર મૂકે છે—અને તે એ કે વ્યક્તિની એકેએક ઘડના તેનુ એકેએક આચરણ, સમષ્ટિના હિતને દષ્ટિમા રાખીને જ થવુ જોઈએ, વ્યષ્ટિ એ સમષ્ટિનુ એક ઘટક અગ છે અને તેથી સમાજનું હિત એ વ્યકિતની દરેક ક્રિયાનુ નિયામક બનવુ જોઈએ, તે વ્યકિતનો ધર્મ છે. આથી જ પાશ્ચાત્ય દેશોમા લગ્ન એ અગત, વ્યક્તિગત પ્રશ્ન મનાય છે, જ્યારે ભારતવર્ષના આદર્શ પ્રમાણે લગ્ન પણ સામાજિક ક્રિયા છે, માટે જ તેમા સમાજની, જ્ઞાતિની હાજરી આવશ્યક મનાતી તેમા કેવળ વ્યકિતની પસદગી કે સ્વચ્છદને જ નિયામક ગણવામા આવતો નહિ લગ્નના નિયમબદ્ધ, સમાજહિતકારક જીવનમાથી વ્યકિતએ સમાજને ચરણે પોતાના શ્રેષ્ઠ તત્ત્વોના વારસદાર પ્રતિનિધિરૂપે બાળકને અર્પણ કરવાનુ છે લગ્ન જીવનની કેટલી સયમપૂર્ણ ઉદાત્ત કલ્પના! આવી રીતે ઉત્પન્ન થયેલા બાળકો જ્યારે ભારતવર્ષના નાગરિકો બનતા હતા ત્યારે ભારતનો ભાગ્યોદય મધ્યાકાશમા તપતો હતો. જે માનવીના જીવનમા ધર્મનો પાયો પ્રથમ અવસ્થામાં નખાયો હોય, અને પછીની અવસ્થામા ન્યાયપૂર્વક કમાયલા દ્રવ્ય વડે જ્યા વિહિત, સયમપૂર્ણ કામોપભોગ કરવામા આવતો હોય, ત્યા ગૃહજીવન પણ કેટલુ સુભગ, રમણીય અને પ્રગતિકારક હોય? જેટલા પ્રમાણમા પુરુષમા સયમ અને તપસ્યા, તેટલા પ્રમાણમા તેનો કામોપભોગ સૂક્ષ્મ, ધર્મ્ય અને સતોષજનક. અત્યારે તો સ્થૂલ શારીરિક દષ્ટિએ જોતા પણ ભારતના ઘણા ભાગના લોકોમાં કામોપભોગની શકિત જ રહી નથી—તેઓ એટલા કમતાકાત, નબળી ઈચ્છાશક્તિવાળા અને નિર્વીર્ય ધૃતિવાળા બની ગયા છે, ત્યા સૂક્ષ્મ, તાત્ત્વિક, ધારણાશક્તિવાળુ અને સ્તભનયુકત કામજીવન તો ક્યાથી જ સભવે? તેવા નિર્માલ્ય, વિષયલોલુપ માતપિતાના બાળકો પણ ક્યાથી તેજસ્વી, પરાક્રમશીલ અને બુદ્ધિશાળી હોય? ગર્ભાધાન સસ્કારથી માંડીને જ્યા સર્વે હિતકારી, સયમપૂર્ણ

સરકારોનો ઉચ્છેદ થઈ ગયો હોય, ત્યાં માનપ્રાપ્તિ સ્વામિત્વના અને શક્તિમત્તાના બીજ કેવા ?

ઉપર સૂચવ્યા પ્રમાણે ધર્મના પાયા ઉપર ન્યાયેની અને ન્યાયપૂર્વક પ્રાપ્ત કરેલા ધન દ્વારા સિદ્ધ થયેલી કામપ્રાપ્તિ સિવાય સામાન્ય માનવને માટે વૈરાગ્યની દિશામાં જવું સંભવતું જ નથી નૈસર્ગિક રીતે માનસશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે ઉત્પન્ન થતો કામ આયુની અમુક કાળમર્યાદામાં, સંયમ તથા ન્યાયપૂર્વક ભોગવાતા આપોઆપ શાંત થાય છે—ઇન્ધન ખૂટતા આપોઆપ શાંત થતા અગ્નિની જેમ. અને ત્યાર પછી જ સ્વાભાવિક રીતે ચિત્તશાંતિ અને વૈરાગ્યનો ઉદય થાય છે, અને પછી ક્રમશ મોક્ષપ્રાપ્તિ માટે પ્રયત્ન સંભવે છે, માટે પ્રાચીન ઋષિમુનિઓએ મોક્ષને તૃતીય પુરુષાર્થ ગણ્યો છે

મોક્ષ—ઉપરના વિચારોની સંનિષ્ઠામાં લેતા મનુ ભગવાનનું વિધાન સહેલાઈથી સમજાશે કે—'પોતાને પળિયા આવેલા જોઈ, તથા પુત્રને ઘેર પુત્ર ઉત્પન્ન થયેલો જોઈ ( અર્થાત્, ધર્મ અર્થ અને કામ યથાવત્ સિદ્ધ કર્યા પછી ) પુરુષે પોતાના મનને મોક્ષમાં પરોવવું ' સંયમપૂર્વક મળેલો સદુપયોગ કરીને બુદ્ધિ વડે જો પૂર્વજીવન ગાળવામાં આવ્યું હોય તો વૃદ્ધાવસ્થા અતિશય રમ્ય, ગંભીર તથા રસાળ નીવડે છે. અમેરિકાના વિદ્વાન ડૉક્ટર જે ટી સન્ડરલેન્ડ પણ એ જ મત ધરાવતા હતા તેઓ પોતે પણ ઘણું લાંબુ આયુષ્ય જીવવા ભાગ્યશાળી થયા હતા તેઓના મત પ્રમાણે વૃદ્ધાવસ્થા જીવનની સંધ્યા છે તેમાં અનેક પ્રકારના અનુભવોના પચરંગી પટ પૂરાયા હોય છે તેમાં સોનેરી ગંભીરતા હોય છે વર્ષાઋતુના પૂર ઓસરી ગયા પછી નદીના પાણી જેમ શાંત પડે છે તેવા ચિત્તવૃત્તિના વેગ શમી ગયા પછીની શાન્તિ હોય છે આત્માની પાકી સાખ જેવી તેમાં રસાળતા હોય છે અનુભવવૃદ્ધ, જીવન ખેડેલો તે મહારથી પોતાની સ્મરણની નોંધપોથીમાંથી સમાજને અનેક કટોકટીને પ્રસંગે અમૂલ્ય માર્ગદર્શક સલાહ

આપી શકે છે ભગવતી શ્રુતિની પણ આજ્ઞા છે કે-कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छत समा।। આ જગતમા ( નિષ્કામ ) કર્મો કરતા કરતા પુરુષે પૂરા સો વર્ષ જીવવાની ઇચ્છા રાખવી. એવું જીવન જીવનારાઓના અનેક દૃષ્ટાંતો આપણને ઉપનિષદોમા તથા મહાભારતરામાયણમા મળી આવે છે. આધુનિક જમાનામા પણ કવિસમ્રાટ્ રવીન્દ્રનાથ ટાગોર, મહાત્મા ગાંધી, સર સુરેન્દ્રનાથ બેનરજી, સર ફીરોજશાહ મહેતા, દાદાભાઇ નવરોજજી, કાઠિયાવાડના દિવાન-સન્યાસી શ્રી ગગાભાઈ ઓઝા ઈત્યાદિ અનેક દાખલા મોજૂદ છે.

એમા પણ વાનપ્રસ્થાશ્રમ એ ગૃહસ્થાશ્રમની અવસ્થામાથી સન્યાસાશ્રમની અવસ્થામા જવાનુ વચનુ પગથિયુ છે. વાનપ્રસ્થાશ્રમ સન્યાસી થવાની ઇચ્છા સેવતા મુમુક્ષુ માટે apprenticeship છે. આખા જીવનની અનુભૂતિઓના પરિપાકમાથી બુદ્ધિ શરદ્ ઋતુના આકાશની પેઠે સ્વચ્છ બને છે, શાંત અને સ્થિર બને છે, અને તેમાથી આપોઆપ આતમુર્ખતા તથા વૃત્તિ-નિરોધ સરળ બને છે, માટે જ વેદમા ઋષિઓની પ્રાર્થના જોવામા આવે છે કે—उर्वारुकमिव बन्धनान्मृक्षीय मामृतात्। પોતાના ડીટામાથી પાકું થયેલુ ઉર્વારુનુ ફળ જેવી રીતે ગરી પડે તેમ મને ( જીવનમાથી ) ગરી પડવા દો. તેમા કોઈપણ પ્રકારની વેદના કે પ્રયાસ ન હો. પરિપક્વ ફળ જેમ ડીટામાથી ગરી પડી પોતાનો મોક્ષ મેળવે છે, તેમ મને જીવનના ઝંઝાવાતમાથી અનેક અનુભવોનો પદાર્થપાઠ લીધા પછી, શાન્ત બની, અમરત્વના ખોળામા ખરી પડવા દો. આ રૂપક બતાવે છે કે આ ચાર પુરુષાર્થો જો ક્રમપૂર્વક સિદ્ધ કરવામાં આવે તો તેમાં સફળતા, સ્વાભાવિકતા, અપ્રયત્નસાધ્યતા છે. અને તેમા જ આ ક્રમના યોજક ઋષિ મુનિઓની દીર્ઘદૃષ્ટિતા તથા સહૃદયતા જણાઇ આવે છે.

卐

# ભક્તિમીમાંસા

( ગતાંકથી ચાલુ )

લેખક—સ્વા. શ્રી. માધવતીર્થજી



માન્યતા-૩

પ્રભુની ઇચ્છાથી બન્ને પ્રકારના પદાર્થો—અનેક જાતના પદાર્થોનો નાશ આપણી દૃષ્ટિથી થાય છે; પણ ખરેખરો નાશ થતો નથી. સ્થળ બદલાય છે એટલે બીજી જગ્યાએ અનેક પદાર્થો રૂપે ઉત્પન્ન થાય છે.

ઉત્તર-૩

પ્રભુમાંથી નીકળેલા અનેક પદાર્થોનો નાશ થાય છે છતાં તે બીજી જગ્યાએ રહે છે એમ તમે કહો છો, તો તે બીજી જગ્યાએ પ્રભુ હશે કે નહિ અને તે જગ્યાએ પ્રભુ હોય તો ત્યાં પ્રભુને જોવામાં લાભ છે કે પદાર્થને જોવામાં લાભ છે ? સ્વપ્નમાં ઘણા પદાર્થોનો નાશ થાય છે ને ઘણા ઉત્પન્ન થતા દેખાય છે, અને તમારી માન્યતા પ્રમાણે જો તે માત્ર સ્થળ ફેરવતા હોય તો જાગ્યા પછી એક સ્થળે તે પદાર્થ સાચા તરીકે મળવા જોઇએ; પણ તે પદાર્થ જાગ્યા પછી મળતા નથી, સ્વપ્ન વખતે જેની ઉત્પત્તિ અને નાશ તદ્દન સાચો લાગે છે તેની સ્થિતિ પણ મળવી જોઇએ; પણ જાગ્યા પછી તે મળતા નથી. આ જાગૃત જગતમાં પણ નદીનું પાણી રોજ એને એ મળતું નથી, ઝાડનું ફળ પણ

કાયે હતુ તેવુ આજે રહેતું નથી. જે પદાર્થની સ્થિતિ હોય તેની ઉત્પત્તિ બને, પણ જગતમાં કયા પદાર્થની સ્થિતિ રહે છે ? જો કોઈ પદાર્થની સ્થિતિ નથી તો તે પદાર્થ છે એમ કેમ કહી શકાય ?

### માન્યતા–૪

પ્રભુ અને મનુષ્ય પ્રાણીમાં હું કાંઈ ફેર દેખતો નથી. ફક્ત મોટું નાનુ સ્વરૂપ છે; બાકી બધું એક જ ( જ્ઞાનની દૃષ્ટિએ ) અજ્ઞાનને લીધે જુદુ જુદુ દેખાય છે.

### ઉત્તર–૪

જો પ્રભુ અને મનુષ્યમા કાંઈ ફેર ન હોય તો પ્રભુનો આનંદ મનુષ્યમા આવવો જોઈએ મનુષ્યનો પશુભાવ પ્રભુમા દેખાવો જોઈએ, પણ માણસ વિષયના સુખ માટે તરફડે છે, પ્રભુ તરફડતા નથી, માણસ જન્મે છે અને મરે છે, અને પ્રભુ જન્મતા નથી અને મરતા નથી. માણસમા અજ્ઞાન છે અને પ્રભુમા નથી, માણસ એક જગ્યાએ રહે છે અને પ્રભુ સર્વત્ર રહે છે. તેથી માણસભાવે માણસ જેવો પોતાને માને છે તેવો માણસ અને પ્રભુ એક નથી, છતાં માણસ પોતાનુ સાચુ સ્વરૂપ સમજે અને તે પ્રમાણે રહે તો તેનામાં જે પ્રભુનો સ્વભાવ ગુપ્ત રહેલો છે તે સ્પષ્ટ અનુભવમાં આવતો જાય અને પછી તેને માણસ કહી શકાય નહિ.

ઉપરના વિવેચન ઉપરથી જણાઈ આવશે કે તમારી માન્યતા જોઈએ તેટલી ચોખ્ખી નથી. તમે બરાબર વિચાર કર્યો નથી. જે પ્રભુ સર્વને આશ્રય આપનાર છે તેનો સ્વભાવ સત્સંગથી અને આત્મજ્ઞાનથી બરાબર ઓળખી લેવો અને તે સ્વભાવ આપણા કર્મ દ્વારા પ્રગટ રાખવો એ ખરા ભક્તની ભક્તિનું મુખ્ય લક્ષણ છે.

જે પ્રભુ સાથે તમારો નિત્ય સંબંધ છે તે તમારી ક્રિયામાં અબાધ્ય દેખાવો જોઈએ. એ સંબંધ ન રહે તો બીજાને તમારી પાસેથી પ્રભુનો પરિચય મળશે કે સાધારણ માણસનો પરિચય મળશે

તમારી છેલ્લી માન્યતા પ્રમાણે ભિન્ન દેખાવમાં જે પ્રભુની અભિન્નતા નિત્ય સિદ્ધ રહે છે ત્યાં શુદ્ધ પ્રેમથી તે અભિન્ન ભાવનો પરિચય જો તમે ન આપી શકો, તો તમારી માન્યતા સાચી છે તેનું પ્રમાણું શું ?

થોડી વાર રહેવું, જીવવું એ કોઈને પસંદ નથી. થોડી વાર જીવન લંબાય તો ઠીક એવું સૌને ગમે છે. તો જે ચેતનાથી યુક્ત રહેવાથી હંમેશનું રહેવું બની શકે છે તેનો સંબંધ અવશ્ય રહેવો જોઇએ, અને એવો સંબંધ થાય તો આપણે નથી રહેવાના એવું કદી બનતું નથી. તેમાં અસંભાવના અને વિપરીત ભાવનાને અવકાશ નથી અથવા અવકાશ આપવો જોઇએ નહિ.

બધાનું રહેવું જે તે પરમાત્માની અંતર્ગત છે: અને જો તે જ સર્વત્ર સદા રહેલા છે તો આપણું જીવન એવું જોઇએ કે તેનો પરિચય-લઈ શકાય અને દઈ શકાય. અને એવું થાય તો જ કહી શકાય કે પરમાત્મા જ રહેલા છે. પણ જ્યાં એ વાત ભૂલી જવામાં આવે છે ત્યાં લોકોને અને તમને તમારી પાસેથી સાધારણ માણસ મળે છે, અને તમારી પાસે પ્રભુ છે છતાં મળતાં નથી. માટે જે પ્રભુ સર્વનો આધાર છે, જે તમારી પાસે હંમેશાં છે, એનો પરિચય દેવો એ તમારું મુખ્ય કામ હોવું જોઇએ.

જેનો નિત્ય સંબંધ બની રહેલ છે તેનું સતત ભાન રહેલું હોય તો તેનો પરિચય આપણા કામથી મળવો જોઇએ એવો ભાવ રાખી શકાય ત્યારે તે અવિનાશી પરમાત્માને આપણી સામે પ્રગટ થવું પડે છે. પણ જ્યાં પ્રભુનું વિસ્મરણ રહે ત્યાં માત્ર કલ્પિત જીવનની અજ્ઞાનમય દશા દેખાય છે અને તે પ્રભુનું રહેવું જણવામા આવતું નથી.

તેથી તેના સંબંધને અનુરૂપ થાય તેવો વ્યવહાર જોઇએ. જો ભગવાનને બરાબર જાણ્યા નથી તો કયા જ્ઞાનનો પરિચય આપશો ?

તેથી જે વ્યવહારમા જ્ઞેય રૂપી પરમાત્માનો આવિર્ભાવ થતો નથી ત્યા જ્ઞાનનો અસભવ જણાય છે જો વ્યવહાર સાચા જ્ઞાનપૂર્વક હોય તો અને આપણા જીવનમા તેની જરૂરીઆતનો નિશ્ચય બરાબર કરી લીધો હોય તો આપણા કર્મમા તેનો આવિર્ભાવ થયા વગર રહેશે નહિ

માટે ભગવાનની જરૂર તમારા વ્યવહારમા તમને કેટલી લાગે છે તે નક્કી કરી લેવુ જોઇએ પરણેલી સ્ત્રીનો પતિ પરોક્ષ હોય તો તેનુ કામ ચાલતુ નથી તેમ ભગવાન પરોક્ષ હોય તો અને તેનો સબધ નિત્ય રહેતા ન હોત તો ખોટો વ્યવહાર થશે તેથી હૃદયમા જે પ્રભુ પ્રાપ્ત છે તેને અનુસાર આચરણ રાખવાથી જ તેનો પરિચય મળી શકશે ભાવ એવો હોય તો બધુ એક જ છે, જ્ઞાન એવુ હોય તો બધુ એક જ છે, પણ જો તે પ્રમાણે વર્તન ન થાય તો તે ભાવનો પરિચય તમને અને બીજાને શી રીતે મળશે ? જડ વસ્તુ આપણને મદદ કરી શકતી નથી, પણ ચેતન માટે એવી રાહ રાખવી એ નાસ્તિક ભાવ જેવુ છે. ચેતનનુ રહેવુ જેવુ છે તેવુ છે આપણે જે કામને લાયક થયા તેનુ કામ ચેતન આપણી પાસેથી લેશે જો દરેક કામમા આપણે પ્રભુનો પરિચય માગીએ તો તેના જ્ઞાનથી રહેવાથી તેવો પરિચય જરૂર મળશે

પ્રભુને આ પ્રકારે રહેવામા શી આપત્તિ છે ? રહે છે કેવળ તે માત્ર એ પ્રમાણિત કરવુ એ આપણો ધર્મ છે બીજા કોઇ વિચારથી ભય કે ઇચ્છા ચિત્તમા પેસી ન શકે એ જ ભક્તના જીવનનુ આશ્ચર્ય છે જ્યા ભય અને ઇચ્છા રહે છે ત્યા પ્રભુ હોવા છતા દેખાતા નથી

મોઢેથી બોલવુ કે હુ ભગવાનમા માનુ છુ છતા પોતાના જ્ઞાન મા ભિન્ન સત્તાનો વિચાર રહી જાય તો એક ભગવાન હોવા છતા તેનાથી ભિન્ન બીજુ કાંઈ માનવાથી સાચા ભગવાન માન્યતામા નથી, તો મનની ગમે તે ભગવાનનુ સ્વરૂપ રહેવાથી નમારી કે પતાના ભગ

વાન મળશે કે ખરા ભગવાન મળશે ?

મનથી માનેલા ભગવાન એ વાસ્તવમાં સાચા ભગવાન નથી તો મળશે શું ? હોય તો મળે ને ? મહેનત કરતાં પણ મળશે નહિ.

જો બધી જગ્યાએ ભગવાન છે તો જુદા રહેવાની જગ્યા આપણને કયાં મળી અને તેનો સ્વભાવ પ્રગટ થવાને બદલે બીજો સ્વભાવ કેમ પ્રગટ થઇ જાય છે ?

પ્રભુને સ્વીકાર્યા વગર-તેનો ઉપયોગ આપણા જીવનમાં કર્યા વગર માત્ર અહંકારી ભાવથી રહેવાથી મિથ્યા જીવનનો પરિચય મળે છે.

આપણને ભગવાન મળેલા છે એ જ્યા સુધી પ્રગટ ન થાય, બીજાના જીવનમાં દષ્ટિ ચાલી જાય, પોતાના નિત્ય રહેવામાં રહે નહિ, તો આપણું રહેવું ભગવાનને આધારે સિદ્ધ થતું નથી અને જીવનમાં જે નવીનતા આવવી જોઇએ તે આવશે નહિ. સામાન્ય ચેતન એ તો માયાના ગુણની એક પ્રગટ અવસ્થા છે. જે કર્મથી પ્રભુ સિવાય બીજું કાંઇ મળે નહિ, કારણ કે બીજું કાંઇ છે નહિ, તે કર્મ જ કર્મ છે અને એવાં કર્મ કરવાં એ જ ભક્ત જીવન છે.

ભક્તની સાથે ભગવાનને રહેવું એ ખાસ જરૂરી છે એ તો બધાએ માનવું પડશે. તેથી માયાની દશામાં પણ તેનો સંબંધ રાખી તેને પ્રગટ રાખવા અને તેનો પરિચય આપવો એ જરૂરનું છે.

ભક્ત તો ભગવાન સિવાય બીજા કોઇને જાણતો નથી, કારણ કે એના વિના બીજું કોઇ છે નહિ, અને એવા જ્ઞાનવાળા જ ભક્ત કહેવાય છે. આપણી જગ્યાએ પરમાત્મા હોય તો તે કેવું વર્તન રાખે એમ સમજીને તે પ્રમાણે વર્તવું જોઇએ. એવી ભાવનાથી રહેવાય તો જ ભગવાનનું રહેવું અને તેની અંદર ભક્તનું રહેવું સિદ્ધ થઇ શકશે.

ધનવાન પાસે ધન હોય તે સ્વાભાવિક છે, ઉપયોગનો વખત આવતાં ધનનો ઉપયોગ થાય છે તો જ્ઞાનવાળાના જ્ઞાનનો ઉપયોગ પણ

સ્વાભાવિક છે. ધનવાળો વખત મળ્યે ધનનો ઉપયોગ ન કરે તો તેનું ધન શા કામનું ?

વ્યવહારથી ભગવાનનું અસ્તિત્વ સિદ્ધ નથી પણ ભગવાન છે માટે તે ભાવનો વ્યવહાર થવો જોઈએ. આપણે ભગવાનની સાથે છીએ એ વ્યવહારથી બતાવવાનું છે. એવી ભાવના જ્યાં હોય ત્યાં ભગવાનને ભક્ત સાથે વ્યવહારમાં રહેવું પડે છે. ત્યારે જ ખરું જીવન સમજાય છે અને આખું જીવન ભગવદ્‌સેવારૂપ થાય છે.

( અપૂર્ણ )



જાગ્રતી વખતે હું આત્મરૂપ સમુદ્રનો તરંગ છું એવી ભાવના કરતો અથવા બેઠો હોય ત્યારે હું જ્ઞાનરૂપ સૂત્રમાં પરોવાયેલો છું એમ સમજતો, ઇન્દ્રિયોના વિષયોની પ્રતીતિમાં હું આત્માના દર્શનથી આનંદ પામ્યો છું એવું માન્યા કરતો અને સૂતી વખતે હું સુખસાગરમા ડૂબી ગયો છું એવો અનુભવ કરતો મુમુક્ષુ પોતાનું આયુષ્ય એવી રીતે વ્યતીત કરે તો એ નક્કી દેહધારીઓમાં અંતરાત્મામાં જ સ્થિતિ રાખનારો છે."

શતશ્લોકી -૧૨

# શ્રી લઘુવાસુદેવ મનન

(ગતાંકથી ચાલુ)

卐

## એકાદશ વર્ણક

હવે આ એકાદશ વર્ણકમાં આત્માના સત્, ચિત્, અને આનંદ-રૂપપણાનું ચોથું લક્ષણ કહીએ.

**આત્માની સત-ચિત અને આનંદરૂપતા.**

શિષ્યઃ-આત્માનું સત્-રૂપ, ચિત્-રૂપ, અને આનંદ-રૂપ કેવી રીતે સિદ્ધ થાય છે ?

ગુરુઃ-ત્રિકાળમાં પણ જેનો કોઇનાથી બાધ ન થતાં જે એકરૂપે રહે, તે સત્નું લક્ષણ છે, અને એ લક્ષણ આત્મામાં છે.

શિષ્યઃ-એમાં કાંઈ પ્રમાણ છે ?

**સત્નું વિવેચન.**

ગુરુઃ-આ પ્રાપંચિક સૃષ્ટિની પૂર્વે "સત્ માત્ર હતું" "આત્મામાંથી આકાશ થયું," ઇત્યાદિ વેદાન્ત-શાસ્ત્રનાં વાક્યો એમાં પ્રમાણ છે. વળી મનુષ્ય માત્રને એવો અનુભવ થાય છે એ પણ પ્રમાણ છે.

શિષ્યઃ-ધનાઢ્ય, દરિદ્ર, કર્મી, ભક્ત, મુમુક્ષુ એમ બધા મનુષ્યોને શું એવો અનુભવ હશે ?

ગુરુઃ-હા, સાંભળ. "મેં પૂર્વજન્મમાં સત્પાત્રોને જે કાંઇ આપ્યું તેથી આ જન્મમાં હું ઐશ્વર્યનો અનુભવ કરું છું. આ જન્મમાં

જો કાઈ આપુ તો એનો આવતા જન્મમા અનુભવ કરીશ," એવો ધનાઢય પુરૂષને અનુભવ હોય છે "મે પૂર્વજન્મમા સત્પાત્રને કશુ એ નહોતુ આપ્યુ, તેથી આ જન્મમા હું દરિદ્રતા ભોગવુ છુ, આ જન્મમા હુ કાઈ નહિ આપુ તો આગલા જન્મમા પણ દરિદ્રતા જ ભોગવવી પડશે" એવો દરિદ્રનો અનુભવ હોય છે "પૂર્વજન્મમા મે સત્કર્મોનુ અનુષ્ઠાન કર્યુ હતુ તેથી એ વાસનાથી આ જન્મમા પણ હુ સત્કર્મના અનુષ્ઠાનમા પ્રવૃત્ત થઈશ, અને તેનાથી ભાવિ જન્મમા પણ સ્વર્ગમા દેવપદ પ્રાપ્ત થશે," એવો કર્મીઓનો અનુભવ હોય છે "પૂર્વજન્મમા મે ભગવાનની ઉપાસના કરી હતી તેથી એ જ વાસના વડે આ જન્મમા પણ મારામા ભગવદ્ભક્તિ છે, અને એના વડે જ ભાવિ જન્મમા સાલોક્યાદિ મુક્તિ વૈકુઠાદિ લોકમા હુ અનુભવીશ" એવો ભક્તનો અનુભવ હોય છે "અનેક જન્મમા બ્રહ્માર્પણ બુદ્ધિથી મે કર્મો કર્યા છે, તેને લીધે આ જન્મમા વિવેક વગેરે ચાર સાધન શ્રી સદ્ગુરુ, શ્રવણાદિ ત્રણ સાધન અને આત્મજ્ઞાન મને પ્રાપ્ત થયા છે, અને હવે પછી મારે (ભાવી) જન્મ નથી, હુ કૃતકૃત્ય છુ" એવો મુમુક્ષુને અનુભવ થાય છે આવી રીતે મનુષ્ય માત્રને ત્રણે કાળમા "હુ છુ" એવો અનુભવ છે, એ ઉપરથી જણાય છે કે આ દેહમા અધ્યસ્ત થયેલા દેહનો જ નાશ થાય છે, આત્માનો કદી પણ નાશ થતો નથી તેથી આત્મા ત્રિકાળમા પણ અબાધિતપણે અને એકરૂપે વિદ્યમાન રહેતો હોવાથી આત્માની સત્-રૂપતા સિદ્ધ થાય છે

શિષ્ય—હે સ્વામી ! અનુભવથી આત્માનુ સત્-રૂપપણુ કહ્યુ, પણ યુક્તિથી કેવી રીતે સિદ્ધ થાય છે ?

ગુરુ—સાભળ, યુક્તિથી વિચાર કરી જોતા પણ આત્માની સત્-રૂપતા સિદ્ધ થાય છે આ સસારમા આપણે વિદ્યમાન છીએ કે નહિ એમ વિચાર કરતા આપણે વિદ્યમાન છીએ એવુ જણાય છે કારણ કે સર્વને 'હુ આ સસારમા છુ" એવો અનુ

ભવ થાય છે, અને આપણે દેહધારી છીએ કે દેહરહિત એમ વિચારતા સર્વને શરીર છે તેથી દેહરહિત નહિ, પણ દેહધારી છીએ એવુ જણાય છે વળી આ શરીર શાથી આવી મળ્યુ છે એમ વિચાર કરતા નિશ્ચય થાય છે કે એ કર્મમાથી ઉત્પન્ન થયુ છે

શિષ્ય –એ કર્મ આપણુ કે અન્ય કોઇનુ ?

ગુરુ –આપણુ જ છે એમ કહેવુ જોઇએ એક [વ્યક્તિ]ના કર્મથી બીજાને સ્વર્ગપ્રાપ્તિ થતી હોય એવુ કદ અનુભવી શકાતુ નથી નહિ તો એકના કર્મથી બીજો સ્વર્ગાદિની પ્રાપ્તિ કરી શકે. દૃષ્ટાન્ત તરીકે બ્રાહ્મણના યજ્ઞથી શૂદ્રને સ્વર્ગ પ્રાપ્ત થાય અને પૂર્વે બ્રહ્મર્ષિ શુકદેવે કરેલી સમાધિ ( મોક્ષ )થી આપણને બધાને વિદેહમુક્તિ થવી જોઇએ [ પણ એમ જણાતુ નથી ] એટલા માટે આપણા કર્મથી જ આપણુ શરીર બન્યુ છે એમ કહેવુ જોઇએ

શિષ્ય –ત્યારે આ શરીરને ઉત્પન્ન કરનાર કર્મો આ જન્મમા કર્યા છે કે પૂર્વજન્મમા કર્યા હશે ?

ગુરુ –વિચાર કરતા સમજાય છે, કે પૂર્વજન્મમા કર્યા છે એમ જ કહેવુ જોઇએ આ જન્મના કર્મથી આ શરીર ઉત્પન્ન થયુ છે એમ માનીએ તો ( કર્મના ) પહેલા આ ( શરીર )નો અભાવ હતો તેથી આ ( શરીર )ને આ ( શરીર )નુ જ કારણ માની શકાતુ નથી પૂર્વજન્મમા કર્મ કરતી વખતે આપણે વિદ્યમાન હતા કે નહિ, એમ વિચાર કરતા સમજાય છે કે આપણે વિદ્યમાન હતા વિદ્યમાન ન હોઇએ, તો કર્મ કરવાનુ જ બની શકે નહિ તે વખતે આપણુ શરીર હતુ કે નહિ એમ પૂછીએ તો શરીર પણ હતુ એમ નક્કી થાય છે, કારણ કે શરીર ન હોય તો કર્મ કરી શકાતા નથી. એ શરીર પણ તેનાથી પૂર્વજન્મના કરેલા કર્મથી બનેલુ, એ શરીર તેની પહેલા કરેલા કર્મથી બનેલુ, એમ વિચારી જોતા નિર્ણય થાય છે કે તે પહેલાંના જન્મમા કરેલા કર્મથી ઉત્પન્ન થયેલુ હોવુ જોઇએ આવી રીતે પુન પુન વિચાર

કરી જોતા કર્મ અને શરીરનુ પ્રવાહરૂપે અનાદિપણુ સિદ્ધ થાય છે એ બન્ને ( શરીર અને કર્મ )ને ધારણ કરનારો આત્મા આકાશની પેઠે સાક્ષાત્, મુખ્ય અને સ્વરૂપે પણ અનાદિ છે એમ સિદ્ધ થાય છે. આવી રીતે ભૂતકાળ અને વર્તમાનકાળમા યુક્તિથી એ સત્-રૂપ છે એમ સિદ્ધ થાય છે

હવે ભવિષ્યમાંનમા પણ આત્માનુ સત્-રૂપ યુક્તિથી સિદ્ધ કરીએ આ પહેલાના જન્મોમા શ્રવણ મનન વગેરે ( સાધન ) ન કરતા મુખ્ય બુદ્ધિ વડે કર્મનુ જ અનુષ્ઠાન કરવાથી આ જન્મ અને શરીર પ્રાપ્ત થયા છે હવે આ જન્મમા કરવા કર્મ આ પછીનો બીજો જન્મ અપાવશે તેમા કરવા કર્મથી ત્યાર પછીનો જન્મ પ્રાપ્ત થશે, એમ પુન પુન વિચાર કરતા કર્મ અને શરીરના પ્રવાહનો ભવિષ્યત્ કાળમાં અન્ત જ આવે એમ નથી. તત્ત્વજ્ઞાનથી જ્યારે કર્મ ક્ષીણ થાય છે ત્યારે જ શરીર ઉત્પન્ન થતુ નથી. તે બન્નેની સાથે સબધ ધરાવનાર આત્મા બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય ત્યા સુધી, શરીરના ઉત્પત્તિ અને નાશનો અનુભવ કરતા કરતો શરીરની સ્થિતિ કાળે સુખદુઃખ અનુભવતો સ્થાવર પદાર્થ પર્યન્ત અધોલોકમા અને ઉર્ધ્વલોક સુધી બ્રહ્મલોક પર્યન્ત પરિભ્રમણ કર્યા કરે છે, પણ નષ્ટ થતો નથી

તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થયા પછી અવિદ્યા, કામ અને કર્માદિનો પણ નાશ થવાથી દુઃખના કારણનો પણ અભાવ થાય છે, એટલે સ્વસ્વરૂપના આનન્દનો અનુભવ કરનો વિદેહમુક્તિમા સુખપૂર્વક સ્થિતિ કરે છે આવી રીતે ભવિષ્યત્કાળમા પણ આત્મા કદાપિ અસત્ સિદ્ધ થતો નથી, કિંતુ યુક્તિ વડે સદા સત્ રૂપે જ સિદ્ધ થાય છે. આવી રીતે ત્રિકાળમા આત્મા તો વિદ્યમાન રહે છે, તેમ જ પરમાર્થ દૃષ્ટિએ એ અબાધિત છે. તેથી એની એકરૂપતાને લીધે એનુ સત્-રૂપ સિદ્ધ થયુ. અનેક પ્રલયો થાય છે ત્યારે તેમ જ અનેક પ્રપચ ( સૃષ્ટિ ) નો નાશ થયા છતા પણ એ સ્વય અવિનાશી રહે છે, એમ શ્રુતિ, યુક્તિ

અને અનુભવ દ્વારા આપણે જોયું. તેમ જ એમ પણ જણાયું કે સૃષ્ટિ સ્થિતિ અને સંહાર કેવલ પ્રપંચ (સૃષ્ટિ) નો જ થાય છે, પણ આત્માનો થતો નથી. તેથી ત્રણે કાલમાં એકરૂપપણા અને અબાધિતપણાં વડે આત્મા સત્-રૂપ છે એમ જાણજે.

શિષ્ય:—હવે આત્માના ચિત્-રૂપપણામાં શું પ્રમાણ છે ?

**ચિત્‌નું વિવેચન**

ગુરુ:—સૂર્ય વગેરે અન્ય સાધનોની અપેક્ષા રાખ્યા વિના પોતે સ્વયંપ્રકાશમાન હોવાથી પોતાનામાં આરોપિત થયેલા સમસ્ત જડ પદાર્થોને જે પ્રકાશે તે ચિત્-રૂપ કહેવાય છે; અને આત્મામાં એ ચિત્-રૂપપણાનું લક્ષણ છે.

શિષ્ય:—કેવી રીતે ?

ગુરુ:—ગાઢ અંધકારમાં પણ આત્મા અન્ય [પ્રકાશ] ની અપેક્ષા રાખ્યાં વિના સ્વયં પ્રકાશિત રહે છે;* તેમ જ પોતાનામાં આરોપિત કરેલાં બાલ્ય, યૌવન અને વૃદ્ધાવસ્થા, તેમ જ એ અવસ્થાઓના કામકાજને પણ અન્ય [પ્રકાશ] ની અપેક્ષા રાખ્યા વિના સારી રીતે પ્રકાશે છે, તેથી આત્મા ચિત્-રૂપ છે એમ સિદ્ધ થાય છે.

શિષ્ય:—આપણામાં સર્વજ્ઞતા ન હોવાથી સર્વ પદાર્થોને આપણે પ્રકાશિત કરીએ છીએ એમ કહેવાય ?

ગુરુ:—આન્તર અને બાહ્ય એમ પ્રપંચ બે પ્રકારનો છે. એ બન્ને પ્રકારનો પ્રપંચ આપણા વડે જ પ્રકાશિત થાય છે. આપણે એના વડે પ્રકાશિત થતા નથી.

શિષ્ય:—તે કેવી રીતે ?

ગુરુ:—સાંભળ, કહું છું. પૃથિવી, જલ, અગ્નિ, વાયુ અને આકાશ એ પંચભૂતો; શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયો; પંચીકરણ પામેલાં એ પંચભૂતો, સમસ્ત બ્રહ્માંડ, ચતુર્દશ ભુવનો, ચાર પ્રકારનાં સ્થૂલ શરીર (જરાયુજ, અંડજ, સ્વેદજ, ઉદ્ભિજ્જ), વિવિધ પ્રકારનાં નામ, રૂપ, ગુણ, ધર્મ, વિકાર અને શક્તિને આશ્રયે

રહેલો એ બાહ્ય પ્રપંચ અને તેના અનેક પ્રકારે વિભક્ત થયેલા બીજા અવાન્તર ભેદોને પ્રમાણો વડે આપણે જાણીએ છીએ.પણ એ [પ્રપંચ] આપણને જાણતો નથી. ઉપરાંત અન્તર્મુખ થઇને વિચાર કરી જોતાં સિદ્ધ થાય છે કે ઉલટા આપણે એ બાહ્ય પ્રપંચને પ્રકાશિત કરીએ છીએ.

શિષ્ય:–ત્યારે આન્તર પ્રપંચને આપણે કેવી રીતે પ્રકાશિત કરીએ છીએ.

ગુરુ:—તે પણ સાંભળ, અન્નમય કોશથી માંડીને જીવન્મુક્તિ પર્યન્તનો આન્તર પ્રપંચ પણ ભિન્ન ભિન્ન રીતે અનેક પ્રકારનો છે. "આ અન્નમય, આ પ્રાણમય, આ મનોમય, આ વિજ્ઞાનમય, આ આનન્દમય, આવી રીતે પંચકોશ." "આ સ્થૂલ શરીર, આ સૂક્ષ્મ શરીર, આ કારણ શરીર એમ આ ત્રણે શરીર," "આ ૭ સાત-વિકાર, આ ૭ કોશ, આ ૭ ઉર્મિઓ, આ અંધાપો, આ મંદ દૃષ્ટિ, આ ચપલતા, આ રાગ, આ દ્વેષ, આ ત્રણ પ્રકારના કરણ, આ અન્ત:કરણ" "આ જાગ્રત, આ સ્વપ્ન, આ સુષુપ્તિ એમ ત્રણ પ્રકારની અવસ્થાઓ:" "આ જ્ઞાનેન્દ્રિય પંચક, આ કર્મેન્દ્રિય પંચક, આ પ્રાણપંચક, આ ઉપપ્રાણપંચક, આ મન, આ બુદ્ધિ, આ ચિત્ત, આ આ અહંકાર, આ સંકલ્પ, આ નિશ્ચય, આ અવધાન, (ચિંતન), આ અભિમાન, આ વિશ્વ, આ તૈજસ, આ પ્રાજ્ઞ" એવી અવસ્થાઓ-વાળો," તેમ જ "આ પ્રાતિભાસિક, આ વ્યાવહારિક, આ પારમાર્થિક આ સાત્વિક, આ રાજસ, આ તામસ, આ સુખ, આ દુ:ખ, આ જ્ઞાન, આ અજ્ઞાન, આ પ્રિય, આ અપ્રિય, આ ઉપેક્ષા, આ સાધન ચતુષ્ટય, આ મૈત્રી ચતુષ્ટય, આ અષ્ટાંગ યોગ, આ શ્રવણ, આ મનન, આ નિદિધ્યાસન, આ સમાધિ," તેમ જ "આ પ્રમાણ, આ આ પ્રમેય, આ પ્રમાતા, આ ત્રિતાપ, આ આધિ, આ વ્યાધિ, આ આરોગ્ય, આ ભક્તિ, આ વૈરાગ્ય, આ મન્દ, આ તીવ્ર, આ તીવ્રતર,

આ સગુણ ઉપાસના, આ મનોનાશ, આ વાસનાક્ષય, આ વિદેહ-મુક્તિ, આ જીવન્મુક્તિ." એવી રીતે વિવિધ પ્રકારના નામરૂપ ગુણ-વિકાર અને શક્તિને આશ્રયે રહેલા આ સમસ્ત આન્તરપ્રપંચને પૃથક્ પૃથક્ જુદો પાડીને આપણે જાણી શકીએ છીએ, એ આન્તર પ્રપંચ આપણને જાણી શકતો નથી; સમ્યક્ દૃષ્ટિથી વિચાર કરી જોતા, આ આન્તર પ્રપંચને આપણે જાણીએ છીએ, તેથી આત્માના ચિત્-લક્ષણના સદ્‌ભાવને લીધે એ ચિત્‌રૂપ છે એમ સિદ્ધ થાય છે.

**આત્માને જાણવાનું સાધન; મન**

શિષ્ય:—એ ચિત્-રૂપ આત્માને તો કોઈ જાણી શકતુ નથી, એમ આપે પહેલા કહ્યું હતું એનુ કેમ? મન વડે સકલ પદાર્થનુ જ્ઞાન થાય છે, તો પછી આત્માને પણ મન વડે જાણી શકાતો હશે ?

ગુરુ—સાભળ; મન ઉત્પત્તિ વિનાશવાળુ, સંકલ્પ રૂપ, પરિચ્છિન્ન અને ઘડાની પેઠે પંચભૂતનું કાર્ય છે; તેમ જ કામાદિ વિકારથી કલુષિત થયેલું અને સ્મૃતિ વિસ્મૃતિવાળું છે. એવા મનને જડ અને પોતાના પ્રકાશ વિનાનું જાણવું જોઈએ. એ મન પણ ચિત્ વડે ઓળખાય છે તેથી આવી જાતનું જડ મન સ્વપ્રકાશ ચિત્—સ્વરૂપ આત્માને કેવી રીતે જાણે ? કોઇ પણ રીતે ન જ જાણી શકે એમ સમજ.

(અપૂર્ણ)

卐

# कोऽहम्–હું કોણ છું ?

(બીજા અંકથી ચાલુ)

લેખક–શ્રી રમણીક એ. મહેતા



મને તેમ પણ આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય પ્રતિપળે જણાય છે. એક વાર જગતનો લય થયા પછી દીર્ઘકાળ સુધી પર્યતી જગત્ ઉત્પન્ન ન થાય તો તે મહાપ્રલય કહેવાય છે, અને કેવળ જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ જ રહે છે. જો આમ છે તો પછી શ્રુતિવાક્ય પર આધાર રાખી મહાપ્રલય થાય છે એમ જો સ્વીકાર કરીએ તો તેમા કોઈ દોષ નથી. પ્રતિ મૂહૂર્તે જગતની ઉત્પત્તિ અને વિનાશ પ્રમાણિત થઈ શકે છે. નિષ્ક્રિય જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ કેવળ સાક્ષિરૂપે દ્રષ્ટા છે તે સૃષ્ટિ એ કરતો નથી તેમ વિનાશ પણ કરતો નથી. આથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય જેવુ કંઈ હોતુ નથી વળી કારણ વ્યતીત કાર્યનો સંભવ નથી. જગત્ પૂર્વે ન હતું, વર્તમાનમા નથી અને ભવિષ્યમા પણ હશે નહિ. એક અદ્વિતીય બ્રહ્મ સિવાય કંઈ પદાર્થ નથી. વારુ, હવે બ્રહ્મ-દર્શન–બ્રહ્મપ્રતીતિ–ભ્રમથી થતી નથી, આથી એમ સ્વીકાર કરવુ પડશે કે તે આત્મપ્રતિબિંબને જ જગદાકારે જુવે છે. અર્થાત્ કે માયા-શક્તિના એક પછી એક ભિન્ન ભિન્ન ક્રિયારૂપ દર્શનસમૂહ–ભિન્ન ભિન્ન આત્મપ્રતિબિમ્બ તેના વડે જોવાય છે–બ્રહ્મ અનાદિ અનંત

કાળથી, અનંત માયાશક્તિના અનંત ભાવે, ક્રિયારૂપ, અનંત દર્પણમાં, અનંત જ્ઞાનશક્તિના કે દર્શન શક્તિના અનંત નયન દ્વારા અનંત આત્મપ્રતિબિમ્બ અનંત ભાવે દર્શન કરે છે–જુવે છે–બ્રહ્મ અનંત આત્મદર્શન કરે છે.

" सत्यंज्ञानंमनंतंब्रह्म " ॐ एकमेवाद्वितीयम्

આપણે બ્રહ્મની જ્ઞાનશક્તિનો ઉલ્લેખ કરી ગયા છીએ. હમણાં તેની માયાશક્તિનો ઉલ્લેખ થયો એનું તાત્પર્ય શું છે ?

જ્ઞાનશક્તિ અને માયાશક્તિને એક જ શક્તિ સમજવી. અને આ શક્તિ બ્રહ્મથી કોઇ ભિન્ન પદાર્થ નથી અર્થાત્ કે આ શક્તિ બ્રહ્માતિરિક્ત કોઈ સ્વતંત્ર પદાર્થ નથી. બ્રહ્મ અને શક્તિ એક અને અભિન્ન છે. બ્રહ્મ છે ' एकमेवाद्वितीयम् ' જ્ઞાનસ્વરૂપ, જ્ઞાતા વા દ્રષ્ટા છે, તે સમજાવવા માટે ભાષામાં એવો પ્રયોગ કરીએ છીએ કે બ્રહ્મની જ્ઞાનશક્તિ છે. વાસ્તવિક રીતેઃ જ્ઞાનશક્તિ બ્રહ્મથી અતિરિક્ત કોઇ સ્વતંત્ર પદાર્થ નથી.–અસીમ જ્ઞાનશક્તિ જ બ્રહ્મ છે તે પ્રમાણે બ્રહ્મ માયાવી છે. તે સમજાવવા માટે ભાષામાં બ્રહ્મની માયાશક્તિ છે એમ કહેવામાં આવે છે. ( માયાવી–માયા કરે છે કંઇ કાર્ય થાય છે વા વસ્તુ ઉત્પન્ન થાય છે એવો એનો અર્થ નથી. માયાથી અવસ્તુ પ્રતિબિમ્બ જ જણાય છે ). ઉપર કહ્યું તેમ બ્રહ્મથી અતિરિક્ત માયા નામે કોઇ પદાર્થ જ નથી–અસીમ માયા શક્તિ એ જ બ્રહ્મ. શક્તિ એકથી અલગ બે થઇ શકતી નથી માટે બ્રહ્મ એ જ શક્તિ અને શક્તિ એ જ બ્રહ્મ. અને બ્રહ્મ તો એકમેવાદ્વિતીયમ છે. આથી જ્ઞાનશક્તિ અને માયાશક્તિ એક જ છે. શક્તિ એક છે તેથી શક્તિની ક્રિયાના બાધકાભાવે શક્તિ અસીમ છે. શક્તિ શબ્દનો પ્રયોગ અસીમ શક્તિનો બોધક છે; જો કે શક્તિ એક છે પણ તેની ક્રિયા દ્વિવિધ છે. આથી કરીને શક્તિને એક વખત 'જ્ઞાનશક્તિ' અને બીજી વખતે ' માયાશક્તિ ' કહેવામાં આવે છે. ' જ્ઞાનશક્તિ ' એ શબ્દના પ્રયોગથી એમ સમજવાનું કે બ્રહ્મ જ્ઞાતા, દ્રષ્ટા છે અને 'માયાશક્તિ'

માફક સર્વ મિથ્યા છે–માત્ર પ્રતિબિમ્બ છે જગત્ બ્રહ્મપ્રતિબિમ્બ છે, એથી ઈશ્વર બ્રહ્મપ્રતિબિમ્બ છે વિરાટ બ્રહ્મપ્રતિબિમ્બ છે અને જીવ પણ બ્રહ્મપ્રતિબિમ્બ છે.

અત્યાર સુધી કેવળ બ્રહ્મ અને જગતના વિષે ઉલ્લેખ જોયો હમણા ઈશ્વર, વિરાટ અને જીવનો પણ ઉલ્લેખ થયો ત્યારે હવે ઇશ્વર એટલે શુ ? વિરાટ એટલે શુ અને જીવ એટલે શુ ?

બ્રહ્મમાયાશક્તિના ક્રિયારૂપ જ્ઞાનદર્પણમાં પોતાને જ ક્ષુદ્ર પાંચ ભૌતિક દેહરૂપ આત્મ પ્રતિબિમ્બ સ્વરૂપે જુવે છે આ પ્રતિબિમ્બ સ્વરૂપ બ્રહ્મ એ જ જીવ આવા અસંખ્ય પ્રતિબિમ્બો જ્ઞાનદર્પણમાં દેખાય છે આ પ્રતિબિમ્બો પર આત્મલીલાવશે અથવા આત્મ પ્રકૃતિને અનુયાયી પૃથક્ અહંકાર પડવાથી એક એક પ્રતિબિમ્બ પોતાને સ્વતંત્ર ભાવે "હુ" એમ સમજે છે અને અન્યોન્ય 'પ્રતિબિમ્બને "પર" સમજે છે. હુ (બ્રહ્મ) જીવદેહ રૂપ આત્મ પ્રતિબિમ્બે જ્ઞાન દર્પણમાં જુવે છે માત્ર એક જ્ઞાનદર્પણમા સમુદાય દેહરૂપ પ્રતિબિમ્બ એકી વખતે જણાય છે અને અન્ય અન્ય જ્ઞાન દર્પણમા માત્ર કેટલાક જણાય છે યજ્ઞેશ્વર એવી ઉપાધિવાળુ પ્રતિબિમ્બ "હુ" એમ સમજે છે, કિન્તુ અન્ય અન્ય પ્રતિબિમ્બોને "પર" સમજે છે આ પ્રમાણે અન્ય એક દેહરૂપ પ્રતિબિમ્બને "હુ" સમજે છે પરંતુ યજ્ઞેશ્વર ઉપાધિવાળાં દેહરૂપ પ્રતિબિમ્બોને તેમજ બીજા દેહરૂપ પ્રતિબિમ્બોને "પર" સમજે છે. આ પ્રમાણે તેવુ જ ત્રીજુ પ્રતિબિમ્બ –દેહરૂપ પ્રતિબિમ્બ "હુ" નુ અભિમાન રાખે છે અને યજ્ઞેશ્વર ઉપાધિરૂપ દેહરૂપ પ્રતિબિમ્બને તેમજ તેવા અન્ય પ્રતિબિમ્બોને "પર" પૃથક્ સમજે છે.

જે પ્રમાણે અસખ્ય જીવરૂપ પ્રતિબિમ્બો જ્ઞાનદર્પણમાં દ્દષ્ટ થાય છે તે પ્રમાણે ઇશ્વરરૂપ પ્રતિબિમ્બ પણ દ્દષ્ટ થાય છે, અર્થાત કે બ્રહ્મ જ્ઞાનદર્પણમા દેખાતા એક અનિવર્ચનીય કાંઇ વિશેષ જ્યોતિર્મયી

બ્રહ્મ પ્રતિબિંબને "હું" એમ જાણે છે અને જુવે છે કે ઉકત પ્રતિબિમ્બ રૂપ તે પોતે જ સર્વજ્ઞ, અંતર્યામી અને અસીમ શકિતશાલી ઇશ્વર છે અને જ્યોતિર્મયી પ્રતિબિંબ સ્વરૂપે તે જ જીવો પર કતૃત્વ કરે છે. અને જુવે છે કે તેની ઇચ્છાથી જ સર્વ પ્રકારના પરિવર્તન થાય છે, તે જ જગતની સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલયકર્તા છે, અને તેના જગતવ્યાપી શરીરમાં અસંખ્ય જીવો આમતેમ વિચરણ કરતા તેની ઇચ્છાને અધીન થઈ પોતપોતાનાં કાર્ય કરે છે. તે જ્ઞાનદર્પણમાં જુવે છે કે સર્વ જીવ તેના શકિત-ઉપાધિવાળા ઉકત જ્યોતિર્મયી પ્રતિબિમ્બરૂપ દેહના કાર્યને આધીન છે. અર્થાત કે ઉકત શકિત-ઉપાધિવાળા દેહના સંયોગ વડે જીવદેહ સર્વ ક્રિયા કરે છે. વળી એ પણ તે જુવે છે કે તેના શકિત-ઉપાધિવાળા દેહના સંયોગથી જ જીવ જ્ઞાનોન્નતિ કરે છેઃ—

चिच्छायावेशतः शक्तिश्चेतनेव विभातिसा ।
तच्छक्त्युपाधि संयोगा ब्रह्मैवेश्वरतांव्रजेत ॥
कोशोपाधि विवक्षायां याति ब्रह्मैवजीवताम् ।
पिता पितामहाश्चैकः पुत्रपौत्रा यथा प्रति ॥

અર્થઃ—તે શકિત બ્રહ્મની છાયાના પ્રવેશથી જાણે ચેતનપણાને પ્રાપ્ત થઈ હોય તેવી દેખાય છે, અને તે શકિતરૂપી ઉપાધિના સંયોગથી બ્રહ્મ જ ઇશ્વરપણાને પ્રાપ્ત થાય છે.

પંચકોશરૂપી ઉપાધિનો વિચાર કરતાં બ્રહ્મ જ જીવભાવને પ્રાપ્ત થાય છે. જેમ એક જ પુરુષ પુત્ર પ્રતિ પિતા અને પૌત્ર પ્રતિ પિતામહ થાય છે તેમ.

(પંચદશી પં. કો. વિ. ૪૦-૪૧)
(અપૂર્ણ)

卐

# બ્રહ્મર્ષિ અખાજીની સાખીઓ

સ્પષ્ટકાર-શ્રી. કેશવલાલ અં. ઠક્કર એમ. એ. એલએલ. બી.



મહાનુભાવ બ્રહ્મર્ષિ અખાજીની ૧૭૨૯ સાખીઓ હજીયે અપ્રસિદ્ધ છે. ગુરુદેવ ૐસાગર પ્રભુજી એ પોતાના ઇષ્ટ ગુરુદેવ શ્રી અખાજીનું આ અપ્રસિદ્ધ સાહિત્ય, રત્નની માફક સાચવીને સંગ્રહી રાખ્યું છે. તેઓશ્રીના રત્નભંડારમાંથી પ્રાપ્ત થયેલી સાખીઓમાંથી એક અંગ "અલખ અંગ" મુમુક્ષુઓના હિતાર્થે અહીં પ્રકટ કરવામાં આવ્યું છે. પૂજ્યપાદ સ્વામીશ્રી સ્વયંજ્યોતિ મહારાજની ઇચ્છાથી આ સાખીઓ ઉપર મ્હેં અહીં રહસ્ય દીપિકા ટીકા પણ કરેલી છે. તે ઉપરથી સહજ લક્ષમાં આવશે કે મહાનુભાવ શ્રી અખાજીની વાણીનો પ્રવાહ ઠેઠ ગુહ્યપરથી-પરાત્પર પરબ્રહ્મમાંથી સ્વયંભૂ સહજ વહ્યાં કરે છે; અને એનું અમીપાન કરતાં જીવ સ્વયં સચ્ચિદાનંદ બની જાય એવું એમાં અલૌકિક રહસ્ય રહેલું છે. વિશેષ વિવેચન પ્રત્યેક સાખીને અંતે રહસ્યાર્થમાં કરીશું. ૐ

અથ અલખ અંગ

"અપણા આપ વિચારીયા, ચેતન ચીહીન્યા ચામ;
અખા પંથ ચલના રહ્યા, જહાં તહાં નિજધામ." ૧

**રહસ્યાર્થ**: મનુષ્ય જો ઉંડું ઉતરીને પોતાનું મૂલ તપાસે તો માનવજાતિમાં અજબ પરિવર્તન થયા વિના રહે જ નહીં. જેમ તરુવરને ખબર નથી કે પોતાનું અસલ સ્વરૂપ પાતાલમાં રહેલું છે, તેમ બહિર્મુખી મનુષ્યો પોતે પોતાને ભૂલી ગયાં છે!!! જીવનું અસલ સ્વરૂપ ' બ્રહ્મ ' છે; અને બ્રહ્મ તો સર્વ સર્વત્ર સર્વદા છે. બધે છે–બધામાં છે. તેના સિવાય બીજું કશું જ વસ્તુતઃ વિદ્યમાન નથી. સરખાવોઃ–

" એક સત્યાંક બાકી સૌ, મિથ્યા અંકગણિત છે "

( દી. સાગર )

બ્રહ્મ એટલે અક્ષય એકડે એક; અને માયા એટલે મીંડું. મીડાંમાં વધઘટ થાય, કિન્તુ એકડો તો લાખ કરોડ ગણીયે તો યે અદબદ જ રહે છે; આ બધી ખદબદ માયાની–મીંડાની છે. કારણ કે, જે આદિમાં નથી, અને જે અંતે નથી, તે વચમાં ભલે મૃગજળવત્ દેખાય છતાંયે વસ્તુતઃ છેજ નહીં. આ સિદ્ધ સિદ્ધાંત છે. તેથી વેદાંતના અજાતવાદમાં માયાને અજા એટલે (unborn) વસ્તુમાં જેવું અસ્તિત્વ કદી હતું જ નહીં એમ કહેવામાં આવે છે. આવું મૌલિક જ્ઞાન થતાં દેહ દષ્ટિ–ચર્મ દૃષ્ટિનો વિલય થાય છે અને દેહને સ્થાને આત્માનું જ સર્વત્ર દર્શન થાય છે. બે આંખ જાણે કે ફૂટે છે અને ત્રીજી આંખ ઉઘડે છેઃ—

देहाभिमाने गलिते, विज्ञाते परमात्मनि ।
यत्र यत्र मनो याति, तत्र तत्र समाधयः ॥

આવો આત્માનુભવ પ્રત્યેકને પોતાની અંદર થવો જોઈયે. અંતઃકરણમાં બ્રહ્મરવિનો ઉદ્યોત થયા વિના જીવની દરિદ્રતા કદિયે જાય નહિ. જીવભાવ ટળે જ નહિ. અંગ્રેજીમાં કહ્યું છે કેઃ—One vice the Other.

અર્થાત્ એકના સ્થાનમાં બીજું બિરાજે છે. જીવભાવ ટળતાં શિવ

સ્વરૂપ શેષ રહે છે. આનું નામ જ नाहं=शिवोहम् ॥

" અજબ મતા પાયા, અખા ! આયા ચોહીન્યા અન;
**અહંતા મેલ બિચતે ટર્યા, કરતા જે દિનરેન. "** ૨

રહસ્ય —

" " कोहम् "=" હું કોણ ? એ વાતનો વિચાર કરતાં કરતાં મૂળમા હું જ ન રહ્યું; અને હું ને સ્થાને " આત્મા " નું દર્શન થવા લાગ્યું–એવી આ મહાવિચારમાં અલૌકિકતા રહેલી છે. સંસારનું મૂલ "અંહભાવ"મા રહેલું છે એમ શાંત ચિત્તે વિચારતાં સહજ લક્ષમાં આવશે. "અંહતા"ને લીધે જ પરાત્પર પરબ્રહ્મથી જીવ પોતાને **અલગ** માને છે. બાકી બ્રહ્મથી અલગ તો કશુંજ નથી. સૂત્રે મણિ ગણારિવ–સૂત્ર રૂપે સર્વમાં બ્રહ્મ વિલસી રહ્યું છે., જીવાભાઈ શિવાભાઈની કું. છે; અને **ભગાભાઈ** ફૂલ માલીક છે. આ મહાસૂત્ર–પરબ્રહ્મથી પોતાને જુદું " અહં "માનવું ત્યાંથી જ ભૂલનો પ્રારંભ થાય છે. અને ભૂલેલો ભવ દરિયામા ડૂબે છે. આજ મહાન ભૂલ; અને એની પરંપરા એટલે સંસારની ભૂલભૂલામણી–માયાની ખદબદ સરખાવોઃ—

" અખા ! જીવ તણી એ વજા, અજને ઠામે પૂજે અજા "

વિશેષમાં,

" અવળું દર્પણ જીવ છે, અખા ! સવળું શિવ સદૈવ"

વસ્તુતઃ ભગવાન ગુરુ दत्त અવધૂત ગીતામાં કહે છે તેમઃ—

**न त्वं नाहं जगन्नेदं सर्वमात्मैव केवलम् ।**

હું યે નથી, તું યે નથી, જગતે નથી–કેવલ આત્મા જ સર્વત્ર વિલસી રહ્યો છે.

આ આત્માનુભવ અનુભવગમ્ય નહીં હોવાથી જ ભેદભાવ રહ્યા કરે છે. અહંતાને લીધે જ દેહાધ્યાસ રહ્યા કરે છે; અને જીવ સ્વસ્વરૂપે

'નિરંજન' હોવા છતાં માયાના અંજનમાં અંજાઈને 'પુરંજન' બનીને ભવચક્રમાં ભટકયાં કરે છે. કુમતિને લીધે કુવાનાં ડોલચાંની માફક ફરે છે, અને ભરાય છે અને ઠલવાય છે.

" અજબ મતા પાયા અખા ! સો દુનિયા જાનત નાહિ;
જ્યું નરમોતી માદા મીલે, સો કોણુ રાહ હોઈ જાય ? ૩

રહસ્યઃ—દેહાધ્યાસી, દુનિયાદારીમાં રચીપચી રહેલા લોકો બહિર્મુખી હોય છે. સુખશાંતિને બહાર માયિક પદાર્થોમાં શોધે છેઃ સાચું સુખ તો અંતરમાં–આત્મામાં રહેલું છે. પોતે જ સુખરૂપ છે અને મહાપ્રેમ (નરમાદા મોતી જેવો) એ જ મહામાર્ગ. 'નરમાદા' મોતી વિષે એવી આખ્યાયિકા છે કે જો કોઈ માદા મોતી ખરીદે તો અદૃશ્ય રીતે નર મોતી જ્યાં માદામોતી હોય ત્યાં ઉડી જાય છે. કારણુ એ જ છે કે, બન્ને શરીરે જુદા હોવા છતાં અંતરમાં એક છે. તેવીજ રીતે, જીવશિવ એક બીજા સાથે ઓતપ્રોત છે. સમ્યક્ જ્ઞાન થતાં નષ્ટ મોહ અને સ્થિત પ્રજ્ઞ થતાં જીવ સ્વયં શિવ થઈ જાય છે–પોતાના સ્વસ્વરૂપમાં સ્થિત થાય છે. જીવનો શિવ થાય છે, તેનો રાહ કોઈ સ્થૂલ ભૂમિકા ઉપર નથી એ તો અંતરનું લક્ષ્ય પલટાતાં અંતર્ચક્ષુ આપોઆપ ફરી જાય છે. ૧ લા અધ્યાયનો અર્જુન જીવ છે–ભૌતિક પુરુષ છે; અને ૧૮ મા અધ્યાયનો અર્જુન આધ્યાત્મિક પુરુષ છે–શિવસ્વરૂપ છે, શરીરે તો એનો એ જ અર્જુન; પરંતુ જ્ઞાને અને ગુણે નષ્ટમોહ અને સ્થિતપ્રજ્ઞ મહાપુરુષ અર્જુન.

" અજબ મતા પાયા, અખા ! જૂગત દેખી શૂન્ય;
નવ નિધિ જાતે નીપજે, સો બોલે ભી ઔર શૂન્ય. " ૪

રહસ્યઃ–"True Religion begins where all philosophies end." અર્થાત્ જ્યારે સર્વ ફિલસુફીઓનું જ્ઞાન ખતમ થાય છે, ત્યારે જ આત્મસાક્ષાત્કાર થાય છે; કારણુ સ્પષ્ટ છે કે, જ્યાં સુધી 'સ્થિત

સ્વસ્વરૂપનું સ્મરણ થાય છે; અને પોતામાં પોતે સમાઈ જાય છે. કંઈ થતું નથી, કંઈ જતું નથી, પરંતુ પૂર્વવત્ 'જ્યમ હતું ત્યમ' થાય છે. મનનો લય થતાં મનરૂપ બ્રહ્માંડનો-માયાપુરીનો પ્રલય થાય છે અને બ્રહ્મપુરીનો સાક્ષાત્કાર થાય છે. તેથી "મન" ન=મૌત્ર—સચ્ચિદાનંદ" ૐૐૐ.

વિસ્તાર બહુ થઇ ગયો છે, તેથી હવે આ અંગની બાકી ૯ સાખીઓ અહીં આપીને તેનું વિવરણ પ્રભુઇચ્છાએ કોઇ અન્યપ્રસંગે કરીશું.

" અજબ કલા ઉપજી, અખા ! જ્યું ગર્ભ રહ્યા થા માંહ્ય;
આપ બિલાના અંતરે, કો કહે નર માદા ય. " ૯

" અજબ કલા પાઇ, અખા ! અબકો દશા આપ;
પિંડ બ્રહ્માંડ ચલે હલે, ના નિજ થાય ઉત્થાય. " ૧૦

" અજબ કલા પાઇ, અખા ! ચારૂં જાકી તીર;
જાગ્રત, સ્વપ્ન, સુષુપતિ, ચારૂં કા સો નીર. " ૧૧

" અજબ કલા પાઈ, અખા ! શૂન્ય સત્વ સબ સાર;
ઉપજ્યા સો વિલય ભયા, હરત ન અંતર તાર. " ૧૨

" અજબ કલા પાઇ, અખા ! શૂન્ય ચરાચર ચીહીન;
સોહી સાગરકી લહરીયાં, હરિહર જાકે મીન. " ૧૩

" અજબ કલા પાઇ, અખા ! કહે સુણેથે દૂર;
શબ્દવેધીકા વેધ હૈ, સૂરત નૂરત લય નૂર. " ૧૪

" અજબ કલા પાઇ, અખા ! કરણી હારી કાય;
ભૂવેકે મુકામમેં, જ્યુંકા ત્યું દેખાય. " ૧૫

" અજબ કલા સોહી અખા ! ધ્યે ધ્યાતા બિનધામ;
જૈસા તૈસા આપ હૈ, કો કહે રામ આરામ. " ૧૬

" અજબ કલા પાઈ, અખા ! જ્યું કા ત્યુંહી સદૈવ,
ભયા ગયા તે બાહ્યરા, સબ જીવનનાં જીવ. " ૧૭

# હરિહર એ બ્રહ્મ ચૈતન્યનું અદ્વિતીય સંયુક્ત સ્વરૂપ છે

લેખક.—શાસ્ત્રી રેવાશંકર મેઘજી દેલવાડાકર

卐

હર વિષ્ણુ, હરિહર, શંકરનારાયણ, શંભુ જેવા હરિહરની એકતા—અભિન્નતા દર્શાવતાં કે હરિહર એ જન્માદિ વિકાર રહિત, સર્વયુક્ત અને નામભેદવાળું છતાં એક જ મૂળ સ્વરૂપ છે. શિવ અને વિષ્ણુ રૂપમાં ભેદ ન હોઈ બંને ઈશ્વર જ છે. ઈશ્વર સાત્વિક પ્રકૃતિનો સ્વીકાર કરી આ જગતના નિમિત્ત કારણ અને તામસ પ્રકૃતિનો અંગીકાર કરી આ જગતના વિવર્તોપાદન કારણ થાય છે એમ બ્રહ્મવિદ્યા—વેદાન્ત શાસ્ત્રમાં કહ્યું છે.

મૃગજળની ઉત્પત્તિનું વિવર્તોપાદન કારણ ગરમી છે, અને મધ્યાહ્નકાળનો સૂર્ય તેમાં નિમિત્ત કારણ છે. છતાં બન્નેના કારણોમાં તો તે એક સૂર્ય જ છે. તેમાં હરિહર એવાં બે નામો વડે એક જ ઈશ્વર છે એમ નિશ્ચયાત્મક સિદ્ધાન્ત સમજવાનો છે. સૂર્ય જેમ મહાકાશાશ્રિત છે તેમ ઈશ્વર પરબ્રહ્માશ્રિત છે એમ સમજવાનું છે.

તાત્પર્ય એ છે કે, હરિહર—શિવ વિષ્ણુનું મૂળરૂપ એ સૂર્યની

રાત્નુ હોઈ ઈશ્વર ભાવમાં તો બંને નિત્યમુકત છે. બદ્ધમુકત એટલે બ્રહ્મદેવની પેઠે જીવત્વમાં આવીને પછી મુકત થયેલા એવા નહિ પણ સદાકાળ મુકત છે.જીવત્વમાં આવીને મુકત થનાર બદ્ધમુકત કહેવાય છે. માટે બ્રહ્મદેવની ગણના બદ્ધમુકતમાં હોઈ તે પૃથ્વી પરના સઘળા બદ્ધ-મુકતોના મુકુટમણિ છે. બદ્ધમુકતની બીજી સંજ્ઞા જીવનમુકત છે.

આ જે હરિહરમાં મૂળ રૂપ કહ્યા તે જ હરિહર સ્વેચ્છાથી જલકર ન્યાયે (એટલે કે જેમ વર્ષાદનું પાણી કરાનું રૂપ પકડે તેમ) વિગ્રહ શરીર ધારણ કરીને પોતે પોતાના લોક નિર્માણ કરીને ત્યાં રહે છે.

જગતની ઉત્પત્તિને અંગે વિવર્તોપાદાન હેતુરૂપ જે એ મુખ્ય ઉપાધિ છે તે પણ તેમને બ્રહ્મદેવને સોંપી દીધી છે. તેથી એમણે સ્ત્રી પુત્રાદિ ગૌણ ઉપાધિ નથી એ સ્પષ્ટ છે. હરિહરના લોકમાં બ્રહ્મદેવ અને સનકાદિ ચાર ભાઈઓની જ માત્ર ગતિ છે. બીજા ભેદબુદ્ધિવાળા અને મત્સરી ભૃગ્વાદિ જેવાની ગતિ નથી.

જે જીવ આ હરિહરમાં ભેદબુદ્ધિ ન રાખતા નિર્મત્સર બુદ્ધિએ અત્યુત્તમ વૈરાગ્યપૂર્વક તેમની ઉપાસના કરે છે એ જ તેમના લોકમાં જાય છે અને ત્યાં પુણ્યના તારતમ્ય પ્રમાણે સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય અને સાયુજ્ય એવી ક્રમે ક્રમે મુક્તિ મેળવી પરિણામે બ્રહ્મવિત્ થઈ અખંડ બ્રહ્મકૈવલ્ય પામે છે. યદિ હરિહરમાં જરા પણ અન્તર કિંવા તેમની બ્રહ્મનિષ્ઠા સંબન્ધમાં ભેદ બુદ્ધિ વડે જેને અનાદર થયો તો તે તત્કાલ પતન પામે છે. આ સંબન્ધમાં ભગવાનના જયવિજય પાર્ષદોનું ઉદાહરણ બસ છે. તેમનું પતન—ત્રણ જન્મ સુધી આસુર ભાવની કથા શ્રીમદ્ ભાગવતાદિમાં પ્રસિદ્ધ છે. અજ્ઞાનીઓ તેમાં ભેદ ભાવે જુએ છે, જ્યારે જ્ઞાની બ્રહ્મૈક્ય રૂપે જુએ છે.

હરિહરે જેવી રીતે જગદુત્પત્તિની શક્તિ બ્રહ્મદેવને આપી છે તે પ્રમાણે જગતના પાલન સંહારની શક્તિ પણ આપી છે. જો તેના પાલન કરવામાં બ્રહ્મા કદી અસમર્થ થાય તો તત્કાલ ત્યાં પોતે પ્રગટ

થઈને બ્રહ્મદેવને સહાય કરે છે. ઉદાહરણ હંસગ્રન્થિનું છે. સત્યલોકમાં બ્રહ્મદેવને સનકાદિકોએ અધ્યાત્મ જ્ઞાન પ્રશ્ન કર્યો, તે વખતે બ્રહ્મદેવની વૃત્તિ બીજા કાર્યમાં ... થી સનકાદિકોને યથાસ્થિત ઉત્તર અપાયો નહિ એવું જોઈને વિષ્ણુ અને શિવરૂપી ઈશ્વર હંસરૂપ ધારણ કરી ત્યાં આવ્યા અને તેમણે સનકાદિકનો સંશય દૂર કર્યો.

ભાગ. ૧૧-૧૩.

તાત્પર્ય - વિષયોન્મુખ જીવોને સ્વરૂપોન્મુખ કરવા એટલી જ ઉપાધિ હરિહરને છે બીજી લેશ પણ નહિ, ભીગુ ભુગ્વાદિએ વિષ્ણુને છાતીમા લાત મારી હતી વગેરે જે વાતો કહેવાય છે તે હરિહરની નહિ પણ તેમની વિભૂતિ રૂપ અવતારની સમજવી.

સંક્ષેપમાં-હરિહર એ બ્રહ્મચૈતન્યનું અથવા પરમાત્માનું અદ્વિતીય સંયુક્ત સ્વરૂપ છે, કેટલાક આગમ ગ્રંથોમાં મતોમાં તેમનું ... શ્વર અથવા સાંબ સદાશિવરૂપે વર્ણન કર્યું છે. હરિહરૌ ... ભિદા ત્યજ। માટે હે મૂઢ! હરિહરને ભજ અને ભેદ તજી દે.

卐

સજ્જનની સહાયતાથી નીચેનાં પુસ્તકો
કિંમતે આપી દેવાનાં છે.

| | | મૂળ કીંમત | પોસ્ટેજ |
|---|---|---|---|
| કિરણકલાપ | | | |
| વૈરાગ્ય બોધક [illegible]વ્યો | પૃષ્ઠ ૧૭૫ | ૦-૧૨-૦ | |
| માર્ગદર્શન | | | ૦-૩-૦ |
| જ્ઞાન અને ભક્તિપો[illegible]ક ભજનો | પૃષ્ઠ ૯૫ | ૦-૬-૦ | |
| મીરાં અને રાણો | | | |
| અધ્યાત્મ સંવાદ | પૃષ્ઠ ૪૦ | ૦-૨-૦ | |
| | | ૧-૬-૦ | |

રૂ. ૦-૧૪-૦ પોસ્ટેજ સાથે ચૌદ આનાની કીંમતે મળી શકશે. પુસ્તકાલયો તેમ જ જિજ્ઞાસુઓને આ અમૂલ્ય તકનો લાભ લેવાની તક છે. અત્યારે એની મુદત નવેમ્બર આખર સુધીની છે. તે ઉપરાંત સ્વા. રામતીર્થનું સંક્ષિપ્ત જીવનચરિત્ર ભેટ મળશે.

---

મહારાષ્ટ્રના આદિ કવિ મુકુન્દરાજ પ્રણિત મરાઠી
ગ્રન્થનો અનુવાદ

## પરમામૃત

પુષ્કળ વિવેચન સાથે છપાઈને તૈયાર થયો છે. ધ્યાનની પ્રક્રિયા સમજવા માટે તો આ ગ્રન્થ અજોડ છે. ધ્યાનમાં જે જે સાવધાનતા રાખવી જોઈએ, મનને વિરોધી વિચારોમાંથી કેવી રીતે પાછું વાળવું, અને સરલ રીતે કઈ રીતે [illegible]માં [illegible]ખાન કરાવવું, એનું સ્પષ્ટ વર્ણન આ અનુભવગ્રન્થમાં છે. [illegible]૧૬૬—કીમત રૂ. ૦-૮-૦ ઉત્થાનના ગ્રાહકોને [illegible]૦-[illegible]-૦, પોસ્ટેજ ૦-૧-૦.

પ્રબન્ધક—'ઉત્થાન'




उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।
ઊઠો સાધક ! જાગો ને આચાર્યવર મેળવો;
આત્મબોધ મળે એવાં વિદ્યાવિજ્ઞાન કેળવો.





તંત્રીઃ
સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ
જ્ઞાનસાધન આશ્રમ
છોટાઉદેપુર (પૂર્વ ગુજરાત)

# અનુક્રમણિકા



## પ્રેમાવતાર ચૈતન્ય દેવ

લેખક : નર્મદાશંકર બા. પંડયા

શ્લોકવિવરણ:—

ચાકીને લોય થઇને અથવા ઘેન સ્હડે એવા પદાર્થ ખાઇપીને કશા પણ સ્વપ્ન વિના કોઇ ઘસઘસાટ ઉંઘી જાય, ત્યારે જાગ્રત અવસ્થાનું જગત એને માટે રહેતું નથી; કારણ કે જગતનું ભાન જેનાથી થાય છે, એ મન તથા બધી ઇન્દ્રિયો તો એના અવ્યક્ત, મૂળ સ્વરૂપમાં, પાણીના પરપોટા પાણીમાં ગળી જાય તેમ, લીન થઈ જાય છે. સુષુપ્તિ અવસ્થાનું આ અજ્ઞાન, જગત નથી એવી સાક્ષી પૂરવાનું સાધન, અંધકાર રૂપે માત્ર પડયું હોય છે; છતાં એ ઊંઘમાં યે પુરુષ પોતાના સ્વરૂપે તો હોય છે જ: એનો પોતાનો અભાવ તો કોઇ પણ કાળે થતો જ નથી. એ ઊંઘમાંથી જ્યારે જાગે છે, ત્યારે કહે છે કે હું એવું ઊંઘી ગયો હતો કે આ જગત્ કે જગતનું ભાન મને નહોતું સુખપૂર્વક, મનના કશા પણ વિક્ષેપ વગર સૂતો હતો, અને 'હું હતો' એવી તો એ અવશ્ય ખાત્રી આપે છે; કારણ કે જગતના અભાવનું એને એમાં જ્ઞાન હોય છે. પોતાના અસ્તિત્વનું અને જગતના અભાવનું જ્ઞાન, એ વસ્તુત: બન્ને એક જ છે, અને એ સત્ (સત્તા માત્ર) જ જ્ઞાન છે, ત્યારે તે વખતે થાય છે શું? આચાર્યશ્રી કહે છે કે, સૂર્ય કે ચન્દ્રના ગ્રહણ વખતે જેમ રાહુની છાયાથી પૃથ્વી ઉપર અંધકાર છવાઇ જાય છે, તો પણ એ મંદ અંધકારમાં સૂર્ય અને ચન્દ્રનું અસ્તિત્વ જણાઇ આવે છે. સૂર્ય કે ચન્દ્ર તો જેમના તેમ પોતાના પ્રકાશમય સ્વરૂપે અસ્તિત્વ ભોગવતા હોય છે. વચ્ચેનો અંધકાર ખસી જતાં પાછા પ્રકાશમય સ્વરૂપે પ્રકાશે છે, અને પૃથ્વી વગેરે સમસ્ત બ્રહ્માંડને દેખાડે છે, તેમ આ સ્વરૂપભૂત આત્મા જાગ્રત તથા સ્વપ્નમાં જેમ પોતાના તેમજ જગતના અસ્તિત્વની સાક્ષી પૂરે છે, તેમ સુષુપ્તિમા પણ પોતાનું પ્રકાશમય-જ્ઞાનમય અસ્તિત્વ છે, એની સાક્ષી જાગીને આપે છે; અર્થાત્ જાગ્યા પછી "હું પહેલાં સુખે સૂતો હતો" એવું એને વિશેષ જ્ઞાન થાય છે, એ જ્ઞાન જ સત્ છે, અને એ જ સુખ છે, એવું એ સચ્ચિદાનંદ સ્વરૂપનું જેને અખંડ સ્મરણ રહે છે તે શ્રી ગુરુમૂર્તિ શ્રી દક્ષિણામૂર્તિને આ નમસ્કાર! નમસ્કાર! નમસ્કાર!

卐

ॐ

નારાયણ

# ઉત્થાન

વર્ષ બીજુ ] ડીસેમ્બર ૧૯૪૨-માગશર ૧૯૯૯ [ અંક છઠ્ઠો

લેખક:—
તંત્રી

## પ્રાસ્તાવિક:

( આ જગતમાં પ્રારબ્ધ અનુસાર કોઈની પ્રસિદ્ધિ, વિશેષ તો કોઇની થોડી-છતાં જેમ હીરાનું પોતાનું સ્વરૂપ એની જાત તો નાના મોટા ઘાટનો ભેદ બાદ કરતા એક સરખી જ હોય છે, તેવું જ આ ભારતવર્ષના સંતોનું છે. ગૂજરાત-કાઠિયાવાડમાં કેટલાયે એવા શાંત જ્ઞાનનિષ્ઠો થઈ ગયા છે કે તેઓએ પોતાનું જીવન ભગવદર્પણ બુધ્ધિથી નિભાવી પોતાને જે સત્‌નો અનુભવ થયો છે, તેનો પ્રકાશ પોતાના સહવાસમા આવતા જિજ્ઞાસુઓને પ્રેમપૂર્વક આપ્યો છે. આ અંકમાં, આની પછી 'સુજ્ઞને શાન ' કરીને એક લેખ છાપ્યો છે. એના લેખકનું પૂરું નામ હતું શાસ્ત્રી રેવાશંકર ગણપતરામ ભટ્ટ. અધ્યાત્મશાસ્ત્રના અધ્યયન-અધ્યાપનમા જ એમનું જીવન વીત્યું હતું. પ્રથમ કરાચીમા અને ઉત્તર અવસ્થામા વડોદરામાં રહી, એમણે પોતાની આસપાસ એકત્ર થતા જિજ્ઞાસુમંડળને સારું માર્ગદર્શન કરાવ્યું

હતું. એમણે વારંવાર નાની નાની પુસ્તિકાઓ છાપી વ્હેંચાવી હતી એમને વિદેહ થયે તો આઠેક વર્ષ થયા, પણ હજુ એ એમની પાછળનું સત્સંગ-મંડળ એમના ભક્તિચર્યા સંસ્મરણોદ્વારા પોતાની આત્મોન્નતિ સાધ્યા કરે છે વડોદરાના શ્રી શંકરરાવ ગુર્જર, તથા શ્રી. લાલજી મહારાજ એમના સહવાસી હતા એમની પાસે એમનાં લખેલાં-છાપેલા પુસ્તકોનો સંગ્રહ છે, અને એ પોસ્ટેજ મોકલનારને વિના મૂલ્યે આપે છે. ઉત્થાન કાર્યાલયમાં એમણે એ મોકલી આપ્યા છે, અને દોઢ આનાની ટીકીટો મોકલનારને એ મફત મોકલી આપવામા આવશે. આ લેખ એમના બીજા લેખોમાંથી, વાચકને ઉપયોગી થાય, એટલા માટે નમૂના માટે છાપ્યો છે. ગ્રાહકો લાભ લેશે એવો અમને વિશ્વાસ છે )

# સુજ્ઞને શાન

લેખક—શ્રી. પ્રવાસી સ્વપ્નદત્ત



गतं न शोचयेद्धीमान्भविष्य नानुचिंतयेत् ।
सुखेन निर्वहेत्काल वर्तमानेन वर्तयेत् ॥

હું સહચારી સાથે વિ. સં. ૧૯૫૧ ના જેષ્ટ વદી ૭ ને શુક્રવારે સાંજના સાડા પાંચ વાગે વેરાવળ સ્ટેશને ઉતર્યો. વાહન કરી પ્રભાસ-ક્ષેત્રમાના પરંપરાથી મનાયલા તીર્થપુરોહિતને ત્યાં ગયો. આવશ્યક વાતચિત અને ભોજનાદિ વ્યવહારથી નિવૃત્ત થયો. અસહનીય ઉષ્ણતાએ ગૃહના ઉપરની અગાશીમાં જવા પ્રેર્યો, ત્યાં પડેલાં આસ્તરણને જોઇ વિશ્રાન્તિ લેતો તે ઉપર લોટયો.

શરીરનો ખળભળાટ કાંઈક શમ્યો કે વ્યવહારદૃષ્ટિએ, કોઈપણ સમયે અને કોઇપણ પ્રયત્ને અન્યથા ન થાય એવી થએલી ભૂલ પ્રત્યક્ષ દેખાઈ. હૃદયમાં અકથ્ય વેદના ઉદ્ભવી, જે ઉપાયશૂન્ય સમજાયાથી હૃદયભાર અશ્રુરૂપે વહેવા માંડયો. ત્યાં સહચારીનું આવવું થયું. આવ-

તામા સ્થિતિ કળી જઈ પૂછ્યુ કે, "આ કરવુ શુ યોગ્ય છે ? ને હોય તો શુ કારણ ? " કારણ જ્યા કારણ પૂછ્યુ હોય ત્યા શુ કહેવાય ! ડુમો ભરાયો, હૃદય ચીરાયુ, ને કંઠ મુક્ત થયો પૂછનાર પરિસ્થિતિ સમજી વધુ માર્ગમા પ્રસગવશાત્ આપે આમ કહ્યુ હતુ –"બુદ્ધિમાન્ ગતનો શોચ કરતા નથી, તેમ ભવિષ્યનુ અનુચિંતન કરતા નથી, પણ આવતી ક્ષણો પોતાની સાથે જે ભાગ્ય લાવે તેને અવિકળપણે વ્યવસ્થિત કરી ભોગવે છે અને પ્રાપ્ત કર્તવ્યો આદરતા–આચરતા કાળનુ નિર્વહન સુખ વડે કરે છે " એ શુ સ્મરણમાથી દૂર થયુ છે કે અન્યને કહેવા પૂરતુ છે ? આ સાભળતાની સાથે ઉપજેલો શોક શમ્યો અને વદાયુ કે "યદ્ભાવિતદ્ભવતુ"–થવુ હોય તે થાય.

" प्रारब्ध बलवत्तर भोगेन तस्य क्षयः । " श्रीशकर.

" स्वकर्म सूत्रैर्ग्रथितो हि लोक । श्रीराम

આ સૃષ્ટિચક્રની પ્રવૃત્તિનો હેતુ કર્મ છે. કર્મ એટલે વ્યાપારોએ કરી જે સધાય, કિંવા કર્તાની ક્રિયાઓએ જે પ્રાપ્ય તે કર્મ.

જેમ એકજ કાળ, અવસ્થા ભેદે ભૂત, વર્તમાન અને ભવિષ્યત્ એવી ત્રણ સજ્ઞાને પ્રાપ્ત થાય છે, તેમ એક જ કર્મ અવસ્થાભેદે સચિત, પ્રારબ્ધ અને આગામી અથવા ક્રિયમાણ એમ ત્રણ સજ્ઞાને પામે છે અનેક ગત જન્મોમા સચય થયેલા ફલારભ રહિત જે કર્મો તે સચિત સચિત કર્મોમાથી પરિપક્વ થયેલ અને વર્તમાન શરીરના આરભક કર્મો તે પ્રારબ્ધ પ્રારબ્ધ કર્મજનિત ભોગો ભોગવતા વર્તમાન શરીરમા કરાતા અને ભવિષ્યકાળમા ફળ દેનારા તે આગામી કર્મ.

સચિત કર્મ અત કરણઉપહિત સાક્ષિનિષ્ઠ અજ્ઞાનની આવરણશક્તિમા રહે છે, પ્રારબ્ધ કર્મ અત કરણઉપહિત સાક્ષિનિષ્ઠ અજ્ઞાનની આવરણશક્તિમા રહે છે અને પોતાથી ઉત્પન્ન થયેલ સુખ દુ ખના ભોગરૂપ ફળને આપે છે. આગામી કર્મ અત કરણનો કર્તારૂપ વૃત્તિમાન્ અંશ જે અહકૃતિ તે અહકૃતિનુ સાક્ષી સાથે જે ભ્રમજ

તાદાત્મ્ય તે ભ્રમજ તાદાત્મ્યમાં રહે છે. આ તાદાત્મ્યનેજ ચિત-જડ ગ્રથી કહે છે.

સંચિત કર્મનો નાશ જ્ઞાનાગ્નિએ કરી થાય છે. પ્રારબ્ધ કર્મનો નાશ મન, વાણી અને શરીરે કરી, પ્રારબ્ધભોગ સમાપ્ત થયે જ થાય છે. ક્રિયમાણ અથવા આગામી કર્મનો નાશ બ્રહ્માત્મૈક્યસાક્ષાત્કારથી થાય છે. એવા સાક્ષાત્કારવાનને ક્રિયમાણ કર્મનો લેપ થતો જ નથી.

પ્રવૃત્તિપરાયણ જનો સ્વેચ્છિત કાર્યની સિદ્ધિ માટે વલખા મારે છે. તે સિદ્ધિને કોઈ પ્રારબ્ધાધીન તો કોઈ ઉદ્યમાધીન માને છે, એ પક્ષત્રયના વિષયમાં ઘણા ઘણા શંકા સમાધાનના વાદો વદાય છે.

સર્વ પુરુષની જેમા પ્રીતિ છે એવા જે અર્થ તે પુરુષાર્થ; તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ. એમ ચાર પ્રકારના ગણી તેને પુરુષાર્થચતુષ્ટય કહે છે. એ પુરુષાર્થચતુષ્ટયમાં મનુષ્યનાં સર્વ કર્તવ્યોનો સમાસ થાય છે, એ સિદ્ધ કરવા યથામતિ સર્વનો અભિલાષ અને પ્રયત્ન હોય છે તે પુરુષાર્થની સિદ્ધિ સારૂ પુરુષકારઅને પ્રારબ્ધની આ પ્રકારે વ્યવસ્થા સુખદ મનાઈ છે. ધર્મ અને મોક્ષની સિદ્ધિ પુરુષકારને અધીન છે, અને અર્થ તથા કામની સિદ્ધિ પ્રારબ્ધાધીન છે. સદ્વિચારી, સત્યવાદી, સ્વધર્મનિષ્ઠ, સદ્ગુણી ઈત્યાદિમાં પુરુષ સ્વતંત્ર છે, કેમકે તેમાં અન્યની અપેક્ષા નથી અર્થ-કામ પરતંત્ર છે. ભોગનાં સાધન તે અર્થ, તેથી થતો વિષયનો યથેચ્છ ભોગ તે કામ. એ અર્થ અને કામમાં પરની આવશ્યકતા છે, તેથી તે પરતંત્ર. પ્રારબ્ધથી એ જે પરતંત્ર મળી આવે તેને રાગ દ્વેષનો ભાવ દબાવી ભોગવતાં, જે સ્વતંત્ર છે તે પામવા પુરુષે પ્રયત્ન આદરવો-આચરવો, આ રીતિએ જોતાં યોગ્ય છે.

અન્ય રીતે જોઇએ તો કાયિક, વાચિક અને માનસિક ક્રિયા રૂપે ત્રિવિધ કર્મના વિહિત અને નિષિદ્ધ એવા બે પ્રકાર છે. તેમાં વિહિત કર્મના વિધિ સમાન હોવા છતાં પણ સંકલ્પકૃત ભેદને લીધે, સકામ અને નિષ્કામ એવા બે ભેદ પડે છે. અભ્યુદય આપે તે સકામ

અને નિઃશ્રેયસ્ પમાડે તે નિષ્કામ. વિહિત કર્મને કેવળ કર્મની અને નિષિદ્ધ કર્મને વિકર્મની સંજ્ઞા છે. આ બે પ્રકારથી શેષ જે તુષ્ણિભાવ તે અકર્મ કહેવાય છે. વિહિત નિષિદ્ધ કર્મ ધર્માધર્મનાં જનક છે, માટે તેને ધર્માધર્મ કર્મ પણ કહે છે. સ્વભાવસિદ્ધ સહજ ક્રિયાઓ રૂપ કર્મો ધર્માધર્મનાં જનક નથી ગણાતાં. વિહિત કર્મ નિત્ય, નૈમિત્તિક, કામ્ય અને પ્રાયશ્ચિત્ત એમ ચતુર્વિધ છે. પ્રકારાન્તરે સાત્વિક, રાજસ અને તામસ એમ ત્રિવિધ છે. તેનું ફળ સુખ, દુઃખ, મોહ અથવા પ્રકાશ પ્રવૃત્તિ અને પ્રમાદ છે.

વિહિત કર્મ જે શુદ્ધિ, ઉપાસના અને યજ્ઞાદિ શુભ કર્મ છે, તે પુણ્યરૂપ અપૂર્વનું જનક છે. અપૂર્વ એટલે કર્મની સૂક્ષ્માવસ્થા અને ફળની પૂર્વાવસ્થા; એને અદૃષ્ટ પણ કહે છે. એ શુભ કર્મનું ફળ સ્વર્ગાદિ છે, તેથી દેવયોનિ પ્રાપ્ત થાય છે. નિષિદ્ધ કર્મ જે અશુદ્ધિ, અસત્ય અને હિંસાદિ અશુભ કર્મ છે તે પાપ રૂપ અપૂર્વનું જનક છે, અને તેનું ફળ નરકાદિ છે, તેથી પશુયોનિ પ્રાપ્ત થાય છે. વિહિત નિષિદ્ધ કર્મનો જેમાં સમાવેશ થાય છે, તે મિશ્ર કર્મ કહેવાય છે, તે પુણ્ય પાપરૂપ અપૂર્વનું જનક છે. ઉંચ નીચ મનુષ્ય જન્મ તેનું ફળ છે. અધિક પુણ્ય અને ન્યૂન પાપ જેમાં પ્રતીત થાય તે મનુષ્ય દેવ સમાન ગણાય છે અને અધિક પાપ અને ન્યૂન પુણ્ય જેમાં પ્રતીત થાય તે મનુષ્ય પશુ સમાન ગણાય છે.

વિહિત નિષિદ્ધ અથવા શુભાશુભ કર્મો પોતાથી અંતરાયરહિત ઉત્તર કાળમાં અનુક્રમે ધર્માધર્મની અથવા પાપપુણ્યની ઉત્પત્તિ કરે છે, તે ધર્માધર્મ અંતઃકરણમાં વાસના એટલે પૂર્વાપૂર્વના અભ્યાસે કરી ચિત્તમાં વસતા ચિત્તગત સંસ્કારરૂપે–બીજ રૂપે રહે છે. અને કાળાંતરે તેઓનાં સુખ દુઃખ રૂપ ફળ થાય છે. આ પ્રકારે શુભાશુભ કર્મો જ ધર્માધર્મ રૂપ અપૂર્વ દ્વારા સુખદુઃખરૂપ ફળનાં હેતુ છે. લોક પોતાના કર્મસૂત્રવડે જ ગુંથાયલો છે.

વાસના અને અદષ્ટ એ બે શુભાશુભ કર્મના અંકુર છે. શુભ કર્મથી શુભ વાસના અને ધર્મરૂપ અદષ્ટ એ બે અંકુર થાય છે, અને અશુભ કર્મથી અશુભ વાસના અને અધર્મરૂપ અદષ્ટ એ બે અંકુર થાય છે શુભ વાસના રૂપ અંકુરથી શુભ કર્મમા પ્રવૃત્તિ થાય અને ધર્મરૂપ અંકુરથી સુખનો ભોગ થાય એ જ પ્રકારે અશુભ વાસના રૂપ અંકુરથી અશુભ કર્મમા પ્રવૃત્તિ થાય અને અધર્મરૂપ અંકુરથી દુઃખનો ભોગ થાય આ બે અંકુરોમાથી વાસનારૂપ અંકુરનો ઉપાયથી નાશ થાય છે, અને અદષ્ટરૂપ અંકુરનો તો પગની ઉત્પત્તિ વિના કોઈ પણ પ્રકારે નાશ થતો જ નથી અશુભ કર્મથી ઉપજેલ અશુભ વાસનારૂપ અંકુરનો સત્સંગાદિ ઉપાયે નાશ થાય છે, અને શુભ કર્મથી ઉત્પન્ન થયેલ શુભ વાસનારૂપ અંકુરનો દુઃસંગાદિથી નાશ થાય છે એ રીતે પ્રવૃત્તિના હેતુ વાસનારૂપ અંકુરના પુરુષ પ્રયત્ને નાશ થય અને ભોગના હેતુ અદષ્ટરૂપ અંકુરનો ભોગ કરી નાશ થાય અર્થાત્ વાસનારૂપ અંકુરમા અન્યની પ્રાપ્તિરૂપ વિકાર અને મળની નિવૃત્તિ તથા ગુની પ્રાપ્તિરૂપ સંસ્કાર કરી શકાય, પણ અદષ્ટરૂપ અંકુરનો તો જ ક્ષય થાય અંતઃકરણની વાસનાઓ શુભ થતા સુખદુઃખના ભોગ સમયે પણ શુભ વાસનાઓ શુભ કર્મો પ્રતિ જ પ્રેરે છે, અને તેથી શુભ કર્મોમાં પ્રવૃત્ત રહી મનુષ્યો નિઃશ્રેયસના અધિકારી થાય છે, આવો શાસ્ત્રાદેશ છે અદષ્ટનો જ્યારે ભોગથી જ ક્ષય થવાનો છે ત્યારે એ અંશ ઉપર ઉપેક્ષા ગણી વાસના રૂપ અંશને જ શુદ્ધ સંસ્કારી કરવા પુરુષે પ્રયત્ન કરવો યોગ્ય છે ને તે સ્વતંત્ર પણ છે

" तस्मेर्धति कौंतेय सदा तद्भावभावितः ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पुरुष ॥" — श्रीकृष्ण

મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર આ અંતઃકરણચતુષ્ટય કહેવાય છે અનિશ્ચિત સંકલ્પ વિકલ્પાત્મક તત્ત્વને મન કહે છે મનને નચાવનાર પૂર્વાર્જિત અનેક સંસ્કારોના ચિત્ર જેમા ચિત્રિત છે એવું જે

તત્ત્વ તે ચિત્ત છે. જે તત્ત્વથી સારાસાર નિર્ણય કરી નિશ્ચય થાય છે તે બુદ્ધિ છે. જે તત્ત્વના બળથી જીવ પોતાને આ વિરાટ બ્રહ્માંડથી એક સ્વતંત્ર સત્તારૂપ માને છે તે અહંકાર છે.

ચિત્ત મનનો અને અહંકાર બુદ્ધિનો અંતર વિભાગ છે. ચિત્તમાં કર્મના બીજરૂપ સંસ્કાર અંકિત છે તે પાછળથી પડદો દેખાડે છે, તેથી જ મન અહર્નિશ ચંચળ હોઇ નાચ્યા કરે છે, એ જ પ્રકારે બુદ્ધિતત્ત્વનું ચાલન અહંકારથી થાય છે. જે જીવમાં જેવા પ્રકારનો અહંકાર હોય તેવો તે પોતાને માને અને બુદ્ધિનું ચાલન પણ તે જ પ્રમાણે થાય. સંસારી મનુષ્યને જેમ સ્ત્રી માયા રજ્જુથી બાંધી વ્યવહાર કરાવે છે તેમ ચિત્ત મનને અને અહંકાર બુદ્ધિને ફસાવી કાર્ય કરાવે છે.

અહંકારના શુદ્ધ અને મલિન એવા બે ભેદ છે. હું પુરૂષ, સ્ત્રી, અમુક જાતિ, ધની નિર્ધની, સબળ દુર્બળ, પંડિત કે મૂર્ખ છું, એ મલિન અહંકાર છે. હું વેદજ્ઞ, તત્ત્વજ્ઞ, બ્રહ્મજ્ઞ, કે બ્રહ્મ છું એ શુદ્ધ અહંકાર છે. અશુદ્ધ અહંકાર જીવને ઇંદ્રિયોમાં જોડી નીચે પાડે છે, અને શુદ્ધ અહંકાર સાધકને ઉર્ધ્વગામી કરે છે.

વાસના—સંસ્કારથી કર્મ, કર્મથી વાસના, આ પ્રકારે વાસનાનું ચક્ર અને જીવનું આવાગમન ચાલુ રહે છે. પૂર્વ કર્માર્જિત કર્મ સંસ્કાર અથવા આ જન્મના સંગની સ્મૃતિ જેવી ચિત્ત ઉપર અંકાઈ રહે છે તેવીજ આસક્તિ તેમાં ઉત્પન્ન થાય છે, અને તે આસક્તિ અનુસાર આસક્તિના વિષયમાં બંધાઈ રહે છે. ચિત્ત અને મનના યુગ્મથી આસક્તિનો જન્મ થાય છે. જેમ પુત્ર પિતાના પ્રજાતંતુની રક્ષા કરીને પિતાના અધિકારને પ્રાપ્ત થાય છે, તેમ આસક્તિના બળથી મન ખેંચાઈને આસક્તિ સંબંધી વિષયને ધારણ કરી સૃષ્ટિચક્ર તરફ ધોસે છે.

અહંકાર અને બુદ્ધિથી ભાવતત્ત્વનો ઉદય થાય છે. પ્રપંચમય દશ્યનો અનુભવ ભાવતત્ત્વથી થાય છે. એ ભાવના શુદ્ધ અને અશુદ્ધ એવા બે પ્રકાર છે. અશુદ્ધ ભાવ બુદ્ધિને વિઘ્નવત્ કરી દે છે, અને શુદ્ધભાવ

કર્મથી બુદ્ધિને બ્રહ્મપદમા પહોચાડે છે.

મનુષ્ય માત્ર આ બે તત્ત્વથી પ્રેરાઇ કાયિક, વાચિક અને માનસિક કર્મ કરવા સમર્થ થાય છે. આસક્તિવશ થઇ કર્મ કરે છે અથવા ભાવવશ થઈ કર્મ કરે છે. આસક્તિમાં પરતંત્રતા-પરાધીનતા છે, અને ભાવમા સ્વતંત્રતા સ્વાધીનતા છે. વિષયો ઘણા હોવાથી આસક્તિ ઘણા પ્રકારની છે. પરંતુ શુદ્ધ ભાવ તો અદ્વૈત દશાને પ્રાપ્ત થાય છે, કેમકે બ્રહ્મપદ અદ્વૈત છે. અશુદ્ધ ભાવ આસક્તિથી દબાય છે, અને શુદ્ધ ભાવથી તો આસક્તિ નહિવત્ થાય છે. શ્રી કૃષ્ણ કહે છે કે, જે જે ભાવથી ભાવિત હોય તે તે ભાવને પ્રાપ્ત થાય છે. આસક્તિરહિત કર્તા પરને પામે છે.

અહમ્-અ આદિ ૧૬ સ્વર તથા ક થી હ સુધીના ૩૩ વ્યજન મળી કુલ ૪૯ વર્ણ છે અ થી હસુધીનો પ્રત્યાહાર જેમાં સર્વ વર્ણો આની જવાથી સમસ્ત નામો અને રૂપો પણ તેમાં આવી ગયા જાય છે, તે કારણથી જ તે 'જીવ' શબ્દનો વાચક છે. સર્વ દશ્ય વર્ગ જીવ ભાવને અવલંબીનેજ છે. તેનું પ્રથમ સ્ફુરણ અહમ્ છે. અહમ્ સંજ્ઞા થવાનું કારણ એ પણ એજ છે કે, તે અહંપ્રત્યાહારમાં સમસ્ત નામ રૂપ અંતરગત થાય છે. વાણીનું સાધન સર્વ વર્ણોનો પ્રત્યાહાર 'અહ' એ કહરયાનથી ઉદ્દભવી તેનો ઓષ્ઠ સ્થાન 'મ્'માં અંત આવી અહમ્ શબ્દ થાય છે. તે સૂચવે છે કે સર્વ વાચ્યનો આરંભ અને અંત અહમ્માજ છે.

ઉપરોક્તનો વિચાર કરતાં સ્પષ્ટ થાય છે કે-અજ્ઞાન રૂપ અધિષ્ઠાનથી-ઉત્પત્તિ સ્થાનથી-જાત-થએલું અને જેનો કર્તા સંકલ્પ છે, એવો આ નામરૂપાત્મક અજ્ઞાન પ્રભવ, સર્વ દશ્ય, જડ વર્ગ, દેહ બુદ્ધિયાદિ સંઘાતથી તે બ્રહ્માંડ સુધી-છે. તે આત્મા હું નથી, પણ એઓથી વિલક્ષણ સર્વ વિક્રિયા રહિત આત્મા છે, હું છે, અહમ્ છે.

હું આર્યસંતાન છું. મારી મૂળ વિદ્યા વેદવિદ્યા છે. મારૂ વર્યસ

ત્યાગ, પવિત્રતા અને આત્મસંયમ છે. મારું મૂળ ધન, કળા વિજ્ઞાનરૂપ ઐહિક વિદ્યાઓ નહિ, પણ બ્રહ્મવિદ્યા છે. શુદ્ધ અહંકાર આ છે. બાકીની અહંવૃત્તિ એ મલિન છે અધઃપાત કરનારી છે.

**આર્ય-સંસ્કૃતિનો મૂળ ઉદ્દેશ** અને ઉપદેશ તો ઐહિક સંપત્તિનો સદ્ધર્મકર્મમાં સદુપયોગ તેમજ અંતરસાધના કરીને નિરંતરના પરમ સુખરૂપી મોક્ષ સંપત્તિને પ્રાપ્ત કરવાનો છે. ઐહિક વસ્તુસ્થિતિઓ વડે ઉત્પન્ન થતાં ક્ષણિક સુખની મોહ જાળમાં ન ફસાતાં આત્મનિષ્ઠા તથા બ્રહ્માનુભવની પ્રાપ્તિ કરી લઈ સંસારચક્રના આવાગમનમાંથી સદાને માટે મુક્ત થવું. અર્થાત્ દુઃખ માત્રની આત્યંતિક નિવૃત્તિ અને પરમાનંદની નિત્ય પ્રાપ્તિ રૂપ મોક્ષપદને પામવું એજ છે.

આર્ય સંસ્કૃતિ પૃથ્વી પરના સમસ્ત દેશો કરતાં એ પ્રાચીન છેઃ એની વેદવિદ્યા સનાતન છે. એનું જ્ઞાન સર્વોત્તમ છે. એનાં દર્શનશાસ્ત્ર સર્વોપરિ છે. એનાં શાસ્ત્રીય અન્વેષણો પરિપૂર્ણ છે એનો ઇતિહાસ સમસ્ત જગતની પ્રજાના ઇતિહાસ કરતાં મહત્તા, ગૌરવ, વીરતા, શક્તિ અને ચારિત્ર્યમાં અનુપમ અને અલૌકિક છે. આર્યાવર્તના ઋષિઓ, રાજઋષિઓ, ઋષિપત્નીઓ. વીરાંગનાઓ, સતી સાધ્વિઓ, સંતો અને કર્મવીરો એ સર્વે અનેક યુગો વહી જવા છતાં પણ પોતાની પ્રતિભાનો અનુપમ પ્રકાશ આપ્યાજ કરે છે, જે માત્ર સચક્ષુઓને-વિવેકીઓનેજ મદાન્ધ કે મતાંધને તો નહિજ.

અધિકાર-વ્યવહારના પદાર્થોની તૃષ્ણાવાળા મનુષ્યોનો સકામ કર્મમાં અધિકાર છે. ચિત્તશુદ્ધિને ઈચ્છનારાઓનો નિષ્કામ કર્મમાં અધિકાર છે. જગતમાં સામર્થ્યાદિમાં સૌથી મોટામાં મોટા પ્રભુ છે-હરિ છે, માટે આપણે તેને સર્વસ્વ અર્પણ કરી તેમના જ દાસાનુદાસ થઈ રહેવું, ને તેમાં જ આપણે પ્રેમ રાખવો. એવી ઈચ્છા રાખનારા મનુષ્યોનો પ્રભુની પ્રેમલક્ષિણા ભક્તિમાં અધિકાર છે. ચિત્તમાંથી વૃત્તિઓ

ભિક છે, તે જ પુરૂષને દુખનુ ભાન કરાવે છે, માટે તે વૃત્તિઓનો નિરોધ કરવા ઇચ્છનારઓનો યોગમા અધિકાર છે. પરમ તત્ત્વને જાણ્યા વિના ચિત્તનો દાહ શમી મનુષ્યને શાશ્વતિ શાતિનો લાભ થવાનો સભવ નથી, ને શાતિ વિના તેને પરમાનદનો લાભ થવાનો પણ સંભવ નથી માટે પરમ તત્ત્વને જાણવુ એ જ મારૂં કર્તવ્ય છે, એમ જાણનાર મનુષ્યોને વેદાનના શ્રવણાદિ દ્વારા જ્ઞાનમાં અધિકાર છે કરૂણાસાગર પ્રભુએ લીલાવિગ્રહ ધરી પોતે તથા પોતાની વિભૂતિ રૂપ મુનિઓ દ્વારા ઉપરના સર્વ સાધનોનો ઉપદેશ કર્યો છે. સર્વ મનુષ્યોને સર્વ વિચાર કે સર્વ ક્રિયામાં સરખો અધિકાર હોતો નથી જ

1. વેદાત પારમાર્થિક સત્તારૂપ તત્ત્વસાક્ષાત્કારનો માર્ગ છે તેનાં સાધન વિવેક, વૈરાગ્ય અને શમાદિ ષટ્સપત્તિ છે, તેમા પ્રાણ રૂપ વૈરાગ્ય છે તેની સિદ્ધિ આત્મતૃપ્તિ અર્થાત્ નિષ્કામતા છે
2. ભક્તિભાવ ત ત્રમાર્ગ છે સાધન નવધા ભક્તિ છે તેમા સ્મરણભક્તિ પ્રાણરૂપ સાધન છે. તેની સિદ્ધિ હૃદયની આર્દ્રતા-ઇષ્ટનુ નિરતર ભાન છે
3. યોગમાર્ગ એ સકલ્પજન્ય પ્રયત્ન ત ત્ર માર્ગ છે સાધન યમ નિયમાદિક અષ્ટાગ છે તેમા મુખ્ય અંગ ધ્યાન છે. તેની સિદ્ધિ શક્તિ અર્થાત્ ઐશ્વર્ય છે.

નિર્દિષ્ટ ત્રણ માર્ગમા પ્રમાદથી થતા અનર્થ પણ સાધકે ધ્યાનમા રાખવા યોગ્ય છે પ્રમાદ થતા વેદાતમાથી શુષ્કજ્ઞાન અને દભ વગેરે અનર્થ થાય છે તે જ પ્રમાણે પ્રમાદથી ભક્તિમાથી ઘેલછારૂપ અનર્થ થાય છે પ્રત્યેક માર્ગમાં કર્તવ્યા કર્તવ્યનાનિર્ણય માટે તો શાસ્ત્રને જ પ્રમાણરૂપે માનવુ, એવો ભગવ દિશ છે

પ્રાય કલ્યાણનો માર્ગ બહિર્ દષ્ટિથી બ્રહ્માડમા શોધવાથી હાથ લાગે એમ નથી, માત્ર અ તરદષ્ટિથી પિડમાં શોધવાથી જ તે હાથ લાગે છે માટે જિજ્ઞાસુએ-સાધકે પોતાના અધિકારાનુસાર અ તર-

દષ્ટિથી એવો પ્રયત્ન કરવા યત્નવાન્ રહેવું જોઇએ.

યોગ્યતા—મનુષ્યમાં " પોતે ઉત્તમ વર્ગમાં છે " એમ માનવાની સ્વાભાવિકી વૃત્તિ હોય છે; પરંતુ તે વર્ગની પોતામાં યોગ્યતા નથી હોતી તો, માત્ર તે વર્ગમાં પોતાને ગણવાથી તેનું ફળ મળતું નથી. એટલું જ નહિ પણ હાનિ થાય છે. એથી હિતકારી કર્તવ્ય તો યોગ્યતા સંપાદન કરવી એ જ છે. પાત્રતા વિના પદાર્થની પ્રાપ્તિ થતી જ નથી. આરોપ કરે અધિકાર આવતો નથી, માત્ર વિફળતા અથવા બુદ્ધિનાશ જ ગણાય છે. ઉત્તમ વર્ગમાં જવાતું નથી, કનિષ્ટમાં રહેવાતું નથી, તેથી ઉભય ભ્રષ્ટ થવાય છે; એ સાધકે વિસરવાનું નથી.

યોગ્યતા માટે અનેક કર્તવ્ય, અનેક જ્ઞાતવ્ય અને અનેક પ્રાપ્તવ્ય છે. પુરૂષ પ્રયત્નાનુસાર કર્તવ્યની, જ્ઞાતવ્યની અને પ્રાપ્તવ્યની સિદ્ધિ થાય છે. મહાભાગી સાધકોએ મનુષ્યપણાની સફળતા માટે મુખ્યત્વે કરી સત્સંગ, સત્શાસ્ત્ર વિચાર અને હરિ પ્રસાદકર નિષ્કામ સત્ધર્મ કર્મ અવશ્ય કર્તવ્ય છે. જીવ, ઈશ્વર, માયા, જગતનાં તત્ત્વ, અતત્ત્વ, હેય ઉપાદેયાર્થ અથવા ત્યાગ ગ્રહણ સારૂ જ્ઞાતવ્ય છે. સત્સંગાદિ એ બહિરંગ તથા અંતરંગ સાધનોનું ફળભૂત " બ્રહ્માત્મૈકત્વ જ્ઞાન " જ પ્રાપ્તવ્ય છે.

ઈચ્છોદયથી દુઃખ—નિપજે તે નથી નર્કમાં,
શતિચ્છાથી—સુખ ઉપજે તે નથી સ્વર્ગમાં.

  

 



# તીર્થોદક



—જેના આચારમાં ચોરી, વ્યભિચાર અને હિંસા નથી; વાણીમાં નિંદા, અનૃત, કઠોરતા અને વાચાલતા નથી; વિચારમાં તૃષ્ણા, ચિંતા અને બુદ્ધિમંદતા નથી, તે જ મનુષ્ય—સંપૂર્ણ મનુષ્ય.' મનુષ્યપણાનો હક ધરાવનારે આ માપથી પોતાને માપવો અને જાણવું કે હું કેટલો મનુષ્ય છું.

—આપણું ધર્મજ્ઞાન સ્વલ્પ અથવા અધુરૂં હોય છે ત્યાં સુધી તે અહંકાર અને નાસ્તિકતા જ ઉપજાવે છે; જેમ જેમ જ્ઞાન વધતું જાય તેમ તેમ હૃદય નિરાભિમાન અને આસ્તિક થતું જાય છે.

—પોતાની જવાબદારીને ઓળખવી અને સમાજ, દેશ અને ઇશ્વરને માન્ય એવા ધારા પાળવા તેનું નામ નીતિ, અને તે જેનામાં હોય તે નીતિમાન.

—તત્ત્વજ્ઞાનના સંબંધમાં 'જાનન્' તે 'ભવન્' છે—જાણવું તેવું થવું છે. જાણવા જેવા થવામાં જેટલું અંતર તેટલી જ્ઞાનની ન્યૂનતા જ ગણાય છે.

—શાસ્ત્ર એક શ્રી ભગવદ્‌ગીતા, દેવ એક શ્રી કૃષ્ણ અને મંત્ર પ્રભુનાં નામ. પ્રભુની ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિ ઉભયનું પ્રતિપાદન ગીતામાં છે. જોઇ તપાસી સાવધાન રહી સાધકે તેનો ઉપયોગ કરવો.

—પોતાને ધાર્મિક માનનાર દુઃખી ન હોય અને પોતાને દુઃખી માનનાર ધાર્મિક ન હોય એ નિશ્ચય છે. દુઃખનું કારણ જ માન ભોગ લાલસા છે તે ધ્યાનમાં રાખી નિશ્ચય કરવાનો છે

—લેખનથી પઠનની શુદ્ધિ થાય છે, મનને આનન્દ થાય છે, લોકહિત પણ અંશતઃ થાય છે, એ શુભ કાર્યમાં બહુ ગુણ છે માની યથાશક્તિ પ્રવૃત્ત રહેવું.

—અંતઃકરણની વિશ્રાંતિ વેદાંતવિચારમાં છે. વાસ્તવ પુરુષાર્થ તથા નિઃશ્રેયસ્ જ્ઞાન વિના નથી જ એ બુદ્ધિમંતને અનુભવસિદ્ધ છે તે ભુલવા જેવું નથી.

—હું કોણ છું ? આ બધું કેમ થયું છે ? આનો કર્તા કોણ છે ? અહીં ઉપાદાન શું છે ? આ ચાર પ્રશ્નો સંબંધી થતા વિચાર વિચારણીય છે. નિર્લિપ્ત વિચારથી જેટલું નિઃશંક થવાય છે તેટલું જ નિર્ભય થવાય છે

—પ્રતિદિન શાસ્ત્રને વિમન અને શાંત ચિત્તે વિચારવું નિર્મળ, વિશદ અને વિશુદ્ધ અર્થને ધારવો, ધર્માભાસક કર્મજાળને ત્વરાએ ત્યજવી. સત્યધર્મનો આશ્રય કરી પરમ સુખને ભજવું, વિપરિત વિપત્તિકર છે

—પ્રથમ નિજના અધિકારને તપાસી તદનુસાર કાર્યનો સ્થાન, સમય, ઉપકરણ અને આત્મબળનો વિવેક રાખી આરંભ કરવો એ ડહાપણ છે.

—ધૃતિ, ક્ષમા, દમ, અસ્તેય, શૌચ, ઇન્દ્રિયનિગ્રહ, ધી, વિદ્યા, સત્ય, અક્રોધ, આ દશને સર્વ કાળના, સર્વ દેશના, સર્વ ધર્મના ધાર્મિકોએ ધર્મરૂપ માન્યા છે કદાપિ સ્થાન, સમય, પરિસ્થિતિ અને રુચિભેદે વેષ બીજો પહેરાવાયો હોય તો પણ આત્મા તો એ જ છે

—આચાર, વિચાર અને ઉચ્ચારથી અન્યના તન, મન અને ધન બગડે તે તથા પોતાના સુખ-સગવડ માટે બીજાના સુખ-સગવડનો ભોગ

લેવાય તે અધર્મ છે-પાપ છે એ યથાશક્તિ અકર્તવ્ય છે. આચાર-વિચાર અને ઉચ્ચારોથી અન્યનાં તન, મન અને ધન સફળ થાય તે તથા બીજાનાં સુખ સગવડ માટે પોતાનાં સુખ-સગવડનો ભોગ અપાય તે ધર્મ છે-પુણ્ય છે. એ યથાશક્તિ કર્તવ્ય છે.

—નિસ્વાર્થ મૈત્રીમાં કેવું અને કેટલું સુખ છે, તે સ્વાર્થી અને અભિમાનથી ભરેલા યથાર્થ જાણતા જ નથી-જાણી શકે જ નહિ.

—નિર્વિવાદિત છે કે, અસત્ય અને અન્યાય દુઃખપ્રદ છે. જ્યાં સુધી પોતે પોતાને ભૂલેલું રહેવાશે, ત્યાં સુધી એ થવાનું. સુખ રૂપ દુઃખ મળવાનું.

—જે સુખ શંકા અને ભય મિશ્ર હોય, તે સુખ સુખ નથી; પણ તે સુખાભાસ જ છે. વાસ્તવિક સુખ તો નિશંક અને નિર્ભય થવાય તે છે; માટે જે કરવાથી નિશંક અને નિર્ભય થવાય, તેજ પરમ કર્તવ્ય છે.

—અપૂર્ણતા, ક્ષય અને નાશ જે સ્થૂલ પદાર્થમાં સહજ છે તેને મમત્વ બાંધી પૂર્ણ, અક્ષય અને અવિનાશી કરવા મથવું, એ જેમ મૂર્ખતા છે તેમ જાતિભોગ અને મરણ જે શરીરનાં સહજ છે તેને અન્યથા કરવા મથવું, એ પણ મૂર્ખતાજ છે.

—બીજો શું કરે છે તે આપણે જોવાનું-કરવાનું નથી, પણ આપણે કરવા યોગ્ય શું છે તે જોવાનું-વિચારવાનું-કરવાનું છે.

—સમય, સ્થાન, દ્રવ્ય અને આત્મબળ-શ્રદ્ધા-વિશ્વાસ-નિશ્ચય આ ચાર, વ્યાવહારિક કોઈ પણ કાર્ય સાધવામાં સાપેક્ષ છે; અને તદનુસાર કાર્ય કરાય તો સફળ થાય છે, પરંતુ પારમાર્થિક સાધવામાં તો શ્રદ્ધા શિવાય અન્ય ત્રણની અપેક્ષા નથી તેમ તેની પ્રાપ્તિ અપ્રાપ્તિ સ્વાધીન પણ નથી, આમ છે તો પણ યદચ્છા પ્રાપ્ત સ્થાન, સમય અને દ્રવ્યને પારમાર્થિકમાં યોગ્ય યોજવા એ કર્તવ્ય છે.

'પ્રવાસી સ્વપ્નદત્ત'

# પ્રેમની પ્યાસી



પ્રભુજી ! તારા પ્રેમની પ્યાસીઃ
જપતી જાપો ભાવથી દાસી.
પ્રભુજી ! તારા પ્રેમની પ્યાસી.

દીપ ચેતાવું, ધૂપ કરાવું, સ્મરતી મંગળ બોલ;
અગરૂ ચંદનના લેપ કરાવું, પાળશો કયારે કોલ ?
પ્રભુજી !

પૂજન કરવા પુષ્પ વીણીને, ભરી છે મોહન થાળ;
વાર લગાડોઃ દુઃખ જગાડો, કરમાશે ફુલ રસાળ.
પ્રભુજી !

કુંકુમ લાવીઃ કેસર લાવી, લાવી વસંતનાં વ્હાલ;
જીવન જાતુંઃ ઉર સૂકાતું, લાગે ન તારી ભાળ.
પ્રભુજી !

તારક જોતીઃ ચંદર જોતી, પૂછતી સૂરજને વાત;
વાત પૂછતાં રાત પડંતી, અંતર થાય ઉચાટ.
પ્રભુજી !

સરવર જોયાં, નદીઓ જોઈ, જોઇ કુંજનિકુંજ,
કયાંય દીઠો નહિ વ્હાલમા તુજને, અંતર કરતો ગુંજ.
પ્રભુજી !

મૂળજીભાઇ પી. શાહ

# અદ્વૈત



"મૂરખો મળી મળી કમાણો"—એ ભોજા ભક્તના ચાબખાનો ગાઇ

મૂર્ખો વદી વદી વદંતા રે, છે અનેક જગન્નિયંતાઃ—ટેક
પોથા થોથાં વાંચી વાંચી આંખો અંધ કરંતાં
તત્ત્વ-વિજ્ઞાની ઓઠુ ધરીને કરતા નિશદિન ટંટા. રેઃ—મૂર્ખો.

સ્ત્રી-પુરૂષ રૂપ ઇશ્વર બે છે—દોઢ ડાહ્યા ફેંકંતા
ખુદા-સેતાન બે હરીફ છે સૃષ્ટા ઘણાક મત ધારંતા રે,—મૂર્ખો.

તુલસી, સરિતાને પાવક પ્રભુ ગણે અનેક વગાડી ઘંટા
તારા-સિતારા ને મ્હાણો પરમેશ્વર ગણી ઘણા પૂજતા રે—મૂર્ખો.

જગ બધી જગદીશ્વર લહે અનેકો, અણુગણુ ઈશ્વર દિસંતા
એક અને અજોડ છે સૃષ્ટિનો શાસક, ઉર ધરે ગુણવંતા રે—મૂર્ખો.

જેહાંગીર માણેકજી દેશાઈ, એમ. એ.



# વેદાંત અને વ્યવહાર

(ગતાંકથી ચાલુ)

લેખકઃ–સ્વા. શ્રી. અદ્વૈતાનંદજી



ગતાંકમાં આપણે જોયું કે મનુષ્યો સામાન્યતઃ બે પ્રકારના હોય છે. અંતર્મુખી અને બહિર્મુખી. આત્મસાક્ષાત્કાર માટે આ ઉભય પ્રકારના મનુષ્યોને અનુકૂળ આવે તેવા બે મુખ્ય માર્ગોઃ નિવૃત્ત અને પ્રવૃત્ત. મનની ભિન્ન ભિન્ન શક્તિઓના (જ્ઞાન, ક્રિયા, ઈચ્છા) વિશેષ વિકાસાનુસાર આ બે પ્રધાન માર્ગોના પેટા વિભાગો કરવામાં આવ્યા છે. (જ્ઞાનયોગ, ભક્તિયોગ, રાજયોગ, ધ્યાનયોગ, કર્મયોગ વિ.) આ બધાનો ઉદ્દેશ તો એક જ છે. તેમ આપણે એ પણ જોયું કે મનુષ્યમાં એક શક્તિનું પ્રાધાન્ય હોવાથી બીજી શક્તિઓનો લેશમાત્ર પણ વિકાસ થતો નથી એમ નથી. જ્ઞાનયોગી હોય તેનામાં પણ હૃદયનો વિકાસ હોય ને તે જ્ઞાનનો પ્રચાર કરે, પુસ્તકો લખે તે સર્વ કર્મ જ છે. ભક્તિમાર્ગીએ પણ તે માર્ગમાં પ્રવેશ કરતાં પહેલાં જીવના અને ઈશ્વરના સ્વરૂપ વિશે થોડો ઘણો ખ્યાલ તો બાંધવો જ જોઈએ. તેનો અંતિમ નિર્ણય તેના બુદ્ધિના વિકાસ પ્રમાણે હોય તે સંભવિત છે. પણ કંઈક જ્ઞાન તો તેને હોવું જ જોઈએ. તેમ ભક્ત પણ બીજા ભક્તોની સેવા કરે, ધર્મનો પ્રચાર કરે વગેરે સર્વ કર્મ જ છે. કર્મયોગી પણ થોડો

સમય શાસ્ત્રાધ્યયનમા ને ઉપાસનામા ગાળે છે, ને ગાળવો જ જોઈએ. આ પ્રમાણે ભિન્ન ભિન્ન માર્ગો અન્યોન્યાશ્રયી છે. પણ સાધારણ રીતે જે મનુષ્ય, પરમસાધ્ય દૃષ્ટિ સમક્ષ રાખી મનન, નિદિધ્યાસન દ્વારા સનાતન સત્યની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરે અને પોતાના અનુભવોનો આવિષ્કાર યુક્તિપ્રધાન સાહિત્ય દ્વારા કરે, તેને આપણે જ્ઞાનયોગીની સંજ્ઞા આપી શકીએ. જે સાધક પ્રેમદ્વારા ઈશ્વરદર્શન માટે પ્રયત્ન કરે અને ભાવપ્રધાન લલિત કળાઓ દ્વારા પોતાના આંતરિક અનુભવોનો પ્રાદુર્ભાવ કરે તેને ભક્તિયોગી કહી શકાય. જે શાસ્ત્રીય પદ્ધતિથી ચિત્તને એકાગ્ર કરી તેની ભિન્ન ભિન્ન અવસ્થાઓનુ પૃથક્કરણ કરીને, તેનુ જ્ઞાન બીજાને આપે તે રાજયોગી, અને જે વ્યાવહારિક કાર્યમાં પોતાનો સર્વ સમય ગાળવા છતા પણ નરદેહની સાર્થકતા શામાં છે તે વાત ધ્યાનમા રાખી, પરમ સાધ્યને માટે સતત પ્રયત્ન કરે તે કર્મયોગી કહી શકાય.

હવે વ્યક્તિગત વિકાસ માટે આ વિવિધ માર્ગોની સાધનપ્રણાલિકાઓ વિષે આપણે સંક્ષિપ્તમાં વિચાર કરીએ. પ્રથમ જ્ઞાન માર્ગ લઇએ.

એક જ આત્મા સર્વત્ર ભરપૂર છે. તેનાથી અતિરિક્ત બીજુ અસ્તિત્વ છે જ નહીં, આ અદ્વૈતમતવાદીઓનો મુખ્ય સિદ્ધાન્ત. આ એક જ વસ્તુ દ્રષ્ટાની મર્યાદાને લીધે ભિન્ન ભિન્ન ભાસે છે. સ્થૂળ ઇન્દ્રિયો દ્વારા જોતાં તે જગત રૂપે ભાસે છે, ને સૂક્ષ્મ ઇન્દ્રિયો દ્વારા નિહાળતા તે કલ્પનામય ને સ્વપ્નવત્ જણાય છે. આ બન્નેથી ઉચ્ચ ભૂમિકા પ્રાપ્ત કરનારને તે કૈવલ્યરૂપે જણાય છે. આત્મા એક જ છે, અને સર્વત્ર, સર્વદા, અવિચ્છિન્ન જ છે. સ્થૂળદેહાધ્યાસ હોય ત્યા સુધી દેહ રૂપે, સૂક્ષ્મદેહાધ્યાસ હોય ત્યાં સુધી મનરૂપે અને કારણ દેહાધ્યાસ હોય ત્યા સુધી અવિદ્યારૂપે, ને તેનાથી પર જવાથી સર્વવ્યાપક અખંડ સચ્ચિદાનંદ સ્વરૂપ તરીકે અનુભવાય છે. જડબુદ્ધિવાળા

અજ્ઞાની લોકો સ્થૂળ જગત રૂપે જુવે, તેનાથી ઉચ્ચકોટિના વિચારના આંદોલનવાળા જગત તરીકે અને ઉચ્ચતમ કોટિના જ્ઞાની લોકો બ્રહ્મ તરીકે અંધકારમા રહેલ દોરીમા સર્પની ભ્રાન્તિ થાય છે તે અજ્ઞાનથી. જ્યા સુધી અજ્ઞાન રહે ત્યા સુધી સર્પ રૂપે જ દેખાય, અને તેનો નાશ થયે દોરી તરીકે એક જ પદાર્થમા બે વિરોધી દષ્ટિઓ એક વખતે હોઈ શકે જ નહીં એક જ વસ્તુના સત્ય અને અસત્ય સ્વરૂપો એક જ વખતે આપણા અનુભવમા આવી શકે નહીં સમાધિસ્થ સ્થિતિમા, મનુષ્ય, જે બ્રહ્મજ્ઞાનસ્વરૂપ અને કેવળાનન્દસ્વરૂપ છે, નિત્ય મુક્ત છે, જે આકાશ સમાન નિરવધિ, નિરાકાર અને નિર્વિકાર છે, તેની સાથે ઐકયનો અનુભવ કરે છે

અદ્વૈતવાદીઓના મતાનુસાર સ્વર્ગ, નરક, વગેરે ભિન્ન ભિન્ન લોકોનુ જે વર્ણન કરવામાં આવ્યુ છે, તે સર્વ ભ્રમણા પારમાર્થિક દષ્ટિએ કોઈ જન્મતુ એ નથી, ને કોઇ મરતુ પણ નથી અજ્ઞાનતાને લીધે જ આ બધો ભ્રમ પેદા થાય છે. જંગલમા એક મનુષ્ય રાત્રિને સમયે આઘેથી વૃક્ષના ઠૂઠાને જુએ, ત્યારે પોતાના વિચારો અનુસાર તેમા જુદી જુદી કલ્પનાઓ કરે છે એક પહેરેગીરને તે ચોર તરીકે લાગે છે, ચોરને સિપાહી તરીકે વિયોગી પુરુષને પોતાની પ્રિયતમા તરીકે, ને અભિસારિકાને પોતાના પ્રિયતમ તરીકે, બીકુ મનુષ્યને ભૂતપ્રેત તરીકે વૃક્ષનુ વાસ્તવિક સ્વરૂપ કાંઈ બદલાતુ નથી પણ તેમા કલ્પનાઓનુ આરોપણ મનુષ્ય પોતાની વૃત્તિ અનુસાર કરે છે આ પ્રમાણે વસ્તુત જગત બ્રહ્મથી અભિન્ન છે પણ જ્યા સુધી માયાનુ આવરણ રહે છે ત્યા સુધી ભેદભાવ કાયમ રહે છે અને તજ્જન્ય કલ્પનામય દષ્ટિ પણ રહે છે. આત્મા અચળ છે, સર્વવ્યાપક છે, તેમા ગમન, આગમન હોઈ શકે જ નહીં. તેથી જન્મ મૃત્યુ વગેરે વિકારો ભ્રાતિજન્ય જ છે. રેલગાડીમા બેઠા હોઇએ અથવા હોડીમા બેઠા હોઇએ ત્યારે આપણને જણાય છે કે આસપાસની જમીન, વૃક્ષો વગેરે ગતિમાન છે પણ યથાર્થ જ્ઞાન થતા તે

માન્યતા ખોટી કરે છે. તે પ્રમાણે આત્માનું વાસ્તવિક જ્ઞાન થતાં સ્થૂળ, સૂક્ષ્મ સૃષ્ટિઓના અસ્તિત્વના ખ્યાલો પણ સ્વપ્ન જેવા જ લાગે છે. જ્યાં સુધી સ્વપ્ન હોય ત્યાં સુધી તેમાં આપણને સુખદુઃખના અનુભવો થાય છે, તેમ તેમાં સુસંગતિ પણ જણાય છે. તેની અવાસ્તવિકતાનું જ્ઞાન જાગ્યા પછી જ થાય છે. તેવી જ રીતે જાગ્રત અવસ્થામાં પણ આપણને જે નિયમબદ્ધતા જણાય છે તે મૃગજળ જેવી કાલ્પનિક જ છે. જેમ આકાશમાંથી વાદળાંઓ ઉત્પન્ન થાય છે, તેનેજ ઢાંકી દે છે, અને અંતે તેમાં જ લીન થઈ જાય છે, પણ આકાશ હમેશ નિર્લેપ જ રહે છે, તેવી રીતે અવિનાશી, અવિકારી આત્મતત્ત્વની અંદર, સંસારરૂપી વાદળાંઓ આવે ને જાય છે, શરીરો ઉત્પન્ન થાય છે અને અદૃશ્ય થાય છે, પણ આત્માને તેથી કાંઈ બાધ આવતો નથી. "હું" અને "તું" એ એક જ આત્મતત્ત્વની બે દિશાઓ.

સૃષ્ટિમાં સર્વ પદાર્થો પોતાના સૂક્ષ્મ બીજમાંથી ઉદ્ભવે છે, વૃદ્ધિ પામે છે, અમુક વખત સુધી ટકી રહે છે, અને પાછા પોતાના મૂળ સ્વરૂપમાં લય પામે છે. વિશ્વમાં સર્વત્ર આવી ઘટના ચાલી રહેલી હોય છે, અને તે અનાદિકાળથી ચાલ્યા જ કરે છે. ક્રમવિકાસની પહેલાં ક્રમસંકોચ હોવો જ જોઇએ; ઉત્ક્રાન્તિની પૂર્વે અવક્રાન્તિ હોવી જ જોઇએ. કારણ વગર કાર્ય હોઈ શકે જ નહીં. આ આખું બ્રહ્માંડ પણ તેના સૂક્ષ્મ કારણ સ્વરૂપમાં અદૃશ્ય રૂપે છે; તેમાંથી તેનું પ્રકટીકરણ અને પાછો તેમાં જ તેનો લય.

અખંડ જીવનસાંકળની, મનુષ્ય એક કડી છે, અને વિવિધ પ્રાણીઓ, પશુ, પક્ષી, ક્ષુદ્ર જંતુઓ, દેવો, રાક્ષસો, જડ પદાર્થો વગેરે બીજી કડીઓ છે. આ આખી પરંપરાને એક જ જીવન તરીકે, એક જ જીવનના અંશો તરીકે ગણવી જોઈએ. આ સમગ્ર પ્રતીત થતી ઉત્ક્રાન્તિ એવી વસ્તુનો પ્રાદુર્ભાવ છે કે જેની હયાતિ પહેલાં હોવી જોઈએ ઉત્ક્રાન્તિવાદીઓના મત પ્રમાણે સંસારમાં સૌથી આખરે આવિર્ભાવ

પામે છે તે જ્ઞાન. જો આમ જ હોય તો અને કર્મની પૂર્વે કારણનો સિદ્ધાન્ત સ્વીકારીએ તો આપણે મંજૂર રાખવું જોઇએ કે જગતની ઉત્પત્તિ પણ એક અખંડ જ્ઞાન સ્વરૂપ વસ્તુમાંથી છે. બ્રહ્માંડમાં સર્વત્ર વ્યક્ત થતું જ્ઞાન તે આદ્ય કારણ રૂપે રહેલ અવ્યક્ત સમષ્ટિ જ્ઞાનનો આવિષ્કાર. આ અદૃશ્ય સમષ્ટિ જ્ઞાનને જ આપણે આત્મા, બ્રહ્મ, ઇશ્વર તરીકે ઓળખીએ છીએ. એકત્વનો સિદ્ધાંત કહે છે કે વ્યક્તદશામાં આપણે નિરનિરાળા ભાસીએ છીએ પણ વસ્તુતઃ એક જ છીએ. આ સમષ્ટિથી આપણે પોતાની જાતને જેટલી જુદી માનીએ તેટલા પ્રમાણમાં દુઃખી થઇએ છીએ. એકતાનું જ્ઞાન એજ મુક્તિ. આપણી હાલની દ્વંદ્વાધીન ગુલામગીરીમાંથી મુક્ત થવા માટે એજ રસ્તો છે કે આપણે સત્સંગથી આત્મા સંબંધી જ્ઞાન પ્રાપ્ત કરવું, તેને વૈરાગ્યથી દૃઢ કરવું, ને નિરંતર તેનું ચિંતન કરવું. **અહં બ્રહ્માસ્મિ, સોઽહમ્, શિવોઽહમ્**, આ વિચારને મનમાંથી ક્ષણવાર પણ જવા દેવો નહીં. "હું અમુક નામરૂપનો સમૂહ છું," એવી બાલિશ ભાવનાને સ્થાન મનમાં આપવું જ નહીં. આપણું શરીર મૃત્યુના મુખમાં હોય, ગમે તેવી આપત્તિથી ઘેરાઇ ગયું હોય, ગમે તેવું અસહ્ય દુઃખ તેના ઉપર આવી પડ્યું હોય તો પણ અહર્નિશ, આ મહામંત્રનો જપ અર્થભાવના સહિત ચાલુ રાખવો. "હું પામી છું, દુઃખી છું, દીન છું, મારી સહાય કરો." આવાં નિર્માલ્ય વચનો કદીપણ મુખમાંથી ઉચારવાં નહી. આત્માને કોઇની સહાયની અપેક્ષા નથી. કોઇની પાસે યાચના કરવાની જરૂર નથી. શરીર રહે કે ન રહે, સૃષ્ટિ રહે કે તેનો લય થાય તેની આત્માને પરવા નથી. સુખદુઃખ આદિ વિકારો ક્ષુદ્ર અહંકારને લઇને મનમાં ઉત્પન્ન થાય છે. આ એક જ જપથી ( મહામંત્રના ) અનંત જન્મોની વાસનાઓ થોડા જ સમયમાં નષ્ટ થઇ જાય છે. જ્ઞાનયોગીએ પ્રથમથી જ હૃદયની સર્વ પ્રકારની દુર્બળતા અને મંદોત્સાહનો સદંતર ત્યાગ કરવો જોઇએ.

જ્ઞાનમાર્ગમા અંતરંગ સાધન તરીકે પ્રથમ વિવેકની આવશ્યકતા સ્વીકારવામા આવે છે આત્મા અવિનાશી છે, અને પ્રતીત થતા સર્વ પદાર્થ ( પિંડસ્થ અને બ્રહ્માંડસ્થ ), આત્માના સ્વરૂપથી વિપરીત એટલે વિનાશી છે, તેથી અસત્ય સ્વભાવવાળા છે આવો નિશ્ચય તે વિવેક સર્વેદ્રિય વિષયો નાશવંત, પરિવર્તનશીલ, પરાધીન, અને એક દ્રષ્ટાજ અચળને સ્વતંત્ર, આવો વિવેક તે પ્રથમ પગથિયુ વિવેક દૃઢ થાય એટલે વૈરાગ્ય આપોઆપ જ આવે બ્રહ્મલોકથી માંડી સ્થાવર પર્યંતના સર્વ વિષયોમા વૃત્તિનુ રાગરહિતપણુ તે વૈરાગ્ય વૈરાગ્યના કાર્યરૂપ શમાદિ ૭ સંપત્તિ. અંતરસ્થ ઇન્દ્રિયોને પોતાના નિયુક્ત સ્થાનમા રાખવી એ શમ અને બાહ્ય ગોલકોને નિયમમાં રાખવા તે દમ ઇન્દ્રિય શબ્દનો અર્થ આપણે મનમા સ્પષ્ટ કરવો જોઈએ, એટલે આપણને શમ ને દમનો,અર્થો સાફ સમજાઇ જશે. આપણે કોઇ વસ્તુ જોઇએ છીએ ત્યારે આપણે બાહ્ય ગોલકોનો, નેત્રોનો ઉપયોગ કરીએ છીએ, ને આપણને લાગે છે કે આપણને નેત્રથીજ જ્ઞાન થાય છે પણ વાસ્તવિક તેમ નથી કોઈવાર આપણુ મન, ગભીર વિચારમા ગુંથાઈ ગયુ હોય, ત્યારે નેત્રો ઉઘાડા હોય તો પણ આપણે જોઈ શકતા નથી, ને પદાર્થો આપણી સમક્ષ પડયા હોય તેનુ પણ આપણને ભાન રહેતુ નથી. આનુ કારણ એટલુ જ કે મનની સહાય. વિના બહારના ગોલકો કાંઈ પણ કરી શકે નહી ખરી ઇન્દ્રિય તો મન જ છે જયારે સ્થૂલ શરીર દ્વારા મનને કામ કરવુ હોય ત્યાર, તેની તેની સાથે એક થઇ, બાહ્ય ગોલકો દ્વારા વસ્તુઓને જોઇ તેનુ રૂપ ધારણ કરે છે બાહ્યક્રિયા ન કરતુ હોય તે વખતે અંતરસ્થ ઇન્દ્રિયોદ્વારા વિચાર કરે છે સ્વપ્નાવસ્થામા સ્થૂળશરીરસ્થ ગોળકોનો ઉપયોગ કરવામા આવતો નથી સ્વકલ્પના વડે જ વસ્તુઓ ખડી લઈને મન પોતાની ક્રિયા ચાલુ રાખે છે, આ પ્રમાણે મનજ સર્વ ક્રિયાઓનુ આદ્યકારણ હોવાથી, પ્રથમ વિચાર પછી આચાર તેથી

મનને રોકવાની પ્રથમ આવશ્યકતા. મનમા વિષય તરફ જનારી વૃત્તિને ઉઠવા દેવી જ નહીં. ઉઠે કે તરત જ કહાડી નાખવી ને પોતાના સ્વરૂપનો વિચાર કરવો એનુ નામ શમ. શમ કેળવ્યા પછી દમ તો આપોઆપ જ આવે. શરૂઆતમા બાહ્ય ગોલકોને પણ નિયમમા રાખવા તે સારૂ છે. તેથી માનસિક સયમ મેળવવામા ઘણાને સહાય મળે છે. આ પછી ઉપરતિ, વિષયોથી નિવૃત્તિ તે ઉપરતિ. આપણો ઘણો સમય આપણે વિષયો સબધી વિચારમા ગાળીએ છીએ. આવા વિચાર પ્રવાહને રોકીને મનને સ્થિર કરવું તે ઉપરતિ.

ચોથું પગથિયું તિતિક્ષા છે. ટાઢ, તડકો, સુખ, દુઃખાદિમા સહનશીલપણું. ગમે તેવુ કષ્ટ શરીર ઉપર આવી પડે તો પણ મનની સમતાનો ત્યાગ ન કરવો. સર્વ દ્વન્દ્વો શાત ચિત્તથી સહન કરવા કોઈ પણ મનુષ્ય આપણું ગમે તેટલું ભૂરુ કરે તો પણ તેના પ્રતિ જરા પણ ક્રોધ ન કરવો. ક્ષમાવૃત્તિ રાખવી. કોઈ પણ મનુષ્ય નિદા કરે, અપમાન કરે, અશ્લીલ ભાષાનો વરસાદ વરસાવે, તો પણ ચિત્તમા ઉદ્વેગ થવા ન દેવો ને તેનું કલ્યાણ જ ઈચ્છવું. ફક્ત બહારથી જ તિરસ્કાર વૃત્તિ ન બતાવવામા તિતિક્ષા નથી, પણ મનથી પણ તેના તરફ પ્રેમ દષ્ટિ રાખવી તિતિક્ષા પછી શ્રદ્ધા, કિંવા વિશ્વાસ છે પરમેશ્વર ઉપર, શાસ્ત્રોના વચનો ઉપર, અથવા આપણા નિશ્ચય ઉપર અચળ વિશ્વાસ. શ્રદ્ધાહીન મનુષ્ય સસારમાં કાઈ પણ મહાન કાર્ય કરી શકતો નથી. વૈજ્ઞાનિક પણ પોતે પ્રયોગો કરી જે અનુમાનો બાધે છે, તેના ઉપર અવિચળ શ્રદ્ધા રાખીને જ આગળ પ્રગતિ કરી શકે છે. તેજ પ્રમાણે સાધક પણ આત્માને પરમાત્માના સ્વરૂપ વિષે નિર્ણય કરી તેને વળગી રહેવુ. વાસ્તવીક રીતે આપણે આત્માની ને બ્રહ્મની વાતો કરીએ છીએ પણ તે પ્રમાણે વર્તન કરવાની શક્તિ ગણ્યા ગાઠ્યા મનુષ્યોમા જ જોવામા આવે છે. કરોડો મનુષ્યો પૈકી કોઈક ને જ આત્મામા અથવા પરમેશ્વરમા ખરો વિશ્વાસ હોય છે. જ્યા સુધી સ્થિતિ

મારી હોય, સજોગો અનુકૂળ હોય, કોઇ પણ જબરજસ્ત આપત્તિ શિર ઉપર ન આવી હોય ત્યા સુધી બહારની ક્રિયાઓ કરીને અને ઇશ્વરનું નામ દઇને, ધાર્મિક થવાનો દાવો ઘણા ખરા કરે છે પણ જરા સકટ આવી પડે એટલે મન આકુળવ્યાકુળ થઇ જાય છે અને આત્માનું અને ઇશ્વરનું વિસ્મરણ થઇ જાય છે પામર જતુની માફક દીનતા બતાવી આમ તેમ સહાય માટે ફાંફા મારે છે આ શ્રદ્ધાની ઊણપ બતાવે છે આત્મામા અથવા પ્રભુમા દૃઢ વિશ્વાસ અને તેના સાક્ષાત્કાર માટે અતૃપ્ત આગ્રહ, બીજા કોઇનો પણ આશ્રય લેવાની ઇચ્છાનો અભાવ, એનુ નામ શ્રદ્ધા

શ્રદ્ધા પછી સમાધાન. ચિત્તની એકાગ્રતાને સમાધાન કહેવાય છે સર્વદા આપણા મનને પરમાત્મામા લીન રાખવુ. ક્ષણભર પણ મલિન થવા દેવુ નહિ મનની અદર પૂર્વ સસ્કારો અનુસાર વિચારોનો પ્રવાહ ચાલ્યા જ કરે છે તેને રોકવો જોઇએ મન અતિ ચચળ છે, તેને કબજામા રાખવુ તે દુષ્કર છે અભ્યાસથી ને વૈરાગ્યથી જ તેના ઉપર પ્રભુત્વ પ્રાપ્ત થાય છે. સાધન હમેશ કઠિન જ હોય આત્મ સાક્ષાત્કારનો માર્ગ એટલો સહેલો નથી કે થોડા જ વખતમા અલ્પ પરિશ્રમથી તે સાધ્ય કરી શકાય હજારો જન્મોના સસ્કારો નાબુદ કરીને ચિત્ત તૈયાર કરવાનુ છે વારવાર તેને વિષયોમાથી ખેચી લઇ આત્મામા સ્થિર કરવુ ને શાત રાખવુ. પછી મુમુક્ષુત્વ એટલે મોક્ષની ઇચ્છા પ્રકૃતિના બધનમાથી છૂટવાનો તીવ્ર સંવેગ તેને મુમુક્ષુત્વ કહેવાય સદસદ્ વિવેક મનમા દૃઢ થયો હોય તો મુમુક્ષુત્વ પણ આપોઆપ જ આવે સામાન્ય રીતે આપણે સંસારની જાળમા એટલા ફસા ગયેલા છીએ કે આપણને તેમાથી છુટવાની પરવા જ હોતી નથી, તે તેમાથી મુક્ત થવાનો રસ્તો છે કે કેમ તેની પણ ખબર હોતી નથી આપણે જે સ્થિતિમાં છીએ તેના કરતા ઉચ્ચ અવસ્થા છે કે કેમ વિષે પણ આપણને શકા હોય છે આપણે અનેક સકટોમાંથી પસા

થઈએ છીએ તો પણ દેહનો અને નામરૂપાત્મક પદાર્થોનો મોહ છૂટતો જ નથી. પૂર્વનો દેહાધ્યાસ એટલો પ્રબળ છે કે તેનો ત્યાગ કરતા આપણને અથાગ પરિશ્રમ કરવો પડે છે. કુદરતની લાતો વારંવાર સહન કરીએ છીએ, આપણી સુખપ્રાપ્તિની કાલ્પનિક યોજનાઓ કુદરત ધૂળધાણી કરી નાખે છે, કડવા અનુભવો થયા જ કરે છે, તો પણ "હાર્યો જુગારી બમણું રમે" એ કહેવત અનુસાર વાસનાઓના અસ્ખલિત પ્રવાહમા આપણે તણાયા કરીએ છીએ, આનું નામ જ માયા એના બંધનમાથી છૂટવાની તાલાવેલી એ મુમુક્ષુત્વ.

આટલા જ્ઞાનમાર્ગના બહિરંગ સાધનો. તે ઉપરાત અંતરંગ સાધનો, શ્રવણ, મનન અને નિદિધ્યાસન. શાસ્ત્રોનું શ્રવણ કરવુ અથવા અધ્યયન કરવું. પારમાર્થિક વિષયનો સ્ફોટ કરતા શાસ્ત્રોનો અભ્યાસ અનિવાર્ય. પછી મનન કરવુ, તેનું રહસ્ય સમજવુ, તેના શબ્દોને વળગી રહેવું નહિ પણ ભાવાર્થ ગ્રહણ કરી લેવો. સ્વસ્વરૂપનો મનમા નિશ્ચય કરી તેનું નિરંતર ધ્યાન તે નિદિધ્યાસન આત્મતત્ત્વના અનુસંધાન વિના કેવળ મનનથી અનુભૂતિ થતી નથી. મનનથી પરોક્ષ જ્ઞાન થાય, બુદ્ધિનો નિશ્ચય થાય પણ અપરોક્ષ જ્ઞાનને માટે, ચિત્તની વૃત્તિ અખંડ બ્રહ્માકાર રાખવાના પ્રયત્નની, નિધ્યાદિમનની, પરમાવશ્યકતા છે. શ્રી યોગવશિષ્ઠમાં જણાવ્યુ છે કે અવિદ્યાનો અર્ધ ભાગ સત્પુરૂષોના સમાગમથી નાશ પામે છે, ચોથો ભાગ શ્રવણ, અને મનનથી અને બાકીનો ચોથો ભાગ નિદિધ્યાસનથી. મહાત્મા પુરુષોનો સંપર્ક, સર્વના કરતા શ્રેષ્ઠ છે. આથી પ્રથમ ભૂમિકામા સ્થિતિ થાય છે. પણ તેની સાથે નિદિધ્યાસનરૂપી પુરુષાર્થની પણ જરૂરીયાત ખરી જ. આ સર્વ સાધનોનો એક સાથે લાભ લેવાય તો તે સૌથી ઉત્તમ. અવિદ્યાનો નાશ થયા પછી જે અવશેષ રહે છે તે કઇ જ નથી એમ કહીએ તો પણ ચાલે. ને જો કઈ રહે છે એમ કહીએ તો તે અનિર્વચનીય છે. તે જ પરમતત્ત્વ છે, નામરૂપથી રહિત છે, જન્મ, મરણ આદિ વિકારોથી

રહિત છે, અનંત, આનંદસ્વરૂપ જ્ઞાનસ્વરૂપ છે. આ નિત્ય તત્ત્વમાં જીવ, જગત, આદિ કલ્પનાઓ પોતાથી અભિન્નરૂપે સ્ફુરે છે. પણ તે હમેશ નિર્લેપ રહે છે તેમાં, પ્રમાતા, પ્રમેય, ને પ્રમાણ એ ત્રિપુટીનો ભ્રમ હોતો જ નથી

## ભક્તિમાર્ગ

ભાવપ્રધાન મનુષ્યો માટે ભક્તિમાર્ગ છે. સાધનપદ્ધતિ સ્વાધિકારાનુસાર હોય તો જ આધ્યાત્મિક પ્રગતિ ત્વરાથી થઈ શકે. એટલા માટે જ આપણા શાસ્ત્રોમાં અધિકારભેદ ઉપર ભાર મુકવામાં આવ્યો છે ભક્તિપ્રધાન મનુષ્યોએ તર્ક વિતર્ક કરી, વાદવિવાદોમાં ઉતરી પોતાની શ્રદ્ધાને ચલિત કરવી એ ઉચિત નથી જ્ઞાનમાર્ગમાં પરમ તત્વના ચૈતન્ય સ્વરૂપ ઉપર ભાર મુકવામાં આવે છે કર્મમાર્ગમાં તેની શક્તિ ઉપર, અને ભક્તિમાર્ગમાં તેના પ્રેમ, આનંદ, સ્વરૂપ ઉપર ભાર મુકવામાં આવે છે

નિત્યતત્વ પ્રેમરૂપ હોવાથી, સર્વ પદાર્થોને તે પોતાના તરફ આકર્ષે છે ને પોતામય કરવા પ્રયત્ન કરે છે જે પ્રાણીઓ આ નિર્લેપ અને વ્યાપક પ્રેમના આંદોલનો ઝીલી શકે છે, તેઓ તે પરમાત્માના સ્વરૂપને જલ્દીથી પ્રાપ્ત કરે છે.

આનન્દમય પરમતત્વના બે સ્વરૂપ, નિરાકાર, અને સાકાર અમર્યાદિત સ્વરૂપ તે નિરાકાર ને દ્રવ્ય, ગુણ ને કર્મની સત્તાથી પરિમિત થયેલુ તે સાકાર જ્યારે ભજનીય પરમતત્વ, સ્વેચ્છાથી, ભક્તોના અનુગ્રહાર્થે, અને અધર્મીઓના વિનાશ માટે પાર્થિવ ભૂમિકામાં ઉતરે ત્યારે તેને અવતાર કહેવામાં આવે છે આ પરમાત્માના મૂળ સ્વરૂપ સાથે, અથવા સાકાર સ્વરૂપ સાથે અથવા અવતાર સ્વરૂપ સાથે પ્રેમપૂર્વક મનની સ્થિતિ બાંધવી, તેનું નામ ભક્તિ શ્રી નારદજી ભક્તિના લક્ષણોનું વર્ણન કરતા જણાવે છે કે ' સઘળા વિચાર, વચન અને કાર્યનું જ્યારે

પ્રભુને સમર્પણ થઈ જાય અને પ્રભુની ક્ષણિક વિસ્મૃતિથી પણ હૃદયમા અત્યંત વ્યાકુળતા થાય ત્યારે સમજવું કે ભક્તિનો ઉદય થયો છે" ઈશ્વર પ્રત્યેના પરમાનુરાગ અથવા પ્રેમભાવને તેઓશ્રી ભક્તિ કહે છે. એની પ્રાપ્તિ થતા મનુષ્યને કોઈપણ પ્રકારની ઈચ્છા ન રહેતા તે સર્વથા સંતુષ્ટ બને છે કોઇપણ હાનિથી તે શોક પામતો નથી. કોઇની ઈર્ષ્યા કરતો નથી આ ભક્તિરસનો એકવાર અનુભવ થયા પછીથી અન્ય કોઇપણ વિષયમા તેને આનંદ પડતો નથી ઈશ્વરસાક્ષાત્કારથી મનુષ્ય પ્રેમોન્મત્ત બની જાય છે. સ્તબ્ધ પણ બને છે ને આત્મારામ પણ બને છે કોઇપણ ઐહિક વાસનાની પ્રાપ્તિ માટે ભક્તિનો ઉપયોગ કરી શકાય નહી; કારણ ભક્તિ પોતે સકળવાસનાઓના નિરોધના કારણરૂપ છે. સાધારણ લૌકિક પ્રેમમા પ્રેમીને પોતાના પ્રેમપાત્ર પાસેથી સાચો પ્રેમ પ્રાપ્ત કરવાની આકાંક્ષા હોય છે. ભક્તના પ્રેમમા તો પ્રેમપાત્રના સુખમા જ તેનું સુખ સમાયેલુ હોય છે. શુદ્ધ ભક્તિમા પ્રભુ પ્રત્યે ચિત્ત આસક્ત થઈ જાય છે. અન્ય સઘળા આશ્રયોનો ત્યાગ કરવામા આવે છે. કેવળ પ્રભુનો જ આશ્રય લેવામા આવે છે. પરાભક્તિ અને પરાવિદ્યા એક જ છે. ભક્તજનોની અંદર જાતિ, વિદ્યા, રૂપ, કુળ, ધન, કે ધંધા વિષયક ભેદભાવો હોતા નથી. પ્રભુપ્રેમ અહૈતુક હોવો જોઇએ. ભક્તિ સરળ અને સહજ છે. કારણ કે મનુષ્ય સામાન્યત, લાગણી પ્રધાન વધારે હોય છે. પ્રેમભક્તિ ત્રણ પ્રકારની ગણવામા આવે છે. **સમર્થા, સમંજસા ને સાધારણી.** તેમા છેલ્લી સાધારણી ભક્તિમા હમેશા ક્ષુદ્ર કામનાઓ રહેલી છે તેમાં મનુષ્ય પોતાના ઇષ્ટ દેવ પાસેથી " મને આ આપોને તે આપો " એવી કાઇને કાંઈ યાચના કર્યા જ કરે છે. ઐહિક વાસનાઓની તૃપ્તિ માટે આવી ભક્તિ કરવામા આવે છે "**સમંજસા**" ભક્તિ મધ્યમ પ્રકારની. તેમા પણ વિનિમયનો ભાવ થોડો ઘણો રહેલો હોય છે. બદલો ઉચ્ચ પ્રકારનો હોય પણ તદ્દન નિષ્કામ નહી' '**સમર્થા**' ભક્તિની અંદર પ્રેમીને કોઈપણ પ્રકારના પ્રતિ

દાનની અપેક્ષા જ હોતી નથી. જેમ પતંગિયાની દીપક પ્રત્યે શુદ્ધ પ્રીતિ હોય છે, જે કાંઇ બલિદાન આપવું પડે તે આપવા તૈયાર હોય છે, તે પ્રમાણે 'સમર્થા' પ્રીતિવાળા ભકતો પણ પોતાનું સર્વસ્વ ઇશ્વરને કોઈપણ જાતના સાટાની ભાવના વગર અર્પણ કરી દે છે. જ્ઞાનમાર્ગમાં અને ભકિતમાર્ગમાં, છેવટના ધ્યેયમાં કાંઇ ભિન્નતા છે એમ કેટલાકની માન્યતા છે. જ્ઞાનમાર્ગીઓના મંતવ્ય પ્રમાણે અંતિમ અવસ્થામાં ઉપાસક, ઉપાસ્યનો ભેદ નષ્ટ થઇ જાય છે. દ્વૈત સંપ્રદાયોના અનુયાયીઓના મતાનુસાર ભકિત સાધન છે અને સાધ્ય પણ છે. આપ્તની અવસ્થામાં પણ તેઓ અંશાશિના ભાવનો ત્યાગ કરવામાં માનતા નથી તે ભાન કાયમ રાખી ભક્તિરસનું આસ્વાદન કરવામાં તેઓ અધિકાનંદ માને છે. આ ઉભય મતોમાં કાંઈ ઝાઝો તફાવત નથી. બન્નેમાં ચિત્તની પરાજીતાનું છે જ, અવસ્થાદ્વયનો ત્યાગ કરવાનો છે જ. નવરસના આલંબન રૂપે ભગવાનને લઈને પોતાના મનને તેમાં સ્થિર કરે તે ભકત કહેવાય અને આવી અવસ્થાથી ભકતના મનમાં ઉત્પન્ન થતા આનંદને ભકિતરસ કહેવાય છે.'

સામાન્ય રીતે, નિરાકાર વસ્તુમાં અને સાકારમાં પણ જે અવ્યક્ત હોય, એટલે કોઇપણ પ્રકારનો ખાસ આકાર ન હોય, તેના તરફ પ્રેમ કરી, ને તેમાં ચિત્તને એકાગ્ર કરવા મનુષ્ય અસમર્થ હોય છે તેથી કાંઈ પણ પ્રતિમા અથવા પ્રતીક રાખવાની આવશ્યકતા રહે છે. એટલે નિર્ગુણમાંથી સગુણનો આશ્રય લીધા વિના જનસમૂહને ચાલતું નથી ભકિતમાર્ગમાં પ્રેમ અને શ્રદ્ધાની પ્રધાનતા છે. ચિત્તને શાંત અને શુદ્ધ કરવાના હેતુથી પરમેશ્વરની અનેક સગુણ વિભુતિઓ પૈકી કોઇ એક વિભુતિનું ધ્યાન કરવું અથવા માનવ દેહધારી સગુણ પરમેશ્વરની અનન્ય, અવ્યભિચારિણી ભકિત કરવી એ સરળ અને સર્વગ્રાહ્ય સાધન છે. ઉપાસના એટલે દેવની પાસે ચિત્ત વડે જઇ તેમાં સ્થિતિ બાંધવી. ઉપાસનાના બે પ્રકાર હોય છે. અહંગ્રહ અને પ્રતીક પર

આત્મામાં અહંભાવ બાંધીને રહેલી ઉપાસનાને અહંગ્રહ ઉપાસના કહેવાય છે, ને કોઇપણ પ્રકારનું પ્રતીક લઇ તેમાં ઇશ્વરની ભાવના કરી ચિત્તને એકાગ્ર કરવું તેને પ્રતીકોપાસના, કહેવાય છે. પ્રતીક એક પ્રકારનું સાધન છે તે આપણે ધ્યાનમાં રાખવું. પ્રતીક ગમે તે લઇએ, આકાશ, અગ્નિ, સૂર્ય ચંદ્ર, જળ, વાયુ, શાલિગ્રામ, શિવલિંગ, અથવા શ્રી રામચંદ્રજી, શ્રી કૃષ્ણચંદ્રજી વ. અવતારોની અથવા અન્ય મહાત્માઓની મૂર્તિઓ લઇએ. આ સર્વ મનને પરમેશ્વર તરફ વાળવાનાં સાધનો છે. પ્રતીક ઉપાસનામાં, મનુષ્યનો ઉદ્ધાર કરવાની શક્તિ **ભાવનામાં** છે તે ધ્યાનમાં રાખવું. શાલિગ્રામમાં વિષ્ણુનો ભાવ કરે તો વિષ્ણુલોકમાં જવાય અને તે જ પ્રતીકમાં યક્ષ, રાક્ષસ, ભૂતાદિની ભાવના કરે તો તેવી ગતિ થાય. ફલનો આધાર ભાવ ઉપર. સંત તુકારામ જણાવે છે કે દેવ ભાવના ભૂખ્યા છે. પ્રતીક ગમે તે હોય, પ્રતીક ને તેમાં રહેલો ભાવ, આ બે વચ્ચે જે તફાવત છે તેનું વિસ્મરણ થવું ન જોઇએ.

શ્રી ભાગવત પ્રમાણે ભક્તિ નવપ્રકારની છેઃ શ્રવણ, કીર્તન, નામસ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન. આમાંથી કોઇપણ એક રીતને શુદ્ધ ભાવસહિત વળગી રહેવાથી ભગવાનનાં દર્શન થાય છે. શ્રી તુલસીદાસજી કૃત રામાયણમાં આ નવધા ભક્તિનું વર્ણન બીજી રીતે આપવામાં આવ્યું છે. તેઓશ્રીના મત પ્રમાણે, સંતપુરૂષોનો સમાગમ, ભગવાનની કથામાં પ્રીતિ, ગુરુચરણની સેવા, ભગવાનના ગુણાનુવાદ, મંત્રનો જપ, ભગવાનમાં શ્રદ્ધા, ઇન્દ્રિયોનું દમન, સુંદર સ્વભાવ રાખવો, બહુ કર્મમાં વિરક્તિ, સજ્જનમાં નિરંતર પ્રીતિ, બધો સંસાર રામમય જોવો, સંતોને ભગવાન તૂલ્ય ગણવા, જે કાંઇ મળે તેમાં સંતોષ માનવો, પારકાનાં દોષોને સ્વપ્નમાં પણ જોવા નહીં, બધા સાથે સરળતાથી ને છળ વગર વ્યવહાર કરવો, ભગવાન ઉપર વિશ્વાસ રાખવો, અને મનમાં હર્ષ

આપણે યાદ રાખવું જોઇએ કે વિધિઓ, પ્રતીકો, પ્રતિમાઓ, દેવાલયો, મંદિરો, સર્વ ક્રિયાકાંડ, પૂજા, આરતિ, ધૂપ, દીપ, વિગેરે સર્વ આધ્યાત્મિક વિકાસ પામતા છોકરાને સહાયકર્તા છે. તેમની ઉપયોગિતા અમુક હદ સુધીજ હોય છે, વધારે નહીં. શ્રી ભાગવતમાં સ્પષ્ટ રીતે પ્રતિપાદન કરેલું છે કે ચિત્તશુધ્ધિ ન થાય તો સર્વ ક્રિયાઓ વ્યર્થ છે. તેમનો ઉદ્દેશ ચિત્તને શુધ્ધ કરવા પૂરતો જ. બાકી મુમુક્ષુઓને ઉચ્ચતર પગથિયા ચઢવા માટે દૃઢ બનાવનાર કેવળ બાલોદ્યાન છે છેવટ સુધી બાહ્ય વિધિઓને પકડી રહે તો જાણવું કે તેનો માનસિક વિકાસ ઘણો થોડો થયો છે.

આ ઉપરાંત ધર્માંધતાનો પણ ભક્તમાં અભાવ હોવો જોઇએ. માત્ર જ પ્રતીક ખરૂં ને બીજા પ્રતીકો ખોટા—આ ક્ષુદ્ર ભાવનાનું અસ્તિત્વ હૃદયની સંકુચિતતા બતાવે છે. શ્રી ભાગવતમાં જણાવેલું છે કે જે મનુષ્ય શ્રધ્ધા રાખી મૂર્તિમાંજ ભગવાનની પૂજા કરે પણ ભગવાનના ભક્તોની તેમ બીજા મનુષ્યોની પૂજા કરે નહીં, ને જેને બીજા પ્રતીકોમાં અને પ્રતિમાઓમાં શ્રધ્ધા ન હોય તેને પ્રાકૃત ભક્ત સમજવો. (ભક્તિનો આરંભ કરનારજ જાણવો,), જે મનુષ્ય ઇશ્વર ઉપર પ્રેમ, ઇશ્વરના ભક્તો સાથે મૈત્રી, મૂર્ખો ઉપર કૃપા તથા શત્રુઓ તરફ ઉપેક્ષા રાખે, તે મધ્યમકોટિનો ભક્ત જાણવો,'ને "હું ચૈતન્યરૂપ, પરબ્રહ્મરૂપ, સર્વ પદાર્થોમાં વ્યાપક છું તેમ સર્વ પદાર્થો મારા પરબ્રહ્મ સ્વરૂપમાં અધ્યાસ રૂપે રહેલા છે." આ પ્રમાણે જે જાણે તેને ઉત્તમ ભક્ત સમજવો.

વિશ્વમાં એક જ ગતિદાયક શક્તિ છે, તે પ્રેમની. આ પ્રેમથી જ ઉત્તેજીત થઇને ક્રાઇસ્ટ, બુધ્ધ જેવા અવતારી પુરૂષોએ પોતાનું સર્વસ્વ અર્પણ કરી દીધું હતું. આ પ્રેમજ વિશ્વની સર્વોત્કૃષ્ટ શક્તિ છે. આ વિશ્વપ્રેમનું નામજ ઇશ્વર. આવી શ્રેષ્ઠતમ ભક્તિ પ્રાપ્ત થાય ત્યારે વિધિઓ, પ્રતિમાઓ દૂર થઇ જાય છે. આવા ભક્તને કોઇ પંથ,

સંપ્રદાય કે ખાસ ધર્મ પણ હોતો નથી. સર્વ પંથો, સંપ્રદાયો, ધર્મો તેનામાં લીન થઈ જાય છે. સમસ્ત મંદિરો, દેવાલયો, મસીદો તેની અંદર સમાઈ જાય છે. અમુક મર્યાદિત વિધિઓમાં તે બંધાઈ રહેતો નથી. સર્વ પંથો, સંપ્રદાયો, ધર્મોનું સંમિલન સ્થાન એ એક જ છે, ઈશ્વર. મનુષ્ય સ્થૂળ પ્રેમથી શરૂઆત કરે છે, વધતાં વધતાં, તે આખરે અનંત બની જાય છે. સર્વ વાસનાઓના ત્યાગથી, સ્વાર્થી દ્રષ્ટિના પરિત્યાગથી તેને અનુભવ થાય છે કે પ્રેમ, પ્રેમાસક્ત અને પ્રિયતમ એ ત્રણે એક જ છે.

મુક્તિના પાંચ પ્રકાર માનવામાં આવે છે, સાલોકય, સારૂપ્ય, સામીપ્ય, સાયુજ્ય અને કૈવલ્ય. તેમાં કૈવલ્ય મુક્તિ જ્ઞાની ભક્તની છે. જેઓ ભક્તિને સાધન અને સાધ્ય પણ માને છે તેઓ સાયુજ્યને ઉચ્ચતમ ગણે છે. તેમા થોડોઘણો અંશાંશિ ભાવ રહે છે.

(અપૂર્ણ)

卐

# મારા જેવાઓને

લેખક—શ્રી રમેશ રમણનાથ ગોતમ, બી એ



તે તો નહોતુ ધાર્યું, ભાઈ, પણ તારા પત્રને અથેતિ વાંચી જવાની હિંમત હુ કરી શક્યો ખરો ના, મારા મનમા મે તારા 'રાયચા'ની મશ્કરી પણ નથી કરી ખરુ પૂછે તો હુ તારા એવા કોઈ ઉભરાની આટલી પણ અપેક્ષા રાખી જ ન્હો હતો ખરેખર તે જે લખ્યુ છે તે—અને નથી લખ્યુ તે પણ—હુ શબ્દશ સમજી શકુ છુ એવી ચિત્તક્ષોભની દશામા હુ પણ ડહોળાઈ ચૂક્યો છુ હજુયે અવારનવાર એના વમળોમા અટવાઈ પડુ છુ વળી તુ એવો ડર ન્હે રાખતો કે હુ તારી દયા ખાઈશ ઊલટુ તારી મનોવ્યથા માટે હુ તો તને અભિનંદુ !

આ તો ઉડાવવાની વાત કરી—એવુ તને લાગ્યુ ? નહિ, નહિ બિરાદર, મે જે કહ્યુ છે તે સાચૂ જ કહ્યુ છે જે મારા અનુભવ જીવનના નિચોડમાથી તને લાગુ પડી શકે એવો લે આ એક 'ડોઝ'

તુ એમ તો નથી ધારતોને, કે તારા જેવી સ્થિતિ અનુભવનારા બધાને આવી વ્યથાનો અનુભવ પ્રાપ્ત થાય છે ? જો એમ ધારતો હોય તો તારી ભૂલ છે હુ સારી રીતે જાણુ છુ કે હકીકતમા એવુ જવલ્લે જ બને છે અને તુ શુ એમ કલ્પે છે કે તે અનુભવો

કે તેના ઉદ્ગેગથી ન નણ્યા ગ્હેનાગ ગધા માનવી જ'જાળથી ઉગરી જાય છે, જીવન જીતી જાય છે અનુભની કેન્તા વધારે સુખી હોય છે ?

ચાત્ર ગલન વાત ! એવુ ધાગ્વાની ભૂલ રખે કગ્તો જે સ્રી પીડનુ' દુ ખ ન અનુભની શકી હોય, તેને સ તાનના સુખની કંઠ પણ કનાથી હોય ?

ગાણસને પાગલ બનાની મૂકે એવા આ છગરના તુફાન, હૈયાની હેળી, સૃષ્ટિમાત્રનો સ હાગ કગ્ની નાખવાની આ ઝાંઝ-એ બધુ તો મા ાવમાનસના વિકાસક્રમનુ એક પગથીયુ માન છે

આખા જગત સાથે તે માની લીધેેા કજિયો વરતુ માત્રથી-પ્રસગમાત્રથી દિલમા ભભૂકતા અસ તોન, 'કશુ નથી સમજી શકાતુ ' નો કિ'કર્તવ્યમૂઢ આર્તનાદ, 'ન સારની અવળચડાઈ " માટે એ સસારના સર્જનહાગ પ્રત્યેનો-તાગ ધર્મ પ્રત્યેનો-અરે ખુદ તારી પત્ની તગફનો પણ કે ન સમજી શકાય ન કળી શકાય એવો અસ તોપ, જે તને વિહ્વળ કગ્ી નાખે છે અને છતા સામા માણસને ગ'ભીર અન્યાય કગ્વા સમાન તને પોતાને ભામે છે-આ બધી માત ઉત્પાદક વાવેતગ પહેલાની ખેડની વ્યથા છે—વિનાશક જ્વાલામુખીના ઉ કાપાતની પીડા નહિ

તે 'ઉમ્મગ ખય્યામ' વાચ્યો છે ? જે એને તાગ કગ્તા શુ ઓછુ આ યુ છે ?

Ah love ! couldst thou and I with Fate conspire
To grasp this sorry scheme of things entire,
Would not we shatter it to bits and then
Remould it nearer to our hearts' desire ?

ચિત્તની આ અવસ્થા એટલે મનોમ થન મનના ઝઘડાની આ વૃત્તિની, મનોદશાઓના આ ર ગવૈવિધ્યની જબગી છાપ તારા જીવન ઉપગ પડવાની એ મ થનનો સાધન તરીકે ઉપયોગ કગ્ીને જે પ્રભાવ

જે સસ્કાર, ઈશ્વર અગર કહો કે કુદરત તારા ઉપર પાડવા માગે તે પ્રભાવની, તે સસ્કારની અવગણના તારાથી ન જ થાય. જો થાય તો અત્યારે તને તારા જીવનમા જે ધ્યેયરહિતપણુ, જે અનિશ્ચિતતા જે આત્મઅધારનો આભાસ દેખાય છે, તે તારે કાયમ માટે ભોગવ્યા કરવો પડવાનો

એક ક્ષણના પ્રમાદ માટે, એક પળની ગફલતી બદલ, એ લાબા, અણધાર્યા કાળ સુધીની સજા !

તુ શાત ચિત્તે વસ્તુસ્થિતિનુ પૃથક્કરણ કર, એટલે તેમાથી નાનાવિધ અને અદ્દભૂત સત્યો તરી આવતા તને દેખાશે ડોકટરની ડીગ્રી લેવાની ઈચ્છાવાળો વિદ્યાર્થી મડદુ વાઢવાની તક મળતા સૂગાઈને એ મડદાને ફેકી દે, તો દાક્તરપણા માટે અનિવાર્ય એવા શરીરરચનાના જ્ઞાનથી અને ડીગ્રીથી પણ એ વચિત રહી જાય, પણ મનને બાધીને, શાત ચિત્તે પોતાનુ કર્તવ્ય બરાબર બજાવે તો એ સૂગના બલિદાનનો અતે સુગધમય સુદર પાક ઉતર્યા વિના ન રહે '

આહા ! અહિ મારે કરવુ જ હોય તો કેટલા ચવાઇ ચૂથાઇ ગયેલા શાણપણના સૂત્રોનુ પિષ્ટપેશણ હુ કરી શકુ ! પરતુ એ બધુ ધૂળ ઉપર પ્રસારેલા લીપણ જેવુ નકામુ કહેવાય, કેમકે સત્ય જાણવુ અને કથવુ, અને સત્યને અનુભવીને આતરપ્રેરણાથી તેની કદર કરવી, એ બે વચ્ચે કેટલુ વિશાળ અતર છે !

દરેક નિશાળીયો શુકવાણી ભાખી શકે છે કે ' દયા ધર્મ કા મૂલ હૈ, પાપ મૂલ અભિમાન '' અને ધારે છે કે પોતે એ કડીનો મર્મ બરાબર સમજે છે. પણ અરેખર, ધર્મમાનનુ મૂલ અનુકપા છે અને પ્રત્યેક અનુચિત આચાર વિચારના મૂલમા કોઇને કોઈ રૂપમા અભિમાનનો કીડો લાગેલો હોય છે, એવુ અનુભવીને તેને અતરના ઊડાણમાં ઉતારવા માટે અને તે પણ માથે પળીયા આવી જતામા સુધીમા ભાગ્યેજ ઉતારી શકવા માટે, કેટકેટલી મનોવ્યથાઓ સહેવી

પડે છે, આહુતિઓ આપવી પડે છે અને નિર્બળતા ઉપરના વિજયોની પરંપરાના વિષઘૂંટડા ગળવા પડે છે !

તેથી હું એવા સ્વાનુભવરસશૂન્ય સૂકાં સૂત્રો તારે માથે નહિ પટકું, પણ એટલી ખાત્રી તો જરૂર રાખજે, મારા જિગર, કે આ ધૂંધવાટના, આ તમસના ધૂમાડા ભલે કદાચ હજી થોડાં વર્ષ સુધી તારા ચિત્તમાં ગોટેગોટે ઉભરાય પરંતુ અંતે તેમાંથી એક એવો તણખો પ્રકટશે કે, જે તારા જીવનની ઘણી આગામી ઉપાધિઓમાં પથ ઉજ્જ્વળતો મહામૂલો પ્રકાશ પાડશે.

આધુનિક શિક્ષિત–અને તે સાથે સંસ્કારી–જુવાન જગતનું હું તારામાં પ્રતિબિંબ જોઉં છું, એના પ્રતીકરૂપે તને દેખું છું. બહુ વખત થયાં હું તારું નિરીક્ષણ અને ચિકિત્સા પણ કરી રહ્યો છું; અને મને લાગે છે કે હવે કરી શકયો છું; પણ તેનું લક્ષણ જાણવાની અને તેનું નિદાન સમજવાની તને આપમેળે ઇચ્છા થઇ નહોતી ત્યાં સુધી તે તને કહી સંભળાવવાની પણ મારી ઇચ્છા નહોતી.

હવે સાંભળ. જાણ્યે કે અજાણ્યે તું ત્રણ વ્યાધિઓથી પીડાય છે.

૧ દ્રવ્યનો અભાવ.
૨ જીવનમાં હેતુનો, ધ્યેયનો અભાવ, અને
૩ તારી કક્ષાના અથવા આત્મવિકાસમાં તારાથી ઉંચી પાયરીએ પહોંચેલા મિત્રનો અભાવ.

પહેલામાં બીજું અંતર્ગત છે. જીવનનું ધ્યેય નક્કી થતાં દ્રવ્યનો અભાવ નહિ સાલે, અને વૃત્તિ અંતર્મુખ થતાં જીવનનું ધ્યેય તરત બંધાશે. તેથી દ્રવ્યના ભાવાભાવ પણ સહેજે સમજાશે.

આ તારા દર્દની ચિકિત્સા......જો, જો, મારા ભાઈ, ફરીથી તારા અંતરવારિધિમાં એક ઊંડી ડૂબકી મારી જો.

જો, તને સ્થૂળ રત્નાકરનાં રત્નો કરતાં અનેકધા વધારે મૂલ્ય-

વ્યર્થ છે અને તેમ છતા પણ, શાણો અને વિવેકી જિજ્ઞાસુ એ સાધનોને એક ઉચ્ચતર પ્રાપ્તવ્યને પહોંચવાના સાધનરૂપ બનાવી શકે એટલી જ ઐહિક સંપત્તિની આત્મવિકાસમા શાણા માણસે સદા સમજવી રહી. સંપત્તિ તો પ્રારબ્ધવશ સંજોગ છે, માર્ગે ચાલતા બનતો એક પ્રસંગ માત્ર છે, આપણી સફરનુ અંતિમ ધ્યેય નહિ. જે મંઝીલમા તારે પહોંચવુ છે તે તો બહુ વેગળી છે. સવારીના ગર્ભને જ તુ સનમ માની બેસીશ, તો સાચી સનમને પહોંચવાના માર્ગે એ વાહનને વાળવાનુ ચૂકી તુ અટવીમા જ અટવાઈ પડીશ.

મે બતાવેલો વિધિ તુ યથાપુરઃસર આચરી જો. હુ તને ખાતરી આપુ છુ કે બીજી જ પળે પ્રફુલ્લ ચિત્તે તારુ મુખ મલકાશે.

* * *

ધ્યેય–હેતુ–there's the rub! એ જ ન્યાત!

વ્યક્તિગત વલણો, સંજોગો, હેતપ્રીતના બંધનો અને શક્તિએ એવા તો નિરનિરાળા હોય છે, કોઈને માટે બીજો કોઈ ભાગ્યે જ કંઈ કહેવા જેવુ કહી શકે.

તારામા હોઈ શકે સમાજસેવકના, વિચારકના, કલાધરના, વાર્તાકારના, પત્રકારના, ધર્મવીરના–અરે કોઈપણ કર્તવ્ય–પરાયણતાના બીજ. એ બધામા તારે ચંચુપ્રવેશ કરી લેવો ઘટે. You can't be a master of one without setting out to be a jack of all.

બધુ ચાખી જોયા વિના કેમ સમજાય કે વધારેમા વધારે શુ ભાવશે, શુ રુચશે?

આપણી શિક્ષણપ્રથાઓ એવી કઢંગી છે કે શાળા કે કોલેજ જીવન આપણને એવી તક મેળવવામા સહાયક થતા જ નથી કે જેથી આપણી શક્તિઓને પિછાણી શકીએ, મરકે એ શિક્ષણ તેમા વિઘ

બની રહે છે. તેથી ઉત્તરજીવનકાળમાં જે પ્રયત્નપૂર્વક ખોજ કરે છે, તે જ પોતાનાં ભવિષ્યોની ઝાંખી કરવામાં સફળતા પ્રાપ્ત કરી શકે છે. શિક્ષણ દરમ્યાનનું જીવન તો માત્ર આપણને ઝોલે ચઢાવવાનું જ કામ કરે છે. આપણને કર્ત્તવ્ય શોધી આપીને તેને પગભર થતાં શીખવે એવી તાલીમનો જમાનો આવશે ત્યારની વાત ત્યારે; પરંતુ અત્યારે તો પડ્યું પાનું સુધારી લઈને તેમાં જ આનન્દ માનવામાં પુરુષાર્થ સમાયેલો છે......

**स्वे स्वे कर्मण्यभियुक्ताः संसिद्धिं लभते नरः।।** પૂર્ણ પુરુષોત્તમે એ **તને** જ ઉદ્દેશીને કહેલું છે. પાર્થ એટલે તું પોતે; કિંકર્તવ્યમૂઢ થયેલ પ્રત્યેક વ્યક્તિ. એ શીખામણનો અનુભવ કરી જોવા જેવો છે.

હું માનું છું કે પ્રત્યેક માનવીમાં મહત્તાનાં ઝીણાં શા પણ અણુ છુપાયેલાં હોય છે, અને પ્રયત્ન તથા પરાયણતાથી તેને વત્તા ઓછાં ખીલતાં કરી શકાય તેમ છે. ભલે તેવો પ્રયત્ન કરનાર જગવિખ્યાત ન થઇ શકે, પરંતુ માનવીમાં રહેલી શક્તિનો, પ્રભુત્વના તણખાનો વિકાસ અને ઉપયોગ સામાન્ય રીતે ધારવામાં આવે છે તેના કરતાં વધારે પ્રમાણમાં સાધી શકાય છે, એ વાત નિર્વિવાદ.

આ પ્રયોગોની પરંપરામાં જ જીવનના મોટા ભાગનો વ્યય થઈ જાય, એ બનવા જોગ છે; કદાચિત્ કઈ દિશામાં એ શક્તિ સંતાયેલી છે તેનો પત્તો લાગવા જ ન પામે. પરંતુ એ જોખમ હોવા છતાં, એજ રાહે રહેલો છે આત્મવિકાસનો વિરલ તેજ પુંજ.

દૃષ્ટિને ભાવિ તરફ એકાગ્ર રાખવા મથ. જરૂર એનો કંઈ ને કંઈ બદલો મળી રહેશે. ધ્યેયની પ્રાપ્તિ નહિ તો ઝાંખી પણ થશે ખરી. શાશ્વત્ અંધકાર કરતાં એટલુંયે શું ખોટું ? **सर्वनाशे समुत्पन्न...**

હવે ક્રમે કરીને આપણે ઉપર કહ્યા ત્રીજા "અભાવ" ઉપર આવીએ. કેમકે આ સત્યાન્વેષણ, કે પછી કહો સત્ત્વાન્વેષણ, બહારની

મહાય વગર કષ્ટસાધ્ય, કદાચ અસાધ્ય પણ ગની રહે "ગુરુ વિના જ્ઞાન નહિ" આ સાધારણ રીતે ધારવામા આવે છે તેના કરતા ઘણુ વધારે તથ્ય છે જન્મ નાતિથી વિચાર કરતા જીવનના ઘણા ક્ષેત્રોમા એની સાર્થકતા તને સમજાશે . .

ગુરુ એટલે ઉચ્ચ આસન ઉપર બીરાજી, સામે ભૂમિતને હાથ જોડીને અધોમુખ બેઠેલા, હાથ જોડીને કરગરતા જીજ્ઞાસુને, આડંબર સાથે ઉપદેશ કરનાર કોઈ ધંધાદારી જોગી, સાધુ કે સન્યાસી જ એવુ સમજવાની જરૂર નથી. જ્ઞાન આપે તે ગુરુ–આધ્યાત્મિક ક્ષેત્રમા પણ અને હુ માનુ છુ તે પ્રમાણે તો "હુ જ્ઞાનદાન કરુ છુ" એવો ભાવ રાખ્યા કે પ્રગટ કર્યા વગર, યોગ્ય સમય આવે ત્યારે પ્રકૃતિને અનુકૂલ તથા નિસ્વાર્થ માર્ગદર્શન કરે, અને માર્ગ શોધી લેવાની હૈયાઉકલત આપે એવો ગુરુ તો કોઇ વિરલ સસ્કારી સન્મિત્ર હોઇ શકે તેથી જ—

"અતિ ઉત્તમ પદ મિત્ર તણુ આ સસારે સમજાય"

અથવા તો સારા સચિતના રુડા પ્રતાપે કદાચ સારો આચાર્ય પણ મળી જાય, તો તેમા આશ્ચર્ય પામવા જેવુ આ ભરતભૂમિમા શા માટે હોય ? શાસ્ત્રોએ તો ગુરુને સાક્ષાત્ પરબ્રહ્મ કહ્યા છે પરન્તુ એ શિષ્યે સમજવાનુ છે, ગુરુએ નહિ એ પોતે તો ગુરુપદ એટલે મોટાઈનો આડમ્બર ઇરાદાપૂર્વક ન જ ધારણ કરે, અને કરે, તે જ ક્ષણે એ "ગુરુ" એટલે ભારે, શિષ્યને શિરે હિમાલય જેવા બોજારૂપ થઇ પડે આ જમાનાના સબધમા, મિત્ર ! તારા અને મારા જેવાની બાબતમા મારી માન્યતા કૈક આવી છે

મને લાગે છે કે ગુરુ એટલે પુષ્પશો, નિરાયાસે, વિના જાહેરાતે પોતાની સુગધ અન્યને તેની જાણ વિના પણ અર્પે, એના જીવનમા સૌરભ સ્વભાવે કરીને જ પૂરે, એ સૌરભ જેમ વતાં ભોગવવાની ઇચ્છા, તથા વૃત્તિ તેમજ શક્તિ તેના અતરમા

પ્રકટાવી આપે. કદાચ હું મારું કહેવું બરાબર સ્પષ્ટ નહિ કરી શક્યો હોઉં, પરંતુ તારા જેવા બુદ્ધિમાન માટે એટલો ઇશારો પૂરતોજ હોય.

જેમ સદ્‌ગુરુનું લક્ષણ હું આ પ્રમાણેનુ સમજું છું, તેમ શિષ્ય પરત્વે પણ મારે કહેવાપણું છે. આર્તનાદ શિષ્યનો ધર્મ છે.

**तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया।**

**उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिन: ॥**

પરંતુ ગુરુને ઉચ્ચ સ્થાને મૂકવા એ શિષ્યનું કાર્ય. ગુરુની જેટલી ઉચ્ચ સ્થાને સ્થાપના, તેટલી ઇષ્ટની સિદ્ધિની ગતિ વધારે ત્વરિત. અક્ષત કુમકુમ વડે પાટલે બેસાડીનેજ ગુરુને માન અપાય, એવું કૈં નહિ, એ તો અંતરનો ભાવ છે. અંતરમા પૂજાનો ભાવ હોય, તો પછી તેના પ્રદર્શનથી કશું વિશેષકાર્ય સરે નહિ.

આજનો જમાનો એવો છે કે આપણા જેવા સાથે કામ લેવાનું હોય તો આ સદ ઉભયપક્ષે લેવો રહ્યો.

અને તેથીજ હું આટલી કડવાશથી ફરિયાદ કરતો આવ્યો છું કે તારે ભાગ પડ્યા છે બધા એવા જ મિત્રો, કે જેમના સંસ્કાર તદ્દન અણવિકસ્યા, Primitive અને અનુભવશૂન્ય છે. જો, જો પ્રિય, એ બધા તારું કેટલુ અકલ્યાણ કરે છે !...તને તારી જાતથી આટલો બધો કંટાળેલો હું જોઉં છું ત્યારે હું કલ્પી શકું છું કે તારા પ્રશંસકોથી તું જરૂર કંટાળી ચૂક્યો હોઈશ. એવો કંટાળો સ્વવિકાસ માટે બહુ આવશ્યક છે. આત્મોન્નતિનું એના વડે કરીને એક દ્વાર ખુલી જાય છે. તારા વખાણનારા, તારા ઉડ્ડયનના બલૂનને ક્ષુદ્રજમીન સાથે જકડી રાખનારાં દોરડાં છે, તારા ગાનને ગૂંગળાવનારા ગળાફાંસા છે, પૂરાયલા ગરુડને અવરોધનારા પીંજરસળીયા છે. એ દોરડા તોડી નાખ, એ સળીયાને કાપી નાખીને ફેંકી દે; અને દષ્ટિ ઊર્ધ્વ

ગાખીને પ્રસાર તારી સમર્થ પાંખો, ઓ ગરુડરાજ!

...ખામોશ, ભાઈ! હું તને એમ નથી કહેવા ઈચ્છતો કે તારા ક્ષુદ્રાત્મા ગોઠિયાઓ સાથે તું ગોઠડી ન કરીશ, કે પછી તેમની સાથેના મનોરંજનને ત્યાગી દે. નાકનું ટેરવું ચઢાવીને ફરવાની સલાહ હું કદી આપુ જ નહિ. હમેશા "ફક્કડ" આનંદી તો થવું જ. પણ બસ; તેથી વિશેષ નહિ. ઓળખીતા ઘણા, અને મિત્રો થોડા, એ સોનેરી સલાહ છે. ઓળખીતાઓ સાથે આનંદ કરવો, પરંતુ તારા જીવનને તારી રહેણી કરણીને તેમની સાથે સાંકળવી તો નહિ જ. આત્મજીવન અને અભ્યાસ, એ તો સદૈવ પોતાનું અનન્ય અને અલિપ્ત વ્યક્તિત્વ સાચવે, એ તો હમેશાં પવિત્ર હોય; એવાં દ્વાર પૃથ્વીમાં ભટકતા પ્રત્યેક વાયુના સ્પર્શ માટે મોકળા રખાયજ નહિ, અને એ સંસ્કારક્રિયાની સાથે સાથે અભ્યાસના સ્વાંગ તળે ભરાયેલી અશુદ્ધ હવાને કાઢી નાખવાની આવશ્યક વિનાશક્રિયા પણ તેટલાજ ખંતથી ચાલે; કેમકે રચનાનો પાયો જ વિનાશ ઉપર છે, વૃત્તિઓના સંહાર વિના પરમપ્રવૃત્તિ ક્યાંથી હોય...?

આ હકીકતને અંતરમાં ઉતારીશ, તો તને તરત સમજાશે કે તારા "ટેસ્ટ"–રુચિ–અનન્ય છે; તેનો રંગ સ્વતંત્ર અને તારો પોતીકો આગવો છે, રસ, કલા, એજ આનંદ છે; સત્ય છે; સાધન છે; બીજું બધું ભૂસું છે.

Truth is Beauty, Beauty Truth, that's all
We know on earth and all we need to know.

જેણે રસકલાનું શુદ્ધ રૂપ પીછાણ્યું છે, તે તો તરી ગયો છે. એ શુદ્ધ સ્વરૂપ, તેજ આત્મવિકાસનું અંતિમ સ્વરૂપ, એજ સત્ય, એ જ પરમાત્મન્, એ જ બ્રહ્મ. સૃષ્ટિરૂપી કોલ્હડાનો ઉકેલ પણ એ જ; સનમનું એજ મંઝીલ, નહિ તો એ રસકળાનું પરમ સ્વરૂપજ નહિ, ક્ષુદ્ર, પાર્થિવ જીવો તેની તારી સાધનામાં તને શું સાધન આપવાના ? ઉલટા એ તો ભેઘકનું કામ સારે; ચાલતા ચક્રમાં ખૂંચેલા આરા સમા થઈ પડે. તને

જે આ વિરશતાં જણાય છે, તે આવા બંધનોથી છૂટા થવાના તારા સંસ્કારી આત્માનાં તરફડીયાં છે, ગેરસમજનો માર્યો તું એને દાબી દઈશ નહિ. તેને ઉલટો વેગ આપ; વિહ્વલતા વધવા દે. નિરાશ ન થતા, સદૈવ આશાવાદી રહેજે. સાચી મહત્તા તો અંતરની જ આ કાવી ઘટે. બાહ્ય મહત્તા વાસ્તવિક મહત્તાથી ઘણી વાર જુદી જ વસ્તુ હોય છે. તેની અપ્રાપ્તિ માટે **नानुशोचंति पंडिताः** એ અંતરની મહત્તા પણ સિદ્ધ ન થઈ શકે, તોયે ફિકર નહિ. મોક્ષ, આઝાદી, યોગ, સમત્વ એ બધું કૈં એક જ ભવની ટૂંકી મુદતમાં સર્વ કોઈને સાપડતાં નથી. તેને માટે હજી ઘણા યે જન્મો બાકી હશે. કોણે જાણ્યું ? આપણે તો આશાવાદી થઈને અવકાશ માની જ લેવો, અને આ જીવન દરમ્યાન એ સ્થિતિ માટે ભૂમિકા તો બને તેટલી તૈયાર કરવી, સંસ્કાર તો વાળી રાખવા. નહિ તો એ પણ રહી જશે, અને એકાદ વધારે જન્મ વળી પાછો એમાં વીતાવવાનો રહેશે ! ખરી લઝત પ્રયત્નમાં છે; પ્રાપ્તિમાં તો કોણે જાણ્યું ?

કેટલીક hobbies-નિવૃત્તિવિનોદ-તું શોધી લે, થાક લાગ્યો હોય ત્યારે તેનાથી તારા ચિત્તને આરામ મળશે, સ્ફૂર્તિ આવશે. તારું મન ભટકતું રોકાશે.

કહે, તે કોઈ કાર્યક્રમ તારે માટે ઘડી રાખ્યો છે ખરો ? કલ્પક ચિંતનને હું સમયનો સાવ દુરુપયોગ નથી કહેતો; તો પણ તે ઉપરાંત તું તારા "ફાલતુ" વખતનો કેવો ઉપયોગ કરવા ધારે છે ? મારા જિગર, તુ વાંચ, અભ્યાસ કર, ફિલસુફી, અર્થશાસ્ત્ર, કાવ્ય-ગમે તે, ભલે બધું જ વાંચ. તારી અભ્યાસપરાયણતાને ખોઈ નાખીશ નહિ. એ ટેવ છોડીશ નહિ. અને કેવળ વાર્તાઓ અને નવલકથાઓના કચરાથી સંતુષ્ટ થઈશ નહિ. તુ વાર્તાઓ ભલે વાંચે. પરંતુ તે કલાની દષ્ટિએ એની કલાની તુલના કરવા માટે જ.

હું પોકારીને કહું છું કે તું તારા અભ્યાસનો પુનઃ પ્રારંભ કર.

તને ન પરવડે, જીવનમા તેનાથી કશુક વધારે ઉમદા હેતુ હોવો ઘટે તારા માનવત્વ પ્રત્યે એ તારુ ઋણ છે એ ઋણ અદા ન કરે, એ મર્દ નહિ

અને એ ઋણનુ સ્વરૂપ સમજવા તારે ચિત્તના ચોપડા તપાસવા પડે, અંતરનુ ગોદામ ડાગળીથી ખખેરી જોવુ પડે, અને હૃદયના ઉડા કૂપોને ખખોળવા પડે એ તને અન્ય કોઇ શોધી ન આપી શકે એ તો પ્રભુકૃપા વડે અત સ્ફૂર્તિથી જ સુઝી શકે અને તે પણ પુષ્કળ પરિશ્રમને અતે

આ મારી ચિકિત્સા, આ મારુ નિદાન, અને આ મારુ ઔષધ મે આપેલી ગોળીઓમા કિવનીન છે પરન્તુ તે કડવી નથી, શુગર-કોટેડ છે આ દવા અવારનવાર અથવા તો મા-દેવડાવવાની અપેક્ષાએ લેવાય, તો એનો ગુણ ન લાગે–મનનો મેલેરીયા બહુ જુદી હોય છે તેના નાશ માટે પરહેજી પાળવાની છે–ઇલાજમા તને નડતી જણાય તે બધી ચીજોની. અને તેનુ સેવન કરવાનુ છે નિયમિત આ ઔષધની વિશેષ ખૂબી એ છે કે તેનાથી રોગ વણસવાનો તો ભય જ નથી એ બાબતમા એ હોમીયોપથીને મળતી આવે છે. . . .કદાચ તરત લાગુ ન પડે, તો વિચારપૂર્વક યોગ્ય ફેરફાર સાથે લેવી, પણ લેવી તો ખરી જ.

કોઈ સાધુ, સંન્યાસી, જ્ઞાની, ઉપદેશના ધધાદારી ગુરુજન આ બધુ જુદા જ રૂપે તને કહેત, આમાનું ઘણુ જે રૂપે પીરસાયુ છે તે એવા ફક્ક ગુરુજનોને કદાચ પસન્દ ન પડે પરન્તુ આપણે, ' મારા જેવા અને તારા જેવાએ ' આપણા પ્રશ્નોનો નિકાલ કરવા લૂલો પાંગળો પણ આપણી રીતે જ પ્રયાસ કરવો રહ્યો

એજ કુશળતા ચાહુ છુ એ કહેવાની જરૂર છે ?

લિ. એક જ વૃક્ષની ડાળ

卐

# ભક્તિમીમાંસા

( ગતાંકથી ચાલુ )

લેખકઃ-સ્વા. શ્રી. માધવતીર્થજી



## ધર્મ અને અધર્મ

માણસના જીવનમાં પ્રેમ અને મૃત્યુ એ બે તત્ત્વનું રહસ્ય સમજવું બહુ મુશ્કેલ છે. તે બન્નેમાં મૃત્યુનું તત્ત્વ સમજવું કાંઈક સહેલું છે, કારણ કે આત્માને જન્મ અથવા મરણ નથી. પણ પ્રેમનું તત્ત્વ એ મૃત્યુના તત્ત્વ કરતાં પણ વધારે ગુહ્ય છે. જે પ્રેમથી સંસારમાં પણ અજાણ્યા કુટુંબનાં સ્ત્રી પુરુષો એકદમ એક બની જાય છે અને જે પ્રેમનો થોડોક અંશ પણ સંસારી માણસોને ગાંડા જેવા કરી મૂકે છે, તે પ્રેમ જો બરાબર સમજવામાં આવે તો માણસોને ડાહ્યા કરે છે.

વળી સામાન્ય પ્રેમમાં જે ધર્મ મનાય છે તે ઉત્તમ પ્રેમમાં અધર્મ પણ મનાય છે. પિતાની આજ્ઞા પ્રમાણે વર્તવું એ પુત્રનો ધર્મ છે, પણ પિતા હિરણ્યકશિપુ જેવો હોય, ભક્તિમાં વિઘ્ન કરે તેવો હોય તો પ્રહ્લાદે પિતાની આજ્ઞા ન માનવામાં ધર્મ માન્યો છે અને સમાજે પ્રહ્લાદના વર્તનનાં વખાણ કર્યાં છે. તેવીજ રીતે ભરત અને તેની મા કૈકેયી; વિભીષણ અને રાવણ, બલિ અને શુક્રાચાર્ય, બુદ્ધ અને તેનું કુટુંબ, મીરાંબાઇ અને રાણો, અરવિંદ ઘોષ અને કોંગ્રેસ એ બધાના જીવનમાં એકજ વખતે બે ત્રણ ધર્મ ઉત્પન્ન થાય છે અને સામાન્ય રીતે જેને

માણસોએ ધર્મ માનેલ છે તે તેમણે અધર્મ માનેલ છે.

અંગ્રેજી ભાષામાં એવી કહેવત છે કે Love and War has no law એટલે કે પ્રેમ વખતે અને યુદ્ધ વખતે કાયદાનું બંધારણ રહી શકતું નથી હાલના કાળમાં યુદ્ધમાં કાયદાનો ભંગ, તહનામાના ભંગ, વચનના ભંગ, પ્રત્યક્ષ જોવામાં આવે છે, તેમજ પ્રેમ માટે સમાજ-બંધારણની પરવા કર્યા વગર આંતરપ્રાંતીય લગ્ન, વર્ણાન્તર લગ્ન વિધવાવિવાહ, ગુપ્ત સબંધ વગેરે છૂટથી થવા લાગ્યા છે માણસ વ્યાવહારિક જીવન વ્યવસ્થિત રીતે ચલાવવા માટે કેટલાક કાયદાની અને નિયમની જરૂર છે, પણ જ્યારે જીવને જુદા પ્રકારના જીવનની ઇચ્છા થાય છે, ત્યારે કાયદાનું પાલન રહી શકતું નથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થમાં કાયદા ભંગ થાય છે સગીડીઆ પૈસાના પ્રેમમાં કાયદામાથી નિકળવાની બારી શોધે છે આઠમા એડવર્ડે એક સ્ત્રીના મોહમાં ઇગ્લાંડનું રાજ્ય છોડયું, દેશના પ્રેમ માટે સત્યાગ્રહ એ પણ કાયદાના ભંગની શરૂઆતમાંથી ઉત્પન્ન થયેલ છે, અને ભગવાનના પ્રેમ માટે જેમણે કાયદા ભાંગ્યા છ તેમના દૃષ્ટાંત ઉપર આપેલા છે

શ્રીમદ્ આદ્ય શંકરાચાર્ય દશશ્લોકીમાં કહે છે કે 'મારે વર્ણ કે આશ્રમના ધર્મ નથી, ધારણા ધ્યાન કે યોગ નથી, મારે માતાપિતા દેવલોક, વેદ, યજ્ઞ કે તીર્થની પણ જરૂર નથી, કારણ કે હું શિવરૂપ છુ એ પણ જુના કાયદા ભાગવાની ભાવના છે અને એવી ભાવનાવાળા હજી પૂજાય છે

પણ કાયદા ભાંગવામાં ઉચ્ચ જીવન કરવાનું લક્ષ્ય હોવું જોઈએ કોઈને તમાચો મારી જેલમાં જવુ સહેલુ છે પણ તે ઉચ્ચ જીવન નથી વિચાર વગર, લક્ષ્ય વગર, કોઈની સામે થવુ એનુ નામ સત્યાગ્રહ નથી સત્યને જાણ્યા પછી તેમાં નિષ્ઠા માટે જે દૃઢતા તેને સત્યાગ્રહ કહે છે

Religion has to deal with man's relation to

God and therefore it is a relation between imperfection and perfection. Social laws and politics have to deal with man's relation with man and therefore it is a relation between one imperfection and another imperfection.

ધર્મમાં માણુસોનો સંબંધ એવા પ્રકારનો રહે છે કે અપૂર્ણનો સંબંધ પૂર્ણ સાથે થાય છે. સમાજ અને રાજનીતિમાં અપૂર્ણનો સંબંધ અપૂર્ણ સાથે થાય છે. જ્યાં ઉંચા જીવનનાં, ઉંચા પ્રેમનાં સાધન મળે છે ત્યાં જુના ધર્મ નભી શકતા નથી. કીડો ભમરીનું ધ્યાન કરતાં ભમરી થાય છે તેમ જીવ બ્રહ્મનું ધ્યાન કરતાં બ્રહ્મરૂપ થાય છે. જુના સંસ્કારના નાશરૂપ આવો આત્યંતિક પ્રલય શાસ્ત્રોમાં માન્ય કરેલ છે. તે સંસ્કારના નાશ સાથે જ જુના ધર્મોનો પણ નાશ થઈ જાય છે. નવો ભાવ, નવો પ્રેમ એટલે મહાપ્રેમ પ્રગટ થવા માટે જુના કાયદાના નાશની જરૂર પણ છે. તેથી નવો પ્રેમ એ જુના પ્રેમનું મૃત્યુ છે. કાર્ય કારણરૂપ થાય તેને ખરો પ્રેમ કહે છે. કાર્ય કાર્યની સાથે પ્રેમ કરે તેને મોહ કહે છે. ભક્ત ભગવાન સાથે એકતા પામે તેજ ખરો પ્રેમ અથવા ભક્તિ છે.

આવા પ્રેમમાર્ગમાં કેટલીકવાર ઉલટી ગતિ માલુમ પડે છે. કેટલીક વાર અસંતોષને સંતોષ કહે છે. અવિનયને વિનય કહે છે. પરાજયને જય કહે છે. અજ્ઞાનને જ્ઞાન કહે છે, વિયોગને સંયોગ કહે છે. વિસ્મરણને સ્મરણ કહે છે. અધર્મને ધર્મ કહે છે. અદર્શનને દર્શન કહે છે. જેમકે અનાત્માનું અદર્શન એ જ્ઞાનીની ઉપાસના છે. પ્રપંચનું વિસ્મરણ એજ ભગવાનનું સ્મરણ છે. માયાનો વિયોગ એજ ભગવાનનો સંયોગ છે. નામરૂપનું અજ્ઞાન એ જ જ્ઞાન છે; વગેરે. એવી દશા થવી એ સ્વાભાવિક છે. ભગવાન ગીતામાં કહે છે કે:

સર્વ ધર્માન્ પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ

બધા ધર્મ છોડી મારે એકને શરણે આવ પરધર્મરૂપી નારીના ધર્મની અપેક્ષાએ સ્વધર્મરૂપી આત્માનો ધર્મ શ્રેષ્ઠ છે અક્રુરજી કંસના સેવક હતા છતા તેણે કપટથી કંસની હકીકત શ્રીકૃષ્ણને કહી દીધી હતી, આહી કપટ એ શ્રીકૃષ્ણ પરત્વેના પ્રેમનુ અગ હતુ

અને શ્રીકૃષ્ણે પણ પ્રેમના માર્ગમા કેટની ચતુરાઈ વાપરી છે! રાસલીલાની શરૂઆતમા ત્યા આવેલી ગોપીઓને શરૂઆતમા શ્રી કૃષ્ણ ભગવાન કહે છે કે 'આપ સર્વે ભલે પધાર્યા " અને પછી તરત કહે છે કે 'હવે તમે આ વન જોઈ લીધુ માટે પાછા પધારો" એવી બે પ્રમ ની વાતો સામાન્ય દ્રષ્ટિથી જોતા રાસલીલામા રસપોષક ન માની શકાય છતા જેમ સસારના પ્રેમમા એવી વાતો રસપોષક થાય છે તેમ ગોપીઓ તમના વચનનો મર્મ સમજી ગઇ હતી અને ભગવાન માત્ર પ્રેમની પરીક્ષા કરતા હતા એવુ તેમને જણાઇ આવ્યુ હતુ પ્રેમની ભાષા પ્રેમી જ સમજી શકે છે પ્રેમના દર્દના દાક્તર પણ પ્રેમી જ થઇ શકે છે

સામાન્ય ધર્મ એવો છે કે જમતા જમતા ઉઠીને કોઇને જવાબ દેવા જવુ એ અન્નનો તિરસ્કાર કર્યા બરાબર છે, પણ ગોપીઓએ ભગવાનની બસીનો અવાજ સાભળ્યો કે તરત જમતા જમતા હાથ ધોયા વગર પણ ભગવાનને મળવા ચાલી આહી શાસ્ત્રકારોએ અના ચારને આચાર તરીકે માનેલ છે

શ્રીમદ્ ભગવદ્ગીતામા ભગવાન કહે છે કે જે જેવી રીતે મને ભજે છે તેને તેવી રીતે હુ ભજુ છુ, એટલે કે જે બધુ છોડી મને ભજે છે તેને હુ તેવી રીતે ભજુ છુ

તેથી જ ભ્રમરગીતમા ઉદ્ધવજીને કહે છે કે જેઓએ એક વખત ભગવાનની લીલાનુ શ્રવણ કરેલુ છે, તે દ્વદ્વધર્મથી રહિત થઇને ઘર કુટુબને છોડીને ભક્તિ વધારવા માટે પક્ષીઓની માફક ભિક્ષાવૃત્તિથી જીવન ગાળવાનુ પસદ કરે છે, તેમને વિઘ્ન આવતા છતા તેઓ ભગવાનને ભૂલી શકતા નથી, કારણ કે ભગવાન તેમને ભૂલતા નથી

આવા પ્રેમમાં અસંતોષ એ જ સંતોષ છે, પરીક્ષિત રાજા શુકદેવજીને કહે છે કે "જો કે મેં ખાવાપીવાનું છોડી દીધું છે તો પણ ભગવાનની કથારૂપી અમૃત પીવાથી મને હજુ સંતોષ થતો નથી, માટે ફરી ફરી મને ભગવાનની કથા સંભળાવો. જે કથામાં પદેપદે રસનો સ્વાદ છે એવી કથા સાંભળતાં કોને તૃપ્તિ થાય ? જેને સંતોષ થઈ જાય તે દરિદ્રી છે." આવા પ્રેમમાં અસંતોષી એજ સુખી છે.

ખરી રીતે જોઇએ તો દરેક માણસને સુખ જોઇએ છીએ, વિષયસુખ ખાસ જોઇતું નથી. જો વિષયસુખ જોઇતું હોય તો નિદ્રામાં મળતું નથી છતાં સૌને નિદ્રા ગમે છે. તેથી માણસને સુખ ગમે છે, પણ ખરું સુખ વિચાર વગર મળતું નથી. સંસારના પ્રેમમાં ક્ષણિક સુખ મળે છે પણ વિચાર વગર ખરા પ્રેમની અને ખરા સુખની ખબર પડતી નથી.

પ્રેમના બે પ્રકાર છે (૧) બાધક પ્રેમ અને (૨) બાધ્ય પ્રેમ. જે પ્રેમનો બાધ થઈ જાય છે તેને બાધ્ય પ્રેમ કહે છે અને જે પ્રેમ બાધ કરે છે તેને બાધક પ્રેમ કહી શકાય છે. દષ્ટાંત તરીકેઃ-નાની ઉંમરના બાળકોનો પ્રેમ રમકડામાં હોય છે, પણ મોટી ઉંમરે નિશાળે જતાં નિશાળના વિદ્યાર્થીઓ સાથે પ્રેમ થાય છે ત્યારે રમકડાનો પ્રેમ બાધ્ય થઈ જાય છે; અને તે પછી સંસારમાં આવતાં અને વિવાહ થતાં નવા પ્રેમમાં વિદ્યાર્થીની દશાનો પ્રેમ બાધ્ય થઈ જાય છે. કન્યાઓનો પિયરમાં જે પ્રેમ હોય છે તે સાસરે જતાં સાસરાના પ્રેમથી બાધ્ય થઇ જાય છે. જુવાનો પણ કેટલીક વાર સ્ત્રીના મોહમાં માતાપિતાનો પ્રેમ છોડી દે છે. કન્યાને સાસરે જવાનો વખત આવે છે ત્યારે સ્ત્રીઓ એવાં ગીત ગાય છે કે "પરણ્યાં એટલે પ્યારાં લાડી, ચાલો આપણે ઘેર રે" એટલે કેમ જાણે નવે ઘેર જવાનું હોય! અને બને છે પણ તેમ જ. પરણ્યા પછી કન્યાનું ઘર અને સગાં બદલી જાય છે અને તેથી અંગ્રેજી ભાષામાં સાસુને mother-in-law કહે છે એટલે કે કાયદેસર

સાસુ મા થાય છે. તે પ્રેમ પણ ઝેરનો નથી. તે પ્રેમ મરણથી બાધ થઈ જાય છે અથવા સંસારમા વૈરાગ્ય આવે અને ભક્તિ કરવાનું મન થાય ત્યારે પણ સંસારનો પ્રેમ બાધ પામે છે. કન્યાના દૃષ્ટાંત પ્રમાણે જે ભક્તો ભગવાનને વરે છે તેમને માટે નવુ ઘર-સાસુ ઘર તૈયાર છે ત્યા જતા સંસારનુ ઘર ભૂલવુ પડે છે.

ગોપીઓની દશાના વર્ણન વખતે એમ લખેલ છે કે ભગવાનના પ્રેમમા **नात्मगाराणि सस्मरु** એટલે તેમને પોતાનો દેહ કે ઘર યાદ આવતાં નહોતા એ સાચા સંન્યાસીના જેવી દશા છે. એ છેવટનો પ્રેમ છે, કારણ કે 'પ્રેમનુ આલંબન-ભગવાન-એ નિત્ય વસ્તુ છે. જેના પ્રેમથી જગતના બધા પ્રેમ ઉત્પન્ન થયા છે, જેના લેશમાત્ર સૌંદર્યથી જગતના બધા સૌંદર્યને સૌંદર્ય મળેલ છે તે છેવટનો પ્રેમ છે, તે બીજા બધા પ્રેમનો બાધ કરીને બધા સાથે એકતા કરાવી આપે છે. અહીં ભક્ત માટે નવુ ઘર એટલે નવી દશા સમજવાની છે ગીતામા કહેલ છે કે:—**सर्वं समाप्नोषि ततोऽसि सर्वः** આપ સર્વમા સમાઈ રહેલ છો તેથી સર્વરૂપ છો ભક્તમા પણ એવી દશા ઉત્પન્ન થવી જોઈએ તેને પણ એમ લાગવુ જોઈએ કે હુ સર્વમા છુ

એવો પ્રેમ બીજા બધા પ્રેમનો બાધ કરે છે એ દશામા હલકા સુખ રહી શકે નહિ જો રહે તો ઉત્તમ પ્રેમ મળે નહિ, હલકો પ્રેમ શરીરનુ અભિમાન ઓછુ કરે છે, તેથી હલકા પ્રેમના ધર્મ એ ઉત્તમ પ્રેમ માટે અધર્મ મનાય છે. રાસલીલાની શરૂઆતમા ગોપીઓએ પોતાના ઘરના બધા કામ પડતા મૂકીને, જેમ તેમ વસ્ત્ર પહેરીને, કૃષ્ણ પાસે દોડી ગઈ. તે સન્યાસીની દશા છે સન્યાસીઓ વસ્ત્ર મગાબર પહેરવાની દરકાર કરતા નથી. તેમને માટે કોઈ નિયમ નથી. તેમના વસ્ત્રની અને શરીરની અસ્તવ્યસ્ત દશા એ જ તેમને માટે અલંકાર છે. શ્રીમદ્ ભાગવત એ પરમહંસોની સંહિતા છે

કોઈ ભક્તે એવો નિયમ લીધો હોય કે મારે ભગવાનના દર્શન માટે

ત્રણ કરોડ જપ કરવા. હવે બે કરોડ જપ કર્યા પછી જો હૃદયમાં ભગવદ્ભાવનું સ્ફૂરણ થવા લાગે તો બાકીના એક કરોડ જપ પૂરા કરવાની જરૂર નથી. એ દશામાં બહારની ક્રિયા છોડી દેવી એમાં જ ભૂષણ છે. ફળની સંનિધિમાં સાધન છોડી દેવું જોઈએ એ પુષ્ટિમાર્ગનું મુખ્ય રહસ્ય છે. એ ભાવપલટાની દશા છે. ગોપીઓએ એવો ભાવ રાખ્યો તેથી તેમને એવી સ્ફૂર્તિ થવા લાગી કે " હું કૃષ્ણ છું " રાસલીલાના બીજા અધ્યાયમાં ગોપીઓમા કૃષ્ણભાવ આવવા લાગ્યો છે. તેને જ વેદાન્તની ભાષામાં अहंब्रह्मास्मिનો ભાવ કહે છે; ત્યાં હું કૃષ્ણ છું, એવું માનવામાં અધર્મ નથી. ત્યાં નવો ધર્મ ઉત્પન્ન થાય છે કે જે સામાન્ય બુદ્ધિના માણસો સમજી શકતા નથી. તેવી દશામાં માધવી માધવ થઈ જાય છે. પ્રકૃતિમાં રહેલો જીવ પુરુષરૂપ થાય છે

એવું કેમ બની શકે ? સંસારી માણસોને પુછો. સાસરે જતી કન્યા સ્ત્રીપણાના ભાવથી બીતી બીતી જાય છે. ત્યાં ગયા પછી પુરુષના સંગથી તેનામાં પુરુષના જેવી હિંમત આવી જાય છે અને સાસુને અને કોઈ વખતે પતિને પણ ધમકાવે છે. સંસારમા એવું બની શકે છે, તો ભક્તિ કરતો બીકણ જીવ ભગવાનના સંગથી ભગવાન જેવો હિંમતવાળો અને પૂર્ણ કેમ ન બની જાય ?

સાસરે જતી કન્યા જેમ નવું ઘર પોતાનું માને એ તેનો ધર્મ છે, તેમ ભક્ત ભગવાનનું જગત પોતાનું માને એ તેનો નવો ધર્મ છે. સંસારી પ્રેમમાં સ્ત્રી સ્ત્રીપણું છોડી દે છે અને પુરુષ પુરુષપણું છોડી દે છે. ભગવાનના પ્રેમમાં ભગવાન ભગવાનપણું છોડી દે છે અને ભક્ત ભક્તપણું છોડી દે છે. તેથી જ ભગવાન ગીતામાં કહે છે કે મારારૂપ થયેલ એવા ભક્તનો યોગક્ષેમ મારે ચલાવવો પડે છે. વાઈસરોય તેનાં પત્ની પાસે વાઈસરોયપણું રાખી શકે નહિ.

પુરૂષને જેમ અરિસા વગર પોતાનું રૂપ જોઈ શકાતું નથી તેમ ભગવાન ભોકતા મટી ભોકતા અને ભોગ્ય થાય ત્યારે જ તેને પોતાના

સ્વરૂપનો આનંદ મળે છે, અને ભક્ત પણ ભોક્તા અને ભોગ્ય બન્ને એક સાથે થાય છે સંસારની માફક બન્નેમા બન્ને ભાવ આવે છે, એ ભક્તિની પરિસીમા છે તે દશામાં ભક્ત અને ભગવાન જુદાં દેખાતા નથી એને જ વેદાન્તની ભાષામા **अयमात्मा ब्रह्म** કહે છે

આવી દશામાં જીવનો પરાજય એ તેનો જય છે ભગવાનનો પરાજય એ ભગવાનનો જય છે જીવ જીવપણુ મૂકી દે અને ભગવાન ભગવાનપણુ મૂકી દે એને વેદાન્તમા વાચ્યાર્થનો ત્યાગ કહે છે ગમ્-લીનાના ચોથા અધ્યાયમા છેવટે ભગવાને પોતાનો પરાજય કબૂલ કરેલ છે

ભગવાન કહે છે કે જે મને જે ભાવથી ભજે છે તેને હુ તે ભાવથી સામો ભજુ છુ શંકરની ઈચ્છા ભગવાનનુ મોહિની સ્વરૂપ જોવાની થઇ તો ભગવાન સ્ત્રી બની ગયા ભગવાનનુ સ્ત્રીરૂપ અસંખ્ય માણસોને ગાંડા કરી મુકે છે તેથી જ ભગવાન નટવર કહેવાય છે, પણ ભક્તો તેને તે રૂપમા પણ ઓળખી લે છે

ભક્તિનુ આવુ સ્વરૂપ હોવાથી ભક્તો બ્રહ્માનુ પદ કે ઇન્દ્રનુ પદ કે સાર્વભૌમપણુ કે યોગસિદ્ધિ માગતા નથી ત્યા ન માગવુ એ જ માગવુ છે જ્યા પરિપૂર્ણતા છે ત્યા માગવા જેવુ કાંઇ રહેતુ નથી જ્યા માગવા જેવુ રહે છે ત્યા પરિપૂર્ણતા નથી છતાં ભક્તો કાંઈ માગે તો નિદિધ્યાસનની દશા માગે છે ભગવાનનું સ્મરણ નિત્ય રહે તેવુ માગે છે દુ ખ વખતે નિદિધ્યાસન ઝટ થઈ જાય છે, સુખ વખતે તેવુ થતુ નથી, તેથી ભક્તિમા દુ ખ એ જ સુખ છે ૨૫ વર્ષ પહેલા લડાઇ પૂરી થઇ ત્યારે જે તહનામુ ( treaty ) થયુ, તે વખતે કોઇએ ભગવાનને યાદ કર્યા નહિ પણ લડાઈ વખતે ઘણાને ભગવાન યાદ આવે છે તેથી કુંતાજીએ ભગવાન પાસે વિપદ માગી છે કે જેથી તે દશામા બધા ક્લેશ છોડાવે એવુ ભગવાનનુ સ્મરણ કાયમ રહે સન્યાસીઓના જીવનમા અગવડ વાર વાર આવ્યા કરે છે, અને તેથી ભગવાનનું સ્મરણ

પણ બન્યું રહે છે. શ્રીમદ્ ભાગવતમાં સંન્યાસીની દશાનાં વર્ણન ઘણે ઠેકાણે આવતાં હોવાથી તેને પરમહંસની સંહિતા કહે છે. આવી દશામાં દુઃખ એ સુખ છે.

એવી દશામાં પ્રાર્થના બની રહે છે. પરીક્ષિત રાજાને સાત દિવસ સુધી એવી લગની લાગી હતી કે ખાવા પીવાનું પણ તેને યાદ આવતું નહોતું. એવી પ્રેમની દશામાં દુઃખ સુખરૂપ થઈ જાય છે. પ્રેમીને મળવા માટે જે દુઃખ ભોગવવામાં આવે છે તેને પ્રેમી માણસો દુઃખ માનતા નથી.

મધુર લીલામાં વિરહ એ સંયોગનું સુખ વધારનાર અંગ છે. પ્રેમમાં ઉલટી બાજી છે. પ્રેમીને દિવસ રાત્રિ જેવો લાગે છે અને રાત્રિ દિવસ જેવી લાગે છે. ભક્તને માણસોનો સંસાર રાત્રિ જેવો લાગે છે અને ભગવાનની પૂર્ણતા દિવસ જેવી ચોખ્ખી જણાય છે. ત્યાં જગત બ્રહ્મરૂપ લાગે છે અને બ્રહ્મ જગતરૂપ લાગે છે. ભક્તિની શરૂઆતમાં ભક્ત બે નેત્રથી જુએ છે. તેને ભગવાનનો સંબંધ થતાં ભગવાનની અનંત આંખો મળે છે તેથી તે જગતને ભગવાનની માફક હજારો આંખથી જુએ છે.

**नमोऽनंताय सहस्रमूर्तये सहस्रपादाक्षिशिरोरुबाहवे ।**
**सहस्रनाम्ने पुरुषाय शाश्वते सहस्रकोटि युगधारिणे नमः॥**

સંસારી ભાવની જાગ્રતિ એ નિદ્રા છે. પ્રિયતમના સુખ વખતે આત્મભાવની જાગ્રતિ એ ખરી જાગ્રતિ છે. પાતંજલ યોગસૂત્રમાં કહેલ છે કે **तज्जन्य संस्कारः अन्यसंस्कारप्रतिरोधी ।** ભક્ત ભગવદ્-ભાવમાં જાગતો રહે તો ભગવાનને પણ તે ભાવે જાગતા રહેવું પડે છે. રુક્મિણિએ બ્રાહ્મણ સાથે ભગવાનને પત્ર મોકલ્યો તેના જવાબમાં ભગવાને કહ્યું કે "મને પણ તેનામાં ચિત્ત લાગેલું હોવાથી નિદ્રા આવતી નથી." ખરી વાત છે. ભગવાન સૂઈ જાય તો ભક્તનું રક્ષણ કોણ કરે? ભગવાન પણ ભક્તનું ચિંતન અહર્નિશ કરે છે અને એ ચિંતામાં તે

માશુકોના ગાલની લાલી મહિ લાલી, અને,
જ્યાં જ્યાં ચમન, જ્યાં જ્યાં ગુલો, ત્યાં ત્યાં નિશાની આપની

× × ×

દેખી બુરાઇ ના ડરૂં હું, શી ફીકર છે પાપની,
ધોવા બુરાઈને બધે, ગંગા વહે છે આપની

× × ×

ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી,
જોયું ન જોયું છો બને જો એક યાદી આપની.
કિસ્મત કરાવે ભૂલ ને ભૂલો કરી નાખું બધી,
છે આખરે તો એકલી ને એ જ યાદી આપની."

આ કાવ્યમાં ભકિતની ખરી મસ્તી છે, સર્વાત્મભાવ સારો છે, પણ અસંગત્વ વગર સર્વાત્મત્વ ટકતું નથી, સ્થિતિ બંધાતી નથી, વ્યતિરેક ભાવમાં દ્વૈત રહે છે, છતાં કેટલેક અંશે તે અન્વય ભાવનો પોષક છે જો એકલા અન્વયથી કામ થતું હોય, તો શાસ્ત્રમાં વ્યતિરેકભાવનું વર્ણન આવત નહિ અધિષ્ઠાનમાં નિષ્ઠા કરવા માટે કલ્પિતભાવનો નિષેધ કરવોજ જોઇએ. The power to transcend is intimately connected with power to associate.

"નિર્ગુણ ભકિતની સાથે તમોગુણનું મિશ્રણ પણ કોઇ વખતે જોવામાં આવે છે. હરદ્વારમાં બ્રહ્મકુંડ પાસે એક ઉંચો પહાડ છે તેના ઉપર એક સાધુ એક ઓરડીમાં તદ્દન નગ્ન સ્થિતિમાં રહે છે હરદ્વારમાં શિયાળાની ઠંડીમાં પણ વરસાદ ખૂબ પડે છે, અને તે સાધુ ઘણી તિતિક્ષા ભોગવે છે. છતાં કોઇ તેના દર્શન માટે જાય ત્યારે બધાને તે કહે છે કે મારા માથા ઉપર અથવા વાંસા ઉપર બે પાટુ મારો અને બધા તેમ કરે છે બીજાનું થુંક લઇ તે ચાટી જાય છે. આમ કરવામાં કેવા પ્રકારનું સુખ તેને મળતું હશે તે કહી શકાય તેવું નથી. ગૃહસ્થો સાધુને માથામાં પાટુ મારે અને તે સાધુને ગમે એવો દેખાવ, એવો પ્રેમ, એને

ભક્તિ ભાગ્યેજ જોવામા આવે છે. આના દેખાવમા તમોગુણનું મિશ્રણ નજરે પડી આવે છે.

ભક્તિનું મુખ્ય સાધન શરણાગતિ છે. પણ છતા શરણ થનારને શરણ રાખવો એ ઘણું મુશ્કેલ કામ છે. તેમા જ્ઞાન અને વૈરાગ્યની મદદની જરૂર છે પત્ની જો સમજીને પતિને શરણ થાય તો પતિ પણ શરણ થયા વગર રહે નહિ. જે સ્ત્રી કહે છે કે મારો પતિ પ્રેમ કરતો નથી તેને પોતાને પ્રેમ કરતાં આવડતો નથી.

ભક્તિની ઉંચી દશામા પૂજાનું વિસ્મરણ થઈ જાય છે અને તે જ સ્મરણ છે. ત્યા પૂજાનું સ્મરણ એ વિસ્મરણ છે. એક વખત લગભગ ૨૦ વર્ષ પહેલાં અમે એક સન્યાસીની સાથે તેના એક ભક્તને ઘેર સાંજે ગયા હતા. તે ભક્ત હમેશા તે સન્યાસી ગુરુની છબીની પૂજા અને આરતી સવાર સાજ કરતો હતો. સાજ પડી એટલે રોજની ટેવની માફક તેણે ગુરુની હાજરીમા તેની છબીની આરતી કરવા માડી. કદાચ તેના મનમા ગુરુને એવુ બતાવવાની ઇચ્છા હશે કે હું તમારી કેવી ભક્તિ કરૂં છુ મારે તે વખતે તેને કહેવું પડયું કે "આજે તો ગુરુ હાજર છે, તો આજ ગુરુની પોતાની પૂજા અને આરતી કરવી જોઈએ. આજે રોજની પૂજાનુ વિસ્મરણ એજ સ્મરણરૂપ છે. ગુરુની હાજરીમા તેની છબીની આરતી શોભે નહિ."

માટે જો પોતાના કર્મના કોઈ વખાણ કરે એવું લાગશે તો દ્વૈત ભાવવાળી વાતો વધશે અને કર્મનો કર્તા પોતે થવાથી ખરી શરણાગતિ સિદ્ધ થશે નહિ

તેથી માયાને જીતવામા ઘણી સાવધતાની જરૂર છે. આત્મા માયાથી બગડતો નથી છતા તેને આનદ કેમ આવતો નથી ?

"જ્યારે માણસ જાણે કે મે માયાને જીતી લીધી છે ત્યારે પણ તેની પરીક્ષા માટે માયા કોઈ ગુપ્ત જગ્યાએથી જોર કરી પ્રગટ થઈ જાય છે માયાની આવી ગુપ્ત શક્તિ જીતવા માટે નાની ઉમરથી જ સસ્કાર

તરફ ધ્યાન આપવુ જોઈએ. નહિંતર હાલ યુરોપની પ્રજાની જેવી દશા થઇ છે તેવી દશા ઉત્પન્ન થાય છે. એવો એક પ્રસંગ મહાભારતમા જોવામા આવે છે. હિરણ્યકશિપુના વંશમા સુન્દ અને ઉપસુન્દ નામના બે દૈત્યો હતા તે બન્ને ભાઇઓએ તપ કરી બ્રહ્મા પાસે એવુ વરદાન માગ્યુ કે, "અમે મરીએ નહિ એવુ વરદાન આપો." બ્રહ્માએ કહ્યું કે એવુ વરદાન આપવુ બહુ મુશ્કેલ છે, બીજું કાંઈ માગો." એટલે તે દૈત્યોએ એવુ માગ્યુ કે "અમારા બન્ને વચ્ચે ઘણો પ્રેમ છે, તેથી જ્યા સુધી બન્ને વચ્ચે ઝઘડો ન થાય અને બન્ને એકબીજાને મારીએ નહિ ત્યા સુધી અમને બીજા કોઈ મારે નહિ" બ્રહ્માએ તેવુ વરદાન આપ્યુ. તે પછી બન્ને ભાઇઓ પ્રજા ઉપર અને દેવો ઉપર બહુ જુલમ કરવા માડયા એ જુલમ સહન ન થઇ શકવાથી દેવો બ્રહ્મા પાસે ગયા બ્રહ્માએ 'તિલોત્તમા' નામની અપ્સરાને કહ્યુ કે "તું જઈને એમને મોહમા નાખ." એ આજ્ઞા પ્રમાણે તિલોત્તમા ત્યા ગઇ, એટલે એક ભાઇએ તેનો હાથ ઝાલીને બીજાને કહ્યુ કે આ તો મારી સ્ત્રી છે, તારી તો ભાભી થાય. એટલે બીજાએ બીજો હાથ ઝાલીને તેના મોટા ભાઇને કહ્યુ કે "આ તો મારી સ્ત્રી છે." એ અપ્સરાને માટે બન્ને ભાઇ લડવા લાગ્યા અને તેમાથી બન્નેનું મરણ થયું.

હાલના સંજોગોમાં એ કથાનો સાર સમજવા પ્રયત્ન કરીએ તો જણાશે કે 'તિલોત્તમા' એ ઉત્તમ પ્રકારનું તેલ છે, અથવા પેટ્રોલ છે તેને માટે યુરોપની એ ક્રિશ્ચીયન પ્રજા અંદર અંદર લડે છે. એ કારણને લઇને પેટ્રોલ અને ગ્યાસલેટ મોઘુ થઇ ગયુ છે. હાલની લડાઇમાં વિમાનો મુખ્ય કામ કરે છે અને વિમાનો તિલોત્તમા એટલે ઉત્તમ તેલ વગર એટલે પેટ્રોલ વગર ચાલે નહિ. તેથી હાલની લડાઈ તિલોત્તમાને મેળવવા માટે લડાય છે. એ લડાઈમાં સુન્દ અને ઉપસુન્દનુ શુ થાય છે તે જોવાનુ છે.

જ્યાં નાની ઉમરથી સારા સંસ્કાર પ્રજામાં પાડવામાં આવતા નથી ત્યા લડાઈ એ જ સહજ પરિણામ આવે છે. શ્રીમદ્ભાગવતમાં કહેલ છે કે જે રાજા પ્રજાને ધર્મનું શિક્ષણ આપતો નથી અને કર ઉઘરાવે છે તે પોતાનું ઐશ્વર્ય ખુવે છે અને પ્રજાના પાપનો ભાગી થાય છે.

# શ્રી લઘુવાસુદેવ મનન

( ગતાંકથી ચાલુ )



શિષ્યઃ—ત્યારે ' મનસૈવાનુદ્રષ્ટવ્યમ્ " " મનવડે એનું દર્શન ય છે." એવું શાસ્ત્ર વાક્ય છે એનો શું અર્થ ?

ગુરુઃ—સાંભળ. અગ્નિમાં તપાવ્યા પછી સુવર્ણમાં ચળકાટ આવે એવો વ્યવહાર છે. પણ સુવર્ણમાં જણાતો ચળકાટ કાંઈ અગ્નિમાંથી પ્રાપ્ત થયો નથી, કિંતુ અગ્નિમાં તપાવવાથી સુવર્ણનો મેલ નીકળી છે અને સુવર્ણનો પૂર્વસિદ્ધ ચળકાટ સ્વયં પ્રકાશિત થાય છે, નવો ચળકાટ ઉત્પન્ન થતો નથી. જો એ (ચળકાટ) નવો નીકળે મ કહીએ તો ભઠ્ઠીમાં પડેલા ઘડાને પણ એવો ચળકાટ અગ્નિથી થવો જોઇએ; પણ એમ દેખાતું નથી. એ પ્રમાણે આત્માકારે ામ પામેલું મન, આત્માના પ્રતિબિમ્બની સાથે એક થઈને સતરૂપી ાને આવરણ કરી રાખનાર (ઢાંકી રાખનાર) મિથ્યાભૂત અનાદિ ાનો બાધ કરે છે, એટલે તે અજ્ઞાનનો નિરાસ થતાં સ્વરૂપભૂત ા સ્વયંજ પ્રકાશિત થાય છે. એ ઉપરથી "મનવડેજ એનું દર્શન ૬ છે." એમ કહેવાનું શાસ્ત્રનું તાત્પર્ય છે, અને તેથી આત્મા જ જાણે છે, નહિ કે મન આત્માને ઓળખે છે, એમ સિદ્ધ થાય છે.

ૃષ્યઃ—એ જરા વિશેષ સ્પષ્ટ કરીને સમજાવો.

મનુષ્યો "સુષુપ્તિનું સુખ એ જ (સાચુ) સુખ છે, વિષયજન્ય સુખ એ કાંઇ સુખ નથી" એમ સ્ત્રીપુત્રાદિકથી પ્રાપ્ત થતા સુખનો પણ ત્યાગ કરીને કોમળ શય્યા વગેરે સાધનો પ્રયત્નથી મેળવે છે, અને સુષુપ્તિનું સુખ ભોગવે છે. એનો અનુભવ કરતી વખતે સૌંદર્યવતી મોહિની સ્ત્રી જગાડવા આવે તો પણ તેને મારી બેસે છે. તે વખતે તેમને બીજી કશી ઇચ્છા હોતી નથી. પુન ઉઠીને પણ એ જ આનંદનું સ્મરણ રાખીને વળી પાછો એનો એજ અનુભવ કરવા માટે સુઈ જાય છે. આ ઉપરથી સુષુપ્તિના આનંદમાં નિરતિશયપણું છે એમ સમજાય છે.

શિષ્ય--હવે નિત્યપણું સમજાવો.

આત્માનું નિત્યપણું

ગુરુ--જાગ્રત અને સ્વપ્નના સુખનો અનેક રૂપે, અનેક વિષયો દ્વારા પૃથક્ પૃથક્ અનુભવ થતો હોવાથી એ પરિચ્છિન્ન છે અને એ ઉપરથી એની અનિત્યતા સિદ્ધ થાય છે. સુષુપ્તિનું સુખ તો એકરૂપ અને પૂર્ણ છે. તેમ એ વિષયજન્ય પણ નથી તેથી નિત્ય છે.

શિષ્ય--એ જો નિત્ય હોય તો જાગ્રત અને સ્વપ્નમા પણ એનો અનુભવ થવો જોઇએ, પણ એ વખતે એનો અનુભવ થતો નથી.

ગુરુ--જાગ્રત અને સ્વપ્નમા પણ એ સુખ છે ખરૂં. કિંતુ (વિષય) વૃત્તિઓ વડે ઢંકાઈ રહેલું હોવાથી અનુભવમા આવતુ નથી.

શિષ્ય--કારણભૂત આનંદને કાર્યરૂપ અંતઃકરણની વૃત્તિઓ કેવી રીતે આવૃત કરી (ઢાંકી) શકે ?

ગુરુ--સૂર્યને વાદળા અગ્નિને ધુમાડો અને રજ્જુને સર્પ જેમ આવૃત કરી રાખે (ઢાંકે) છે તેમ કાર્યભૂત હોવા છતા પણ અંતઃકરણની વૃત્તિઓ બ્રહ્માનંદને આવૃત્ત કરે છે. જેવી રીતે અગ્નિ અને સૂર્ય રાખ અને ધુમસવડે મૂઢ બાળકની દૃષ્ટિએ આચ્છાદિત જેવા દેખાય છે, તો પણ વિવેકીની દૃષ્ટિએ તે આવૃત્ત હોતા નથી. તેવં

રીતે સુષુપ્તિમા અજ્ઞાનદરૂપ આનદ જાગ્રત તથા સ્વપ્નાવસ્થામા બહિર્મુખ પુરુષોને આવૃત્ત જેવો દેખાય છે, પણ વિવેકી અન્તર્મુખ પુરુષોને લાગતો નથી બ્રહ્માનદ જ પોતાનુ સ્વરૂપ હોવાથી તેઓને તો ત્રણે કાલમા એ એકરૂપે જ પ્રતીત થાય છે. આથી બ્રહ્માનદથી અભિન્ન એવા સુષુપ્તિના આનદનુ નિત્યપણુ સિદ્ધ થાય છે

આવી રીતે બ્રહ્માનંદના નિરુપાધિક, નિરતિશય, અને નિત્ય એ ત્રણ પ્રકારના લક્ષણોનો આપણને અનુભવ થાય છે, તેથી આપણુ આનન્દરૂપ છે અને શ્રુતિ, યુક્તિ તથા અનુભવથી સત્-ચિત્-આનન્દના લક્ષણો આપણામા સિદ્ધ થતા હોવાથી આપણા આત્માનુ સચ્ચિદાનદ બ્રહ્મપણુ સિદ્ધ થાય છે.

શિષ્ય—આપણે સચ્ચિદાનદ સ્વરૂપ છીએ, એવો અનુભવ કેવી રીતે ઉત્પન્ન થાય ?

**શ્રવણ, મનન અને નિદિધ્યાસન**

ગુરુ—છ પ્રકારના લિંગ દ્વારા વેદાન્ત શાસ્ત્રના તાત્પર્યનું ગુરુમુખથી, શ્રવણ સાવધાનતા (એકાગ્રતા) પૂર્વક શ્રવણ પ્રમાણે મનન, અને મનન અનુસાર નિદિધ્યાસન કર્યા પછી "સચ્ચિદાનદ બ્રહ્મ હુ જ છુ" એવુ દીર્ઘકાલ રહે તેવુ જે જ્ઞાન ઉત્પન્ન થાય છે, એ પરોક્ષ જ્ઞાન કહેવાય છે.

**પરોક્ષ અને અપરોક્ષ જ્ઞાન**

ત્યાર પછી આ પરોક્ષ જ્ઞાનના સાધન પણ છુટી જાય "હું કર્તા, આ મારૂ કર્મ, આ મારી જાતિ, આ મારો વર્ણ, આ મારો આશ્રમ" એવુ સર્વ અભિમાન છોડી દેવાય, "હુ બ્રહ્મ છુ—अहं ब्रह्मास्मि બ્રહ્મ જ હુ છુ ब्रह्मैवाहमस्मि" એવો અનુભવ એને માટેના પ્રયત્ન અને એમા કર્તૃત્વબુદ્ધિનો ત્યાગ થાય, તેમજ સુષુપ્તિ અવસ્થાના જેવો તુષ્ણી ( શાત ) ભાવ પ્રાપ્ત થાય પાણીમા મીઠુ ગળી જાય તેમ બ્રહ્મમા લીન થયેલા અન્ત કરણવાળા, નિર્વિશેષ સ્થિતિમા

રહેનારા આવા મહાત્માને નિર્વિશેષજ્ઞાન સ્વયંભૂ સ્ફુરી આવે, એ જ અપરોક્ષ અનુભવ (જ્ઞાન) કહેવાય છે.

આવો અનુભવ જ્યારે થાય છે, ત્યારે એ પુરુષ પોતાના આત્માના અનુભવરૂપ અને આનન્દસ્વરૂપ બને છે. એ આનંદનો મહિમા તો એ પોતે જ જાણે, અન્ય કોઈ નહીં. તેમ જ આનન્દનું પ્રતિપાદન કરનારું વેદાન્તશાસ્ત્ર પણ જાણતું નથી. એનું વાણીથી વર્ણન થઇ શકતું નથી. આનન્દનો અનુભવ કરનાર તે પુરુષજ કેવળ એ આનન્દનો અનુભવ કરી શકે છે. સુષુપ્તિના આનંદની પેઠે અન્યની પાસે એનું એ વર્ણન કરી શકતો નથી- મનથી એનું સ્મરણ કરી શકતો નથી; હે પુત્ર! તારો સ્વાનુભવ પણ તુંજ અનુભવી શકે.

ગુરુમાં ઈશ્વરની અત્યક્ષતા.

જે ઈશ્વર કૃપા કરીને ગુરુરૂપે પ્રત્યક્ષ થઇને તને ઉપદેશ કરે છે, તે ગુરુરૂપ ઇશ્વર એ પણ આવોજ છે એમ કહેવા શક્તિમાન નથી. હે તાત! એમ તું સ્વાનુભવને જાણતાં છતાં પણ અજાણ્યાની પેઠે આનન્દરૂપ બનીને સ્થિતિ કર.



# પરમહંસ સ્વા. શ્રી. રામતીર્થજી
## ની
# નીતિકથાઓ

( ગયા વર્ષના બારમા અંકથી ચાલુ )

ક્યક:–શ્રી. નર્મદાશંકર હ. વ્યાસ બી. એ.

卐

અજ્ઞાન

૪૩

### આંતરિક નબળાઈ

પન્નાલાલભાઇ એક દિવસ રસ્તે ચાલતાં ચાલતાં ગબડી પડ્યા. નાના હતા ત્યારે શાળામાં ભણેલા કે પૃથ્વીમાં ગુરુત્વાકર્ષણ છે અને તેને લીધે દરેક પડતા પદાર્થની ગતિ પૃથ્વી તરફ હોય છે. શૂન્યમનસ્ક પન્નાલાલભાઇ પડયા તો પોતાની જ મેળે પણ, ગુરુત્વાકર્ષણના નિયમનું થોડુંઘણું જ્ઞાન હોવાથી પોતાના પડવા બદલનો બધો રોષ એ નિયમ ઉપર જ ઉતારવા લાગ્યા; " બળ્યો આ નખોદીઓ ગુરુત્વાકર્ષણનો નિયમ, એને લીધે જ હું પડી ગયો " એક પન્નાલાલભાઈ તો શું પણ લાખો માણસો ભલે શૂન્યમનસ્ક બની એવાં પતનો અનુભવે, પણ ગુરુત્વાકર્ષણનો નિયમ તો અચળ ને અટળ જ રહે-

વાનો. ભલા, ગુરુત્વાકર્ષણનો દોષ શા માટે કાઢવો ? આપણે પોતે કાં જાગૃત ન થઇયે ? આપણે પોતે પ્રેમળજ્યોત ને જ્ઞાનદીપના પ્રકાશે કાં પગલાં ન પાડીએ ?

માનવજાતનાં બધાં સ્ખલનો, વિનિપાતો, દુઃખ અને ચિંતાઓ, અંદરની કંઇક અકથ્ય નબળાઇને લીધે હોય છે, એ આંતરિક નબળાઇ દૂર કરી શકાય તો પતનથી પર થઈ શકાય. બહિર્મુખ વૃત્તિથી બહારના સંજોગો સાથે જીવનભર લડયા કરવાથી શું વળવાનું છે ? શા માટે આપણી આસપાસના સંજોગો અને માનવીઓને દોષ આપવો જોઈએ ? આંતરચેતના અને આંતરજાગૃતિ જગતની સર્વ વિટંબનાઓથી માનવીને પાર લઈ જાય છે.

આ આંતરિક નબળાઈ તે શું ? તે માત્ર અજ્ઞાનનું કાળું ધાબું છે, જે આ સ્થૂળ શરીર અને ઇન્દ્રિયો જ માનવીનું પૂરું સ્વરુપ હોય એમ ભ્રાન્તિમા નાખે છે. જો એ ધાબાંને ટાળી શકાય તો મનુષ્ય પોતે પોતાની નૈસર્ગિક શકિતનો આવિર્ભાવ કરી શકે છે.

બોધઃ—સંસારની યાતનાઓ સંજોગો સાથે ઝગડવાથી મિટાવી શકાતી નથી પણ પોતાની આનતરિક નબળાઈ દૂર કરવાથી, કે જેને પરિણામે જ યાતનાઓ ઉભી થાય છે, ફેડી શકાય છે.

૨૪

## ત્રણ દારુડીયા

ત્રણે મિત્રો ભારે પીનારા. સાથે બેસીને "પીયેજા ઔર પીયે જાન" મજ્ન માણતાં માણતાં નશામાં ચકચૂર બની ગયા. નશામાંને નશામાં મિજલસની મોજ માણવાનું એકના મનમાં ઉગી નીકળ્યું. મિજલસને સામાન હજુ તો માણસ લેવા ગયો હતો ત્યાં ઘેનમાં ને ઘેનમાં બીજો લવારો કરવા લાગ્યો. "મારો પ્રાણ નીકળી જાય છે." ત્રીજાએ કહ્યું:— "નહિં, નહિં, તાસમાંથી પ્રાણ ન નીકળી જવો જોઈએ. હજુ તો મોજ માણવાની છે." એમ કહી પેલાનું નાક દબાવવા લાગ્યો। નાક, કાન,

મોઢું બધું જ ડુચા મારી બંધ કર્યું કે જેથી પ્રાણ અંદરથી નીકળી ન જાય ! આમ કરવાથી શું પરિણામ આવે તે સહજ સમજી શકાય તેમ છે. પ્રાણનું રક્ષણ કરવા જતાં પ્રાણનો જ ઉચ્છેદ કરી નાંખ્યો.

બોધ:—અજ્ઞાન જ્ઞાનને ઘેરી લે છે અને એ જ એના વિનાશનું કારણ બને છે.'

[ ૪૫ ]

## ધર્માંધતાનું પરિણામ

એક દિવસ સ્વામી રામના હાથમાં એક પાદરીનું લખેલું પુસ્તક આવી પડયું. પુસ્તકનો વિષય " મૃત્યુ પછી " એવો હતો. પુસ્તકની અંદર બહુ આકર્ષક રીતે આવી રીતે સમજાવવામાં આવ્યું હતું કે " આ દુનીયા એક સ્થાન છે, અને બીજી દુનીયા બીજું સ્થાન છે; જેની વચ્ચે મોટા સમુદ્રો આવેલા છે અને આ સમુદ્રો પાર કરવા માટે દરેકને પરવાનો કઢાવવો પડે !"

" જેની પાસે સાચો પરવાનો નહિ હોય તેને અર્ધે રસ્તે ઉંડા ખાડામાં ફેંકી દેવામાં આવશે. જે લોકોની પાસે સાચો પરવાનો હશે તેમને જ અંતિમ ધ્યેય સુધી પહોંચવા દેવામાં આવશે. પરવાના પણ ત્રણ પ્રકારના હોય છે, ( ૧ ) પ્રથમ શ્રેણીનો, ( ૨ ) દ્વિતીય શ્રેણીનો, ( ૩ ) અને તૃતીય શ્રેણીનો. ધોળા, પીળા, કાળા અને લીલા રંગના પરવાના, ખરા પરવાના નથી ગણાતા. અંતિમ ધ્યેય સુધી લઇ જનારો સાચો પરવાનો તો રાતા રંગનો, ભગવાન ક્રાઇસ્ટના રક્તથી રંગાયલો હોય છે. આવો પરવાનો જેની પાસે હોય તેની જ મુક્તિ થાય ! રાતા રંગ શિવાયના બીજા રંગના પરવાના અન્ય ધર્મના પરવાનાઓ છે, અને માત્ર રાતા પરવાના જ ઇસાઈ–ધર્મના પરવાના–સાચા પરવાનાછે. " પુસ્તકનો આ વિષય હતો, અને બહુ સુંદર શૈલીમાં તેનું પ્રતિપાદન કરવામાં આવેલું. પુસ્તકના લેખક

ચુ બનેનો વર્ષાદ વર્ષાવવા લાગ્યા. પ્રીતમભાઇ એ ચિત્રમે પોતાની હૃદ ભૂમિકાથી કોઇ દિવસ દૂર કરતા નહોતા, પણ કૃત્રિમ પ્રેમ–પ્રેમની માત્ર નકલ ક્યાં સુધી ટકી શકે ? પ્રીતમનો પ્રેમ કેવલ કૃત્રિમ હતો, નૈસર્ગિક પ્રેમનું અનુકરણ હોઇ શકેજ નહિ; તેઓ માત્ર મજનૂ થવાની ભ્રાન્તિ એની ગયા હતા.

એક દિવસ એમનો એક મિત્ર તેમને સમજાવવા લાગ્યો કે "આર્ક આ તૂત લઇને શું બેઠો છે ? મજનૂ થવાનો કંઈ આ માર્ગ નથી. જો તારે ખરેખર મજનૂ જ થવું હોય તો તારે કાંઇ લયલાનું ચિત્ર લઈ તેને પ્રેમના પ્રતીક તરીકે સ્થાપવાની જરૂર નથી, પણ તારે મજનૂનું હૃદય ધારણ કરવાની જરૂર છે. મજનૂના પ્રેમની તિતિક્ષા સમજવાની જરૂર છે તું પોતે તારા પ્રેમનુ પ્રતીક શોધી શકે છે, માત્ર તારે મજનુના સાચાં પ્રેમનો વિકાસ કેળવવાની જરૂર છે. મજનુ થવા માટે મજનૂના પ્રેમની ઉચ્ચ કક્ષાએ પહોચવું જોઈએ; માત્ર લયલાના ચિત્ર ઉપર પ્રેમની ચેષ્ટા કર્યાથી કંઈ મજનૂ થઈ શકાય ?"

એવીજ રીતે ભગવાન ક્રાઇસ્ટ, મહમદ, બુદ્ધ કે કૃષ્ણનો આદર્શ સેવવો હોય તો, તે મહાન વિભૂતિઓએ જીવનમાં જે જે કર્યું તેની નિરર્થક નકલ કર્યે કંઈ વળવાનું નથી, પણ તેમના ચારિત્રની મહત્તા સમજવાની છે, તેમની લાગણીના સાતત્યને સમજવાનું છે, તેમના જીવનની સંપૂર્ણતાને સમજવાની છે, તેમના મહાન આત્મા અને સાચી શક્તિને પારખવાની છે. તેમનાં માત્ર સ્થૂળ કર્તવ્યોનું અનુકરણ કર્યે તેમના જીવનની કક્ષાએ પહોંચી શકાય એમ નથી, પણ તેમના જીવનના સૂક્ષ્મ મર્મને, સૂક્ષ્મ તત્ત્વને પકડી શકાય તો તેમના જીવનપથે પળી શકાય છે.

**બોધઃ**—મહાન પુરૂષના જીવનનું ખરું અનુકરણ તેમના જીવનના બાહ્ય કર્તવ્યોની નકલ નહિ, પણ તેમની આંતરિક સૂક્ષ્મ લાગણીઓ અને ઉંડાણનો આવિર્ભાવ, તે છે.

卐 (સંપૂર્ણ)

# ગ્રન્થસ્વીકાર



(૧) શ્રીમદ્‌ભગવદ્‌ગીતોપનિષદ્‌-વૈદિકભાષ્યમ્‌—ભાષ્યકારઃ-વૈદિકમુનિ્ શ્રી. સ્વા. હરિપ્રસાદજી; અનુવાદક-શ્રી. નલિન મ. ભટ્ટ, એમ. એ. શીતળામાતા શેરી, વલસાડ, પૃષ્ઠ સંખ્યા ૬૨૦; ઉત્થાનના ત્રીજા અંકમાં જે ભગવદ્‌ગીતાનો સ્વીકાર કર્યો છે, તેનો આ ત્રીજો ખંડ છે. આમાં વૈદિકમુનિનું મૂળ સંસ્કૃત ભાષ્ય તથા તેનો ગૂજરાતી અનુવાદ છે. પ્રથમના બે ભાગ જેમ સર્વ સામાન્ય જનતાને ઉપયોગી અને લાભકારક છે, તેમ આ છેલ્લો વિભાગ વિદ્વાનો અને વિચારશીલોને અધ્યયનમાં ઉપયોગી થાય તેવો છે. શરૂઆતમા વૈદિકમુનિનો સંસ્કૃતમાં ઉપોદ્‌ઘાત છાપેલો છે, તેનો પણ ગૂજરાતી અનુવાદ કર્યો હોત તો ઠીક; ગ્રન્થમાં મૂળ શ્લોક, સંસ્કૃત ભાષ્ય અને પછી એ ભાષ્યનો અનુવાદ છે; આવી રીતે પ્રથમના બે ખંડમાં જેવી રીતે સમસ્ત ગીતા આવી જાય છે, તેમ આ ત્રીજા ખંડમાં પણ આખી ભગવદ્‌ગીતાનો સમાવેશ થાય છે. આ ભાષ્ય વિચારવા જેવું છે; ઘણી જ ચર્ચા ખૂબ જ ઝીણવટથી કરેલી છે; ભગવદ્‌ગીતા એ એક એવો હીરો છે કે એને જેટલો જેટલો વધારે ઓપ અપાય તેમ વિશેષ મૂલ્યવાન્ અને ઉપયોગી થાય એમ છે. એમાંના સનાતન સિદ્ધાન્તો આવાં અવનવાં, વખત વખતનાં ભાષ્યો, ટીકાઓ, અને

અનુવાદોથી વિશેષ સરલ, અને કર્મ, ઉપાસના તથા જ્ઞાનની ત્રિવેણીને ઉર્ધ્વગામી કરવામા સહાયભૂત થાય એવા છે. એકંદરે આ ત્રીજો, અને પ્રથમના બન્ને ભાગને ગુજરાતી જનતા પ્રેમપૂર્વક વધાવી લે અને એ રીતે આ પરોપકારી કાર્યને ઉત્તેજન મળે એમ અમે ઇચ્છીએ છીએ

( ૨ ) **શ્રી ગૌરાંગ મહાપ્રભુ**-પ્રયોજક -ભટ્ટ ગત્લેશ્વર ભવા નીશંકર વકીલ, પ્રકાશકો -શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ,-અમદાવાદ-આ નાનુ પુસ્તક શ્રી ગૌરાંગ મહાપ્રભુના અત્યાર સુધી પ્રગટ થયેલા પુસ્તકોમા સારો ઉમેરો કરે છે, લેખકે તટસ્થ વૃત્તિથી, તેમ જ સદ્ભાવ પૂર્વક પુસ્તક આલેખ્યુ છે -(૩) **યમરાજનો અતિથિ**:-અનુવાદક શ્રી વિબુધેન્દ્ર સકળેશ્વર પંડિત-પ્રકાશક ઉપર પ્રમાણે, ઉપનિષદોમા કઠોપનિષદની કથા સૌને આકર્ષે એવી છે, ગૂજરાતીમા એના ઘણા અનુવાદ તેમજ વાર્તારૂપે પુસ્તકો લખાયેલા છે, આ પણ એક એવો જ પ્રયત્ન છે, આ પુસ્તકની શ્રી. જગદીશચદ્ર ચટ્ટોપાધ્યાય, બી એ ની અંગ્રેજીમા લખેલી પ્રસ્તાવના વિશેષ ઉપયોગી છે, અને એણે જ આ અનુવાદકની કેટલીએક ઉપનિષદ્ સબધી ભ્રાન્તિઓને નિર્મૂળ કરી છે એમ અનુવાદક પોતે પણ કહે છે (૪) **સાચી યાત્રા** (૫) **અણોજી**-પ્રકાશક-ઉપર પ્રમાણે, આ ચાર પુસ્તક એના પ્રકાશક—શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદથી મળી શકે છે

ॐ

# પ્રસંગસ્ફૂર્તિ



ઈંગ્લેન્ડ અને મુંબઈમાં સમ્રાટ અકબરની જયંતીઓ ઉજવાઈ; સૌએ પોતપોતાની ધારણા પ્રમાણે પુષ્પો વેર્યાં.

મુંબઈની સોફીઆ કૉલેજની વિદ્યાર્થીનીઓમાં કોઈએ ધર્માન્તર કર્યું. મુંબઈની મ્યુનિસિપાલ કોરપોરેશનમાં એનો પડઘો પડ્યો. પ્રજામાં પણ એ વિષયમાં ઠીકઠીક ઉહાપોહ થયો.

બંગાળની કાઉન્સીલમાંથી હિંદુ મહાસભાના એક નેતા ડૉ. મુકરજીએ મતભેદોને અંગે રાજીનામું આપ્યું.

અમદાવાદની મ્યુનિસિપાલ શાળાઓમાં હજ પૂરેપૂરું સમાધાન થયું નથી. થોડા શિક્ષકોને રજા અપાઈ, બીજા ઘણાઓએ વિદ્યાર્થીઓની હાજરી કરી આપવાની મુસીબત બતાવી.

યુદ્ધના રંગ બદલાતા જાય છે. હિંદુસ્તાનના પ્રાંતે પ્રાંતમાં મોંઘવારી, અછત, અને બીજાં અનેક કારણોને લીધે સરકાર અને પ્રજા વચ્ચે ઘર્ષણ શમતાં નથી. શાંતિના ઈચ્છકો શાંતિ માટે બન્ને પક્ષે તનતોડ મહેનત કરે છે.

યુદ્ધને અંગે ખોરાકીના માંગની અગવડ વધવા માંડી અને તેથી કતલ વધી પડી છે, તેને માટે મધ્યસ્થ ખોરાક સલાહકારક સમિતિની બેઠકમાં વિચારણા ચાલી. ગાયોની કતલની મનાઇ કરવા સંબંધી એમાં ભલામણો થઇ અને તેનો સ્વીકાર થયો.

કલકત્તામાં કાલીપૂરના મંડપમાં અકસ્માત આગ લાગી, ૧૩૩ પ્રાં મરણ નીપજ્યાં, ૧૦૦ ઉપરાંત ઈજા પામ્યાં.

દાહોદથી સાત માઇલ દૂર છાપણ નામના ગામમાં એક ભીલે પોતાની માને ડાકણ માની લાકડી વડે મારી નાખી. વહેમને લીધે આવું કૃત્ય બન્યું.

પરમાત્મા આ યુદ્ધ અને એના પરિણામે આવી પડતી આફતોમાંથી સૌને જલદી મુક્ત કરે એ પ્રાર્થના છે.

અવશ્ય વાંચો

( ૧ ) કાગળના ભાવ બેહદ વધી ગયા છે, અને તેથી એ વધારે મુશ્કેલી તો એ ભાવે પણ માલ મેળવવામાં છે: અત્યાર સુધી 'ઉત્થાન'ને ૮૦ પૃષ્ઠ સારા જાડા કાગળ ઉપર છાપીને અમે આપી શક્યા છીએ એ આપના સુંદર સહકારને આભારી છે.

( ૨ ) પણ હવે ભવિષ્યમાં શું કરવું એનો ગંભીર વિચાર કરવાનો છે. આવતા અંકમાં એ વિષયમાં અમે એક નિવેદન બહાર પાડવાના છીએ.

( ૩ ) તેથી બધા શુભેચ્છક ગ્રાહકોને વિનંતી છે કે ઉત્થાનને જો નિભાવી રાખવું હોય તો એના પ્રચાર માટે પ્રયત્ન કરે, અને પોતાના મિત્રવર્ગમાંથી ગ્રાહકો મેળવવાની તનતોડ મહેનત કરે; કે જેથી કંઇક આ સાહસમાં સરલતા મળે.

છોટાઉદેપુરના જે ગ્રાહકોનાં લવાજમ હજૂ સુધી નથી આવ્યાં તેઓ કૃપાપૂર્વક આ અંક મળતાં વેંત જ લવાજમ મોકલી આપશે એવી આશા છે; જેઓને ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય, તે છ અંકનું લવાજમ મોકલી અમારું કામ, આવા મોંઘવારીના સમયમાં સરલ કરી આપશે એવી આશા છે.

卐

"વૈરાગ્ય ઉત્પન્ન થયા છતાં પણ જ્ઞાન વિના આત્માનંદની પ્રાં
પ્તી નથી; જ્ઞાન ગુરુના ઉપદેશથી મળે છે, તેથી સૌથી
ગુરુદેવનું શરણ લેવું. ( વાદળાંથી જ વરસેલું ) સમુદ્રનું જળ બે
સામે જ પડયું છે, અને એને ઉપર ( વાદળું બનાવવા માટે ) ચડા
વનાર વાયુ પણ ત્યાં જ છે, છતાં તરસથી તડફડતો ચાતક
વરસાદની જ રાહ જોયા કરે છે. ( એવી જ રીતે બ્રહ્મ સર્વત્ર વિ.
માન છે, છતાં જિજ્ઞાસુને એનું જ્ઞાન ગુરુની દ્વારા જ થાય છે
આત્માની પ્રતીતિ શાસ્ત્ર, ગુરુ, અને પોતાનું અંતઃકરણ આ ત્ર
સાધનોથી થાય છે એમ કહેવાય છે. એમાં પ્રથમ પ્રતીતિ (જ્ઞાન
ઓળખાણ-ભાન ) શાસ્ત્રદ્વારા થાય છે; જેમ કે "ગોળ ગળ્યો છે,
એવું પહેલાં લોકો પાસેથી સાંભળીને ગોળનું જ્ઞાન થાય છે. પછ
ગોળને છેટેથી જોઇને જે ઓળખાણ પડે તેવી પ્રતીતિ ગુરુદ્વા
થાય છે; અને ગોળના સ્વાદના અનુભવ જેવી ( આત્માની )
અન્તિમ પ્રતીતિ થાય, તે અન્તઃકરણદ્વારા ( એનો અનુભવ કે
લેવાથી ) થાય છે."

"પ્રબોધસુધાકર"-શ્રી શંકરાચાર્ય

રમણલાલ નાનાલાલ શાહે સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ મુ. છાટાદેવું
એમને માટે વડોદરા, રાવપુરા અશોક પ્રિન્ટરીમાં છાપ્યું, અને
પ્રકટ કર્યું. તા. ૧૫-૧૨-૧૯૪૨




उत्तिष्ठत जाग्रत प्राप्य वरान निबोधत ।

ઊઠો સાધક! જાગો ને આચાર્યવર મેળવો,
આત્મબોધ મળે એવાં વિદ્યાવિજ્ઞાન કેળવો.



તંત્રીઃ
સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ
જ્ઞાનસાધન આશ્રમ
છોટાઉદેપુર, (પૂર્વ ગુજરાત)

# અનુક્રમણિકા



---

**શ્રી સદ્‌ગુરુસ્તુતિશતકઃ**—શ્રી ગુરુદેવની અહૈતુકી ભક્તિનું સ્વરૂપ સમજાવતું, વેદાન્તપ્રતિપાદિત અદ્વૈતજ્ઞાનની દૃઢતા કરાવે એવું, એકસો અનુષ્ટુપમાં ગૂંથેલું ભક્તિભર્યું અખંડ સ્તોત્ર. કીંમત ૦–૩–૦ પો. ૦–૦–૯

**શ્રી સદ્‌ગુરુ શિક્ષાશતકઃ**—વેદાન્તમાં આવતી લગભગ બધી પ્રક્રિયા પ્રમાણે મનન અને નિદિધ્યાસનમાં ઉપયોગી થાય તેવું ભુજંગ વૃત્તમાં ગૂંથેલું આ શતક નિત્યપાઠમાં ઉપયોગી થાય એવું છે. સરલ ભાષા અને ગંભીર ભાવ એ એની વિશિષ્ટતા છે. કીમત ૦–૩–૦ પો. ૦–૦–૯

એ રીતે હાલ તુર્ત લવાજમ મોકલનારને રૂ ૪-૦-૦ ચાર રૂપીઆ જ લવાજમ ભરવુ પડશે

ક ત્યાર પછી એટલે તા ૨૦ જુન ૧૯૪૩ પછી રૂ ૪-૪-૦ પડશે આનમા અંક સુધીમા લવાજમ નહી આવે તેમને ત્રીજા વર્ષનો પહેલો અંક વી. પી. થી રવાના કરાશે

( ૬ ) કાગળના ભાવ નીચે ઉતરતા જ લવાજમ ઘટાડીને, પાના પણ વધારવાના છે, એ ચોક્કસ છે આ ગોઠવણ કેવલ કામચલાઉ જ છે

( ૭ ) પુસ્તકાલય માટે પણ લવાજમ સરખુ જ રહેશે, એટલે કે સૌને માટે—

ત્રીજા વર્ષનુ લવાજમ—તા ૩૦ જુન ૧૯૪૩ સુધીમા મનીઓર્ડરથી લવાજમ મોકલનારને } રૂ આ પા ૪-૦-૦

ત્યાર પછી મ ઓ કે વી પી થી લવાજમની ગોઠવણ કરી આપનાર માટે } ૪-૪-૦

( ૮ ) વી. પી થી પહેલો અંક મગાવનારાઓ કૃપા કરીને અમને ગ્રાહક રહેવાની સમતિ દર્શાવતો અવશ્ય પત્ર લખે આવી મોઘવારીમા અગાઉથી લવાજમ મળ્યા વિના અંકો મોકલ્યા કરવાનુ કોઇ પણ રીતે પાલવે એમ નથી

( ૯ ) ટૂકામા—સૌ લવાજમ મ ઓ. થી મોકલી આપે, અથવા પહેલો અંક વી પી. થી મોકલવાની આજ્ઞા આપે ખોટ તો જવાની જ છે, પણ જેટલા ગ્રાહકોના લવાજમ અને વી પી થી મંગાવવાની આજ્ઞાઓ આવશે એટલી જ સખ્યા ત્રીજા વર્ષના પ્રથમ અકની કઢાવવાની છે એમા સૌ ધ્યાન રાખીને સગવતા કરી આપે એવી ખાસ વિનતી છે

ઉત્થાન કાર્યાલય
તા ૧૨-૪-૪૩

સદા શુભેચ્છક
સ્વા સ્વયજ્યોતિ તીર્થ

ॐ

## नमो नारायणाय

ईश्वरो गुरुरात्मेति मूर्तिभेदविभागिने।
व्योमवद् व्याप्तदेहाय दक्षिणामूर्तये नमः ॥

### श्री दक्षिणामूर्ति स्तोत्र

सर्वात्मत्वमिति स्फुटीकृतमिदं यस्मादमुष्मिन् स्तवे
तेनास्य श्रवणात्तथार्थ मननाद्ध्यानाच्च संकीर्तनात् ।
सर्वात्मत्वमहाविभूति सहितं स्यादीश्वरत्वं स्वत :
सिद्धयेत्तत्पुनरष्टधा परिणतं चैश्वर्यमव्याहतम् ॥ १० ॥

ભાવાર્થ:—આ સ્તોત્રમાં સર્વાત્મભાવ સ્પષ્ટ કર્યો છે એટલા માટે આનું શ્રવણ, એના અર્થનું મનન અને ધ્યાન તથા સંકીર્તન કરવાથી મહાવિભૂતિ સહિત સર્વાત્મભાવવાળું ઈશ્વરત્વ તેમ જ અષ્ટ-સિદ્ધિયુક્ત ઐશ્વર્ય કોઈ પણ જાતના પ્રતિબંધક વિના સ્વતઃ પ્રાપ્ત થાય છે.

—શ્રી શંકરાચાર્ય

ઈશ, સદ્‌ગુરુ ને આત્મા, મૂર્તિમાત્ર વિભાગ જે;
વ્યોમશા વ્યાપ્ત એવા એ, દક્ષિણામૂર્તિને નમું.

ॐ ॐ ॐ
ॐ ॐ
ॐ

શ્લોક વિવરણ —આ સ્તોત્રનો આ દસમો શ્લોક છેલ્લનો છે. ખરી રીતે જોતાં એને આ સ્તોત્રનુ માહાત્મ્ય કહી શકાય. સ્તોત્રના પહેલા શ્લોકમા જે આત્મજ્ઞાનનો મહિમા વર્ણવ્યો છે, તેનુ ફલ આમા કહ્યુ છે આત્મજ્ઞાનનુ ફલ સર્વાત્મભાવનો આવિર્ભાવ છે પોતાનું મર્યાદિત, તુચ્છ, અલ્પ અહ્પણું ત્યજી દઇ આત્મા સર્વવ્યાપક છે એટલે કે અહ જ આત્મા નહીં, પણ આત્મા એટલે સર્વાત્મભાવ એમ અનુભવાય એ જ્ઞાનની પરાકાષ્ઠા છે. આ સ્તોત્રમાં એ સ્પષ્ટ કર્યું છે તેથી આ સ્તોત્રનુ એના રહસ્ય સાથે શ્રી ગુરુમુખથી શ્રવણ થાય એના અર્થનું મનન કરીને નિર્ણય થાય, અને નિદિધ્યાસનદ્વારા 'હુ જ સર્વવ્યાપક આત્મા છું' એવો અનુભવ થાય અને ત્યાર પછી એનુ જ આજીવન રટણ ચાલે એવી રીતે પ્રશસાપૂર્વક કીર્તન થાય, તો ભગવાન શંકરાચાર્ય કહે છે. એમ સર્વાત્મભાવ પ્રાપ્ત થાય એની અલ્પજ્ઞતા કે પામરતા નષ્ટ થાય ઉપરાત એક બીજો મહિમા પણ વર્ણવે છે. એ સર્વાત્મભાવમા મહા વિભૂતિઓ પ્રકટ થાય અને આપોઆપ જ સ્વાભાવિક રીતે, આપોઆપ જ ઐશ્વર્ય આવે

શાસ્ત્રોમા ઐશ્વર્યના આઠ પ્રકાર વર્ણવ્યા છે (૧) અણિમા :—સૂક્ષ્મમા સૂક્ષ્મ થવાની શક્તિ (૨) મહિમા :—મહાનમાં મહાન બનીને વિશાલ થવાની શક્તિ (૩) ગરિમા :—ભારેમા ભારે થઇ શકવાની શક્તિ. (૪) લઘિમા :—હલકાર કરતા પણ હલકુ બનવાની શક્તિ. (૫) પ્રાપ્તિ —સમસ્ત લોકલોકાન્તરના પદાર્થો નિહાળવાની શક્તિ (૬) પ્રાકામ્ય :—ઇચ્છાનુસાર વિહાર કરવાની શક્તિ (૭) ઇશિત્વ :—ઇચ્છાનુસાર સર્જન, સ્થિતિ અને સંહાર કરવાની શક્તિ (૮) વશિત્વ :—સમસ્ત વિશ્વને વશ રાખવાની શક્તિ.

આ બધુ ઐશ્વર્ય પણ આત્મજ્ઞાન દ્વારા જે સર્વાત્મભાવનો અનુભવ થાય, તેથી સ્વાભાવિક રીતે જ પ્રાપ્ત થાય છે. તાત્પર્ય કે બ્રહ્મવિદ્ જ બ્રહ્મ છે એ દૃષ્ટિએ બ્રહ્મની સગુણ શક્તિઓનો પણ એનામા .

આવિર્ભાવ થાય છે; અને તે પણ કોઈ પણ જાતના પ્રયત્ન વગર: આંબાનો બાગ ખરીદનારને ફલના મુખ્ય લાભ સાથે છાયાનો ગૌણ લાભ વગર પ્રયત્ને થાય તેમ આત્મલાભની સાથે આ સિદ્ધિઓ પણ છાયાની પેઠે સ્વભાવતઃ સ્ફૂરે છે. પરંતુ સાધકને આ સિદ્ધિઓ ઈચ્છનીય નથી; સિદ્ધિના લક્ષ્યથી સર્વાત્મભાવ મળતો નથી; પણ સર્વાત્મભાવથી આપોઆપ છાયા રૂપે સિદ્ધિઓ અનુસરે છે; આચાર્યશ્રી કહે છે કે આ સર્વાત્મભાવની પ્રાપ્તિ માટે આ સ્તોત્રમાં વર્ણવ્યા પ્રમાણે પૂર્ણાહંતાભાવ કેળવે એ જ એની સર્વશ્રેષ્ઠ વિભૂતિ અને સિદ્ધિ છે. અને એનું સાધન શ્રી ઈશ્વર અને શ્રી સદ્ગુરુ એ બન્ને પ્રતિ સમાનભક્તિ જ છે. આપણા પણ એ ગુરુદેવને નમસ્કાર ! નમસ્કાર !! નમસ્કાર !!!

卐

ૐ

નારાયણ

# ઉત્થાન

વર્ષ બીજું ] એપ્રીલ ૧૯૪૩—ચૈત્ર ૧૯૯૯ [ અંક દસમો

## ઉત્થાનને અંગે

લેખકઃ
તંત્રી

'ઉત્થાન' ને ચાલુ કરવાનું સાહસ કર્યું ત્યારે થોડા મિત્રોએ એ અંગે ખૂબ જ મંત્રણાઓ કરેલીઃ ગુજરાતમાં સ્વતંત્ર વિચારશ્રેણીનું સંસ્કારી અને વિશુદ્ધ ભાષામાં લખાતું, તેમજ જીવનમાં ઉત્સાહ રેડી ઉર્ધ્વમુખી કરવામાં સહાયભૂત થાય એવા માસિકની ખોટ સૌને લાગેલી અને એ રીતે એની શરૂઆત કરવાના શ્રીગણેશ મંડાયા. અત્યારના ઘણા ખરા ગ્રાહકો નવા છેઃ કેવી અને કેટલી મુશ્કેલીઓ વચ્ચે અને કેવા વિશુદ્ધ ઉદ્દેશથી એ કામ ઉપાડ્યું છે એનો કંઈક ખ્યાલ સૌને તાજો થાય સમજી એનું મૂળ વિજ્ઞાપનપત્ર અહીં ઉતારું છું.

\+ \+ \+

" ભગવાન શ્રી શંકરાચાર્યના કેવલાદ્વૈત સિદ્ધાન્તને પ્રતિપાદન કરનારા વેદાન્તગ્રન્થો સરલતાથી સમજાય તેવી આધુનિક વિચારશ્રેણિ અને પ્રોત્સાહક લેખનશૈલી, સાધકોને માર્ગદર્શક થાય તેવી વિષયવિચારણા, અને એકંદરે સામાન્ય જનતાને અજ્ઞાન, આલસ્ય અને પ્રમાદમાંથી ઉત્સાહભેર ઉઠાડી ચૈતન્ય પ્રેરે એવું માસિકપત્ર.

ઉપરાંત. માનસિક વલણને ઉર્ધ્વગામી કરવામાં સહાયભૂત થાય તેવા વૃત્તિપ્રવાહોના સંશોધક વિષયોની ચર્ચા, વેદાન્ત કેવલ કલ્પના, તર્ક કે વાણીવિલાસ નહીં, પણ અનુભવ અને આચારવ્યવહારનો વિષય છે એવી તાત્ત્વિક ચર્ચા; વેદાન્ત એટલે તાર્કિક શુષ્કતા, સંસારભીરુ એકાન્તશોધક રાગ, તેમ જ પ્રમાદપોષક અકર્મણ્યતા કે તામસિક ઉદાસીનતા નહીં, પણ સચ્ચિદાનન્દનો નખશિખ અનુભવ, બૌદ્ધિક રસિકતા, સંસાર સેવાદ્વારા કેળવાતી નિર્લેપ અનાસક્તિ, ઉત્સાહવર્દ્ધક નૈષ્કર્મ્ય મનોદશા, અને એકંદરે પ્રાણીમાત્રમાં સપ્રેમ આત્મદર્શનદ્વારા પ્રાપ્ત થતી સાત્વિક પ્રીતિ છે; એવા સનાતન સિદ્ધાન્તનું દિગ્દર્શન કરાવવું, એ આ માસિકપત્ર કહાડવાનો મુખ્ય ઉદ્દેશ છે.

માનવજીવનનું પરમ ધ્યેય તો સુખપ્રાપ્તિ જ છે; એ સુખનું કેન્દ્ર પોતાનું સ્વરૂપ છે; સ્વરૂપ પોતે પોતાનું જ હોવાથી કેવલ એ વિસ્મૃતિ દૂર કરવાની જ હોય છે; એ વિસ્મૃતિ એ જ અજ્ઞાન; અને એ સ્વરૂપની સ્મૃતિ એ આત્મજ્ઞાન; આવા આત્મજ્ઞાનને ઉપલક્ષીને ધાર્મિક ચર્ચા કરે, જીવનના પ્રત્યેક પ્રવાહમાં આત્માનુભવની નિર્મલ ઝાંખી કરાવે અને નિષ્પક્ષપાત રીતે તત્ત્વજ્ઞાનના ગ્રંથો સમજવામાં કૂંચીરૂપ બને એવા વિષયો ચર્ચતું એક પત્ર આશ્રમ તરફથી નીકળે, એવી ઘણા મિત્રસાધકોની સૂચના અને શુભાશા ઘણા લાંબા કાળથી હતી.

કાર્ય ખરેખર અઘરૂં છે; આશા–અભિલાષાઓ લાંબી અને વિશાળ છે; ગુજરાતમાં, અરે ! સારા ભારતવર્ષમાં અન્ય વિષયોનાં પત્રોની અપેક્ષાએ ધાર્મિક માસિક પત્રોની સંખ્યા વેઢે ગણાય-તેટલી

ઓછામાં ઓછી હશે, એમ અમે જાણીએ—માનીએ છીએ; એક બાજુ એ માગના વિચારપ્રધાન લેખોની ઊણપ છે, ત્યારે બીજી બાજુ વિશ્વ-પટના વિશાળ માનવસમૂહને ઉદર નિમિત્તે જ જ્યાં પોતાના કાર્ય ... વ્યય કરવો પડે એવી વસ્તુસ્થિતિ છે અને આમ વ્યવહારિ-ક જ્યાં આયવ્યયના પાસા પનારે મેળ ખાતા હોય એવો સમય ત્યાં ઉત્તમ અભિનાય આશય અને આદર્શપૂર્વક આવું સાહસ ... લેખક પ્રકાશકને આર્થિક સ્થિતિની કંગાલિયતનો પણ વિચાર કરવો પડે એ સ્વાભાવિક છે

રાજકીય અને આર્થિક જેવા બાહ્ય વ્યવહારક્ષેત્રમાં તેમ જ આંતરિક મનોદશાને સીધા સ્પર્શ કરે એવા સામાજિક કે નૈતિક પ્રદેશની કાર્યપ્રણાલિમાં પરિવર્તન થવું જોઈએ એવા વિચારો અત્યારે ત્વરિત ગતિએ બદલાય છે અને આવા ઉત્ક્રાન્તિકાલમાં, સંક્રાતિની નોબત વાગતી હોય તેવા મોહગ્રસ્ત મનોમન્થનમાં કંઈક નવું કંઈક ઉત્સાહી કંઈક જાગૃતિવાળું, કંઈક ચૈતન્ય આપે એવું મનસા વાચા, કર્મણા ગ્રહણ કરવાની સર્વત્ર ગડમથલ થઈ રહી છે જૂનું હોય તે તેના નવા રૂપમાં સુધારી વધારી લેવાની અથવા જૂનું અગ્રાહ્ય માની નવાની શોધ કરવાની સર્વ સામાન્યવૃત્તિ થવી, એ માનવસમાજની નવતર રુચિ નથી, જૂનું રૂપાન્તર પામી નવું થાય, કે પછી નામાન્તર કરી નવા વાઘા સજે, પરંતુ ભૂતકાળને જૂનું કહી ભવિષ્યને નવું બનાવવાની વર્તમાન પ્રવૃત્તિ સદાકાળ માનવસમૂહે કરી છે અને કરશે

એટલે આવે વખતે સર્વત્ર અતૃપ્તિ, અસંતોષ અને અશાંતિના પ્રવાહો ગતિમાન છે, ત્યાં આત્યંતિક શાંતિ નિરંકુશ તૃપ્તિ અને પરિપૂર્ણ તુષ્ટિ આપે એવા વિચારપ્રવાહોની સમાજને આવશ્યકતા સંભવે એ એટલું જ જૂના-નવાની ગડમથલ સાથે આપણને સ્વાભાવિક લાગે છે

સત્ય-નિરપેક્ષ સત્ય કદી જૂનું કે નવું થતું અથવા કહેવાતું

નથી એ તો નિકાલાબાધિત જેવુ ને તેવુ જ છે અને તેથી જ સત્ય જ્ઞાનમનન્તં બ્રહ્મ – એ વાકય અત્યારે પણ આપણને આપણા જીવન-વિકાસમા બંધબેસતુ હોય એમ લાગે છે એ સત્ય એટલે ભૂત ભાવિ કે વર્તમાનમા નિર્વિકાર ભાવ સાચવે એવુ, તે જ્ઞાન એટલે ચૈતન્ય અને પ્રકાશના પુંજ પાથરે એવુ, અનન્ત એટલે અમુક જ દેશ-સમયે બંધ બેસે એવુ નહી, પણ દિક્કાલના પરિચ્છેદ વિનાનુ ચિરન્તન છે, અને એ એવુ હોવાથી અનન્ત દિક્કાલમા સભર ભરેલુ છે, આવા બૃહદ્ ધર્મવાળુ હોવાથી એને ઋષિઓએ બ્રહ્મ નામે ઓળખ્યુ, અનુભવ્યુ, અને સબોધ્યુ છે

એ બ્રહ્મ, એ પરમ સત્ય જ તૃપ્તિ, તુષ્ટિ અને શાતિનુ કેન્દ્ર છે, અને સર્વવ્યાપક છે, તેથી પ્રાણી માત્રના અતર્યામી રૂપ છે, વ્યક્તિએ કે સમાજે અથવા વ્યષ્ટિએ કે સમષ્ટિએ જ્યા સુધી એના તરફ મનોદષ્ટિ નથી ફેરવ્યા, જ્યાસુધી પરમ ધ્યેય રૂપે એને બુદ્ધિમાહ્ય નથી કર્યુ, ત્યા સુધી વ્યવહારમા વૈભવની વિપુલતા ખડકાય, બાહ્યાડબરના સુખસાધનોના ભડારો ભરાય, ગગનવિહારી વિદ્યામો રચાય કે પાતાલપ્રવેશી ગુપ્ત ક્રીડાગણો રચાય, છતાં એ અતૃપ્તિ અને અશાતિ માનવ હૈયાને છોડવાના નથી

આવી મનોદશામા અધ્યાત્મવિદ્યાની ચર્ચા કરે એવા એક માસિક-પત્રની સાહજિકતા સૌને સહેજે સમજાય એવી છે, વ્યાધિ હોય ત્યા નિદાન ચિકિત્સા હોવા જોઇએ, ક્ષુધાતૃષા હોય ત્યા અન્નજલનો પ્રબંધ થવો જોઇએ, તે જ રીતે જ્યા અશાતિ અને અતૃપ્તિ છે ત્યા એના નિવારણ માટે શાતિ અને તૃપ્તિપોષક વિચારસામગ્રીની પણ એટલી જ આવશ્યકતા છે આવા માસિકપત્રની આરભ સન્નિધાનની પ્રેરણા, સ્વચ્છ અને સહકારથી સાધવાની આ યોજના છે

આપ અધ્યાત્મમાર્ગના પથિક છો તત્ત્વના જિજ્ઞાસુ છો, જ્ઞાન-વિજ્ઞાનના સાધન માટે મથતા ઉત્સાહી સાધક છો, અને શ્રદ્ધા તથા

અવિદ્યાનાં દૃઢતમ બંધનમાથી મુક્તિ મેળવવા પુરુષાર્થ કરનારા મુમુક્ષુ છો, એમ સમજી આ વિજ્ઞાપનપત્ર આપને મોકલ્યું છે; આપનાં સહાયતા અને સહકાર આવશ્યક છે. પૂરતી ગ્રાહક સંખ્યા એ જ આવા કાર્યમાં આર્થિક સગવડ છે અને એ આશાએ જ આ સાહસ ખેડયું છે; એટલે આપ તો ગ્રાહક થશો જ એવી શ્રદ્ધા છે, એટલું જ નહિ, પણ વખત મેળવી આપના સ્નેહીઓ, સન્મિત્રો, સંબંધીઓ અને ઓળખીતામાંથી પણ જેટલા વધારે ગ્રાહક થાય તેટલા મેળવી આપી, આ નિષ્કામ જ્ઞાનયજ્ઞમાં ચિત્તશુદ્ધિ રૂપી ફલ મેળવવા ભાગ્યશાળી થશો એવી આપને મારે સંપૂર્ણ શ્રદ્ધા અને આશા છે.

| | |
|---|---|
| જ્ઞાનસાધન આશ્રમ<br>છોટાઉદયપુર | લી. આપનો સદાનો<br>સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ |

આટલો ઉલ્લેખ એના ઉદ્દેશ અને કાર્ય પરત્વે તે વખતે થયેલો, પણ આની સાથે થોડો અંગત ઇતિહાસ પણ સંબંધ ધરાવે છે. હું ઇ. સ. ૧૯૩૨ માં માં હૃષીકેશથી છોટાઉદેપુર સ્થાયી નિવાસ માટે આવ્યો. મિત્રોનાં સહકાર અને સહાયતાએ મારે માટે અહીં નિવાસયોગ્ય વ્યવસ્થા કરી આપી; અહીં આવવાની ધારણા કેવલ નિવૃત્તિપરાયણ જીવન વીતાવવાની હતી. પૂજ્ય. પ્રાતઃસ્મરણીય ગુરુદેવ શ્રી સ્વા. નારાયણતીર્થજી તા. ૩–૧૨–૩૭ માં સમાધિસ્થ થયા, ત્યાર પહેલાંના એટલે કે જીવનનાં છેલ્લાં વીસ વર્ષ એમણે લખનઉમાં ગાળ્યાં હતાં. એમણે અવિરત લોકોપકારક કાર્ય કરી સંયુક્ત પ્રાંતમાં અનેક સંસ્થાઓમાં ચેતના પૂરી હતી, પરંતુ સૌથી મહત્વનું કામ હતું પરમઆરાધ્ય શ્રી રામતીર્થજીના ઉપદેશોને સંગ્રહીત કરી વ્યવસ્થિત રૂપમાં પ્રકાશિત કરવાનું. ઇ. સ. ૧૯૧૦માં છૂટક છૂટક શરૂઆત કરી. અંગ્રેજી અને ઉર્દૂ એમ બે ભાષામાં પ્રથમ એ પુસ્તકો દિલ્હીમાં છપાવા માંડયાં, અને છેવટે એમાં હિન્દી ભાષાનો ઉમેરો કરી, ઇ. સ. ૧૯૧૮માં " શ્રી

ગમતીર્થ પબ્લીકેશન લીગ" નામની એક સંસ્થા લખનઉમાં સ્થાયી બની.

મારૂં સમર્પણ તો ઘણું જૂનું, પણ બધા સાધકોને થાય છે તેમ મારી સાધનાના શ્રી ગણેશ થયા પછી દસેક વર્ષનો મન્થનકાળ રહ્યો, એ દરમિયાન "શ્રી ગમતીર્થ પબ્લીકેશન લીગ"ની શરૂઆત મારે હાથે જ એઓશ્રીએ કરાવી, પણ અંગ્રેજી, ઉર્દૂ અને હિન્દી ભાષામાં કાર્ય કરવું મારે માટે વિષમ નિવડયું, અને એ બધો કાર્યભાર મેં છોડયો. સ્વામીજીએ મને સ્વતંત્ર વિચરવા અને એકાન્ત અભ્યાસ માટે એ પ્રવૃત્તિમાંથી છૂટો કર્યો ત્યારે સ્વપ્ને પણ કલ્પના નહોતી કે આટલાં વર્ષો પછી એવા જ પ્રવૃત્તિમય જીવનનો ભાર એકલે શરીરે આમ અકસ્માત્ ઉપાડવો પડશે. અસ્તુ !

ઉપર કહ્યું છે તેમ 'ઉત્થાન'ની યોજનાનો ભાર પ્રસન્નતાથી સ્વીકાર્યો છે. સ્વા. શ્રી. અદ્વૈતાનંદજી અને માધવતીર્થજી જેવા વિદ્વાન્ મિત્રો અને બીજા સહૃદયી લેખકોનો સહકાર એમાં પ્રથમથી જ મળ્યો. અમારા ત્રણેયના સન્મિત્રોએ ગ્રાહક મેળવવાનું કામ પોતાની સ્વેચ્છા અને શુભેચ્છાથી ઉપાડી લીધું, અને એ રીતે ઉત્થાનને આશાતીત સફલતા પહેલે વર્ષે મળી. લેખક-વાચકનો સુમેળ એવી રીતે થયો કે ઉત્થાન ચાલુ રાખવાનો સૌએ અનુરોધ કર્યો, અને મારે તો કેવલ વ્યવસ્થાભાર ઉપાડવાનો હતો, એટલે જ્યાં વિદ્વાન લેખક મિત્રો અને સેવાભાવી ગ્રાહકોએ અવિરત સેવા ચાલુ રાખી, એટલે મેં પણ એ સહર્ષ વધાવી લીધું.

આમ મારે ભાગે અવિરત કામ કરવાનું હતું અને છે. પ્રુફ વાંચવાથી માંડીને એને અંગેનો પત્રવ્યવહાર, માસિકો અને પત્રોની રવાનગી, અને એને અંગેનું બધું કામકાજ કર્યું, અને હજુ પણ ચાલુ રાખવામાં શ્રી ગુરુદેવને પ્રાર્થના છે કે તન-મનને નીરોગી રાખી એમાં જ નિર્વિકાર આત્મદષ્ટિની દઢતા રાખવાનું સામર્થ્ય આપે !

આટલું અંગત કહીને હવે ભાવી યોજના માટે વિચાર કરીએ.

અને નિરંકુશ આત્માનંદ છે એવી સમાજવ્યવસ્થાની, અને બાહ્ય આડંબર તથા વૈભવની અનિત્યતાની એવી તો શિક્ષાપ્રણાલી ગોઠવી આપી હતી કે જો એ પદ્ધતિને જ શું પૂર્વ કે શું પશ્ચિમ પાછી સજીવન કરે તો સુખ તો હસ્તામલકવત્ છે એ નિશ્ચય છે ! અસ્તુ !

ઋષિમુનિઓએ કાલની ગણતરી કરીને કાલનો મહિમા તડકાછાયા જેવો, ત્રિગુણાત્મક માન્યો છે, અને એ રીતે યુગવિભાગ પાડી પ્રત્યેક યુગના કાલ વર્મ પ્રમાણે માનવસમાજ પણ જ્ઞાન–અજ્ઞાનનાં અજવાળા–અંધારા અવશ્ય ઉલેચે એમ નક્કી કર્યું છે. એ કાલપ્રભાવને લીધે ભગવાન્ કૃષ્ણાવતારની સ્વધામયાત્રા પછી ભારત વર્ષમા કલિકાલ આવ્યો, જૂના ધર્મ ભૂલાયા, પશ્ચિમની પાશવી સંસ્કારવાળી પ્રજાના આસુરી સ્વભાવના ધર્મોમા દેખીતા વૈભવવિલાસની મોહિની જણાઈ, અને એના આકર્ષણે ભારતવર્ષની પ્રજાએ પોતાના સ્વધર્મ–કર્મ નેવે ચડાવ્યા. અજ્ઞાનને જ જ્ઞાન માન્યું; અર્થ અને કામને નિત્ય માન્યા, અને આસુરી સંપત્તિના દુર્ગુણોને જીવનવ્યવહારમા આવશ્યક માની પ્રપંચ, દંભ, અસત્ય, સત્તાલોભ–એવા એવા આત્મવિનાશના લક્ષણોને સ્વભાવમા વણી ગૂંથી સાચા સુખરૂપ અધ્યાત્મજ્ઞાનને એવું તો વિસાર્યું કે સંતો અને સત્શાસ્ત્રોના આટઆટલા પ્રહાર છતા પણ અજ્ઞાનનિદ્રામાથી જાગીને ઊંચું જોવાની પણ એમને મનોવૃત્તિ થતી નથી ! ॐ

આ પ્રસ્તાવનો ઉદ્દેશ તો 'ઉત્થાન' કે 'ઉત્થાન' જેવું વાચન પૂરું પાડનારા સાહિત્યની અગત્યતા સમજાવવાનો છે. અમને હજુ પણ લાગે છે કે સુખ–શાંતિ અને સદાચાર જ આપણો સ્વધર્મ છે, અને એનું પરિશીલન કેવલ અધ્યાત્મવિદ્યાના અધ્યયનમાથી જ થવાનું છે ! એટલા માટે જ ઉત્થાનને આવા વિષમ સંયોગોમા પણ ચાલુ રાખવાનો નિશ્ચય કર્યો છે. એને અમે પ્રથમથી એટલા માટે જ સાહસ કહ્યુ હતુ કે એમા તન–મન–ધનનો ભોગ આપવાનો છે, અને એ માટે અમે ઈશ્વરને

પ્રાર્થીએ છીએ કે તન-મનનો ભોગ આપવામાં અમને અને ધનનો ભોગ આપવાની ઉત્થાનના સેવકોને એ શક્તિ આપે !

લવાજમ વધારવુ જ પડશે અને હિસાબની ગણતરી કરતા કેવળ ચાર આના વધારવાનો નિશ્ચય કર્યો છે જેને આવા વાચનની કીમત આંકવાની સદ્બુદ્ધિ છે તેને આટલો વધારો વધારે નહી લાગે, વર્ષ આખાના રૂા ૪-૪-૦ મા જો ઉત્થાનના વાચન મનનથી ચિત્તને નિત્ય શાંતિની થોડી ઘણી પણ પળો સાંપડે, તો એની કીમત રૂપીઆ આના પાઇથી આંકી શકાય એમ નથી. અને હમણાં જ કાગળ વિ ખરીદી લેવાનો વિચાર હોવાથી, તા ૨૦, જુન, ૧૯૪૩ સુધીમા લવાજમ મોકલી આપનાર પાસેથી એમાંથી પણ ચાર આના ઓછા લેવાનુ નક્કી કર્યુ છે

વિશેષ વિગત નિવેદન ૨ મા છે, ઉત્સાહ મંદ પાડવો, પ્રમાદ સેવવો, ધર્મકાર્યને શરૂ કરીને છોડી દેવુ, એને ઉપાધિ માનવી, એ બધા તમોગુણના લક્ષણ છે, અમે શ્રી ગુરુદેવને પ્રાર્થીએ છીએ કે આપણો ઉત્સાહ અદમ્ય રહે, આપણી જાગ્રતિ સચેત અને નિત્ય રહે, આપણું ધર્મકાર્ય અવિરત ચાલુ રહે, અને એમા જ આપણા શ્રવણ-મનન-નિદિધ્યાસનનો સ્વાધ્યાય સચવાય એવી શ્રી ઇષ્ટની કૃપાદૃષ્ટિ હો !

  

 



# પ્રસંગસ્ફૂર્તિ



—છોટાઉદેપુરમા શ્રીમંત મહારાજા સાહેબ તરફથી યજ્ઞ તથા એને અંગે બીજા ઉત્સવો થયા.—કાઠિયાવાડની ગુપ્તપ્રયાગની જગ્યા ઉપર જપ્તી છે તેને ઉઠાવી લેવાની તજવીજ ચાલુ છે.—મહુવા-કાઠિયાવાડમા સ્વા. ભૂમાનંદની તબિયત ખરાબ હતી. મગજની નબળાઈ હવે ઠીક થતી જાય છે.—પાલીતાણાના પ્રતિષ્ઠામહોત્સવમાં યાત્રાળુઓની સારી ભીડ થઈ હતી, નોકારશી પણ થઈ હતી.—વાંકાનેરમાં જડેશ્વર મહાદેવના સ્થાનમા શ્રી અચ્યુતાશ્રમ સંસ્કૃત મહાવિદ્યાલયની સ્થાપના મહારાણા શ્રી અમરસિંહજીના હાથથી થઈ.—દિ. બ. શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીને ૭૫ વર્ષ પૂરાં થતા એમને દીર્ઘાયુષ્ય ઇચ્છી અત્યાર સુધીની એમની સાહિત્ય સેવા માટે અભિનંદન આપવાનો મેળાવડો મુંબઈમા થયો.—દક્ષિણ હુબલીના હોળીના પ્રસંગે સરઘસ ઉપર મુસલમાનોએ પથરાનો મારો ચલાવતા નજીવું રમખાણ થયું. પોલીસે શાંતિ સ્થાપવા પ્રયત્ન કર્યો.—ગુજરાત કલામંડળની યોજનાથી શ્રી. હંસા મહેતાએ મુંબઈમા કામા ઓરીએન્ટલ ઇન્સ્ટીટ્યૂટમા એક કલાપ્રદર્શન ખુલ્લું મૂક્યું.—ધંધુકામાં ત્યાંનાં કન્યાશાળાના હેડમિસ્ટ્રેસ ગં. સ્વ. રેવા બહેન મગનલાલ શુકલે નામસંકીર્તનનું સપ્તાહ ઉજવ્યું.—દ્વારકામાં યાત્રાળુઓ પાસેથી લેવાતો કરવેરો ગાયકવાડ સરકારે માફ કર્યો.



# કોણુ જાણે ?

卐

કોણુ જાણે કોની એ આંખ ?
આ જ મને કહેતી ઇશારે;
કોણુ જાણે પ્રીતિની પાંખ,
આજ કયાંથી ફુટી સવારે ? કોણુ જાણે.
કોણુ ? પ્રીતિનો દૂત ? સ્નેહલ સંદેશો કહે ?
કોણુ ? હશે અવધૂત ? તેડું મુજને મોકલે ?
આજ કોણેં છોડયું એ બીન ?
ચિત્ત મારું ચોરી લીધું;
કોની એ માધુરીમાં લીન ?
રંદ ઉર ઘાયલ કીધું. કોણુ જાણે.
મહેરામણુની મોજ : સરિતા જાશે માણુવા ?
કરવી મારે ખોજ : વાતો કહાવી જેહણે.
આજ નવા જાગ્યા અભિલાષઃ
દેશ એને જાવું છે મારે;
આજ તૂટે દુનિયાના પાશઃ
જાવું એને મુક્તિકિનારે. કોણુ જાણે.

મૂળજીભાઈ પી. શાહ

卐

# શ્રી આદ્ય શંકરાચાર્ય

ની

# કર્મમીમાંસા

લેખક—શ્રી. નાનાલાલ દેવશંકર વૈદ્ય

( ગતાંકથી ચાલુ )



શ્રી શંકર ભગવાન વિવેકચૂડામણિમાં જણાવે છે —

श्रुतिप्रमाणैकमतेः स्वधर्मनिष्ठा
तयैवात्मविशुद्धिरस्य ।
विशुद्धबुद्धेः परमात्मवेदनम्
तेनैव संसार समूलनाशः ॥ १४८ ॥

વેદોક્ત વર્ણાશ્રમ ધર્મના પાલનથી ચિત્તમાં રહેલા દોષો ધોવાય છે, વિકારોનું બળ ઘટે છે, અધ્યાત્મ ભાગને પોષણ મળે છે, બુદ્ધિ કે જે આત્મદર્શનની યોગ્યતા ધરાવે છે તેમાંથી મલ વિક્ષેપનું જોર નીકળતું જાય છે, અને તે એકાગ્ર અને સૂક્ષ્મ બનતાં સૂક્ષ્મદર્શી સાધક આત્મદર્શન પામી કહે છે શ્રુતિ કહે છે —

दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥

શ્રી શંકર કહે છે—

अतीवसूक्ष्म परमात्मतत्त्वम् ।
नस्थूलदृष्ट्या प्रतिपत्तुमर्हति ।
समाधिनाऽत्यंत सुसूक्ष्मवृत्त्या
ज्ञातव्य मार्यैरति सूक्ष्मबुद्धिभि ॥३६०॥

આ વાત યુક્તિથી અને અનુભવથી પણ બંધ બેસતી આવે છે. આપણે જે જે કાઇ કર્મ કરીએ છીએ, તે કોઈને કોઈ કામનાથી પ્રેરાઈને કરીએ છીએ આપણા હૃદયમા અનેક કામનાઓ પડી છે કેટલીક તો પ્રસુપ્ત હોય છે. અનુકૂળ સંજોગ મળતા તેની કામનાઓ ઉદ્બુદ્ધ થઈ રાગદ્વેષપૂર્વક આપણને તે તે કર્મોમા જોડે છે. ઘણી કામનાઓ ઇચ્છાના અનેક રૂપો ધારણ કરી આપણા હૃદયને-બુદ્ધિને ખુદતી હોય છે, અને પોતપોતાના વિષયોમા રાગ ઉત્પન્ન કરી આપણા મન બુદ્ધિ, પ્રાણને તે તરફ ખેચ્યા કરતી હોય છે અને છેવટે આપણા દેહને પણ તેવાં કર્મમા જોડે છે માણસના હૃદયમા આ કામના, વાસના, વિચાર, સકલ્પ, ઇચ્છા, અનેક વૃત્તિઓના રૂપમા નિત્ય વહ્યા કરતી હોય છે અને રાગદ્વેષ પોતપોતાના વિષયોમા ઉપજાવ્યા કરતી હોય છે વૃત્તિઓના આ સૂક્ષ્મ પ્રવાહને જાણવો, સમજવો અને તેના ઉપર કાબુ રાખવો, તેનાથી ઉપજતા રાગદ્વેષને વશ ન થવુ એ કાઇ જેવુ તેવુ કામ નથી. આપણા મન, બુદ્ધિ, ઇન્દ્રિયો અને પ્રાણને મથન કરી નાખનારી અને છેવટે સ્થૂલ દેહને પણ પોતાના ઇષ્ટ વિષયના કર્મમા રાગદ્વેષ પુરસર જોડનારી આ કામના ક્યાથી ઉદ્ભવે છે ? આ સુપ્ત-પ્રસુપ્ત અને વિચ્છિન્ન કામનાઓ-વાસનાઓનુ મૂળ ક્યા છે ? આ કામનાનુ સર્વાંશે દહન કેમ થાય, ક્યારે થાય વગેરે પ્રશ્નોના સમાધાનકારક ઉત્તર અધ્યાત્મવિદ્યાથી જ મેળવી શકાય છે આ કામનાનુ દહન મહાદેવ શિવે કર્યાની પુરાણકથા છે કામનાનુ મૂળ અધ્યાત્મવિદ્યાએ અવિદ્યા જણાવી છે અવિદ્યા એટલે ભેદબુદ્ધિ ઇન્દ્રિય, પ્રાણ, મન, બુદ્ધિના

સઘાતરૂપ આ દેહને જ આત્મા માની લેવાની બુદ્ધિ. આ ભેદબુદ્ધિથી કામના, રાગદ્વેષનુ જોર મળે છે અને તેના જોરથી પ્રેરાયેલો મનુષ્ય કર્મ-પ્રવૃત્તિમા પડે છે આમ અવિદ્યા, કામના, અને કર્મ એ ત્રણની પર-પરા ચાલ્યા કરે છે આ અવિદ્યા અને કામનાથી સપૃક્ત જે કર્મો છે તે દૂષિત છે, ત્યાજ્ય છે, કેમકે એવા કર્મોથી નથી થતી ચિત્તશુદ્ધિ નથી પમાતુ યથાર્થજ્ઞાન, કે નથી મળાતો મોક્ષ, પછી ભલે તેના ા, દેવયજન હોય ભજન હોય યજ્ઞયાગાદિ હોય, સ્નાન હોય, દાન ાય, કે પ્રાણાયામાદિ હઠયોગના પ્રકારો હોય કે વ્યવહારદષ્ટિએ ઉચા મનાતા કર્મ હોય આ દેવયજનાદિ કર્મો કેવળ નિષ્ફળ કે નિરર્થક એ એમ કહેવાનો આશય નથી પરતુ એવા કર્મોથી જ મોક્ષ સધાતો નથી એવા કર્મો દેહાભિમાની જીવે નિષ્કામભાવે કરવાના છે દૂષિત અને નેટલુ ઓછુ કરતા રહી તેમ જ અને તેટલી કામનાઓને ટાળતા રહી શુદ્ધ ભાવે તેવા કર્મો કરવા જોઈએ એ સાધનાઓને જ સાધ્ય માની લઈ તેમા જ રાગદ્વેષ બાધી કામનાઓના જાળાને વધારવા નહિ આચાર્યશ્રીએ જ્યા જ્યા કર્મના ત્યાગનો ઉપદેશ કર્યો છે ત્યા ત્યા એ કર્મના હેતુભૂત અભિમાન અને કામનાનો ત્યાગ સમજવાનો છે. मुमुक्षो कामत्याग एव प्रधान साधनम् ( મુડકભાષ્ય ૩-૨ ). તેઓશ્રી ઉપદેશસાહસ્રી પ્ર ૧૫-૮ મા જણાવે છે કે—

जात्यादीन् सपरित्यज्य निमित्त कर्मणा बुध. ।
कर्महेतु विरुद्ध यत् स्वरूपज्ञानतोस्मरेत् ॥

અહી ટીકાકાર રામતીર્થ જે કહે છે તેનો ભાવાર્થ એવો છે કે ક્રિયાના પરિત્યાગ માત્રથી અકાર્ય જે મોક્ષ તે પમાતો નથી. કર્મના નિમિત્ત જે જાતિ આદિનુ અભિમાન તેનો પરિત્યાગ અને શાસ્ત્રાનુસાર સ્વરૂપચિતન કરવા જોઈએ. सर्वकामपरित्यागं च सर्वं कर्म-सन्यास सिद्धो भवति । ( ગીતાભાષ્ય અ ૬ શ્લો ૪ ) ખરી રીતે જોઇએ તો જણાય છે કે કર્મ તો આતર તેમ બાહ્યરૂપે અભિવ્યક્ત થતુ

એક કાર્ય છે. અને તેનો નાશ કારણના નાશ વગર બની શકતો ન હોવાથી ખરો કર્મત્યાગ તે તેનાં કારણરૂપ અભિમાન અને કામનાના સર્વતઃ નિઃશેષ ત્યાગ વગર થઇ શકતો નથી. કામનાનો પરિત્યાગ જ્ઞાન અને વિરાગનાં જોર વગર થઈ શકતો નથી. શતશ્લોકીમાં તેમણે અગ્નિ સૂકાં લાકડાંને સ્પર્શી શકે છે ભીનાંને નહિ, તેમ વૈરાગ્યથી શુષ્ક થઇ ગએલાં ચિત્તને કામના વગેરે દોષોથી ભીનાંને નહિ–જ્ઞાનાગ્નિ સ્પર્શી શકે છે એમ કહી સિદ્ધાન્ત બાંધ્યો છે કે **तस्मात् शुद्धो विरागः प्रथममभिहितस्तेन विज्ञानसिद्धिः ॥** અર્થાત્ કેવળ કર્મનો સ્વરૂપતઃ ત્યાગ એ અર્થમાં તેમના કર્મત્યાગના ઉપદેશનુ મર્મ નથી. આતરત્યાગ અને બાહ્યત્યાગ અને તે પણ વિશુદ્ધ વિરાગમૂલક–ખોટા મોહાવેશ, અજ્ઞાન, અશક્તિ, ગૃહકલહ કે દુઃખમૂલક નહિ એમ ઉભય વિવક્ષિત છે, અંતરમાં અહંભાવ અને તેની તમામ સંતતિ–અભિમાન, મમતા, કામના, વાસના, રાગદ્વેષ તેનો ત્યાગ અને તેની પરિપાક અવસ્થાથી સ્વતઃફલિત થતો બાહ્યત્યાગ પૂર્ણ મુમુક્ષા અને ઉપરતિ પૂર્વક એ ઉપદિક્ષિત સમજાય છે, પ્રવ્રજ્યાનો અર્થ પણ સર્વવિધ એષણાત્યાગ એ મુખ્ય છે. એ જ સર્વકર્મનિવૃતિ એ જ પારિવ્રાજ્ય. **आत्मलोकार्थिनः सर्वैषणा निवृत्तिः पारिव्राज्यं ब्रह्मविदो विधीयत ।** ( બૃ. ૪–૪ ) કામના વિવશ દેહાભિમાની કર્મરત મનુષ્યોનો અધિકાર પ્રવ્રજ્યામાં નથી પણ કર્મમાં છે. આચાર્યશ્રી કાંઇ સર્વેને કર્મનો પરિત્યાગ કરી સંન્યાસ દીક્ષા લેવાનો ઉપદેશ કરતા નથી. એમનો સર્વ ઉપદેશ અધિકાર પરત્વે ઘટાવવાનો છે. શ્રુતિ સ્મૃતિમૂલક એમણે કરેલું સંન્યાસવિધાન તેના યોગ્ય અધિકારી માટે છે. જ્ઞાન વિરહિત સંન્યાસ એમને માન્ય નથી. સંન્યાસ સંબંધમાં ભગવાન ભાષ્યકારે પ્રસ્થાનત્રયીનાં ભાષ્યમાં સ્થળે સ્થળે ઘણું લખ્યું છે. એ સર્વનાં વાચનથી એટલું તો સ્પષ્ટ સમજાય છે કે સંન્યાસ–કર્મ સંન્યાસ–એ શબ્દથી હાલ કેટલેક સ્થળે તેનું જે વિકૃત

સ્વરૂપ જોવામા આવે છે તે વિવક્ષિત નથી જ, વિવિદિષા સન્યાસ પણ હાલ વિરલ સ્થળે જોવામા આવે છે, તો વિદ્વત્સંન્યાસનાં દર્શન તો સુદુર્લભ જ હોય. એના ખરા સ્વરૂપ તો ગ્રન્થ પુસ્તકોમાં અને બહાર તો એ સન્યાસધર્મના અનુષ્ઠાતાઓના દોષોથી વિકૃત સ્વરૂપ જોવામાં આવે છે શાસ્ત્રપરિચયથી હીન બિચારા મનુષ્યો માની લે છે કે એનોજ સન્યાસાશ્રમ શાસ્ત્રવિહિત હશે કર્મસંન્યાસ-સર્વકર્મસન્યાસ એ શબ્દોથી નિષ્ક્રિય આત્મસ્વરૂપે અવસ્થાન, આત્મા અકર્મ છે, દેહેન્દ્રિયાદિ સઘાતપ્રકૃતિ સક્રિય છે આ દેહાદિને આશ્રયે રહેલુ કર્મ અન્તા નથી અક્રિય આત્મામા અધ્યારોપાય છે, અને મનાય છે કે " હુ કર્તા છુ મારુ આ કર્મ છે, મારે આનુ ફળ ભોગવવુ જોઈએ " તેમ જ દેહેન્દ્રિયના વ્યાપારને શાન્ત પાડી ' હુ કાઇ કરતો નથી, ચૂપ બેઠો છુ, સુખી છુ " એવુ અભિમાન રખાય છે આ કર્મરહિત અવિક્રિય આત્મામા દેહેન્દ્રિયાદિ સઘાતના કર્મનો અધ્યાસ જેને ટળી ગયો હોય છે, તે જ ખરો પરમાર્થ સન્યાસી છે સર્વકર્મસન્યાસનો મુખ્ય અર્થ કર્મરહિત અવિક્રિય આત્મસ્વરૂપમા જ નિષ્ઠા-અર્થાત્ સન્યાસ એટલે જ્ઞાન જ ગીતાજીના " नैष्कर्म्यं सिद्धिं परमां सन्यासेनाधिगच्छति " એ શ્લોકના ભાષ્યમાં " સન્યાસ " એ પદનો અર્થ સમજાવતા તેઓ લખે છે કે सन्यासेन, सम्यग्दर्शनेन, तत्पूर्वकेणवा सर्वकर्मसंन्यासेन "

મુડક ઉપનિષદ્ ૩-૨-૬ संन्यासयोगात् सर्वकर्मपरित्याग लक्षणात् योगात् केवल ब्रह्मनिष्ठारूपात् योगात्

મુડક ઉ ૩-૨-૪ नायमात्मा बलहीनेन लभ्यो न च प्रमादात् तपसो वाप्यलिंगात्

શાક-ભાષ્ય—" तपो अत्रज्ञानम् " लिंग-सन्यास संन्यास रहिताज्ज्ञानान्नलभ्यते ॥

સાધન દશામાં જે સન્યાસનુ વિધાન છે તે પણ જ્ઞાનસાપેક્ષ છે. સન્યાસનુ એ જ્ઞાન પરોક્ષ હોય છે એટલુ જ. આનન્દગિરિનો અભિ

આપ ટાંકવા જેવો છે. શ્રી ગીતાજીના અ. ૨ શ્લોક ૨૧ માની ભાષ્ય-ટીકાનો શેષ ભાવાર્થ લખતાં તેઓ જણાવે છે કે

सर्वव्यापारोपरात्मनः संन्यासस्या विक्रियात्मज्ञानाविरोधित्वात प्रयोजकज्ञानयतोर्वधे संन्यासेऽधिकारः-सम्यग्ज्ञानवतस्त्वर्वधे स्वाभाविके फलात्मनि ॥

પ્રયોજક જ્ઞાનનો અર્થ એમણે જ ગી. અ. ૫ ની ભાષ્યટીકામા જણાવ્યો છે :–

सर्वोऽपिद्वैतप्रपञ्चो नवस्तुभूतो मायाविलासत्वात्–आत्मा तु अविक्रियोऽद्वितीयो वस्तुसचिति प्रयोजकज्ञानम् ॥

આવાં સેંકડો વાકયોથી સમન્વય છે કે ભગવાન્ ભાષ્યકાર સંન્યાસ એટલે કેવળ કાષાયપરિધાન, મુંડન, ભિક્ષાટન કહેતા જ નથી. પરંતુ બ્રહ્મસંસ્થ પરિવ્રાડ–લોકૈષણા વિત્તૈષણા અને પુત્રૈષણા એ એષણાત્રયીની નિવૃત્તિ જેને થઈ છે તેવો સંન્યાસી. જ્ઞાનગર્ભવૈરાગ્યયુક્ત પરમાર્થ સંન્યાસીઓ તેમને અભિમત છે બાકી કેવળ कुशला ब्रह्मवार्तायां બ્રહ્મની, મોક્ષની વાતો જ કરવામાં કુશળ અને રાગદ્વેષ અભિમાનથી હાડોહાડ ભરેલા અને પ્રસંગ પડે "वृत्तिहीनाः सुरागिणः" બની જાય એવા મિથ્યા સંન્યાસીઓ કે માનસિક ત્યાગની વાતો કરનારા ગૃહસ્થો કે હરકોઇ

"नैप्यज्ञानतमा नूनं पुनरायान्तियान्ति वै" ॥

અજ્ઞાનતમ–અત્યંત અજ્ઞાન છે અને જન્મમરણના ફેરામાં ફર્યા કરે છે, એમ આચાર્યશ્રીએ પોતે જણાવ્યું છે. અપરોક્ષ બ્રહ્મસાક્ષાત્કાર વિધિપૂર્વક સંન્યાસ લીધા વિના થતો નથી; અસંન્યાસીને જ્ઞાન ઉત્પન્ન થતું નથી. બ્રહ્માત્મૈક્યનો અપ્રતિબદ્ધ દૃઢ અપરોક્ષ સાક્ષાત્કાર ગૃહસ્થને નહિ પણ ત્યક્તૈષણ પ્રવ્રાજક સંન્યાસીને જ થઇ શકે, એવો એમનો આગ્રહ છે તે વિક્ષેપક કર્મના ત્યાગરૂપ સંન્યાસવિષયક છે; કાષાય પરિધાનમાત્ર વિષયક નહિ. જેમ સંન્યાસ એટલે કેવળ બાહ્ય

વેપ નહિ તમ જ્ઞાન એટલે કેવળ શબ્દરાશિ નહિ. તેઓશ્રી વિવેક ચૂડામણિમા જણાવે છે કે –

नगच्छति विनापानं व्याधिरौषधशब्दतः ।
विनापरोक्षानुभवं ब्रह्मशब्दैर्न मुच्यते ॥
अकृत्वा शत्रुसंहारमगत्वाखिलभूश्रियम् ।
राजाहमिति शब्दान्नो राजा भवितुमर्हति ॥
अकृत्वा दृश्यविलयमज्ञात्वा तत्त्वमात्मनः ।
बाह्यशब्दैः कुतो मुक्तिरुक्तिमात्रफलैर्नृणाम् ॥

તેમજ વૈખરી વાણી શબ્દોના પ્રવાહ, વ્યાખ્યાનકુશળતા, વિદ્વત્તા એ પણ જ્ઞાન નથી, એથી મોક્ષ નથી આથી સિદ્ધ થાય છે કે બાહ્ય વેશ કે શાસ્ત્રશબ્દાડંબર પૂર્ણજ્ઞાનવૃત્તિહીન શબ્દજ્ઞાન એ સન્યાસ નથી અને જ્ઞાન નથી કિંતુ તપ વિરાગઆદિ સાધનસંપત્તિના અવિચ્છિન્ન દૃઢ અભ્યાસપૂર્વક જાણેલા તત્ત્વનો પરોક્ષ સાક્ષાત્કાર, અને એ સાક્ષાત્કાર પરિપક્વ, દૃઢ અપ્રતિહત અપરોક્ષ થવાને શાસ્ત્રવિધિ પૂર્વક સન્યાસ, એ જ્ઞાન અને એ સન્યાસ એમને વિવક્ષિત છે

વિવેકી પણ ઘરથી બહાર પ્રવ્રજ્યા લેવાને અશક્ત ગૃહસ્થને મોક્ષનો ઉપાય બતાવતાં તેઓશ્રીએ શતશ્લોકીમા तिष्ठन् गेहे गृहेशो–એ શ્લોકમા સારો ઉપદેશ આપ્યો છે આપણે જોયુ કે આચાર્યશ્રીએ સર્વને વેદપઠન, વેદોક્ત ધર્માચરણ પોતપોતાના વર્ણ અને આશ્રમને ઉચિત વ્યવહારનો ઉપદેશ આપ્યો છે જે સાધક હોય તેને પણ અપક્વ સાધનદશામાં કર્મત્યાગ વિહિત નથી વિવિદિષા સન્યાસમા પણ આશ્રમધર્મનુ પાલન જ શ્રૌતસ્માર્ત કર્મો નિષ્કામભાવે સર્વેએ કરવાના છે નિષ્કામ કર્મ બ્રહ્મજ્ઞાનનુ વિરોધી નથી કર્મ અને સાધન માત્રનો ઉદ્દેશ કેવળ એક અદ્વિતીય બ્રહ્માવગતિ એ જ હોવો જોઈએ આત્મલાભ અર્થેજ વેદવાદ સ્મૃતિઓ અને તદુક્ત કર્મોનો ઉપયોગ છે એમ તેમનુ કહેવુ છે. પરોક્ષ જ્ઞાન

પરિપક્વ થઈ અપરોક્ષ થાય ત્યારે સિદ્ધાવસ્થામાં અવાય છે, આ અવસ્થામાં સર્વ પદાર્થમા અને સર્વ ક્રિયામાં સર્વત્ર સર્વદા બ્રહ્મદર્શન સ્વભાવસિદ્ધ રહે છે. એવી બ્રહ્મજ્ઞાની, બ્રહ્મનિષ્ઠ વ્યક્તિ માટે વિધિ-નિષેધનો અવકાશ નથી. એ તેમના કિંકર છે. તેઓને પોતા માટે કંઈ કરવા જેવું રહેતું નથી. જગતના મંગળ અર્થે તેઓ ક્વચિત્ કર્મ કરે છે. એવા જ્ઞાનીઓનું વર્ણન એક રૂપ હોતું નથી, પ્રારબ્ધાનુસાર વિવિધરૂપે તેઓ વ્યવહારે છે. એવા જીવન્મુક્ત પુરુષોનાં લક્ષણો ભગવાન ભાષ્યકારે નિરૂપેલાં છે. તે જોતાં જણાય છે કે તેઓ અક્રિય શૂન્યાવસ્થામાં રમતા નથી. નિષ્ક્રિય બ્રહ્માત્મદર્શનમાં રહે છે અને પ્રારબ્ધાનુરૂપ વર્તે છે. એમનાં કર્મને ' કર્મ " એવી સંજ્ઞા જ નથી આપતા, એ કર્માભાસ જ્ઞાનનો અવિરોધી છે. એવાં કર્મ જ્ઞાની કરે તેથી જ્ઞાનકર્મસમુચ્ચયવાદ સિદ્ધ થતો નથી. તેઓશ્રી કહે છે કે— अविद्याकामबीजं हि सर्वमेवकर्म અને नाहंकाराभिसंधीनि कर्माणिफलारंभकाणि नेतराणि એ કથન અનુસાર આત્મવેત્તાઓનાં કર્મ ફલારંભક હોતાં નથી-કેમકે अहंकार फलार्थित्वे विचेतेनात्मवेदिनः ॥ " જ્ઞાનોત્તર કર્મની અનાવશ્યકતા તેઓએ કહી છે. જ્ઞાનીઓએ આમરણાંત સ્વધર્મોક્ત કર્મ કરવાં જોઈએ " એ વગેરે કથન ભ્રમમૂલક છે. પરમાર્થજ્ઞાની પુરુષો તો—

शान्ता महान्तो निवसन्ति सन्तोवसन्तवल्लोकहितंचरन्तः ।
तीर्णाः स्वयं भीम भवार्णवंजना न हेतुनान्यानपितारयन्ति ॥
अयंस्वभावः स्वत एव यत्परश्रमापनोद प्रवणंमहात्मनाम् ।
सुधांशुरेषस्वयमर्ककर्कश प्रभाभितता भवति क्षितिकिल ॥

વિવેક ચૂડામણિ ૩૭–૩૮

જગતનાં કલ્યાણ અર્થે જ વિચરે છે. બ્રહ્મજ્ઞાની પુરુષો અવિદ્યા-અને કામનાથી પ્રેરાઈને કર્મ કરતા નથી. પુષ્પમાંથી જેમ સુવાસ સ્વભાવથી જ પ્રસરે છે તેમ તેઓનાં પુણ્યકર્મો સ્વતઃ થયાં જાય છે.

એ કર્મો પણ જ્ઞાન રૂપ જ હોય છે. ગીતાજીના ઉપોદ્‌ઘાતમા તેઓ કહે છે "બ્રહ્મજ્ઞાનથી કર્મસન્યાસ પ્રાપ્ત થયા છતા લોક સગ્રહાર્થ કોઈ કોઇ જ્ઞાની પુરૂષો કર્મમા પ્રવૃત્ત રહે છે, કર્મ સન્યાસ કરતા નથી ત્યાજ તેઓ અતિસ્પષ્ટતાથી જણાવે છે કે :

यस्त्वज्ञानाद्रागादि दोषतो वा कर्मणि प्रवृत्तस्य यज्ञेन दानेन तपसा वा विशुद्धसत्वस्य ज्ञान मुत्पन्न परमार्थतत्त्व ... एकम् एव इद सर्वम् ब्रह्म अकर्तृच इति, तस्य कर्मणि कर्मप्रयोजनेच निवृत्तेऽपि लोकसंग्रहार्थं यत्नपूर्व यथा प्रवृत्त स्तथैव कर्मणिप्रवृत्तस्य यत्प्रवृत्तिरूप दृश्यते नतत्कर्म येनबुद्धे समुच्चय स्यात् ॥ यथा भगवतो वासुदेवस्य क्षात्रकर्मचेष्टित न ज्ञानेन समुच्चीयते पुरुषार्थ सिद्धये तद्वत् फलाभिसंध्य हंकाराभावस्य तुल्यत्वात् विदुष ॥

આ એકજ ફકરો તેમના સિદ્ધાન્તનો આશય સ્પષ્ટ કરવાને બસ છે એમની કર્મમીમાસાનુ રહસ્ય આજ છે ગીતાજી અ ૪ શ્લો. ૨૦ ઉપર ભાષ્ય લખતા તેઓ જણાવે છે કે

यस्तु प्रारब्धकर्मासन्नुत्तर काल मुत्पन्नात्मसम्यग् दर्शन स्यात ,सकर्मणि प्रयोजनमपश्यन् ससाधनं कर्म परित्यजत्येव ॥ सकुतश्चिन्निमित्तात् कर्मपरित्यागासभवेसति कर्मणि तत्फलेच सगरहिततया स्वप्रयोजनाभावात् लोकसग्रहार्थं पूर्ववत् कर्मणि प्रवृत्तोऽपि नैव किंचित् करोति ज्ञानाग्निदग्धकर्मत्वात् तदीयं कर्म अकर्म एव संपद्यते ..

विदुषा क्रियमाणं कर्म परमार्थतोऽकर्मैव तस्य निष्क्रियात्मदर्शन सपन्नत्वात् ॥

શ્રીમત્ શકરનો કટાક્ષ કર્મ વિરૂધ્ધે જણાય છે તેનો મર્મ હવે સમજાશે. બ્રહ્મજ્ઞાની પુરૂષોએ કોઇ પણ જાતના કર્મ કરવા નહિ એમ તેઓ કહેતા નથી કોઈ કોઇ જ્ઞાનીઓ લોકસગ્રહ કરવાની ઈચ્છાથી ,

પૂર્વવત્ કર્મમા લાગ્યા પણ રહે છે એમ તેઓ જણાવે છે તેમનુ પોતાનું વર્તન જીવન લોકસગ્રહકારક પ્રવૃત્તિમય હતું. ગ્રંથરચના, લોકશિક્ષણ, વેદમાર્ગ સ્થાપન, શ્રુતિ સમન્વય ઇત્યાદિ કર્મો તેમણે કરેલાં જ છે. એમના જેવા જ કર્મો શ્રી ગૌડપાદ, ગોવિન્દપાદાચાર્ય તેમજ બીજા સંન્યાસીઓ કરી ગયા છે તેઓ વિધિનિષેધથી પર હોય છે. તેમને પોતા માટે માટે કાઇ કરવાનુ હોતુ નથી. **જ્ઞાનોત્તરકર્મ તેઓએ કરવાં જોઈએ એવો વિધિ નથી. એ અવસ્થામાં પ્રારબ્ધવશાત્ લોકસંગ્રહાર્થ કર્મ થયાં કરે છે.** એ અવસ્થામા કર્મ નથી એમ નથી એ કર્મ તે પરમાર્થ નજરે અકર્મ જ હોય છે.

સક્ષેપમા તેમની કર્મમીમાસાનો સા. મર્મ નીચે પ્રમાણે છે

(૧) મોક્ષ દૃષ્ટિએ જ્ઞાન અને કર્મ ઉભય તુલ્યબળ નથી. કર્મ જ્ઞાનથી એક પગલું પાછળ છે મોક્ષ તો જ્ઞાનૈકલભ્ય છે કર્મ-કાર્ય નથી.

(૨) કર્મ એટલે પોતપોતાના વર્ણ અને આશ્રમને ઉચિત ધર્માચરણ

(૩) કામ્યકર્મોનો પરિત્યાગ કરી વેદાન્ત કર્મોનુ સારી પેઠે પાલન જરૂરનુ છે

(૪) એ સર્વે કર્મોથી પિંડ અને પિંડોપજીવી બુદ્ધિ વિશુદ્ધ થવા જોઇએ અને એવી વિશુદ્ધિ અર્થે નિષ્કામકર્મની જરૂર છે.

(૫) શરીર, મન, બુદ્ધિ, પ્રાણ એ શુદ્ધ સાત્વિક થયા વિના જ્ઞાનોદય થતો નથી

(૬) અશાસ્ત્રીય પ્રવૃત્તિ-સકામ કર્મોનો પરિત્યાગ કરવો જોઈએ.

(૭) અવિદ્યા અને કામના જેમને હોય તેમણે શ્રૌતસ્માર્ત કર્મો અવશ્ય નિષ્કામભાવે કરવાના છે,

(૮) જ્ઞાનપૂર્વે તેમ જ્ઞાનોત્તર કર્મને સ્થાન છે. જ્ઞાનપૂર્વે ચિત્તશુદ્ધિ અર્થે અને જ્ઞાનોત્તર તે જ્ઞાનમાથી સ્વતઃ ઉપજી આવતું જ્ઞાનસમકાલીન-જ્ઞાનરૂપ જ અકર્મ તે કર્માભાસ

વિના મુક્તિ મળી શકે નહીં; ત્યારે તેનો અર્થ વાસના યુક્ત કર્મ એવો થાય છે. પણ પ્રવૃત્તિનો બીજો અર્થ કર્મમાત્ર પણ થાય છે, પછી તે સકામ હોય કે નિષ્કામ. સકામ પ્રવૃત્તિથી સંસારચક્રમાંથી છુટકારો નહીં પણ નિષ્કામ પ્રવૃત્તિ, ઈશ્વર પ્રીત્યર્થે પ્રવૃત્તિ મોક્ષવિરોધી નથી. તેથી ચિત્તશુદ્ધિદ્વારા મુક્તિ થાય છે. પ્રવૃત્તિ શબ્દ આ વિશાળ અર્થમાં વાપરતા આપણને જણાય છે કે મનુષ્યના સ્વભાવ પ્રમાણે સામાન્ય રીતે બે જ માર્ગો પરમસાધ્ય તરફ લઇ જનારા હોઈ શકે નિવૃત્ત અને પ્રવૃત્ત. આ બે મુખ્ય માર્ગોને શ્રી. ગીતાજીમાં સાંખ્ય અને યોગ આવી સંજ્ઞાઓ આપવામા આવી છે. નિવૃત્ત માર્ગના પ્રકૃતિભેદાનુસાર પેટા વિભાગો કરવામાં આવે છે, જ્ઞાનયોગ, ભક્તિયોગ, રાજયોગ, વિ. જેઓ સાધન તરીકે આ માર્ગોમાંથી કોઇ પણ એક માર્ગનો આશ્રય લે તેઓ પોતાનો સર્વ સમય અધ્યયનમાં, અને ઉપાસનામા જ ગાળે છે. ચિત્ત એક જ હોવાથી તેની બીજી શક્તિઓનો સદંતર ત્યાગ તો થઇ શકે જ નહીં તેમ તેવો ત્યાગ ઈચ્છનીય પણ નથી. તેથી આવા પુરુષો પણ પોતાની ક્રિયાશક્તિનો આવિર્ભાવ ધર્મપ્રચારદ્વારા, ગદ્ય, પદ્ય, સાહિત્ય, ચિત્રકળા, સંગીતકળા, વિ. દ્વારા કરે છે. આવા પુરૂષોનું કર્મ આંતરજીવનસ્પર્શી હોય છે. પ્રવૃત્તિમાર્ગના અવલંબીઓની ક્રિયાઓ બાહ્ય જીવનસ્પર્શી હોય છે (શાસન વ્યાપાર, ખેતી, ચાકરી વિ.) નિવૃત્ત અને પ્રવૃત્ત માર્ગોના અનુયાયીઓમાં આ ફરક હોય છે પ્રવૃત્તમાર્ગી પણ થોડો સમય તો ઉપાસનામાં શાસ્ત્રાધ્યયનમાં ગાળે છે, ને ગાળવો જ જોઈએ. વ્યવહારમાં જે માર્ગની અધિકતા દેખાય તે ઉપરથી તેને એક વિશિષ્ટ સંજ્ઞા આપવામાં આવે છે. પ્રત્યેક માર્ગમાં અન્ય માર્ગોના તત્વો પણ ન્યૂનાધિકાંશે અંતર્ભૂત હોય છે જ. આ માર્ગો આરંભમાં જુદા દેખાય છે. પણ છેવટે તેઓનું સંમિલન સ્થાન એક જ છે. મનુષ્યજાતિની આધ્યાત્મિક પ્રગતિમાં સહાય કરવા ખાતર આવી વિધ વિધ વૃત્તિઓવાળાં મનોને

યોગ્ય ખોરાક પુરો પાડે એવી સાધન પધ્ધતિએ હોવી જોઇએ અધિકારાનુસાર મનુષ્યને માર્ગ બતાવવો જોઇએ. પ્રત્યેક મનુષ્ય પોતાની પ્રકૃતિ પ્રમાણે સ્વાભાવિક રીતે જ વિકાસ કરે જાય છે. આખરે તો હરેક મનુષ્યે પોતે જ પોતાની જાતને શિક્ષણ આપવાનું છે. બહારના સંજોગો મદદ કરી શકે. કોઈ પણ શિક્ષક બાળકને શીખવી શકે નહીં. શિક્ષકની ફરજ તો તેને જોઈતા અનુકૂળ વાતાવરણમા મૂકવાની ને તેની પ્રગતિના માર્ગમા જે અંતરાયો હોય તેને દૂર કરવાની છે. વૃક્ષના છોડને ઉગાડવા માટે શરૂઆતમા તેની આસપાસ વાડ કરવી પડે છે. તેને પાણી, ખાતર પૂરું પાડવુ પડે છે આટલી સહાય બહારથી આપી શકાય. પણ તેની વૃદ્ધિ તો સ્વયં આન્તરિક પ્રેરણાથી જ થાય છે. માટે ખરો ગુરુ તો અંતરમા છે એ ધ્યાનમા રાખવું. બીજા બધા ઉપગુરુએ. આ સ્વાશ્રયનો સિધ્ધાંત મનમા રાખી આપણને જે માર્ગ અનુકૂળ હોય તે ગ્રહણ કરવો પણ તેની સાથે મતાગ્રહનો ત્યાગ કરવો. આપણને જે પંથ અનુકૂળ છે તે બીજાને પણ હોવો જ જોઇએ, આવા સંકુચિત વિચારને તિલાંજલિ આપવી. સર્વ ધર્મો માટે, સર્વ સંપ્રદાયા માટે, સર્વ પંથો માટે, ફક્ત સહિષ્ણુતા જ નહી પણ સ્વીકારની ભાવના કેળવવી ઉન્ચતમ આદર્શ તો એ છે કે સર્વ મનુષ્યોમા જ્ઞાન, ઇચ્છા, ક્રિયાશક્તિઓનો એક સરખો વિકાસ થાય પણ આવી સ્થિતિ તો વિરલ પુરૂષો જ પ્રાપ્ત કરી શકે. સામાન્ય રીતે એક શક્તિની પ્રધાનતા રહેવાની. પણ તેથી બીજી શક્તિઓ તરફ ઉદાસીનતા ન જોઇએ. હૃદયના વિકાસ વિના કેવળ શુષ્ક જ્ઞાન નકામું તેમ જ્ઞાનહીન ભક્તિ પણ ઘેલછામા ને વેવલાપણામા પરિણમે છે. લાગણીઓને વિચારબળથી કાબુમા રાખતા શીખવુ જોઈએ. સારી ઉર્મિઓ હૃદયમાથી ઉદ્ભવે પણ તેઓને ક્રિયાત્મક સ્વરૂપ બુધ્ધિદ્વારા આપવુ. તેમ જ જ્ઞાન અને ઇચ્છા શક્તિનો વિકાસ હોય પણ ક્રિયાશક્તિનો અભાવ હોય તે પણ એકાંગી જીવન કહેવાય. કેવળ જ્ઞાનમા ને કેવળ

ભક્તિમાં જ સર્વ સમય ગાળવાની વૃત્તિ થાય અને કર્મ કરતી વખતે વિક્ષેપ થાય તે માત્ર એકદેશીયપણાનું ચિહ્ન છે. મન ઉપર સંપૂર્ણ આધિપત્ય પ્રાપ્ત કર્યું ત્યારે કહેવાય જ્યારે આપણી ઇચ્છાનુસાર આપણે તેને ધ્યાનમાં અથવા કર્મમાં લગાડી શકીએ. જે શક્તિનું પ્રબળપણામાં પ્રાધાન્ય હોય તે પ્રમાણે યોગ માર્ગનો નિર્ણય કરી ચિત્તની બીજી શક્તિઓનો પણ યથાશક્તિ વિકાસ કરવો. બની શકે તેટલો સમન્વય કરવાનો પ્રયત્ન કરવો. એ સર્વાંગી ઉન્નતિ માટે આવશ્યક. નિવૃત્તિ માર્ગના અવલંબીઓની વૃત્તિઓ અધિકાંશે અંતર્મુખ રહેવાની અને થોડા વખત માટે જ બહિર્મુખ થવાની. કારણ કે તેઓનું જીવન વિચારપ્રધાન, ભાવનાપ્રધાન, ધ્યાનપ્રધાન હોય છે. એક વૈજ્ઞાનિક પાંચ દશ વર્ષ પ્રયોગશાળામાં ગાળીને નૂતન સંશોધન કરી શકે છે. જ્ઞાન આપનારનો વધારે સમય જ્ઞાન સંપાદન કરવામાં ને તે ઉપર મનન અને નિદિધ્યાસન કરવામાં જાય તે સ્વાભાવિક છે. પ્રવૃત્ત માર્ગના ઉપાસકોની વૃત્તિઓ ઘણે ભાગે બહિર્મુખ રહેવાની. એકનું કર્મ પણ અંતરજીવનસ્પર્શી, બીજાનું બહિર્જીવનસ્પર્શી.

આ ભિન્ન ભિન્ન યોગમાર્ગોની સાધન પ્રણાલિકાઓમાં વૈવિધ્ય છતાં અમુક સદ્ગુણોની સૌમાં સમાન આવશ્યકતા છે તે અભ્યાસ ને વૈરાગ્ય. કર્મયોગીએ સાક્ષીભાવ રાખી કર્મના ફળનો ત્યાગ કરવો જોઇએ ત્યારે જ કર્મદ્વારા સિદ્ધિ મળી શકે છે.

ભક્તિમાર્ગના સાધકે અવ્યભિચારિણી ભક્તિનો આશ્રય લેવો. સર્વશક્તિમાન, સર્વજ્ઞ, સર્વ વ્યાપક પ્રેમમય હરિનું ચિંતન કરવું તે નિરંતર કરવું, ક્ષણભર પણ અન્ય વિચારે મનમાં પ્રવેશ કર્યો એટલે ભક્તિ વ્યભિચારિણી થઈ. રાજયોગીએ પણ પ્રકૃતિના જુદા જુદા સ્વરૂપોનો અનુભવ કરી છેવટે પુરુષની સ્વતંત્રતા અને નિર્લેપતાનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. જ્ઞાનમાર્ગમાં સર્વ પદાર્થો અનિત્ય છે, એક આત્મા જ સત્ય છે એ વિચાર પ્રથમથી જ દૃઢ કરી સ્વસ્વરૂપા-

નુભૂતિ મેળવવી જોઈએ. શાક્તમાર્ગમાં પણ માનસિક ત્યાગ અને અભ્યાસ ઉપર ભાર મૂકવામાં આવ્યો છે.

પ્રત્યેક માર્ગમાં બતાવેલી પદ્ધતિ પ્રમાણે અનુષ્ઠાન કરવું તે અભ્યાસ. અહીં બન્નેની અનિવાર્ય આવશ્યકતા. પૂર્ણ વૈરાગ્યની સિદ્ધિ માટે કયા કયા દૈવી સંપત્તિના ગુણોનો વિકાસ થવો જોઈએ અથવા વૈરાગ્ય દૃઢ થયો હોય તેવા પુરુષમાં કયા કયા લક્ષણો હોવા જોઈએ તે જાણવું જરૂરનું છે. પ્રત્યેક સાધકના મનની અંદર બે પ્રકારની વિરોધી શક્તિઓનું સંઘર્ષણ સાધનની પ્રાથમિક ભૂમિકામાં ચાલ્યા જ કરે છે અમુક વૃત્તિઓ ઊર્ધ્વ ગતિ કરાવે તેવી હોય છે અને અમુક અધઃપતન કરાવે તેવી હોય છે આ બંનેનું સંગ્રામસ્થાન તે આપણું અંતઃકરણ શ્રેયોમાર્ગના સાધકો આ યુદ્ધમાં વીરતાથી ભાગ લે છે અને આખરે વિજય પ્રાપ્ત કરે છે. પ્રેયોમાર્ગના અનુયાયીઓ વિષયોની ક્ષણિક મનોહરતાના પ્રલોભનનો ત્યાગ કરી શકતા નથી. આ ઉભયમાર્ગને શ્રી ગીતાજીમાં દૈવીસંપત્તિ અને આસુરી સંપત્તિના માર્ગો કહેવામાં આવ્યાં છે. અન્ય ધર્મોમાં પણ આનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ખ્રિસ્તિ ધર્મમાં **સ્વર્ગનો** માર્ગ અને **શયતાનનો** માર્ગ. જરથોસ્ત ધર્મમાં અહુરમઝદ અને અહિરમાન, પ્રકાશમય અને અંધકારમય માર્ગ એવા નામો આપવામાં આવ્યા છે. દિવ્યગુણો પ્રાપ્ત કરવાનો રસ્તો એક જ. જે વખતે ખરાબ વિચાર મનમાં પ્રવેશ કરે તે જ વખતે તેનો વિરોધી વિચારથી પ્રતિકાર કરવો. આને પ્રતિમથી ભાવના કહેવામાં આવે છે. આ ઊલટો વિચાર લાવવા માટે બે રસ્તા; કાંતો આપણા સચ્ચિદાનંદ સ્વરૂપનું ચિંતન કરવું અથવા ઈશ્વરનું સ્મરણ કરવું. જેઓનો આત્મિક વિકાસ બહુ ન હોય, જેઓ પોતાની મેળે આત્મનિરીક્ષણ કરીને વિચારપરિવર્તન કરી શકે તેમ ન હોય તેઓને બાહ્ય અવલંબનની જરૂર પડે તેમણે સારા પુસ્તકોનું વાચન શરૂ કરવું અથવા સત્સંગ કરવો. ગમે તે રસ્તે આધ્યાત્મિક પ્રગતિ-

મુખ કરી અધિષ્ઠાનમા સ્થિર કરવાનો સતત પ્રયત્ન એ તપ. આ તપથી વૃત્તિઓ શાંત થઈ જાય આખરે આત્મતત્વમા લય પામે છે. તીર્થાટન, ગુરુ વગેરેની સેવા, વૃદ્ધ પુરુષોની સેવા, ગરીબોની–અશક્તોની સેવા એ શારીર તપ. કૃચ્છ, ચાંદ્રાયણાદિક તપની ખાસ આવશ્યકતા નથી પણ સ્વ–વિકાસ માટે તેની સહાય લેવાની જરૂર પડે તો બુદ્ધિપૂર્વક તેનો ઉપયોગ કરી શકાય. સત્યવચન બોલવુ, મધુર વચન બોલવુ, બીજાને દુ:ખ થાય તેવુ વચન મુખમાથી કહાડવુ નહિ. મિથ્યા ભાષણ કરવાની ટેવનો ત્યાગ કરવો. મિતભાષી થવુ, આ બધુ વાણીનુ તપ. તપ કેવળ આત્મોન્નતિ ખાતર જ કરવુ દભને ખાતર અથવા કોઇ પણ પ્રકારની સહાય વૃત્તિથી નહિ આર્જવ એટલે સરળતા, વક્રતાનો ત્યાગ, મન, વાણી, કર્મની એકરૂપતા, અદર કાઇ ને બહાર કાઈ એવા મિથ્યાચારનો અભાવ. અહિંસા એટલે પ્રાણી માત્ર ઉપર પ્રેમ ભાવ, કોઈનુ પણ અહિત કરવાની વૃત્તિનો અભાવ સત્ય યથાર્થ ભાષણ, અક્રોધ–ક્રોધનો અભાવ, ચિત્તને હમેશ શાંત રાખવુ ત્યાગ બે પ્રકારનો, આતરિક અને બાહ્ય. અંદરનો ત્યાગ અનિવાર્ય, આ ત્યાગ તે અહંતાનો, પ્રથમ પદાર્થોમાથી મમતાનો ત્યાગ અને ત્યાર પછી અહતાનો, દેહાધ્યાસનો. દેહમા સ્થૂલ, સૂક્ષ્મ, કારણ અહબુદ્ધિનો પરિત્યાગ કર્યા વિના આત્મામા અહબુદ્ધિ થાય નહિ, તેથી વાસ્તવિક ત્યાગ તે મર્યાદિત અહંતાનો. આ અતરના ત્યાગથી આપોઆપ જ થોડો ઘણો બાહ્યત્યાગ થાય છે, અનાવશ્યક પદાર્થોનો સગ્રહ કરવાની વૃત્તિ ક્ષીણ થઈ જાય છે. જ્યા સુધી શરીર હોય ત્યા સુધી પદાર્થોનો સમુળગો ત્યાગ તો શકય જ નથી, એટલે પદાર્થો ઉપરથી આસક્તિનો ત્યાગ અને તે દ્વારા અતિમ અવસ્થામા અહંતાનો ત્યાગ એ જ મુખ્ય ત્યાગ, શાતિ–અત:કરણની સર્વત્ર ઉપરતિ એ જ શાંતિ, અપૈશુન–એટલે પિશુનના જેવુ કામ ન કરવુ. કોઇની નિંદા ન કરવી, પારકાના મર્મ પ્રકાશવા નહિ, દોષ-

દૃષ્ટિનો ત્યાગ કરવો, દ્વેષબુદ્ધિથી દોષો ના હોય ત્યા પણ દોષો જોવા, ગુણો જોવા જ નહિ ને કેવળ દોષો ઉપર જ લક્ષ્ય રાખવુ, અથવા દોષ હોય તેના કરતા વધારે પ્રમાણમા તેનું આરોપણ કરવુ એનુ નામ દોષ દૃષ્ટિ. બીજામા અનુક નબળાઈઓ હોય ને શુદ્ધ બુદ્ધિથી યથાર્થ અવલોકન કર્યું હોય તો પણ તે દોષોને વિના કારણે બહાર ન પાડવા તથા મનમા તિરસ્કારની લાગણી ઉત્પન્ન થવા ન દેવી. પ્રેમપૂર્વક હાર્દિક સહાનુભૂતિ દર્શાવીને, નિંદા કે ટીકા કર્યા વિના આવા મનુષ્યોનુ જીવન સુધારવા પ્રયત્ન કરવો, તથા યથાશક્તિ સહાય આપવી. ભૂત દયા, પ્રાણી માત્ર તરફ પ્રેમ, પ્રેમના વર્તુલને આપણા સ્ત્રી, પુત્રાદિમા જ પરિમિત કરવુ નહીં. તેને વિશાળ બનાવી વિશ્વમય બનાવવું. અલોલુપત્વ વિષયોની સંનિધિમા વિકારહીન રહેવુ તે વૈરાગ્યની ખરી કસોટી આ જ. પ્રાથમિક ભૂમિકામા સ્થૂલ ત્યાગની જેમને જરૂર લાગે તેઓ તે પ્રમાણે કરી શકે છે, પણ વૈરાગ્ય વાસ્તવિક રીતે પ્રાપ્ત કર્યો છે કે નહિ તેની પરીક્ષા તો ત્યારે જ થાય કે જ્યારે વિષયોના સાનિધ્યમા પણ મનમા ક્ષોભ પેદા ન થાય, માટે સાધન અવસ્થામા પણ કોઈ વખત આવી કસોટીમાથી ચિત્તને પસાર કરવુ જોઈએ. માર્દવ એટલે મૃદુપણુ ચિત્તની, વાણીની તથા વર્તનની કોમળતા. લજ્જા—અયોગ્ય પ્રવૃત્તિથી ચિત્તને પાછા હઠાવવાની ટેવ તે લજ્જા. અચાપલ એટલે નિમિત્ત વિના વ્યાપાર કરવો નહિ, એવી સ્થિરતા, ગંભીરતા. જે માણસ પોતાના હાથ–પગ, જીભ, નેત્રો વગેરેને વિના પ્રયોજન ચલાવ્યા જ કરે છે તે પોતાની શક્તિનો અપવ્યય કરે છે, આવા પ્રકારનુ ચાંચલ્ય મનની અસ્થિરતા બતાવે છે. મનને સ્થિર કરવાથી અચાપલ પ્રાપ્ત થાય છે. તેજ એટલે બુદ્ધિની સૂક્ષ્મતા, તેનો અધિક પ્રકાશ અથવા વીર્ય પણ અર્થ લેવાય. કોઈથી પણ ન દબાઈ જવાનો સ્વભાવ. આખા વિશ્વનો વિરોધ કરવો હોય તો તેજસ્વી પુરુષ પોતાની માન્યતાઓ ખાતર કરી શકે છે આ સંકલ્પનુ

અનુપમ સામર્થ્ય તે તેજ. ક્ષમા એટલે વિકાર પામ્યા વિના ઉપદ્રવો સહન કરવાની ટેવ પોતાનુ કોઈ નુકસાન કરે તો પણ તેનું અહિત કરવાની વૃત્તિ તે ક્ષમા કહેવાય. ધૈર્ય એટલે સર્વ સંજોગોમા મ બુદ્ધિની નિશ્ચલ સ્થિતિ. શૌચ એટલે બાહ્ય અને આંતર શુદ્ધિ. બાહ્ય તે મૃતિકા જળાદિથી ને આતર તે સદસદ્વિવેકથી. અદ્રોહ, પોતાને અપકાર કરનારને પણ અપકાર કરવાની ઈચ્છાનો અભાવ, તથા "હુ મ્હોટો છુ, પૂજ્ય છુ, જ્ઞાની છું, બીજા પ્રાણીઓ કરતાં ચઢીયાત કોટિનો છુ, એવા મિથ્યાભિમાનનો અભાવ. આ બધા વર્ણવેલા ગુણે દૈવી સંપતમા અભિજાત છે, તે સર્વના મોક્ષના હેતુ છે. આવા ગુણોન વર્ણન ત્રયોદશાધ્યાયમા બીજી રીતે કરવામા આવ્યું છે. ( શ્રી ગીતા જીમા ) ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો વિવેક કર્યા પછી જ્ઞાન પ્રાપ્તિનાં સાધનોન વિવેચન કરતા શ્રી કૃષ્ણચન્દ્રજી નિમ્નલિખિત સદ્ગુણોને આવશ્યક ગણે છે. અમાનિત્વ-પોતાને વિષે ઉત્કૃષ્ટપણુ માનવું તે માન-ને તે જે નથી તે અમાની કહેવાય, આવુ અમાનીપણું હોવું તે અમાનિત્વ વે ભાષા, ક્રિયા, ચાતુર્ય આદિથી પોતાનું મહત્વ બતાવવાનો પ્રયત્ન કરવે તે દભ અને તેનો અભાવ તે અદભિત્વ, અહિંસા, શાંતિ, આર્જ ( સરળતા ), આચાર્યોપાસન (તત્વ સમજાવનાર આચાર્યની શ્રદ્ધા અ ભક્તિથી સેવા કરવી તે શૌચ, સ્થૈર્ય, આત્મવિનિગ્રહ, (અંતઃકરણ વૃત્તિઓને જુદી જુદી દિશાઓમા ફેલાવવા ન દેવી તે ), ઇન્દ્રિયાર ઉપર વૈરાગ્ય, અનહકાર ( જાતિ, કુળ, ઐશ્વર્ય, બુદ્ધિ, જ્ઞાન, શીલ દ્રવ્ય વગેરેને લીધે શ્રેષ્ઠત્વનું જે અભિમાન તે અહંકાર અને તેન અભાવ તે અનહંકાર ). જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ એ સર્વમા દુઃખ છે તેનું અનુદર્શન ( તે જાણવાપણું ). આથી નિર્વેદ પેદા થા છે અને વૈરાગ્યસિદ્ધિ થાય છે ને દેહમા આસકિત છૂટે છે. અનભિષ્વંગ ( વિષયોને સુખદાયક જાણી તે સાથે ચિત્તનું એકપણું તે અભિષ્વ અને તેવુ ન હોવુ તે અનભિષ્વંગ ). ઈષ્ટ અનિષ્ટની પ્રાપ્તિમા સમ

ાચત્તત્વ-સમતા ગખવી ને અનન્ય યોગથી અહૈતુકી, અ વ્યભિચારિણી ભકિત, આત્મચિંતન અથવા ઈશ્વરસ્મગણનો પ્રવાહ અસ્ખલિત ગ્હેવો જોઇએ વિવિક્ત દેશસેવિત્વ અને જનસમુહ પ્ર અગતિ એકાતસેવી પ્રકૃતિ અને બાહ્યર્મુખી જનોના સ પર્કમાં અગતિ એટલે અપ્રીતિ, અધ્યાત્મ જ્ઞાનનિત્યત્વ, આત્મસ બધી જ્ઞાનમા નિત્ય નિગત હોવુ, તેનો જ આશય કન્વો. તત્વજ્ઞાનાર્થ દર્શન, તત્વજ્ઞાનનો જે અર્થ મોક્ષ, તેનો જ, તેના સાધનનો જ નિગ તર વિચાગ. આ બધા જ્ઞાનના સાધનો તથા લક્ષણો પણ છે. શ્રી ભાગવતમા પણ એકાદશ સ્કધમા સાધુ પુરુષોમા નીચે પ્રમાણે બત્રીસ લક્ષણો હોવા જોઈએ એમ શ્રી કૃષ્ણચ દ્રજી જણાવે છે. પાન્કાના દુ ખને સહન ન કગ્નાગ, સર્વ પ્રાણી ઓનો દ્રોહ ન કગ્નાગ, ક્ષમાવ ત, સત્યવાદી, ઈર્ષ્યાદિકથી ગહિત, સુખ-દુ ખમા સમાન ગ્હેનાર, શકિત પ્રમાણે સર્વનો ઉપકાગ કન્નાર, વિષ-યોથી અક્ષોભ્ય મનવાળો, ઇન્દ્રિયોનો વિજય કગ્નાર, કોમગા મનવાળો, સદાચારી, પગ્ગ્રિહ ગહિત, લૌકિક સુખને માગે પ્રયત્ન ન કગ્નાગ, શાંત, સ્વ-ધર્મમા દૃઢ બુદ્ધિવાળો, માત્ર મારો જ આશ્રય કગ્નાર, આત્મ-તત્ત્વનુ મનન કરનાગ, સાવધાન, વિકાગ્ગહિત, દુ ખ વખતે ધીગ્જ નાખનાન, ક્ષુધા, તૃષા, શોક, મોહ, જરા ને મૃત્યુને પોતાના વિષે ન માનનાર, માનની ઈચ્છા ન ધગવનાગ, બીજાઓને માન આપનાગ, ઉપ-દેશ કગ્વામા કુશળ, કોઇને પણ નહી ઠગનાર, દયાથી જ સર્વ કર્મ કરનાગ તથા વિવેકી હોય તેને જ સાધુ મહાત્મા પુરુષ જાણુવો "

આ બધા દૈવી ગુણો ક્રમવાર આચાગમા ઉતારવાના નથી, તેમાથી ગમે તે એકને સ પૂર્ણ રીતે જીવનમા ઉતાગ્વાનો પ્રયત્ન કરવામા આવે તો પણ બીજા બધા આપોઆપ જ આવે છે આ ગુણો સ પાદન કર-વાનો સર્વોત્તમ રસ્તો સતત આત્મચિંતન અથવા ભગવાનનુ નામ-સ્મરણ છે. આસુરી સ પત્તિનો પ્રભાવ મન ઉપર પડવા માંડે ને વિકારો ઉત્પન્ન થવા માંડે કે તરત જ સ્વ-સ્વરૂપનુ ચિંતન શરૂ કગ્વુ, આમ

કરવાથી સર્વગુણોનો ઉદય થવા માંડે છે, મલિનતા ચિત્તમાંથી નષ્ટ થાય છે ને આત્માનુસંધાન દઢ થાય છે.

કર્મનો અચળ નિયમ આપણી ઉન્નતિમાં બાધક થવાને બદલે કેવી રીતે સહાયક થઈ પડે છે તે વિષે પણ ટૂંકામાં વિવેચન અહીં અસ્થાને નહીં ગણાય. ઈશ્વર નિર્લેપ છે. સર્વ મનુષ્યોને પોતપોતાના કર્માનુસાર ફળ આપે છે. જે જે રીતે કર્મ કરવામાં આવે તે તે પ્રમાણે ફળ મનુષ્યને મળે છે. પૂર્વ જન્મનાં જે કર્મો ફળ આપવા તૈયાર થાય છે તે દૈવને નામે ઓળખાય છે. કર્મો ત્રણ પ્રકારનાં. સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ. આપણા ઉપર જે સુખ દુઃખ આવી પડે છે તેને માટે આપણે પોતે જ જવાબદાર છીએ. જ્યારે આપણા ઉપર આપત્તિ આવે છે ત્યારે આ વાતનું વિસ્મરણ થઈ જાય છે ને દોષ બીજા ઉપર ઢોળવાની વૃત્તિ ચિત્તમાં ઉદ્દભવે છે, પણ આ અજ્ઞાનનું જ પરિણામ છે. કોઈ બીજો મનુષ્ય આપણને દુઃખ આપવામાં નિમિત્ત થાય તો પણ સમજવું કે તેનું કર્મ આપણા કર્મના પ્રત્યાઘાત રૂપે જ છે. મનુષ્યના મનમાં જેવી વાસના ઉભી થાય છે તેવું કર્મ તે વખતે તે કરે છે. સામાન્ય રીતે વાસનાઓ શુભ અને અશુભ એમ બે પ્રકારની હોય છે, તેથી મનનો પ્રવાહ શુભ અને અશુભ એમ બન્ને માર્ગે વહે છે. તેને પુરુષાર્થથી અશુભ માર્ગે વહેતો અટકાવવો જોઈએ ને શુભ માર્ગમાં લઈ જવો જોઈએ. પૂર્વ અભ્યાસથી અશુભ વાસનાઓનો સમૂહ દઢ થયો હોય તો પણ આત્મશક્તિથી, પુરૂષાર્થથી તેને સારે રસ્તે વાળી શકાય છે. સંસારમાં લોકો જેનો દઢ ચિત્તથી અભ્યાસ કરે છે તે તે વસ્તુ રૂપ જ મન થઈ જાય છે, તેથી મનને ઉત્પન્ન-સંસ્કારી કરવા માટે શુભ વિચારો દ્વારા તેના ઉપર સતત સારા સંસ્કારો નાંખવાની જરૂર છે. ગઈ કાલે કરેલી કુક્રિયા જેમ આજે કરેલા સદાચરણથી નષ્ટ થઇ જાય છે, તેવી જ રીતે પૂર્વ જન્મનું કર્મ આ જન્મના પુણ્ય કર્મોથી ટળી જાય છે. કોઇ વખતે આ જન્મમાં કરેલો

વખતે પૂર્વ જન્મનો પુરૂષાર્થ વધારે પ્રબળ હોય તો આ જન્મના પુરૂષાર્થનો પરાજય થાય છે; પણ તેથી ગભરાવાનું કારણ નથી, ઉલટો વધારે પરિશ્રમ કરી દૈવને નાશ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. એક વાર કર્મનો અબાધ્ય નિયમ આપણા મનમાં ઠસાવ્યો કે જે જે સ્થિતિ, સારી કે નઠારી, આપણી છે તેને માટે આપણે પોતે જ જવાબદાર છીએ અને આપણે ક્રિયમાણ કર્મથી સર્વ સંચિતનો નાશ કરી શકીએ તેવી શકિત આપણામાં મોજુદ છે, અને આ માન્યતા અનુસાર આચરણ કરવા માંડીએ એટલે આત્મશ્રદ્ધા અને સ્વાશ્રયીપણું એની મેળે જ આવે છે. દૈવ ઉપર આધાર રાખીને બેસી રહેવાની કુટેવનો પરિત્યાગ થાય છે. શ્રી. યોગવાસિષ્ઠમાં શ્રી રામચંદ્રજીને ઉપદેશ આપતાં શ્રી. મહર્ષિ વસિષ્ઠજી જણાવે છે કે, "દૈવ સર્વ કારણોથી અને કાર્યથી રહિત છે, માત્ર પોતાની કલ્પનાબળથી જ કલ્પી કાઢેલું છે, તે મિથ્યા છે, તેની જરા પણ દરકાર કર્યા વિના તેનો ત્યાગ કરીને પુરૂષાર્થનો જ આશ્રય કરો." "પુરૂષનો જન્મ પુરૂષાર્થનું ફળ મેળવવાથી જ સફળ ગણાય છે, આમ સમજીને પોતાના ઉદ્ધારમાં તત્પર રહેવું, અને તત્પરપણાને સારાં શાસ્ત્રોના અભ્યાસથી, મહાત્મા પુરૂષોના અને પંડિતોના સેવનથી સફળ કરવું." "દૈવ અને પુરૂષાર્થના સંબંધમાં બહુ જ વિચાર કરનારા પંડિત પુરૂષોએ આવો નિશ્ચય કર્યો છે કે પુરૂષાર્થ કરવાથી જ દૈવનો પરાજય થાય છે. જે દૈવ કેવળ પોતાની કલ્પનાથી માની લેવામાં આવેલું છે, સર્વ ઉદ્યોગ ને કર્મોથી રહિત છે તથા મિથ્યા છે, તેવા દૈવની તમે અપેક્ષા છોડી દઇને ઉત્તમ પુરૂષાર્થનો જ આશ્રય કરો. જે કર્મ છે તે પોતાની વૃદ્ધિ પામેલી વાસના જ છે અને વાસના પોતાના કારણભૂત મનથી જુદી નથી પણ તે રૂપ જ છે, અને મન પરમાત્માના વિવર્તરૂપ હોવાથી પરમાત્મારૂપ જ છે. આ ઉપરથી જે દૈવ છે, તે કર્મ જ છે. જે કર્મ છે તે વાસના

# સત્યના પંથે

લેખક :—શ્રી. ગુમાનસિંહજી નાથુસિંહજી સોલંકી



આજકાલ સત્યના માર્ગે જવુ, એ આધુનિક પ્રાણીમાત્રને ઘણું જ કઠણ લાગે છે. કેટલાક તો એ પંથ પર પોતાની દૃષ્ટિ સરખી યે પડવા દેતા નથી, તો પછી આ શ્રેયસ્ માર્ગને અપનાવી–પોતાના સ્વઆચરણમા મુકવાની વાત જ શી કરવી. ભગવદાદેશ છે કે, જે જીવ મારા (ભગવાનના) તત્ત્વ–જ્ઞાનના માર્ગ પ્રતિ પીઠ બતાવે છે, તેને હું પણ સામો પીઠ બતાવું છું. આથી આત્મ–જ્ઞાનની પ્રાપ્તિનાં સાધનોથી પણ વિમુખ રહે છે, ત્યારે હું જે શુદ્ધ–સચ્ચિદાનંદ–પૂર્ણબ્રહ્મ ત્રિકાલાબાધિત ભુતમાત્રનો આત્મા, આવી ઉત્કૃષ્ટ સ્વરૂપસ્થિતિથી વંચિત રહે એમાં આશ્ચર્ય શું હોય. આ કેટલું આળસ ! શું આળસની જડતામાં –નિશામાં પરાધીન બની જીવન વ્યતીત કરશો ? હવે તો આ દુર્જન રાક્ષસી આળસને તમારા શરીરમાંથી દૂર કરી, ઉભા થાઓ અને કમર કસો ' સત્યના પંથે ' એ જ વ્યક્તિ માર્ગના જીવનનો ચરમ–છેવટનો શ્રેયસ્ માર્ગ છે આત્માની ઓળખનો દિવ્ય–માર્ગ છે. પોતે પોતાની ઓળખ કરવાથી, સમસ્ત બ્રહ્માંડની ઓળખ સહજાસહજ થઇ જશે. " જ્ઞાનાદેવ તુ કૈવલ્યમ્ " જ્ઞાનથી જ સત્ય–સ્વરૂપ આત્માની પિછાન થઇ શકે છે. આત્માની ઓળખ થવી એને જ વેદાંતની ભાષામાં કૈવલ્ય

મુક્તિ કહેવામાં આવે છે. પોતાના 'સ્વ' ને જાણ્યા સિવાય, કયારે પણ કોઇ મુક્તિ મેળવવાને ભાગ્યવાન્ થયો છે ખરો કે? પરદેશ જતા પહેલાં કયાંથી, કયા રસ્તે જવાશે તેનું જ્ઞાન મેળવવું પ્રથમ અગત્ય છે. તેમ સત્યના માર્ગે જતા, સત્યના માર્ગનું જ્ઞાન પ્રાપ્ત કરવુ એ આવશ્યક છે. આ તત્ત્વ અનુભવગમ્ય જ્ઞાન કોને જઇને પૂછશો? પૂછો કોઇ સાચા અનુભવી બ્રહ્મવિદ્વરિષ્ઠ મહાન પવિત્ર-સંત મહાપુરુષ પાસે જઇને. મીઠા વગરના દાળ શાક જેમ બેસ્વદ લાગે છે, તેમ અપરોક્ષ અનુભવ વગરનુ જ્ઞાન શુષ્ક અને તર્કવાદથી છલોછલ ભરપૂર વૈખરી-વાણીના પરિશ્રમરૂપ નિરર્થક હોય છે. આવા તર્કવિતર્ક શુષ્ક જ્ઞાનથી સત્યાભિમુખ થવાતુ નથી અદ્વૈત પૂર્ણબ્રહ્મને પ્રતિપાદન કરનાર વેદાત-પ્રસ્થાન ત્રયી, શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુ દ્વારા શ્રવણ, મનન અને તેના પર શાસ્ત્રાનુસાર નિદિધ્યાસન કરવાથી જ યથાવત્ તત્ત્વબોધની જાગ્રતિ થાય છે બકવાદમાત્રથી પ્રલાપ કરવો, તેના કરતા આચરણમા મૂકી સત્યનુ શોધન કરવુ એ જ શ્રેષ્ઠ છે હવે સત્યના પથ પર આરોહણ કરતા પ્રથમ સત્યના પથનુ જ્ઞાન કેમ કેવી રીતે થાય, તે વાત પર આવીએ. આ બાબત સક્ષેપમા જ વિચારીએ આ જ્ઞાન ઘણું જ ઉંડુ-સૂક્ષ્મ છે, એટલે મલિન બુદ્ધિથી સમજાય તેમ નથી. એને માટે સ્વચ્છ બુદ્ધિની જરૂર છે. સ્વચ્છ બુદ્ધિ એટલે શાસ્ત્ર સંસ્કારવાળી, મહાત્મા-સદ્ગુરુની કૃપાથી દ્રવીભૂત થયેલી નરમ વિશુદ્ધ, એક જ સત્ય વસ્તુ જાણવા માટે તીવ્રતર જિજ્ઞાસાવાળી બુદ્ધિ અર્થાત્ ' હુ જ બ્રહ્મ છુ ' આવી દૃઢ નિશ્ચયવાળી ઉપરોક્ત પવિત્ર બુદ્ધિથી મૂળ ( આત્મ ) વસ્તુ પર જે પડ (આવરણ) છે તેને હટાવી દેવા સતત્ પ્રયત્ન કરવો જમીનમા દાટેલા ધનને પણ બહાર કાઢતા કઇક સાધારણ શ્રમ પડે છે, તો, આ પાચ ભૌતિક શરીરરૂપી જમીનમા દાટેલા આત્મ-ધનને બહાર કાઢતા કેટલો ભગીરથ પરિશ્રમ વેઠવો પડશે તેનો સુજ્ઞ-વાચક પોતે જ વિચાર કરવા કૃપા કરી લે.

પ્રથમ જે દશ્ય-વસ્તુ ' ઈદં ' બુદ્ધિવૃત્તિ વડે જાણવામાં આવે છે તેને ભૂલતાં શિખો. એ દશ્ય-ભાવને ( જગત-ભાવને ) મૂળ સહિત મનોવૃત્તિમા પ્રવિલાપન કરી, મનોવૃત્તિને અંત:કરણમા, અને અંતઃકરણને પરિપૂર્ણ શુદ્ધ-સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મામા પ્રવિલાપન કરી, શેષ આપે આપ જ સ્વ:૫મા એકમેક થવુ. આ સ્વરૂપ સ્થિતિને પ્રાપ્ત કરવા અતિશય પુરુષાર્થની જરૂરીયાત છે. સામાન્ય-સાધારણ પુરુષાર્થે કઇ શ્રેય સાધ્ય થાય નમ નથી, જગત આપણને ભૂલે તે પહેલાં જગતને આપણે ભૂલી જવુ જગત-ભાવ ભુલાયો, તો જગતની અન્તર્ગત રહેલો દેહભાવ પણ ભૂલાયેલો જ સમજવો. જે જે વૃત્તિ અંતઃકરણમાંથી ઉત્થાન પામે તે તે બધી વૃત્તિ આત્માની જ સ્ફૂરણા છે. આવી રીતે જ્ઞાનચક્ષુથી-અનુભવચક્ષુથી અનાત્મવૃત્તિઓને પોતાનો સ્વ-સ્વરૂપમાં એકાકાર કરી દેવી. આથી દ્વૈત-ભાવની જડ જતી રહેશે. સત્ય-માર્ગથી જ આત્મપ્રદેશની અનિર્વાચ્ય-સીમા (હદ) હાથ આવે છે. અત્રે ' સીમા ' શબ્દ અમર્યાદિત-ભાવમાં છે. આત્મ પ્રદેશમાં પહોંચ્યા પછી દુસ્તર ભવાટવી-ચક્રમા પુનરાગમન થતું નથી જેમ રેલવે-ગાડી પોતાના નિયત કરેલા સ્ટેશને જઇને છૂટી જાય છે, તેમ દશ્ય-વસ્તુનો નિષેધ કરતાં કરતા અવચ્છિભૂત સ્વાત્મા જ અવશેષ રહી જાય છે. પ્રતિદિન, પ્રત્યેકપળે એકને જ (બ્રહ્મને જ) જોવાનો અનુભવ કરવો. પછી ક્યાં રહેશે હર્ષ-શોક અને દુઃખ ! એ બધા ' સ્વ ' ના જ અંગાઓ છે. ખાંડમાંથી બનેલા કૂતરા-ગધેડા-હાથી અને સર્પ ઉપાધિ ભેદે નામમાત્રથી ભેદ પામેલાં છે, વસ્તુતઃ ખાંડથી અતિરિક્ત કંઇ જ નથી. તેમ એક જ બ્રહ્મ-પરમાત્મામાંથી ઉત્પન્ન થયેલા દેવ-મનુષ્ય-તિર્યગ્ આદિ પણ ઉપાધિ ભેદે નામ માત્રથી જ ભેદ ભાવને પ્રાપ્ત થયેલા છે. પારમાર્થિક આત્મદ્દષ્ટિથી એક જ બ્રહ્મ અનેકરૂપે બ્રહ્માંડમાં વિલસી રહ્યો છે, આવું જ્યારે યાથાત્મ્ય સમ્યક્ પ્રકારે જ્ઞાન થાય ત્યારે જ જ્યાં જુઓ ત્યાં બ્રહ્મ જ બ્રહ્મ અનુભવાશે. ઉત્કૃષ્ટ જિજ્ઞાસાવાળા આત્મ-

બંધુઓ, 'હું' ને 'તું' માં જરાયે ભેદ નથી. ભેદ તો આપણા સ્થૂળ શરીરનો છે, શરીરભેદે તો હું તેમ જ સૌ કોઇ જુદા જ. વિવેક દૃષ્ટિથી આપણે નામરૂપને બાધિત કરતાં અભેદ જ છીએ. 'હું' તે જ 'તું' અને 'તું' તે જ 'હું'. આંખે આંખ તો મિલાવો. જુઓ એક જ દૃષ્ટિ. ભેદના પડદા બાળ્યા સિવાય, પડદા (આવરણ) ઓથે છુપાઇ રહેલા વિશુદ્ધ ચૈતન્ય આત્મ–દેવનાં દર્શન નથી જ થવાના. જે વસ્તુના ઉપર પડદો હોય છે ત્યાં સુધી તે પોતાના મૂળ સ્વરૂપે પ્રતીત થતી નથી. અસલ સ્વરૂપે તો ત્યારે જ જણાય, કે જ્યારે પડદો દૂર કરવામા આવે. સ્વયંજ્યોતિ એકરૂપ ચૈતન્ય આત્મ–દેવ પર સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ શરીરરૂપી પાંચભૌતિક ત્રણ પડદાઓ ઉપરાઉપરી છે. એક જ પડદા નીચે રહેલી વસ્તુ યથાવત્ નથી જણાતી, તો એક ઉપર એક એમ ત્રણ સામટા પડદા હોય ત્યારે તે વસ્તુ જણાશે ખરી કે? નહિ જ જણાય.

સત્યના માર્ગમાં આરૂઢ થતા પ્રથમ ઉપરોક્ત ત્રણ પડદાઓ વાડ રૂપે હોવાથી માણસ અહીંથી જ અટકી જઇ ગોથાં મારે છે. એટલે ત્રણ શરીરમાં ગમે તે એકને પોતાનું સ્વ–સ્વરૂપ માની તેમાં જ અહંબુદ્ધિ કરે છે. આ પડદા આપણા નથી, એ તો દેખાવ આભાસ માત્ર છે. પંચીકૃત–અપંચીકૃત પંચભૂતોના છે. એ ભૂતો સ્વરૂપે પણ આપણે નથી. આપણે તો સૌથી ન્યારા પર અને અસંગ, અનાત્માના ધર્મોથી રહિત, કે જેનાથી અન્ય શ્રેષ્ઠ વસ્તુ અધિક જગતમા વિદ્યમાન નથી એક જ શુદ્ધ સચ્ચિદાનંદ પરિપૂર્ણ સર્વવ્યાપક બ્રહ્માત્મા સિવાય અન્ય નથી એનો સુદૃઢ અનુભવ, અનુભવી બ્રહ્મવિદ્વરિષ્ઠ મહાનુભાવી પુરુષોને પ્રત્યક્ષ છે. પ્રાણીમાત્ર પારમાર્થિક દૃષ્ટિથી ભૂતકાળમાં પણ મુક્ત હતા, વર્તમાનમાં પણ છે, અને ભવિષ્ય કાળમાં પણ રહેવાનાજ. જે પુરુષ હૃદય-ગ્રંથિને એટલે હૃદયમાં વળેલી ભેદરૂપી ગાંઠને જ્ઞાનાગ્નિથી બાળીને ભસ્મીભૂત કરે, તો સમસ્ત જગતનું હૃદય એ પોતાનું હૃદય

છે એવો અપરોક્ષ અનુભવ પ્રતિબંધ રહિત થાય. અખિલ જગતનો આનંદ સ્વરૂપાનંદથી જુદો નથી પ્રતિપળે દેહાદિદ્વારા ક્રિયા કરતા જલચંદ્રવત્ આત્મા કૂટસ્થ–અસંગ અને નિર્લેપ છે. આ આત્મવિચારની [illegible] ના માનવ જેમ જેમ અનુભવ-વિજ્ઞાનરૂપી ખીણમાં અત્યંત ઉતરતા જશે તેમ તેમ એની સ્થિતિમા રૂપાંતર થતું જશે. સ્વરૂપસ્થિતિ પર જઈને ઉભો રહેશે. એકાન્તમાં એવી એવી ઉચ્ચત્તમ સાત્ત્વિક ભાવના કરો કે, "હું જ સર્વત્ર સર્વદા, સર્વાવસ્થામા રમનારો ત્રિકાળ અબાધિત અચળ નિર્વિકાર બ્રહ્માત્મા છું" આ તત્ત્વબોધને વર્તનમાં મૂકી, અનુભવી અનંત શક્તિસ્વરૂપ ચૈતન્ય દેવનો અનુભવ કરવો મોક્ષની પ્રાપ્તિ માટે આત્મજ્ઞાન સિવાય અન્ય કોઈ શ્રેષ્ઠ માર્ગ નથી. જો સર્વશ્રેષ્ઠ માર્ગ હોય, તો તે એક જ આત્મજ્ઞાન છે. આ બાબત વેદ, શ્રુતિ–સ્મૃતિ–ઉપનિષદ, બ્રહ્મસૂત્ર ગીતાદિ પ્રમાણસહિત પુકાર કરે છે. ક્યા સુધી નિદ્રાદેવીની ગોદમાં પોઢીશું? પ્રાતઃદિન સૂર્યોદય થતા આ નાશવંત-ક્ષણભંગુર શરીર મૃત્યુદેવની સમીપમા જાય છે. તેથી મૃત્યુદેવની પાસે શરીર પહોંચે તે પહેલા આત્મ-સાક્ષાત્કાર કરવો ઉચિત છે. શરીરરૂપી સાધન ગયું તો પરવારી ગયા, પછી ક્યાંય આશ્રય મળશે નહિ. સાધન વિના સાધ્ય વસ્તુની પ્રાપ્તિ થતી નથી. અત્યારની વિષમ સ્થિતિ, લડાઈનું ભરપૂર વાતાવરણ, ખૂનામરકી, રોગનો ઉપદ્રવ, ભૂખમરો અને મોંઘવારી-કાલકૂટવત્ ઝેરી હિમાલયથી અખંડ શાંતિ મેળવવી હોય, તો અનુભવીયા મહાન સમર્થ પુરુષોપ્રતિ તેમ જ વેદાંત પ્રમાણથી સિદ્ધ થયેલા સર્વમાન્ય આત્મજ્ઞાનના પંથ પર આગે ને આગે કુચ કરો. આસુરી સંપત્તિ પર વિજય મેળવો. પ્રમાદ અને આળસને હાંકો, અહંતા ને મમતાના બંધનને જ્ઞાનાગ્નિથી ભસ્મીભૂત કરો, પછી ત્યાં શું અનુભવાશે? કેવળ બ્રહ્મ, બ્રહ્મ અને બ્રહ્મ જ હસ્તામલકવત્ પ્રતીત થશે. "શુભસ્ય શીઘ્રમ્" આ લોકોક્તિ ન્યાયે શુભ કામ તાત્કાલિક

કરવું કાલ તેમ જ વડીલને મુલતવી ન રહેવા દેવુ એ વાતને દૃઢ કરવા માટે એક આપ્તપુરુષનુ વાક્ય સ્મૃતિમા લાવીએ,

" કાલ કરતા આજ કર, આજ કરતા અબ
પલમે પરલય હોયગા બહુરિ કરેગા કબ "

મુબાઇ જતી ટ્રેન પોતાના માર્ગમા આવતા સ્ટેશનો પસાર કરતી જેમ મુબાઈ નિયત કરેના વખતે પહોચી, છુટી જઇ વિશ્રાતિ લે છે, તેમ પ્રત્યેક જીવાત્માએ તત્ત્વજ્ઞાનરૂપી ટ્રેનમા બેસી, સસાર તેમ જ આસુરી સપત્તિરૂપી સ્ટેશનો પસાર કરી, ગન્તવ્ય-પ્રાપ્તવ્ય (નિજ સ્વરૂપ સાક્ષાત્કારરૂપી) સ્થાનપર, આ પચભૌતિક શરીર મૃત્યુ દેવના હાથમા જતા પહેલા, પહોચી જઈ (આત્મ-સાક્ષાત્કાર કરી) જન્મમરણ રહિત અખડ શાશ્વત નિજાનદમા વૃત્તિ તદ્રૂપ કરી, સ્વરૂપમા ગળી જઈ નિરકુશ વિશ્રાતિ લેવી તો જ સ્વરૂપાનદ સદોદિત તૈલધારાવત્, જ્ઞાનચક્ષુ (આત્માનદ) આગળ એકમેક થઇ નિત્ય નૃત્ય કરશે પ્રીતમ મહાત્મા કહે છે કે, " તત્તા તારૂ આપ તપાસ, કયાથી આવ્યો કયા તુ જાશ " તેમ દરેકે પોતાનુ જ મૂળ શોધવુ જોઈએ પોતાનુ મૂળ શોધવાથી સારાયે બ્રહ્માડનુ મૂળ હાથ આવશે વિવેક દૃષ્ટિથી જોતા આપણા નિજ અધિષ્ઠાન સ્વરૂપભૂત મહાન તેજપુજ આત્મ-દેવમા જ, અખિલ જગતની અઘટિત ઘટના માયાના પ્રમુખપણા નીચે આભાસ કથન માત્ર નૃત્ય કરી રહી છે આભાસમા પ્રતીત થતા સર્વ બનાવો, સમગ્ર વસ્તુઓ, મૃગજલવત્ મિથ્યા છે લખવુ, બોલવુ યા કહેવુ સ્હેલ છે, કિ તુ તદનુસાર વર્તન કરવુ યા અનુભવવુ મુશ્કેલ છે આત્મસાક્ષાત્કારરૂપી સત્યનો પથ અનુભવગમ્ય છે અનુભવનો યે પણ વિષય નથી, એ તો છે અનુભવ સ્વરૂપ. જો આત્મા અનુભવનો વિષય થાય, તો ઘટાદિ પદાર્થવત્, જડતા, અનિત્યાદિ દોષોની પ્રાપ્તિ થાય જે વેદ શ્રુતિ સ્મૃતિ આદિ તથા અનુભવીઓ મહાન બ્રહ્મવિદ્ વરિષ્ઠ પુરુષોને ઇચ્છનીય નથી જ જ્યા સુધી જ્ઞાન-

રૂપી સૂર્ય અંત કરણ-પ્રદેશ પર પોતાના તીવ્ર કિરણો ફેંકશે નહિ ત્યાં સુધી અજ્ઞાન-અંધકાર દૂર થશે નહિ જ્ઞાનોદય સૂર્યને પ્રગટાવવો એ મનુષ્યના સ્વ-પુરુષાર્થ ઉપર આધાર રાખે છે. જો કે જ્ઞાનરૂપી સૂર્ય તો પ્રાણી માત્રના હૃદય-પ્રદેશમા પ્રગટેલો જ રહે છે છતા પ્રગટેલાને પ્રગટાવવા માત્ર અવિદ્યા-પડદો દૂર કરવાની જરૂર છે. 'આ શરીર મારૂ છે' એમ કહેવુ એ પારકાની વસ્તુ પચાવી પાડવા જેવી વાત છે અન્યની વસ્તુને પોતાની માનવી એના જેવી બીજી મૂર્ખતા કઈ? જેમ ભાડે રાખેલા ઘરને 'આ ઘર મારૂ છે' એમ કહેવાથી છેવટે એ ભાડે રાખેલા ઘરનો કબજો છોડવો પડે છે અને ગમે ત્યા ભટકવુ પડે છે તેમ પચ મહાભૂતો પાસેથી આ શરીરરૂપી ભાડે રાખેલા ઘરને જ્યારે સત્યસ્વરૂપ પરમાત્માનો સાક્ષાત્કાર થાય, ત્યારે એ શરીરરૂપી ભાડુતી ઘરને વિના તકરારે સુપ્રત કરવુ તે પહેલા જો આપણે એમ કહીએ કે 'આ શરીર મારૂ છે' ત્યારે આપણે આ મોક્ષના દ્વારભૂત પ્રાપ્ત શરીરને ગુમાવી દઈ અનેક હલકી યોનિમા પશુપક્ષી વગેરેના શરીરમા ભટકવુ પડે છે અન્યની વસ્તુને પોતાની અપનાવી લેવામા કેટલું દુ ખ છે તેનો અનુભવ મહાત્મા શ્રી પ્રીતમની અમૃતવાણીથી જોઈએ

" સામગ્રી સૌ હરિ તણી, ભોગવતો સસાર·
મારૂ મારૂ કરી રહ્યો, તેણે ખાધે માર "

પરમકૃપાળુ પરમાત્મા સૌને સહજાસહજ યથાયોગ્ય સત્યના પથની ઝાખી કરાવી, નિજાનદમા તદ્રૂપતા કરાવે એવી હાર્દિક પ્રાર્થના

卐

# શ્રી. શંકરાચાર્યનો જ્ઞાનયોગ

અને

# શ્રી. અરવિંદનો પૂર્ણયોગ

બન્નેની તુલના

( ગતાંકથી ચાલુ )

લેખક—સ્વા. શ્રી. માધવતીર્થજી



### મિથ્યા શબ્દનો અર્થ

શ્રી. શંકરાચાર્યના સિદ્ધાંત પ્રમાણે જીવ, જગત, માયા વગેરે મિથ્યા છે, બ્રહ્મ સિવાય બીજું બધું મિથ્યા છે. તેની સામે પક્ષના તેની સામે એવી દલીલ કરે છે કે. જો જીવ, જગત વગેરે મિથ્યા છે તો મિથ્યા માનનાર જ્ઞાની મિથ્યા ભોજન શા માટે કરે છે, મિથ્યા કપડા શા માટે પહેરે છે, મિથ્યા ટ્રેનમાં મુસાફરી શા માટે કરે છે, મિથ્યા શિષ્ય શા માટે કરે છે, મિથ્યા આશ્રમ શા માટે રાખે છે, અને મિથ્યા પત્રવ્યવહાર શા માટે કરે છે ? વગેરે વગેરે.

તેથી મિથ્યા શબ્દનો અર્થ બરાબર સમજવાની જરૂર છે. મિથ્યા વસ્તુ એટલે જે વસ્તુ એક દશામાં સાચી જેવી લાગે અને વ્યવહારને યોગ્ય પણ થાય, છતાં બીજી દશામાં જેનો બાધ થઇ જાય. જેમકે

સ્વપ્નાનો વ્યવહાર સ્વપ્નની દશા વખતે ખોટો હોવા છતાં સાચા જેવો લાગે છે તેનાથી વ્યવહાર પણ થાય છે. તે વખતે ભૂલ પકડી શકાતી નથી; છતા જાગ્રત થતા એ બધો પ્રપચ ખોટો માલુમ પડે છે એવો સૌનો અનુભવ છે, તેથી તેને મિથ્યા કહેવામાં આવે છે; તેવી જ રીતે જાગ્રતનો દ્વૈત વ્યવહાર ખોટો છે અને તેનાથી વ્યવહાર થાય છે, છતાં ા ભૂલ અજ્ઞાનવાળી દશામા પકડી શકાતી નથી અને જ્ઞાન થતાં એટલે અદ્વૈતભાવ જાગ્રત થતા દ્વૈત વ્યવહાર સ્વપ્નાના જેવો જ મિથ્યા માલુમ પડે છે. નવી દશામા જાગવુ તેનુ નામ " ઉત્થાન ". છે. નવી દશામા ' ઉત્થાન ' થાય ત્યારે પહેલી દશાના ધર્મ મિથ્યા લાગે છે. જે દશા બાધ્ય થઇ જાય તે સાચી નથી પણ તે દશામા રહીને તે દશાની ભૂલ પકડવી મુશ્કેલ પડે છે.

જેમ ઘુવડને દિવસે અધારૂં લાગે છે, તે અધારૂં માની તે પ્રમાણે વ્યવહાર કરે છે. અધારૂં માણસની દષ્ટિએ નથી છતાં ઘુવડ તે છે એમ માની લે છે. ઘુવડની દશામાં તે ભૂલ પકડવી મુશ્કેલ પડે છે.

સાચુ અધારૂ અને સાચુ અજવાળુ સાથે રહી શકે નહિ, પણ માણસનુ અજવાળુ અને ઘુવડનુ અધારૂં સાથે રહી શકે છે, એટલે કે કલ્પિત વિરૂદ્ધ ધર્મ સાથે રહી શકે છે; જેમકે રજ્જુમાં કોઇને સર્પ, દંડ, જલધારા, માળા દેખાય છે. ત્યાં સાચી વસ્તુ એક છે અને મિથ્યા વસ્તુ ચાર છે, તે મિથ્યા વસ્તુ વ્યવહારને યોગ્ય થાય છે, તેથી જેને સર્પ દેખાય છે તે બ્હીકથી ભાગે છે.

હાલ ૬-૭ મહિના થયાં સરકારે એક કલાકનો વધારો કરેલ છે, તે ટાઇમ ખોટો છે, મિથ્યા છે, એકદમ બાધ્ય થાય તેવો છે, છતાં, માણસોને નવા કાળની ટેવ લગભગ પડી ગઇ છે તેથી સાચો થઇ ગયેલ છે અને તે મિથ્યા હોવા છતાં તેનાથી વ્યવહાર થઈ શકે છે.

Waking condition destroys the dream com-

pletely એટલે જાગ્રત દશા સ્વપ્ન પ્રપંચનો તદ્દન નાશ કરે છે; તેમ આત્મજ્ઞાનની દશા, જાગ્રતના દ્વૈત વગેરે પ્રપંચનો તદ્દન નાશ કરે છે, એટલે કે જ્ઞાન થયા પછી જગત નિર્વિશેષ બ્રહ્મરૂપે રહે છે. જાગ્રત અવસ્થાનો પ્રપંચ અને તેનું જ્ઞાન સાચાં હોય તો સુષુપ્તિમાં રહેવાં જોઈએ, સમાધિમાં રહેવાં જોઈએ, ક્લોરોફોર્મ વખતે અને મૂર્છા વખતે અને નિશા વખતે પણ રહેવાં જોઈએ; પણ તે રહેતાં નથી તેથી આપણું જગત એ માત્ર આપણી જાગ્રત અવસ્થાના જ્ઞાનનું એટલે મિથ્યા જ્ઞાનનું પરિણામ છે.

જ્યારે બ્રહ્મનો અનુભવ હોતો નથી ત્યારે જે દેખાય તેને અનાત્મા અથવા જગત કહે છે અને તેને સાચું માની વ્યવહાર કરવો એને અધ્યાસ અથવા મિથ્યા જ્ઞાન કહે છે. જ્ઞાની પુરુષોનો અલ્પ વ્યવહાર શરીરના પ્રારબ્ધ યોગે રહે છે, તેને તેઓ સાચો માનતા નથી અને અજ્ઞાની તેને સાચો માને છે એટલો તફાવત છે; છતાં જ્ઞાની પુરૂષો વધારે વ્યવહાર કરે, તેમાં રાગદ્વેષ ઉત્પન્ન થવા દે તો તેમનું જ્ઞાન ટકતું નથી અને બીજા માણસો વ્યાજબી રીતે તેમના ઉપર આક્ષેપ કરે છે.

શ્રી. અરવિંદના મત પ્રમાણે જીવ કે જગત એ મિથ્યા નથી પણ બ્રહ્મની શક્તિનાં પરિણામ છે અને જેઓ માત્ર જાગ્રત અવસ્થાના અનુભવનો જ વિચાર કરે છે તેમની દૃષ્ટિએ એ વાત સાચી પણ લાગે છે. શ્રી. અરવિંદનું માનવું એવું છે કે અત્યંત જ્ઞાનનિષ્ઠ થઈ આત્મામાં લય થવું કે જે વખતે જગત ચાલતું હોવા છતાં જગતનું અજ્ઞાન રાખવું એ એક પ્રકારનું અજ્ઞાન છતાં જ્ઞાન-સમાધિ કહેવાય છે, તે બ્રહ્મની શક્તિનો એક છેડો છે. બીજી બાજુ ક્રિયામાં ક્રિયામય થઈ સર્વજ્ઞ આત્મા તે વખતે પણ તેની ક્રિયા ચલાવતો છતાં આત્માનું અજ્ઞાન ધારણ કરવું એ એક પ્રકારની અજ્ઞાન સમાધિ છે. તે તેની શક્તિનો બીજો છેડો છે પણ બન્નેમાંથી એક છેડો અથવા બન્ને સચ્ચિ-

દાનંદના મૂળ સ્વરૂપને પરિમિત કરી શકતા નથી, કારણ કે સચ્ચિદાનંદનુ સ્વરૂપ બન્ને દશાથી અતીત છે, તે પરબ્રહ્મ છે.

એ મન ઉપરથી એમ જણાઇ આવે છે કે એકાગ્રતાથી એક પ્રકારનુ અજ્ઞાન અથવા અલ્પજ્ઞાન ઉત્પન્ન થાય છે, આ કારણને લેઈને શ્રી શંકરાચાર્યના વેદાન્તમા ચિત્તની એકાગ્રતા કરતાં ચિત્તની વિશાળતા ઉપર વધારે ભાર દેવામા આવેલ છે. શરૂઆતમા ચિત્તનો વિક્ષેપ ક્રગ્વા માટે અને પૂર્ણ જ્ઞાન માટે ચિત્તને આત્મા તરફ વાળી તેને એકાગ્ર થતા શિખવવુ જોઇએ પણ પછી તરત ચિત્તને વિશાળ બનાવવુ જોઇએ બ્રહ્મનો અર્થ બૃહત્ છે, એટલે વિશાળતા છે. યોગી બ્રહ્મનો અનુભવ એકાગ્રતાથી અમુક અમુક જગાએ કરે છે. જ્ઞાની બ્રહ્મનો અનુભવ ચિત્તની વિશાળતાથી બધી જગ્યાએ કરે છે, તેથી યોગીને ધ્યાનમાંથી ઉઠયા પછી જગત દેખાય છે. બ્રહ્મજ્ઞાનીને જગતની જગ્યાએ બ્રહ્મ દેખાય છે, તેથી જ્ઞાનીની સમાધિ નિત્ય બની રહે છે, તેથી જ્ઞાનમાર્ગમા એકાગ્રતા સાધન છે અને વિશાળતા ફળ છે. Relaxation of mind is more important than Concentration of mind

વળી બ્રહ્મદશામા નામ અને રૂપના જ્ઞાનની જરૂર પણ નથી નામ અને રૂપવાળુ જગત માત્ર એક જાગ્રત દશાના અનુભવમા સાચું છે, બીજી દશામા તેનો બાધ થાય છે તેથી તે મિથ્યા છે. તે નામરૂપવાળા જગતનું વાસ્તવ સ્વરૂપ બ્રહ્મ છે તેથી બ્રહ્મનુ જ્ઞાન થતા જગતના વાસ્તવ સ્વરૂપનું જ્ઞાન થાય છે અને નામ અને રૂપના જ્ઞાનની જરૂર રહેતી નથી. કારણનું જ્ઞાન થયા પછી કાર્યના જ્ઞાનની જરૂર રહેતી નથી

કોઈ એમ કહે છે કે જ્ઞાની પુરૂષમાં અનેક પ્રકારનું જ્ઞાન અને અનેક પ્રકારની સિદ્ધિઓ આવવી જ જોઈએ, અને તેણે બધા પ્રકારનો અનુભવ લેવો જોઇએ, પણ એ વાત સાચી નથી. જગતમા અ-

નંત જીવો છે અને તેમનાં અનંત પ્રકારના જ્ઞાન છે, તે બધા જ્ઞાન કોઈનિ થઇ શકતાં નથી; વળી બધા પ્રકારના અનુભવની જરૂર રહેતી હોય તો ચોરી કરવાનો અનુભવ પણ બધા જ્ઞાની પુરૂષોએ લેવો જોઈએ, પણ જ્ઞાની પુરૂષોને ચોરી કરતા ન આવડે તેથી તેનુ જ્ઞાન ઓછુ થતુ નથી, ઉલટુ તેનુ જ્ઞાન વખણાય છે તેથી આ જગતમા બધા પ્રકારના અનુભવ લેવાની જરૂર નથી અને કોઇ લઇ શકતું નથી. મચ્છર કે માછલાને જગત કેવુ દેખાય છે, તે અનુભવ લેવાની જરૂર શાસ્ત્રોમાં માનેલી નથી.

કોઈ કન્યાના વિવાહ વખતે તેના સાસરાના પક્ષનાં માણસોની જાન આવે છે, તેમા તે બધાને ઓળખતી નથી અને તેને ઓળખવાની જરૂર પણ નથી; છતા તે એમ જાણે છે કે "આ બધું મારે માટે છે." તેવી જ રીતે આ જે કાંઈ નજરે આવે છે, તે બધા પ્રપચનો મૂળ હેતુ જીવ-બ્રહ્મની એકતા કરવાનો છે. શ્રીમદ્ ભાગવતના દશમસ્કધમા જ્યાં શ્રી કૃષ્ણના વિવાહની વાત આવે છે, ૧૬૧૦૮ સ્ત્રીઓ સાથે તેનો વિવાહ થાય છે, ત્યા જુદા જુદા સાધનથી જીવો બ્રહ્મ સાથે એકતા પામે છે એમ સમજવાનુ છે આવો બ્રહ્મભાવ પ્રાપ્ત થયા પછી તેને ટકાવવા માટે પુરૂષાર્થની જરૂર છે, નહિતર પ્રારબ્ધ કર્મનો વિક્ષેપ જો અતિશય વધી જશે તો આનંદ મળશે નહિ. જ્ઞાન કરતા પ્રારબ્ધ કર્મ મોટુ છે કારણ કે જ્ઞાન થયા પછી કેટલાકને તેનું જોર લાગે છે અને પ્રારબ્ધકર્મ કરતા યોગ વધારે બળવાન છે એમ જીવન્મુક્તિ વિવેકના લેખક શ્રી વિદ્યારણ્ય સ્વામીનુ માનવું છે. બીજા કેટલાક જ્ઞાન થયા પછી પ્રારબ્ધકર્મ માટે અવિદ્યાનો લેશ માનતા નથી. તેનો વધારે ખુલાસો પાછળના પ્રકરણોમા આવશે

બ્રહ્મભાવમા બ્રહ્મ પ્રગટ રહેવુ જોઈએ. જાગ્રતની જે ક્રિયા સુષુપ્તિમા બાધ પામે છે તે મિથ્યા હોવા છતાં જાગ્રત વખતે તેને જ્ઞાની પુરૂષો મિથ્યા માને છે અને યોગીઓ તેને સાચી માને છે અને બ્રહ્મથી

અભિન્ન માને છે. બન્ને રીતે અદ્વૈતભાવનું સ્ફૂરણ રહે છે, છતાં આનંદમા સ્હેજ ફેર નીચે પ્રમાણે રહે છે.

મન પ્રાણ અને શરીરમા રહેલ સામાન્ય મનુષ્ય બીજાથી વિભકત રહે છે અને દ્વંદ્વમા ફસે છે મનની ઉપર વિજ્ઞાનમય કોશ છે તે દશામા સર્વનો અવિભક્ત ભાવે અનુભવ થાય છે એટલે કે એક પ્રકારનો સર્વાત્મભાવ પ્રાપ્ત થાય છે. આનંદમય કોશમાં આનંદ છે પણ તારતમ્યવાળો એટલે મોદ, પ્રમોદ વગેરે ભાવવાળો રહે છે, તેથી પણ અતીતદશામા સ્વરૂપનો સહજ આનંદ છે. ત્યાં પુરૂષ પ્રકૃતિની એકતા ( મધમા રહેલા અનેક રસની માફક ) રહે છે. ત્યાં પુરૂષ પ્રકૃતિને ભોગવતો નથી કારણ કે જન્ય આનંદ ક્ષણિક હોય છે.

શ્રી. અરવિંદના મતમાં પ્રકૃતિ સાચી માનેલ હોવાથી તેનું રૂપાંતર કરીને " જન્ય આનંદ " ભોગવવા તરફ લક્ષ રહે છે, શ્રીમદ્ ભાગવતમા દશમસ્કંધમાં ભગવદ્-જન્ય આનંદ મેળવવાની સાધના છે અને એકાદશસ્કધમા સ્વરૂપ આનંદનો અનુભવ મેળવવાની સાધના છે. પૂર્ણ ભકતને, પૂર્ણ યોગીને, અને પૂર્ણ જ્ઞાનીને એ દશા સહેલામાં સહેલી છે–સ્પષ્ટ છે. માત્ર સામાન્ય મનોમય અવસ્થામાં રહેલ મનુષ્યને જ તે અઘરામા અઘરી લાગે છે.

તેથી અહંકારને એમ લાગવું જોઇએ કે તેનું જ્ઞાન એ અજ્ઞાન છે, તેની શકિત એ બાળકનો તરફડાટ છે, તેનો ગુણ એ અવગુણ છે. જ્યારે તે પ્રભુને શરણે રહી પ્રભુભાવને પોતામાં અવતરવા દે ત્યારે જ તેનો મોક્ષ છે. આ સાધનને વેદાન્તમાં જીવના વાચ્યાર્થનો ત્યાગ કહે છે અને ભકિતમાર્ગમા ભકતની શરણાગતિ કહે છે. બન્ને રીતે જુના જીવનનું પરિવર્તન કરવું પડે છે, અને જ્યારે પરિવર્તન થાય ત્યારે જુનુ જીવન મિથ્યા લાગે છે.

શ્રી. શંકરાચાર્ય કહે છે કે જ્યાં આનંદનો અનુભવ લેવાનો હોય સંસારના સુખની પેઠે આત્માનું સુખ મેળવવાનું હોય ત્યા " જન્ય આનંદ " હોય છે, તે આનંદમાં બે વસ્તુ વચ્ચે સંબંધની જરૂર રહે

છે. વ્યવહારમાં જે આનંદ ઉત્પન્ન થાય છે તે સંબંધવાળો હોય છે અને તેથી તેનો નાશ થાય છે. તેવી જ રીતે જો આત્માનો આનંદ ઉત્પન્ન થશે તો તેનો નાશ થશે, તેથી આત્માનો આનંદ આત્માના સ્વભાવમાં રહેલો છે એમ જ્ઞાની પુરુષો માને છે. ને આનંદનું જ્ઞાન જ્ઞાનીને રહે છે કારણ કે આત્મા સ્વસંવેદ્ય છે, પણ તે આનંદ કેવી રીતે ભોગવાય છે તે જીવની અજ્ઞાનદશામાં રહીને જાણી શકાય નહિ. જેમ ઉંઘમાં સુખ છે પણ તે કેવી રીતે મળે છે, તે જાગ્યા પછી જાગ્રત દશાના સંસ્કારથી જાણી શકાતું નથી, તેમ બ્રહ્મ દશાનો આનંદ જીવ દશાથી જાણી શકાય નહિ. કુંવારી કન્યા પરણેલી સ્ત્રીની વાતો સાંભળી તેનું સુખ જાણી શકે નહિ.

વૈષ્ણવો એમ માને છે કે જીવ-જન્ય આનંદ અનિત્ય છે પણ ભગવદ્-જન્ય આનંદ અનિત્ય હોઈ શકે નહિ. વળી જો જન્ય આનંદ સ્વીકારવો હોય તો કાંઈક પણ સંબંધ સ્વીકારવો જોઈએ અથવા કાંઈક પણ સંબંધ કરે તેવો ભેદ સ્વીકારવો જોઈએ. તેથી વૈષ્ણવો ભગવાનની ગોપી થવાનું વધારે પસંદ કરે છે; પણ એ આનંદ મળે ત્યાં સુધી પ્રકૃતિની શુદ્ધિ માટે ગોપાઓની માફક વિરહનું દુઃખ ભોગવવું જોઈએ. વૈષ્ણવોને નિર્ગુણ બ્રહ્મનું સુખ સુક્કું લાગે છે અને વૈકુંઠનું સુખ એટલે ભગવદ્-જન્ય આનંદ મધુર લાગે છે, છતાં વૈકુંઠમાંથી જય અને વિજય પડયા છે તેથી જન્ય આનંદ અનિત્ય થાય છે એટલું જ્ઞાની પુરુષો માને છે.

શ્રી. શંકરાચાર્ય એવા ભગવાન માગે છે કે જે દશામાંથી પડવાનું રહે નહિ. જે અનુભવ બાધ્ય થઇ જાય તે સાચો નથી. તે મતમાં બ્રહ્મ અને પ્રકૃતિ અથવા માયા એવી બે વસ્તુ નથી. બ્રહ્મ સિવાય બીજું જે કાંઇ મનમાં આવશે તે અધ્યારોપ થશે અને તેનો અપવાદ કરવો પડશે, છતાં કલ્પિત વિરૂદ્ધ ધર્મ સાથે રહી શકે છે. ઉપર કહ્યું તેમ ઘુવડનું અંધારું અને માણસનું અજવાળું સાથે રહી શકે છે, તેમ બ-

ગવાનનો અદ્વૈતભાવ માણસનો કલ્પિત દ્વૈતભાવ સાથે નહી શકે છે ને કલ્પિત દ્વૈતભાવ મિથ્યા હોવા છતાં વ્યવહારને યોગ્ય થઇ જાય છે અને બીજી દશામાં તેનો બાધ થાય છે. જેમ સ્વપ્નનો આનદ અને સ્વપ્નનો વ્યવહાર કલ્પિત અને મિથ્યા હોવા છતા તે દશામા વ્યવહારને યોગ્ય થાય છે પણ જાગ્રત થતાં તેનો પત્તો લાગતો નથી. તેવુ જ જાગ્રતના વ્યવહાર માટે સમજવ નું છે. માયાના એવી વિચિત્ર લુચ્ચાઈ છે કે કયાંથી આવી એની તપાસ કરવા જશો તો તે જતી રહેશે. Maya stands for want of enquiry

જ્ઞાનયોગમા માયાની બરાબર તપાસ થાય છે તેથી જ્ઞાનીને માયા મળતી નથી, તેથી જ જ્ઞાની પુરૂષો અજાતવાદ અને વિવર્તવાદ માને છે.

વિગટના સ્થાનમા અને બ્રહ્માના સ્થાનમા સમષ્ટિના અભિમાનથી સમષ્ટિના સુખનો અનુભવ મળે છે પણ તે સ્થાન નિત્ય ન હોવાથી ત્યા માત્ર સ્થાનધર્મ રહે છે તેથી તે જ્ઞાનીનું લક્ષ્ય નથી. ત્યાં ઉપાસ્ય દેવની સાથે ઉપાસકનો સંબંધ થતા જન્ય-આનંદ ઉત્પન્ન થાય છે પણ ત્યા જીવનું પરિચ્છિન્નપણુ તદ્દન નાશ પામતું નથી. સુધારો અને બગાડો માયામા છે, એ માયા આત્મામાં નથી, તેથી આત્મ દશામા કાઇ કર્તવ્ય રહેતુ નથી અને બીજી દશામાં એટલે માયાની દશામા કર્તવ્યનો છેડો આવતો નથી. માયા રહિત જે શુદ્ધ બ્રહ્મની દશામા છે તે દશામા સર્વાત્મભાવ રહે છે, પણ ત્યાં સંબંધ વગરની એકતા છે અથવા એવી એકતા છે કે સ બંધનું ભાન રહેતું નથી, પણ એ દશા સમજવી એ સામાન્ય માણસ માટે બહુ અઘરૂ કામ છે, તેથી શરૂઆતમા ભકિત કરીને બધું એક સત્તાથી ચાલે છે એવો અનુભવ લેવો જોઇએ. બધું છે, છતાં એક સત્તાથી ચાલે છે તેને one power Government કહે છે. તે પછી આગળ વધતા એવો અનુભવ થશે કે જેમાં સત્તા નથી તે વસ્તુ નથી. તેથી જે

જીવમાં સત્તા નથી તો જીવ એવી કોઇ વસ્તુ નથી. એ દશામાં જીવ અને જગત મિથ્યા લાગશે. જ્યાં સુધી જીવ અને જગત સાચાં લાગે છે ત્યાં સુધી જીવ જીવદશામાં છે. જ્યારે વસ્તુ એક છે એવું ભાન થાય ત્યારે જ્ઞાન પણ એકરૂપ રહેશે અને આનંદ પણ એકરૂપ રહેશે અને પડવાની જગ્યા રહેશે નહિ, કારણ કે પોતે સર્વત્ર છે એવું ભાન પણ બ્રહ્મ દશામાં રહે છે.

જો નામ રૂપવાળું જગત સાચું છે એમ માનવામાં આવશે તો નામરૂપવાળું સુખ પણ સાચું છે એમ માનવાની ભૂલ થઇ જવાનો સંભવ છે. સંસાર ભગવાનની સત્તાથી ચાલે છે પણ સંસારનું સુખ એ ભગવાનનું સુખ નથીઃ તેથી સંસારમાં રહેનારની અંદર સંસાર રહેવો જોઇએ નહિ, અને અંદર સંસાર નહિ રહે એટલે ભેદ મટી જશે, અને ભેદ મટી જશે એટલે એક અખંડ શુદ્ધ બ્રહ્મ સિવાય બીજું કાંઇ નથી એની ખાત્રી થશે.

બધા પ્રકારના સાધનમાં મુખ્ય મુશ્કેલી દેહનો અધ્યાસ છોડવાની છે. મનનો અધ્યાસ અને પ્રાણ અને વાસનાનો અધ્યાસ છૂટી શકે છે પણ દેહનો અધ્યાસ છોડવો બહુ મુશ્કેલ છે. જગતને મિથ્યા માનવું જેટલું સહેલું છે તેટલું પોતાનો જીવભાવ મિથ્યા માનવો એ સહેલું કામ નથી, તેથી ભક્તિમાર્ગવાળા શરીરને ભગવાનની સેવામાં લગાડીને દેહાભિમાન દૂર કરવાનો પ્રયત્ન કરે છે, અને ભગવાનને ધરેલો પ્રસાદ જમીને શરીરનાં પરમાણુ ફેરવવાનો પ્રયત્ન કરે છે. હઠયોગી પ્રાણનો સ્વભાવ ફેરવીને તેની અસરથી દેહનો અધ્યાસ છોડવાનો પ્રયત્ન કરે છે અને જ્ઞાની દેહથી પોતે અસંગ છે એમ માની એ ભાવમાં નિષ્ઠા કરી દેહનો અધ્યાસ છોડવાનો પ્રયત્ન કરે છે: છતાં એ બધામાં કોઇ દેહના મૃત્યુને જીતી શકયા નથી એવું શ્રી અરવિંદનું માનવું છે. તે કહે છે કે દેહનું મૃત્યુ પણ જીતવું જોઇએ અને આપણી મરજી પ્રમાણે જગતના કલ્યાણ માટે અવતાર લેવા હોય તો તે માટે પણ

પણ તેને ઉગવાની અને શાકસુરી ફરવાની વખતે વખતે જરૂર પડે છે

આજુ જમાનાની જ વાત કરીએ તો આખા દુનિયા ઉપર ઠેર ઠેર કેવો અસંતોષ અને કેવી વ્યગ્રતા જોવામાં આવે છે! વર્તમાન સંસ્કૃતિ દ્વારા મનુષ્યને ખરા સુખની પ્રાપ્તિ થઇ નથી તેનો એ સચોટ પુરાવો છે હાલની સંસ્કૃતિ દ્વારા મનુષ્યને સુખ અને સગવડના અનેક સાધનો મળેલા છે એ વાત ખરી, પણ હવે તો એ સંસ્કૃતિ જ જીવનનું સત્યાનાશ વાળવા તત્પર બનેલ છે, એ સંસ્કૃતિને પ્રતાપે માનવમાંથી માનવતા જ ચાલી જવાની અણી ઉપર છે આનું નામ તે ઉન્નતિ કે અવનતિ? જ્યાં જુઓ ત્યાં ઝગડા જ ઝગડા રાજા અને પ્રજા વચ્ચે ઝગડા, મિલમાલિક અને મજૂર વચ્ચે ઝગડા ગરીબ અને તવંગર વચ્ચે ઝગડા પ્રજા પ્રજા વચ્ચે ઝગડા, આનું મૂળ કારણ તપાસીશું તો સ્વાર્થપરતા સિવાય બીજું કાંઈ જ માલમ પડશે નહિ

આવા આવા ગોટાળાની અંદર પણ વધારે સારી વ્યવસ્થાને માટે તીવ્ર તલસાટ રહેલો છે ઐહિક સુખના સાધનો પૂરાં પાડી વધારે સારી સમાજ વ્યવસ્થા રચવા માટે બહુવિધ યોજનાઓનો આશરો લેવામાં આવ્યો છે, પરંતુ હજી સુધી તો કયાય પણ ધારેલી મુરાદ બર આવી જણાતી નથી, અત્યાર સુધી તો કોઇ પણ પ્રકારની સામાજિક કે રાજકીય વ્યવસ્થાની યોજના દુનિયાને મદદગાર થઈ રહેલ નથી, અને તેનું કારણ પણ ખુલ્લું જ છે આ રીતે કદી પણ સંપૂર્ણતાની પ્રાપ્તિ સંભવે જ નહિ જો વિશ્વના મહારોગનું નિદાન કરવું હોય તો આપણે મનુષ્યના આધ્યાત્મિક સ્વભાવ તરફ જ વળવું પડશે મનુષ્યને તેના અંતરાત્મામાંથી જ ઉન્નતિની પ્રેરણા મળવી જોઇએ, અને તે પ્રેરણા ધર્મ સિવાય બીજું કોઈ પણ આપી શકે તેમ નથી પરંતુ ધર્મના જીનવાણી સ્વરૂપ તરફ વળવું એ તો હવે કોઇ રીતે શક્ય નથી આ યુગનો માનવ વૈજ્ઞાનિક જ્ઞાનને બળે એ જૂની સ્થિતિથી ઘણે દૂર નીકળી ગયેલ છે પરિણામ એ આવ્યું છે કે, વર્તમાન યુગનો મનુષ્ય ધર્મના

જૂનવાણી સ્વરૂપોથી સ્વતંત્ર થઈ ગયો છે, પણ જેને હજી પોતાના મનનું પૂરેપૂરૂ સમાધાન કરે એવો પ્રકૃત ધર્મ મળ્યો નથી પૂજા પ્રાર્થના માટે તીવ્ર ઇચ્છા હોવા છતાં તેને જૂના ધાર્મિક સિદ્ધાંતો ઉપર, કે ઇશ્વર ઉપર આસ્થા બેસતી નથી, જેને પરિણામે તે અશ્રદ્ધાળુ અને નાસ્તિક બને છે, અને કેટલીક વાર તો ધર્મની વિરૂદ્ધ પણ ખડો થઈ જાય છે. તેમ છતાં તેના અંતરાત્માના ઉંડાણમાં આધ્યાત્મિક જીવન માટે જબરો તલસાટ છે. જો સનાતન સત્યને નવીન સ્વરૂપમાં રજુ કરવામાં આવે, અને તેમ કરી આ યુગના મનુષ્યની માન્યતાઓ સાથે મેળ ખાય એવી રીતે તેનું પ્રતિપાદન કરવામાં આવે, તો હજી પણ ધર્મ મનુષ્યજીવનની ઉન્નતિનું બળવાન હથિયાર બને એ નિઃસંશય છે

વર્તમાન યુગના મનુષ્યની આ જરૂરીઆત પૂરી પાડવા દક્ષિણેશ્વરના સંતનો આવિર્ભાવ થયો હતો. આધ્યાત્મિક જીવનનો અસીમ આનંદ કેવો હોય છે તે દર્શાવવા, તેમ જ ધર્મશાસ્ત્રોના આડાઅવળા વળાંકોની પાછળ છુપાયેલા ઈશ્વરને પકડી પાડીને જગતને હાજરાહજૂર બતાવવા માટે તેમણે જન્મ ગ્રહણ કર્યો હતો.

## ૧. ઈશ્વરનું અસ્તિત્વ

'ઈશ્વરનું અસ્તિત્વ છે ?'—આ એક મૂળભૂત પ્રશ્ન પર ધર્મ અવલંબી રહેલ છે ભૂતકાળના મહાન તત્ત્વચિન્તકોએ ઇશ્વરનું અસ્તિત્વ સાબીત કરવા જે દલીલોનો ઉપયોગ કર્યો છે, તે બધી જો કે તે સમયના મનુષ્યોની શ્રદ્ધા સાચવી શકી હતી, પણ અર્વાચીન યુગનો મનુષ્ય તે દલીલોને સ્વીકારે તેમ નથી, કારણ એ બધી દલીલો ઈશ્વરની હયાતીનો અચૂક પુરાવો આપી શકે એમ નથી પરિણામે વર્તમાન યુગનો માનવી ઇશ્વરના અસ્તિત્વમાં શંકાશીલ બને છે તર્કશક્તિ ઉપર અવલંબી રહેલી બધી દલીલો અગાઉના સમયમાં ઇશ્વરની હયાતીની મજબૂત સાબીતી તરીકે લેખાતી, પણ વૈજ્ઞાનિક જ્ઞાનને બળે, અત્યારે તો, મનુષ્ય તદ્દન જુદી જ રીતે વિચારતો થઈ ગયો છે.

ઈશ્વરના અસ્તિત્વ સંબંધી આગલા યુગની દલીલો મુખ્યત્વે ત્રણ વિભાગમાં વહેંચી શકાય તેમ છે:—( ૧ ) માનવમનની અંદર ઈશ્વરના અસ્તિત્વ સંબંધી સ્વાભાવિક પ્રેરણા તથા શ્રદ્ધા રહેલી છે; ' ઈશ્વર છે '—એવી મનુષ્યોની દૃઢ શ્રદ્ધા તેના અસ્તિત્વના પ્રમાણ રૂપ જ ગણાય, કારણ આવી સર્વ સાધારણ અને પ્રબળ ઈચ્છા અપૂર્ણ રહેવાને સરજાયેલી હોય એમ માનવું વિચિત્ર લાગે છે. ( ૨ ) આ વિશ્વના આદિ કારણ રૂપે કોઈ હોવું જોઈએ, અને તે આદિ કારણ ઈશ્વર છે, એવી બીજા પ્રકારની દલીલ છે. ( ૩ ) સર્જનમાં જ્યાં જુઓ ત્યાં ઉચ્ચ હેતુ પ્રવર્તિત થાય છે, દરેક રચના સહેતુક છે, એ પરથી સાબીત થાય છે કે એ સહેતુકતા પાછળ કોઈ વિચારશક્તિ રહેલી હોવી જોઈએ, અને તે વિચારશક્તિ ઈશ્વર છે.

( અપૂર્ણ )

卐



" આત્મચિન્તક પુરુષે એકાન્ત પ્રદેશમાં ઇન્દ્રિયોને એના વિષયોમાંથી પાછી વાળીને અને અન્તઃકરણને પોતાના કાબુમાં લાવીને એમનું, આત્મામાં સ્થિર થઇને કોઇ પણ બીજા સાધનનો આશ્રય ન લેતા શુદ્ધચિત્ત થઈ કેવલ જ્ઞાનદૃષ્ટિદ્વારા એક આત્માની જ ભાવના કરવી. આ વિશ્વ પરમાત્મસ્વરૂપ છે એવું સમજીને એને બધાના કારણરૂપ આત્મામાં લીન કરવું. આવી રીતે જે પુરુષ ચિદાનન્દસ્વરૂપમાં સ્થિર થાય છે એને બાહ્ય કે આન્તરિક કોઇ પણ વસ્તુનું જ્ઞાન રહેતું નથી. સમાધિ પ્રાપ્ત થયા પહેલાં એવો વિચાર કરે કે આ સંપૂર્ણ ચરાચર જગત કેવલ ૐકાર માત્ર છે. આ સંસાર વાચ્ય છે અને ૐકાર એનો વાચક છે. અજ્ઞાનને લીધે જ સંસારની પ્રતીતિ થાય છે; જ્ઞાન થયા પછી તો એમાંનું કશું રહેતું જ નથી. "

અધ્યાત્મરામાયણ-રામગીતા



રમણલાલ નાનાલાલ શાહે સ્વા. સ્વયંજ્યોતિતીર્થ મુ. છોટાઉદેપુર, એમને માટે વડોદરા, રાવપુરા, અશોક પ્રિન્ટરીમાં છાપ્યું, અને ત્યાંથી પ્રકટ કર્યું, તા. ૧૫-૪-૧૯૪૩.




उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।

ઊઠો સાધક! જાગો ને આચાર્યવર મેળવો;
આત્મબોધ મળે એવાં વિદ્યાવિજ્ઞાન કેળવો.







તંત્રીઃ
સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ
જ્ઞાનસાધન આશ્રમ
છોટાઉદેપુર, (પૂર્વ ગુજરાત)

## અનુક્રમણિકા

# નિવેદન—૩

(૧) ત્રીજા વર્ષનુ લવાજમ મોકલી આપવાની શરૂઆત કરી કાર્યમા સગવતા કરી આપનારને અનેક ધન્યવાદ

(૨) સક્ષેપમા નીચેની સૂચનાઓ ફરી એક વાર ધ્યાનમા લેવાની વિનતી છે —

અ તા ૩૦ જૂન સુધીમા નાણા મોકલી આપનાર માટે લવાજમ રૂ ૪–૦–૦ છે,

ય ત્યાર પછી રૂ. ૪–૪–૦ લવાજમ છે.

ક જેઓને ગ્રાહક ન રહેવુ હોય તેઓ તા ૩૦ જૂન સુધીમા અમને એવુ સ્પષ્ટ લખી નાખવા કૃપા કરે, કે જેથી પાછળથી એમના નામે વી. પી ન કરાય

ઙ જેઓ લવાજમ નહી મોકલે તથા પત્ર પણ નહી લખે તેઓની ગ્રાહક રહેવાની સમતિ છે એમ સમજી પહેલો અક રૂ ૪–૭–૦ ના વી પી થી રવાના થશે મહેરબાની કરીને વી.પી. છોડાવી લેવાની સૌ વ્યવસ્થા કરી રાખે

ઈ છોટાઉદેપુરના કેટલાક ગ્રાહકોના બીજા વર્ષના લવાજમ, હજુ પણ નથી આવ્યા, તેઓ હવે વર્ષ આખરે તો અવશ્ય મોકલી આપશે એવી શ્રદ્ધા છે, અને આવતા વર્ષે ગ્રાહક રહેવુ હોય તો લવાજમ મોકલી આપવાની અને ન રહેવુ હોય તો તે વિષયમા ચોખવટ કરવાની કૃપા કરે.

ખાસ —લવાજમ અગાઉથી આવ્યા વિના, કે વી. પી. થી લવાજમ ભર્યા વિના અંક ચાલુ રાખવાનુ બને એવુ નથી, એની નોધ લેવાનુ સૌ ધ્યાનમાં રાખે

(૩) આપને ઉત્થાન ગમ્યુ છે, અત્યાર સુધી એને પોષ્યુ છે, એટલે આ કટોકટીના સમયમાં એને ચાલુ રાખશો કે જેથી સજોગો સુધરતાં એનુ લવાજમ ઘટાડી, અને તેટલાં–વધારેમા વધારે પાનાનુ વાચન આપી, આપની સેવા કરવામાં એ નિમિત્ત બને।

ગ્રા સા. આશ્રમ
છોટાઉદેપુર
તા. ૧૨–૫–૪૩

આપનો શુભેચ્છક
સ્વા. સ્વયંજ્યોતિ તીર્થ

卐

ॐ

# नमो नारायणाय

ईश्वरो गुरुरात्मेति मूर्त्तिभेदविभागिने।
व्योमवद् व्याप्तदेहाय दक्षिणामूर्त्तये नमः॥

## श्री सिद्धान्तबिन्दु स्तोत्र

न भूमिर्न तोयं न तेजो न वायुर्
न खं नेन्द्रियं वा न तेषां समूहः।
अनैकान्तिकत्वात्सुषुप्त्येक सिद्धस्
तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम् ॥ १ ॥

ભાવાર્થ :—' હું ' પૃથ્વી નથી, જલ નથી, તેજ નથી, વાયુ નથી, આકાશ નથી, પ્રત્યેક ઇન્દ્રિય નથી, તેમ જ એ તત્ત્વોનો કે ઇન્દ્રિયોનો સમૂહ નથી; કારણકે એ બધાં અનૈકાંતિક એટલે અનિશ્ચિત -વિનાશી છે. હું તો સુષુપ્તિમાં સિદ્ધ અદ્વિતીય, અવિનાશી, નિર્ધર્મક શિવ છું.

—શ્રી શંકરાચાર્ય

ઇશ, સદ્‌ગુરુ ને આત્મા, મૂર્તિમાત્ર વિભાગ જે;
વ્યોમશા વ્યાપ્ત એવા એ, દક્ષિણામૂર્તિને નમું.

ॐ ॐ ॐ
ॐ ॐ
ॐ

**શ્લોકવિવરણ** —માણસ પોતાના શરીર તરફ નજર ફેરવે અને સૂક્ષ્મ દૃષ્ટિથી બધી રચનાને તપાસી જુએ તો એમા એને આ આતર—બાહ્ય વિશ્વનું જ્ઞાન આપનાર પાચ જ્ઞાનેન્દ્રિયો છે એમ જણાય છે એ પાચ જ્ઞાનેન્દ્રિયો પોતપોતાના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધ વિષયોનું અત કરણમા જ્ઞાન કરાવે છે ઉપલક દૃષ્ટિએ તો એમ જ લાગે કે હુ આ શરીર અને ઇન્દ્રિયોના સમૂહથી ઉપજતુ જ્ઞાન છુ અને આ પાચ વિષયો પૃથ્વી, વાયુ અગ્નિ, જલ પૃથ્વી નામના પાચ તત્ત્વોના ગુણધર્મ છે એટલે હું એ બધાનો સમૂહ જ છુ આચાર્યશ્રી સમજાવે છે કે આ અનુભવ અને અનુમાન ખોટા છે એ બધા તત્ત્વો તો અનેકાતિક છે અનેક અતવાળા છે અનેક દિશાવાળા એટલે કે અવયવવાળા છે, ઉપરાત એ બધાં ઘડીઘડી બદલાય એવા અને એકમાથી બીજા તત્ત્વનું રૂપાન્તર પામનારા છે એટલે વિકારી છે, વિનાશી છે, કશા એક નિશ્ચયવાળાં નથી તેમજ એ બધા જાગ્રત અને સ્વપ્ન અવસ્થામા દૃશ્ય છે. આપણા કરતા—અતરમા જે અહપણાનું ભાન છે—એના કરતા જુદા છે જન્મથી માડીને મૃત્યુ સુધીના એના રૂપને તપાસીએ તો એ બધામા વધઘટ થાય છે પણ એનો દૃષ્ટા, સાક્ષી તો હમેશાં એક જ જ્ઞાનઘન, નિર્વિકારી રહે છે સુષુપ્તિમા તો એ બધા કોણ જાણે કયા પલાયન કરી જાય છે અને છતા એનો દૃષ્ટા, સાક્ષી, વિશુદ્ધ अहम्—અવિકારી 'હુ' જેમનો તેમ, જ્ઞાનઘન સુખઘન અને નિત્યરૂપે રહે છે એટલે આચાર્યશ્રી કહે છે કે સુષુપ્તિમાં જે એ બધાનો લય થતા—એ બધાં લોપાઈ જતા કેવળ જે 'હુ' માત્ર રહે છે, અને જે હુ જ્ઞાનસ્વરૂપ સાક્ષી, આનદપૂર્ણ, કલ્યાણમય શિવ, બાકી રહે છે તે હુ છુ, અને આ પચતત્ત્વો પચવિષયો પચજ્ઞાનેન્દ્રિયો પચકર્મેન્દ્રિયો, ત્રણ અવસ્થા એ બધુ 'હુ' નથી એ બધુ તો વિકારી છે, વારવાર બદલાય છે, એનો તો અસ્તોદય થયા કરે છે, એ અનિત્ય છે ત્યારે હુ નિત્ય છુ એટલે એ બધાનો બાધ કરતાં, બાકી જે 'હુ' રહે છે એ 'હું' છુ એ કેવળ એટલે એકલુ અને અદ્વિતીય છે શિવ એટલે શ્રેયસ્કર, કલ્યાણમય છે, અને સુષુપ્તિમા પણ એ જ અવશિષ્ટ રહે છે એમ સિદ્ધ થાય છે એટલે એ 'હુ' જ મારૂ વાસ્તવિક સ્વરૂપ છે, પેલુ વિકારી તત્ત્વો નથી

卐



# ઉદ્યોત

વર્ષ બીજુ ] મે ૧૯૪૩-વૈશાખ ૧૯૯૯ [ અંક અગીઆરમો

## मुक्तसंगः समाचर

લેખકઃ
તંત્રી

ભગવાન્ શ્રીકૃષ્ણ ભગવદ્ગીતામા કર્મયોગના મૂલસિદ્ધાન્તોનું રહસ્ય સમજાવતા અધ્યાય ત્રીજામા ચોકખુ કહે છે કે :—

यज्ञार्थात्कर्मणोऽन्यत्र, लोकोऽयं कर्मबन्धनः ।
तदर्थं कर्म कौंतेय, मुक्तसंगः समाचर ॥ ९॥

શબ્દાર્થ :—હે કુંતીના વ્હાલસોયા પુત્ર! યજ્ઞના જે અર્થવાળાં (ઇશ્વરપરાયણ કરાતા) કર્મ વિનાના બીજાં કર્મ કરતાં આ લોક બંધ પામતો જાય છે. તું તો સંગથી મુક્ત રહીને કર્મ સારી રીતે કર.

આમા "સમાચર" અને "મુક્તસંગ" એ શબ્દો બહુ સમ-

જવા જેવા છે સમાચર એટલે–સારું આચરણ–સત્કર્મ–અથવા સારી રીતે જ્ઞાનપૂર્વક કરાતાં કર્મ અર્થાત્ જે જીવનનો સ્વભાવ જ કર્મપરાયણ રહેવાનો છે એને સમ્યક્ કર્મપરાયણ રહેવા દેવું કે રાખવું. અને એમ કરતા કરતાં જે "સંગ" લાગે તેમાંથી "મુક્ત" રહેવું.

આ સંગ શબ્દનું મૂળ ગીતામાં જ આપણે શોધીએ. એમાં સંગ કરનાર, સંગ કરવાના વિષય, અને એ બેના સંબંધનું પરિણામ શું કહેવાય ને થાય, એનો વિચાર કરવા જેવો છે. "સંગ" શબ્દનો ઉપયોગ ગીતામાં પ્રથમ બીજા અધ્યાયના બાસઠમા શ્લોકમાં થયો છે. અર્જુનના ચોપનમા શ્લોકમાં સ્થિતપ્રજ્ઞ, સમાધિસ્થ અને સ્થિતસ્થનો જીવનવ્યવહાર પૂછતા ભગવાન્ એનો જે ઉત્તર આપે છે, તે વિચારવા જેવો છે. અર્જુનના પ્રશ્નમાં સ્થિતપ્રજ્ઞની બે દશાનો પ્રશ્ન છે. એક ધ્યાનપરાયણ થઈ સમાધિસ્થ થવાની દશાનો, અને બીજી એમાંથી જાગી જીવનવ્યવહારના કર્મ કરતી મનોદશાનો. આપણે એના વિસ્તૃત વિવેચનમાં ન ઊતરતાં કેવળ સંગદોષનું મૂળ કે જે બન્ને દશામાં બંધનકારક છે એનો જ વિચાર કરવાનો છે. બાસઠમા શ્લોકમાં ભગવાન્ કહે છે :—

ध्यायतो विषयान्पुंसः सङ्गस्तेषूपजायते ।
सङ्गात् संजायते कामः——————·

વિષયોનું ધ્યાન કરનારા પુરુષને વિષયોમાં સંગ ઉપજે છે, અને એ સંગમાંથી કામ (વિષયભોગની તૃષ્ણા) ઉપજે છે

માનવજીવનનો આ સ્વાભાવિક ક્રમ છે કે જીવનવ્યવહારમાં પરમપદને માર્ગે જતા શુભાશુભ વાસનાઓ પૂર્વસંસ્કારના પરિણામને લીધે, સ્વભાવને લીધે કે નવીન પડતા સંસ્કારને લીધે કહો, પણ દ્વૈતવ્યવહારમાં હોય છે જ, તેથી વ્યવહારનું અને એમાં ઉપયોગી થઈ પડે એવા વિષયોનું ભાન, એનું જ્ઞાન, એનાં નામરૂપનું સ્મરણ, અને એનો ચિત્ત સાથેનો સંબંધ રાખવો પડે છે.

આમ વિષયોનો સંગ એ બધા કામાદિપરિવારનું મૂળ છે, એ સંગમાંથી મુક્ત રહીને સમાચરણ કરવાનું ભગવાન કહે છે, એ કામનાનો ત્યાગ કરવાનું કહી સંગમાંથી કેવી રીતે મુક્ત થવું, એનો ઉપાય અસંગતા છે એમ આગળ અધ્યાયની શ્રી પુરુષોત્તમ સાથેની યોગસાધનામાં સ્પષ્ટતાથી સમજાવે છે ત્યાં સંસારવૃક્ષનું વર્ણન કરી, એનું રૂપ અનિશ્ચિત છે, અને તેથી અનિર્વચનીય છે એમ કહી એનું મૂલ કાપી નાખવાનું હથીઆર બતાવે છે પ્રચંડ પ્રહાર વિના જેમ વૃક્ષનું મૂળ કપાય નહીં, અને એને કાપવા માટે જેમ સતેજ કુહાડાની જરૂરીઆત છે, તેમ આ સંસારવૃક્ષના મૂલોચ્છેદન માટે અસંગ રૂપી શસ્ત્ર-હથીઆર વાપરવાની જરૂર બતાવે છે

મુક્તસંગ થવા પહેલાં સંગ અને એનું સ્વરૂપ વિચારતાં વિષયોનો વિચાર કરવો પડે વિષયો જાતે શુભાશુભ નથી, પણ જે અર્થમાં એને વાપરીએ તે પ્રમાણે એનું ફલ હોય છે, એક જ હથીઆરથી આત્મરક્ષા અને આત્મહત્યા બન્ને થઈ શકે, એ જ હથીઆરથી શત્રુનો સંહાર અને મિત્રની રક્ષા થઈ શકે એમાં શસ્ત્ર જેમ નિર્વિકાર છે, તેવું જ બધા વિષયોની બાબતમાં છે દૂધ સાત્વિક હોવા છતાં એના સદુપયોગથી દેહમાં પુષ્ટિ અને અત્યાહારથી વ્યાધિ ઉપજાવે છે, આવી રીતે વસ્તુ પોતે સારી માઠી કે સાચી ખોટી નથી, પણ એમાં આરોપેલી સત્યત્વની બુદ્ધિ અને એનો ચિત્તમાં ચોંટી જતો મમતારૂપી આસક્તિનો સંગ જ સર્વત્ર બંધનકારક છે

કર્મમાં સાત્વિક કર્તા હમેશાં ' મુક્તસંગ ' રહે છે એવું અઢારમા અધ્યાયના છવીસમા શ્લોકમાં પણ સ્પષ્ટ કરે છે —

मुक्तसगाऽनहंवादी, धृत्युत्साहसमन्वित ।
सिद्ध्यसिद्ध्योर्निर्विकार कर्ता सात्विक उच्यते ॥२६॥

અર્થ —વિષયના સંગથી મુક્ત રહેનાર, દેહમાં આત્મબુદ્ધિ વગરનો, ધૈર્ય અને ઉત્સાહવાળો, કાર્યની ધારી સિદ્ધિ કે અસિદ્ધિમાં

કર્મ કરવુ અને આ ન કરવું, એવા બાહ્ય રજોગુણી વિષયોમાં પરિવર્તન થયા કરે છે, પણ એમ સમજાતુ નથી કે વિષયો, સ્થૂલ કે સૂક્ષ્મ બધા રજોતમોગુણી છે, એનો સંગ ન થવા દેવો એ જ મુક્તસંગ થવાની ખરી ચાવી છે પરમાત્માનો વિયોગ માન્યા કરવો એ યોગીઓનો અસંતોષ છે શક્તિનો ભંડાર પોતાનામા ભર્યા કરવાની કામના ગણ્યા કરવી અને શાક્તોની અતૃપ્તિ છે અને એવી દ્વૈતની સાધના વડે દેવી વિષયો કે સૂક્ષ્મ તત્ત્વો, દેવદેવતાઓ કે એવી એવી કૈં કૈં ઉપાસ્યની આરાધના કરવામા, કેવળ વિષયોનુ જ—પોતાનાથી પૃથક્ તત્ત્વનુ જ ધ્યાન કરવાનું થયા કરે છે, આ રીતે વિષયોના ધ્યાનમાંથી વિષયસંગ, એ સંગમાંથી સ્થૂલ સૂક્ષ્મ સિદ્ધિઓની કામવાસના, એમાંથી રાગદ્વેષ અને એ રીતે દ્વૈતના વ્યવહારમા સદાને માટે વિક્ષેપ, વિક્ષેપમાથી દૂર રહેવા માટે હમેશા એકાન્તની શોધ અને પછી જેમ જેમ એકાન્ત સેવન તેમ તેમ માનવસમૂહમા સ્વાભાવિક આશ્રય પામવાની મોહબુદ્ધિ-આવી કૈં કૈં પરંપરાઓ અને ઉપાધિઓ વધ્યે જાય છે

સાચી વાત છે આત્મશુદ્ધિની, આત્મશુદ્ધિ માટે જ યોગ; યોગ એટલે ધ્યાન અને જ્ઞાન, ધ્યાન એટલે આંતરિક કર્મ, અને વ્યવહારમા ક્રિયા થાય એ બાહ્ય કર્મ, એમા વિષયોનો સંગ ન થવા દેવો—વિષયોનુ ધ્યાન ન થાય એ જ યોગની ખરી ચાવી.

ધ્યાન કરો આત્મસ્વરૂપનુ, વેદો અને ઉપનિષદોએ બ્રહ્મનું નામ બતાવ્યુ છે ૐ—ૐ ૐ એ જ છે એનુ નામ, એનો ધ્વનિ સાંભળો એ છે સાચો અનાહત (અખંડ) ધ્વનિ: એના ધ્વનિમય નાદથી રોમેરોમમા આનંદ છલકાય, પ્રાણમાં અનેરી ચેતના આવે, અને એ બ્રહ્માનંદ જ સમસ્ત કર્મનુ ફલ છે એવો અનુભવ અને નિશ્ચય કેળવી કર્મમાત્ર આત્મશુદ્ધિ માટે છે, અસંગ રહેવા માટે છે, અને મુક્તસંગ રહીને જ સમાચરણ કરવાનુ છે એ ન ભૂલતાં નિરન્તર આવા જ્ઞાનયજ્ઞના કર્મ કર્યા કરો. સ્વાભાવિક કર્મ થવા દો.

એટલા જ માટે અધ્યાય ૩જાના ૯મા શ્લોકમા કહ્યુ છે કે કર્મ તો યજ્ઞને માટે છે, યજ્ઞોમા સર્વશ્રેષ્ઠ જ્ઞાનયજ્ઞ છે, એમ ચોથા અધ્યાયના શ્લોક ૩૩મા સ્પષ્ટ કહ્યુ છે, બધા કર્મની ઉત્પત્તિ સાક્ષાત્ બ્રહ્મમાંથી છે, અને આ જ્ઞાનયજ્ઞમાંથી ઉત્પન્ન થયેલો જ્ઞાનાગ્નિ બધા કર્મને ભસ્મીભૂત કરી નાખે છે અને કર્મ કરતા કરતા પણ બધુ બ્રહ્મ જ છે એવી ભાવના કરવાનુ અધ્યાય ૪મા સ્થળે સ્થળે કહ્યુ છે. યોગ એટલે જ્ઞાનયોગ, ભક્તિયોગ, કર્મયોગ, રાજયોગ, હઠયોગ મંત્રયોગ–આવી આવી અનેક વ્યાખ્યાઓમા મનને ગૂચવ્યા વિના પ્રથમ વિયોગના સ્વરૂપનો વિચાર કરીને વિયોગ છે તો તે કેવો છે? સાચો છે કે ખોટો? નિત્ય છે કે અનિત્ય? કર્મ કરવાથી યોગ થશે કે વસ્તુને ઓળખી લેવાથી? જેનો વિયોગ માનીએ છીએ તે વસ્તુ જૂદી છે કે એક? ભ્રાન્તિથી જૂદી માની લીધી છે? જૂદી છે તો કેટલે દૂર છે, અંત:કરણમા છે કે લોકલોકાન્તરના આકાશપાતાળમા?

ભગવાન્ તો ભગવદ્ગીતાના અઢાર અધ્યાયમા અઢાર પ્રકારના યોગ વર્ણવે છે અને એમ કહીને સમજાવવા એ માગે છે કે જે જે કર્મ કે વિચાર દ્વારા પરમતત્ત્વનો વિયોગ ટળીને એનો અનુભવ થાય તે યોગ. જીવનની સક્રિય અને અક્રિય એવી બે અવસ્થાઓ છે, એ જ અવ્યક્ત અને વ્યક્ત. એ જ છે ધ્યાનની અને જ્ઞાનની ચિત્તની અવસ્થાઓ, શાંત એકાન્તમા બેસી, પ્રાણ મન, અને ઇન્દ્રિયોને નિશ્ચેષ્ટ કરી, પરમતત્ત્વ પ્રતિ મનને શ્રદ્ધા તથા ભક્તિથી વાળી, વિષયોના ધ્યાનમાથી મુક્ત બની–તત્ત્વનો અભેદ અનુભવવો એ ધ્યાનની બાબતમાં પણ સમ્યક્ આચરણ એટલે શાસ્ત્રોક્ત અને અનુભવીના ઉપદેશેલા ક્રમ પ્રમાણે પરમતત્ત્વનો અનુભવ કરી નિત્યને માટે વિયોગ નાશ પામે એવો યોગ કરવો. એ ધ્યાનની અવસ્થા. બીજી છે જ્ઞાનની અવસ્થા. પ્રાણ ચંચળ હોય, જ્ઞાનેન્દ્રિયોમા દૃશ્ય જગતનુ ભાન હોય, કર્મેન્દ્રિયો ક્રિયા કરે, ઇન્દ્રિયો પોતપોતાના અર્થમા વિચરે, અને એમ છતા પણ

વિષયોના સંગથી મુક્ત રહી તત્ત્વમાં યોગી બનીને સાધક મુક્તસંગ રહે એ સમાચરણ.

સાધક! આ તો પ્રાસ્તાવિકપણે લખેલા થોડા સંકેતના શબ્દો છે! જે સાધન કરો એમાં સ્વતન્ત્ર બુદ્ધિથી વિચાર કરો! ન ફ્રમો શબ્દે જાળમા કે ન ખેંચાઓ કોઈ વિચારહીન ક્રિયાઓ પાછળ; એક ભગવદ્-ગીતાનો શબ્દેશબ્દ વિચારો, શબ્દેશબ્દે યોગ ભર્યો છે. અર્થે અર્થે આત્મદીપક ચેતવી રાખ્યા છે; તમારો વિયોગ શાન્ત થશે, અને પછી નહીં રહે વિયોગ કે નહીં રહે યોગ; નહીં રહે અજ્ઞાન કે નહી રહે જ્ઞાન-નહી રહે અસિદ્ધિ કે નહીં રહે સિદ્ધિ—એ બન્ને દ્વંદ્વના સંગમાંથી મુક્ત રહેશો; અરે છો તે જ રહેશો—અનુભવશો. અને તમને ખરે જ પરમતત્ત્વ સમજાશે. ભગવાનનો આશીર્વાદ ઝીલવા અધિકારી બનશો, અને ભગવદ્‌ભાવમાં નિત્ય પ્રસન્ન રહી, કર્મ કે કર્મસંન્યાસ, વિષય-ધ્યાન કે વિષયત્યાગ, આત્મજ્ઞાન કે ઇશ્વરદર્શન, આવાં આવાં બધાં અણઉકેલ્યા દર્શનનાં એવાં તો અનુભવરસીઆં થશો કે શાસ્ત્રોનો, અનુભવીઓનાં વાક્યોનો મર્મ સમજશો ને કૃતકૃત્ય થશો; પુનઃ એ જ કહેવાનું છે કે:—

मुक्तसंगः समाचर ॥

  

  



# ગ્રન્થસ્વીકાર



૧ **દેવર્ષિ નારદપ્રણીત ભક્તિશાસ્ત્ર** :—મૂળ સૂત્રો, સૂત્રાર્થ, સંસ્કૃત અને ગૂજરાતી ભાષ્યસહિત :—ભાષ્યકાર, શ્રી. નલિન મણિશંકર ભટ્ટ એમ. એ. શીતળાશેરી, વલસાડ. પ્રકાશક; શ્રી. હરિદાસ જીવરાજ, શાન્તિનિવાસ ૫૦ એ, મરવા રોડ, મલાડ, મુંબઇ; ત્રણ આનાની ટીકટ બીડવાથી હોય ત્યાંસૂધી પ્રકાશક તરફથી ભેટ: પૃ. ૬૫.

૨ **બ્રહ્મદેશ** :—લેખક :—શ્રી. રમેશનાથ રંગનાથ ગૌતમ, વડોદરા. પ્રકાશક :—સયાજી સાહિત્યમાળા, પ્રાચ્યવિદ્યામંદિર. વડોદરા—મૂલ્ય રૂા. ૧–૨–૦ પૃષ્ઠ ૨૨૫.

૩ **સત્સંગનો મહિમા** :—સંગ્રહકર્તા સ્વા. શ્રી. માધવતીર્થજી —પ્રકાશક, સત્સંગ મંડળ, બ્રહ્મપુરી, કચ્છ–માંડવી; પૃષ્ઠ ૩૨–મૂલ્ય લખ્યું નથી.

૪ **સાચું જ્ઞાન અને સાચું સુખ** :—યોજનાર સ્વા. શ્રી. માધવતીર્થજી—પ્રકાશક શ્રી. શેઠ મથુરાદાસ પુરૂષોત્તમ કચરાણી; કચ્છ—માંડવી: પૃષ્ઠ ૮ મૂલ્ય લખ્યું નથી.

૫ **આનન્દમય જીવનનું રહસ્ય** :—પ્રકાશક, શ્રીકૃષ્ણ કાર્યાલય, રણાપુર, નર્મદાતટ, ( બરોડા સ્ટેટ ) કીંમત રૂા. ૧–૦–૦, પૃષ્ઠ ૮૮.

નીચેના પુસ્તકો શ્રી શેઠ ઠા રામજી ભીમજી કેસરવાળા, (૧૦૭ ગુલાલ-વાડી, મુંબઇ, ૪,) તરફથી મળ્યા છે.

૬ **મા શારદા** :—લેખક સ્વા૦ જપાનંદજી તથા શ્રી જયંતીલાલ મગનલાલ ઓઝા, પ્રકાશક, શ્રી રામકૃષ્ણ આશ્રમ, રાજકોટ, મૂલ્ય રૂા ૦–૩–૦ પૃષ્ઠ ૫૬.

૭ **શ્રી માતાજી** :—અનુવાદક-રત્નેશ્વર ભવાનીશંકર ભટ્ટ, અમદાવાદ, પ્રકાશક, શ્રી રામકૃષ્ણ સેવાસમિતિ, અમદાવાદ, કીમત લખી નથી, પૃષ્ઠ ૩૬.

૮ **શ્રી શારદાદેવી** :—લેખક શ્રી. જયંતીલાલ આચાર્ય, પ્રકાશક ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ, કીમત એક રૂપીઓ, પૃષ્ઠ ૬૮૮.

૯ **શ્રી રામકૃષ્ણ ઉપદેશ** :—પ્રકાશક, રામકૃષ્ણ આશ્રમ રાજકોટ, કીમત ચાર આના, પૃષ્ઠ ૯૫૨.

૧૦ **મહાત્મા સૂરદાસજી** :—પ્રકાશક સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ, કીમત દશ આના, પૃષ્ઠ ૧૯૨.

૧૧ **દત્ત અને પરશુરામ** :—પ્રણેતા મહાત્માશ્રી કૃષ્ણારામજી મહારાજ, પ્રકાશક, સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય-અમદાવાદ કીમત રૂા. ૨–૦–૦ પૃષ્ઠ ૩૪૪.

નોંધ —કાગળની મોંઘવારીને લીધે ઉત્થાનના પાના ઘટાડ્યા છે, તેથી સ્થળસંકોચને લીધે અવલોકન લેવાનુ મુલતવી રાખ્યુ છે—તંત્રી

卐

# નિભાડો

卐

ધરતી ધીકે ને ઝાળો ઝળહળે હો...જી.
પાપપુણ્યના નિભાડા સીંચાય રે,
હો સતના જોગી, ધરતી ધીકે ને ઝાળો ઝળહળે હો...જી.
ભોગી હોમાયા ભેર ભાગતા હો...જી
જોગી મારા, તાપે શીળી છાંય રે—હો સતના જોગી૦
ધૂંધળા ધુમાડે ધરતી આવરી હો...જી
નિરાશાની ધમણો ફૂંકાય રે—હો સતના જોગી૦
ટોળે કંકાળો ઊભા વાયગ હો...જી
ખડખડ ખડખડ હસે ભૂત કરાળ રે—હો સતના જોગી૦
સત ને ધરમ નાસે ભાગતાં હો...જી
સન્ત તાગ પિંજરીએ પૂરાવ રે—હો સતના જોગી૦
તાળાં દે ઉરને સન્ત મૌનનાં હો...જી
પિંજર ફરતી જ્ઞાનની દેજે આગ રે—હો સતના જોગી૦
આવો ધરમનાં ઊડતાં પંખીડાં હો...જી
આવો કાળા કરમ લઈ કંકાળ રે—હો સતના જોગી૦
ધરતી નિભાડા ધર્યાં, ભલે બળે હો...જી
સન્તને ઉરે શીળો સત્ય પ્રકાશ રે—હો સતના જોગી૦
આણો આપી છે સત્યે ગમની હો...જી
પ્રેમનાં પારણે પોઢો ધરતી બાળ રે—હો સતના જોગી૦
પુરો પવનમાં પાવન શ્વાસ હો...જી
વાળો ટાઢી ધરતીની ચિતાય રે—હો સતના જોગી૦

સૌ. કુસુમ ઠાકોર એમ. એ.

卐

# "મા"–ને....

卐

ચૈતન્યશક્તિ જગવ્યાપિની મા !
છો આપ પોતે પરમાત્મ રૂપ.
સૌ પ્રાણીમાં ચૈતન્ પૂરનારા
પૂજા શી તેની જડ પત્થરોમાં. ૧

ના કોઈ જગ્યા નથી કોઈ વસ્તુ–
છે શૂન્ય; જેમાં નહિ વાસ તારો:
તો ભેદ કેવો જડ ચેતનોમાં
ભક્તો જુએ છે તમને બધામાં. ૨

ફરી ફરી સૃષ્ટિ સમસ્ત શોધું
દેવી ! તમારે ચરણે ધરું શું ?
માલિક સૌનાં નથી શું તમારું
હું યે તમારી, તમને શું અર્પું ? ૩

ઝગી રહ્યો સૂર્ય અખંડ દીવો
–પોતે સ્વયંજ્યોતિ થકી પ્રકાશો;
ધરું છું તો યે મુજ અલ્પ દીવો
સ્વીકારીને બાળકને રીઝાવો. ૪

તેજસ્વી પેલા અગણિત તારા
શ્રી-કંઠમાં હાર રૂપે વિરાજ્યા,
બાલ-સ્વભાવે ફૂલમાળ ગૂંથી
સ્વીકારી તે મા ! કરશો જ રાજી ૫

છોને ભર્યો સિંધુ વિશાળ તારો
આ વારિબિંદુ લઈ ત્યાં ઉમેરો,
દયા પ્રીતિપૂર્ણ સ્વભાવ તારો
પૂજા સ્વીકારી અમને બતાવો. ૬

સમસ્ત સૃષ્ટિજન પોષવાને
પોતે થઈ અન્નરૂપે રહ્યા છો;
તો યે ધરૂં સાકરની કણી આ,
તે ચાખીને મા ! મુજ માન રાખો. ૭

આકાશ આ ભવ્ય મહેલ ત્હારો,
ઝીણાં અમારાં હૃદયે રહો છો,
પ્રતીતિ તારા બહુ પ્રેમની એ
એ પ્રેમને યોગ્ય સદાય ગણો. ૮

જે જે બધું આપનું તે અમારૂં
તો માગવાનું પછી શું નિગળું
છો આપ માતા, તુજ શીળી છાંયે
સૌ બાળકો હર્ષ સદૈવ પામે. ૯

મારૂં મધુરૂં તુજ વ્હાલ પીઈ
શાન્તિ-સુધા-સ્વાદ સદૈવ ચાખું,
ખોળે સુધ માત ! વિરામ પામું
પ્રસન્ન તારૂં મુખ માત્ર ન્હાળું. ૧૦

ॐ

# धर्मतत्त्व

શ્રી. સ્વ. પ્રવાસી સ્વરૂનદત્ત (ની નોંધપોથીમાંથી)



केवलं शास्त्रमाश्रित्य न कर्तव्यो हि निर्णयः ।
युक्तिहीन विचारे तु धर्महानिः प्रजायते ॥

મનુષ્યમાં કેટલીક શક્તિઓ હોય છે, તેને વૃત્તિ એવું નામ અપાય છે. વૃત્તિઓ ઘણી છે. તેને શારીરિક વૃત્તિ, જ્ઞાનાર્જની વૃત્તિ, કાર્યકારિણી વૃત્તિ અને ચિત્તરંજની વૃત્તિ એમ ચાર વિભાગમાં વિભક્ત કરી શકાય. તે વૃત્તિઓનું અનુશીલન એટલે તેની જાગૃતિ, અનુસરણ અને ઉન્નતિ કરીને તે શક્તિઓ અથવા વૃત્તિઓને ચરિતાર્થ કરવી તેજ મનુષ્યત્વ.

"મનુષ્યત્વની પ્રાપ્તિ એ જ ધર્મ."

તે અનુશીલનની સીમા અને વૃત્તિઓનું પરસ્પરનું સામંજસ્ય સાચવવું જોઈએ.

"વૃત્તિઓનું સ્ફુરણ તથા સામંજસ્ય એ જ સુખ."

સમસ્ત વૃત્તિઓનું યથાયોગ્ય અનુશીલન કરી તેને ઇશ્વરાભિમુખી કરવી; કારણ વૃત્તિઓને ઇશ્વરાભિમુખી કરવી એ જ યથાર્થ અનુશીલન છે. એ અવસ્થાને ભક્તિ પણ કહી શકાય.

ઈશ્વર સર્વ ભૂતમાત્રમાં છે. એટલા માટે સર્વ પદાર્થ પ્રાણી પ્રત્યે

ભક્તિ તથા પ્રીતિ રાખવી એ આવશ્યક છે. ભૂતમાત્ર પ્રત્યે ભક્તિભાવ ન જન્મે ત્યાં સુધી ઇશ્વરપ્રતિ પણ ભક્તિભાવ ઉદ્દભવે નહી, એટલું જ નહી પણ મનુષ્યત્વ તથા ધર્મ પણ અપૂર્ણ જ રહી જાય.

આત્મપ્રીતિ, સ્વજનપ્રીતિ, સ્વદેશપ્રીતિ, પશુપ્રીતિ તથા દયા એ સર્વનો પ્રીતિમાં સમાવેશ થાય છે, તેમાં મનુષ્યની અવસ્થાનો વિચાર કરતા સ્વદેશપ્રીતિ એ ધર્મ છે. અને જગતીક પ્રીતિ એ સર્વશ્રેષ્ટ ધર્મ છે.

અનંત અવિકૃત પરમાનંદ પામવા માટે મનુષ્યબુદ્ધિમાં જે સ્વાભાવિક પ્રેરણા છે તે એ કે સંતોષ પમાડવાનો માર્ગ; વા, ઈશ્વરને સમજવાની બુદ્ધિ એ ધર્મ. કિંવા દેવત્વને અથવા બ્રહ્મત્વને પાછા જાઇને મળવાનો માર્ગ તે ધર્મ.

સર્વે ધર્મની શિક્ષા આ સંસાર ઉપરથી પ્રીતિ ખસેડવાને. એમાં અ કુશથી રહેવાને ને ઉત્તરગતિ સારી કરવાને માટે છે. રાગ નહીં પણ ત્યાગ, અમીરી નહીં પણ ફકીરી, અભિમાન નહીં પણ નમ્રતા, સ્વાર્થ નહીં પણ પરાર્થ, એને જ બધે વખાણ્યો છે

સંસારી અર્થ, સંસારી સ્નેહ એ વસ્તુતઃ ક્ષણભંગુર અધર્મની વૃદ્ધિ કરનારાં, પોતાને તથા બીજાને દુઃખ દેનારાં છે. સાવધાન રહેવું, **વૈરાગ્ય વિનાનો ધર્મ જ નથી.**

ધર્મનું કારણ " અભેદ " છે. ધર્મનું કામ પ્રીતિ ગાઢી કરવી તે છે; પ્રેમ ગાઢો કરવો એટલે, પોતાને ભુલી જવું, અને બીજાને મનસા, વચસા અને કર્મણા સુખી કરવું. પ્રેમ આપ્યો અપાતો નથી—તોડ્યો તોડાતો નથી. બનાવટી—સ્વાર્થી—ગરજનો—લાલચનો—લાગણીના આડંબરનો પ્રેમ તે પ્રેમ કહેવાય જ નહીં.

સ્વાર્થ વિષયમાં—શરીર તથા મન શુદ્ધ રાખવા સત્ક્રિયાથી ઉદ્યમ કરવો, સુખદુઃખનાં સમાન રહેવું, ગર્વ કરવો નહીં, સમાધાન—સંતોષમાં રહેવું.

પરાર્થી વિષયમાં—પરોપકાર કરવો, સાચો વ્યવહાર રાખવો, ન્યાયે વર્તવું.

પરમાર્થ વિષયમાં—જગતકર્તા એક છે ને સત્યસ્વરૂપ તથા મ્હોટાં ઐશ્વર્યવાન્ છે માટે શ્રદ્ધાએ કર્મ કરી તેની પ્રીતિ મેળવવી.

વ્યવહાર અને વિચારકુશલ મનુષ્યો પોતાના જીવિતને અખંડ અને અવિનાશી સુખપ્રાપ્તિ થવામા જ યોજે છે. પણ શોક અને મોહને વશ રહી તેને કષ્ટપ્રદ અને વ્યર્થ થવા દેતા નથી. આનુ નામ જ મનુષ્યત્વ.

જન્માન્તરના વિચારમા દેવ પિતૃના અસ્તિત્વનુ સત્ય, યોગ તથા મંત્રની સિદ્ધિનું સત્ય, દેવ, પિતૃ પ્રીત્યર્થ પવિત્રતાપૂર્વક પૂજન કર્મ જ્ઞાતિ, કૂળ; બુદ્ધિના અધિકાર પરત્વે ધર્મ કર્મની વ્યવસ્થા—ને સામાન્ય સદાચાર તથા યોગદર્શને અને તત્ત્વજ્ઞાને નિરૂપણ કરેલા એક વ્યાપક સર્વાત્મા પરમેશ્વરનું જ્ઞાન, એ વિજ્ઞાનો વેદ—ધર્મ જ નથી.

માટે શરીરને નાશવાન અને જીવનશક્તિને અમર એમ માનવું. પોતે પોતાને ક્રતુરૂપ—કર્મમય જાણવું. પોતાના કરેલાં કર્મોનું સ્મરણ કરીને નિજના આચારની શુદ્ધિ કરવી. સ્વ—સામર્થ્યને દઢ કરવુ અને યથાધિકાર પ્રભુ ભજવા અથવા ૐકારનું સ્મરણ કરવું.

卐

અંતિમ લક્ષ્યબિંદુ શું છે તે પણ જાણતા નથી ગૃહસ્થ તરીકે પોતાનું કર્તવ્ય પૂરૂં કરી ગયા પછી પણ કાર્યક્ષેત્રમાં ફેરફાર કરી શકતા નથી એ ખરેખર શોચનીય છે. ગૃહસ્થો ગમે તેવી ઉચ્ચ કોટિના હોય તો પણ તેમનો પ્રથમ ધર્મ તેમની પ્રજાનું પાલન, વિ હોવાથી તેઓ પોતાનો સર્વ સમય જનહિતાર્થ પ્રવૃત્તિમાં આપી શકે નહીં એ તો નિર્વિવાદ છે, ને પોતાના વિશેષ ધર્મનો ત્યાગ કરીને તે પ્રનાણે કરવું એ વ્યાજબી પણ નથી તેમ બ્રહ્મચારીએ વિદ્યાભ્યાસ જે તેનો વિશિષ્ટ ધર્મ છે તેનો ત્યાગ કરી સામાન્ય રીતે બીજી પ્રવૃત્તિમાં જોડાવું તે ઉચિત નથી. જીવન સંગ્રામ માટે શરીર ને મનને સંપૂર્ણ રીતે કેળવવું તે જ તેમનો મૂખ્ય ધર્મ છે કેવળ લોકસંગ્રહાર્થ પ્રવૃત્તિ અને સર્વ સમય બીજા કાંઈ પણ પ્રકારના વિક્ષેપ વિના તેમાં જ આપવાનું ખાસ કર્તવ્ય તો ઉત્તરાશ્રમીઓનું છે. હાલના જમાનામાં કેવળ ધર્મપ્રચારને જ વળગી રહેવું તે પણ નિયમ નથી સ્વપ્રકૃતિ અનુસાર, ગમે તે પ્રકારની જનકલ્યાણની પ્રવૃત્તિમાં ભાગ લઈ શકાય. આવા અનુભવી, વયોવૃદ્ધ પુરૂષોએ તો વિશ્વકલ્યાણનો જ વિચાર કરવો જોઇએ અને તે સાધક કર્મમાં ઝંપલાવવું જોઇએ. તેઓમાં વૈરાગ્ય, સંયમ વિ નૈતિક ગુણો તો અવશ્ય હોવા જોઈએ તેઓએ પોતાના વિચારથી ને આચારથી જનસમાજને દોરવણી આપવી જોઇએ. આદર્શ બ્રહ્મચારી, આદર્શ ગૃહસ્થ, આદર્શ ઉત્તરાશ્રમીના આંતરિક જીવનમાં વિભિન્નતા ન હોય, બાહ્ય જીવનમાં પણ સ્વચ્છતા, સુઘડતા, વ્યવસ્થા સર્વમાં હોય. સર્વેનું જીવન કલામય હોય પણ વિશેષ ધર્મભેદ હોય જ. અને તે ઉપરથી અને આશ્રમચિહ્ન ઉપરથી, આશ્રમનો નિર્ણય થઈ શકે. તદુપરાંત બ્રહ્મચારીઓમાં, અને ગૃહસ્થાશ્રમીઓમાં તેની ઊણપ અક્ષમ્ય છે. એક બીજો પ્રશ્ન પણ ઉપસ્થિત થાય છે ગૃહસ્થાશ્રમના વિશેષ ધર્મનો પરિત્યાગ કરીને ઉત્તરાશ્રમીના ધર્મનું ગ્રહણ કરવામાં આવે ત્યાર પછી સ્ત્રીની સાથે રહેવું કે એકલા રહેવું અમારા

મત પ્રમાણે આ પ્રશ્ન ઘણો જ ગૌણ છે. પુરૂષ ને સ્ત્રી બન્નેના વિચારોમા સામ્ય હોય, બન્નેમા આસક્તિ ન હોય, અને બન્નેની ઈચ્છા શેષ જીવન આત્મકલ્યાણમા અને પરોપકારમા જ વ્યતીત કરવાની હોય તો પછી સહવાસની ઈચ્છા હોય તો તેમ કરવામા કાઇ વાંધો જણાતો નથી પરતુ પતિ અને પત્ની તરીકેના પૂર્વાશ્રમના ધર્મ અને સબધોનો ત્યાગ અવશ્ય થવો જોઇએ સ્ત્રીનુ નામ સહધર્મચારિણી છે. ગૃહસ્થાશ્રમમા તે આશ્રમ ધર્મનુ પાલન કરવામાં સહાય આપી શકે, અને ઉત્તર આશ્રમમા તેના ધર્મનુ આચરણ કરવામા મદદગાર થઈ પડે. મનમાથી શારીરિક આસક્તિનો ત્યાગ અનિવાર્ય છે બાહ્ય જીવનમા એકાકી જીવન ગાળવુ કે કોઈની સાથે રહેવુ એ પ્રશ્નનુ ખાસ મહત્વ નથી. સાથે જ રહેવાનો આગ્રહ હોય તો દેહાસક્તિ છે એમ જાણવુ. તેમ રહેવાથી ચિત્તમા ક્ષોભ થતો હોય ને તેથીજ જુદા રહેવાની ઇચ્છા થતી હોય તો તે પણ માનસિક દુર્બળતાનું ચિહ્ન છે આસક્તિ બન્ને પ્રકારની હોઈ શકે. સયોગમા તેમ વિયોગમાં.

શ્રી. શકરાચાર્યજીના જીવનચરિત્રમાથી જણાય છે કે મંડનમિશ્રનાં પત્નીને, તેમના પતિને સન્યાસ દીક્ષા આપ્યા પછી સહધર્મચારિણી તરીકે છાયાવત્ રહેવાની છૂટ આપી હતી. હાલના સમયમા પણ શ્રી. રામકૃષ્ણ પરમહસનો દૃષ્ટાંત મોજૂદ છે. સહવાસનો અથવા પૃથક્‌વાસનો સવાલ જ્યારે પ્રકૃતિભેદ હોય ત્યારે ઉભો થાય છે. એકમા વૈરાગ્યનુ પ્રાબલ્ય હોય ને બીજામા સંસારી વૃત્તિઓનુ વર્ચસ્વ હોય તે વખતે ગૃહસ્થાશ્રમનુ વિશિષ્ટ કર્તવ્ય પૂરું થયા બાદ અલગ રહેવામા વાંધો ન હોઇ શકે, એટલુ જ નહીં પણ તેમ કરવુ તે જ સારૂ છે. મનુષ્યની ઉર્ધ્વગામી પ્રવૃત્તિમા નડતરરૂપ થવાનો કોઈને અધિકાર નથી ગૃહસ્થાશ્રમમા તે આશ્રમનો ધર્મ યથાર્થ રીતે પાળવો જોઇએ * તેમા સપૂર્ણ સહિષ્ણુતાથી ને પરસ્પર વફાદારીથી રહેવુ જોઈએ. પણ અમુક વય પ્રાપ્ત થયા પછી, તેમ સતાનો તરફ કોઈપણ જાતની

ફરજ ન રહે એટલે સ્થિતિમાં ફેરફાર થઇ જાય છે. તે વખતે ગૃહસ્થાશ્રમનો નિયમ લાગુ પડતો નથી. એ પણ યાદ રાખવું કે આવી બાબતોમાં સ્ત્રી ને પુરૂષ બન્નેને સમાન અધિકાર હોવો જોઇએ. આધ્યાત્મિક જીવન ગાળવાનો અને લોકસેવાનો ઉભયને સમાન હક છે. ગૃહસ્થાશ્રમની ફરજો બજાવ્યા બાદ જો પુરૂષનો સંસાર પ્રતિનો મોહ છુટતો ન હોય, ને સ્ત્રીમાં વિવિદિષા અને સમાજસેવાની ધગશ ઉત્પન્ન થઈ હોય તો સ્ત્રીને પણ પતિથી અલગ થઇને પોતાનું જીવન ઉત્તરાવસ્થામાં સ્વેચ્છાનુસાર શુભ માર્ગે ગાળવાનો અધિકાર છે. મીરાંબાઇનો દાખલો આપણી સમક્ષ મોજૂદ છે.

શ્રી. શંકરાચાર્યના જીવન પ્રસંગો સ્ત્રીજાતિ પ્રતિની તેઓશ્રીની પૂજ્ય બુદ્ધિનું આપણને ભાન કરાવે છે. મંડનમિશ્રની સાથે વિવાદના પ્રસંગમાં મધ્યસ્થ તરીકે ન્યાયનિર્ણય કરવા માટે મંડનમિશ્રનાં પત્નીને શ્રી. શંકરાચાર્યે સ્વીકાર્યાં હતાં, અને છેવટનો ફેંસલો તે વિદુષી બાઇએ તેમના પક્ષમાં આપ્યો હતો. શ્રી. શંકરાચાર્યજીએ શ્રી. ઉભયભારતીને બ્રહ્મવિદ્યાનો અવતાર માની, ચાર મુખ્ય પીઠોમાં શાક્ત પીઠની પણ સ્થાપના કરી હતી. પૂર્વ પીઠમાં વિમળાદેવી નામ વડે શક્તિપ્રતિષ્ઠા કરી, પશ્ચિમ પીઠમાં શારદાદેવી નામથી, ઉત્તર પીઠમાં પૂર્ણગિરિદેવતા નામથી અને દક્ષિણ પીઠમાં કામાક્ષી તરીકે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે શ્રી. શંકરાચાર્યજી પણ સ્ત્રીજાતિને વંદ્ય માનીને બ્રહ્મવિદ્યાની સહાયક માને છે.

આટલા વિવરણ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે આશ્રમ ધર્મના મુખ્ય લક્ષ્યની સિદ્ધિ આ સમયમાં પણ થઈ શકે છે ને તે કરવા માટે પ્રત્યેક મનુષ્યે પોતાના જીવનના ત્રણ વિભાગો પાડવા જોઈએ. પ્રથમમાં વિદ્યાભ્યાસ, બીજામાં પ્રજોત્પત્તિ, પ્રજાનું પાલન, રક્ષણ, ને ઉત્તરાશ્રમમાં ( પચાસ પંચાવનની ઉમ્મરે ) આત્મકલ્યાણ ને લોકકલ્યાણમય પ્રવૃત્તિ. દરેક આશ્રમમાં તે તે આશ્રમના ખાસ

ધર્મોને વળગી રહેવું (સામાન્ય રીતે) પ્રત્યેક આશ્રમમાં મોક્ષપરાયણ રહેવાનો પ્રયત્ન કરવો, તે આતરિક અને બાહ્ય જીવનમાં શૌચ, સ્વચ્છતા, પવિત્રતા ને સૌંદર્યનો ત્યાગ ન કરવો સાતાઇ એટલે ગદાઈ વ્યવસ્થા ને કલાનો અભાવ નથી તે ધ્યાનમાં રાખવું ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાનો જેવો ધર્મ છે તેવો જ અમુક વયે તેનો ત્યાગ કરવાનો પણ છે, એ મનમાં ઠસાવવું બ્રહ્મચર્યાશ્રમમાંથી કૂદકો મારી સીધા ઉત્તરાશ્રમમાં પ્રવેશ કરવાના રિવાજને ઉત્તેજન ન આપવું, તેમ અમુક વય થયા પછી ને ગૃહસ્થાશ્રમના ધર્મો બજાવ્યા પછી તેને જ વળગી રહેવું. પૈસા સંપાદન કરવામાં જ સમસ્ત જીવનનો અપવ્યય કરી બીજા યુવાનોને આગળ આવવાની તક જ ન આપવી તે અધમ સ્વાર્થબુદ્ધિ બતાવે છે ને પારાત્ર જીવનની પ કાઠા છે એ પણ ભૂલવું નહીં જનકના કે શ્રી કૃષ્ણ ભગવાનના દૃષ્ટાતો આપી સતોષ માનવો એ તો પોતાની જાતને અને બીજાને છેતરવાનો જ પ્રયત્ન છે, મિથ્યા શબ્દાડંબર છે અસત્ય કથનની અને વાધરી વૃત્તિની અવધિ છે ઉત્તરાશ્રમમા પ્રવેશ કરવાનો સ્ત્રી ને પુરૂષ બન્નેને સમાન હક છે બન્ને આત્મકલ્યાણ ને લોકસેવા કરી શકે છે (ગમે તે ક્ષેત્રમા) વિચાર ભેદ હોય તો ઉત્ત ાશ્રમમા અલગ થઈ જવાના બન્નેને સમાન હક છે વિચારસામ્ય હોય તો સાથે પણ રહી શકે પણ પતિપત્નીના સબંધનો ત્યાગ અનિવાર્ય ગાર્હસ્થ્ય ધર્મના ત્યાગ પછી સ્ત્રી કે પુરૂષ મ નેમાથી કોઇને પણ ગાઈ બધન નથી ગૃહસ્થાશ્રમમા સહવાસ-એ ધર્મ, ઉત્તરાશ્રમમા સ્વતંત્ર વિહાર એ ધર્મ છે ઉત્તરાશ્રમમાં વૈરાગ્ય અવશ્ય હોવો જોઇએ આવા ચારિત્ર્યવાન અને નવરાશવાળા મનુષ્યો જ બીજાની સેવા કરી શકે

જે મનુષ્યોમાથી વિકારો ગયા નથી, જેઓ વાસનાઓથી ભરપૂર કે પશુતુલ્ય જેઓનુ જીવન છે તેઓ નેતાઓ થવાને યોગ્ય નથી કેવળ બૌદ્ધિક ખીલવણીથી જનતાનુ નેતૃત્વ કરી શકાતુ નથી, સમાજ

ઉપર છાપ ક્રિયા દ્વારા જ પાડી શકાય. આચારહીન વિચાર દ્વારા નહીં.

વ્યક્તિનું જીવન ઉત્કૃષ્ટ બનાવવા માટે આપણે કયા કયા ઉપાયો યોજવા તેની આપણે ચર્ચા અત્યાર સુધી કરી. તેનું ટુંકામાં દિગ્દર્શન કરી જઈએ :—

આત્મસાક્ષાત્કાર અથવા ભગવદ્ દર્શન એ જ આપણા જીવનનું લક્ષ્ય છે તેનું નિત્ય સ્મરણ રાખવું. જ્યાં સુધી આ પરમ વસ્તુની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી અવસ્થાક્રમમાંથી મુક્તિ નથી.

આ ધ્યેયની પ્રાપ્તિ માટે અભ્યાસ ને વૈરાગ્યની અનિવાર્ય આવશ્યકતા. આપણી પ્રકૃતિ પ્રમાણે અંતર્વૃત્ત અથવા બહિર્વૃત્ત જીવન ગ્રહણ કરવું. પ્રથમ પ્રકારના જીવનમા જ્ઞાનયોગ, ભક્તિયોગ, રાજયોગ, શાક્તયોગ, જે માર્ગ આપણને અનુકૂળ આવે તે લેવો. ગમે તે માર્ગમા મનની ત્રણેય-શક્તિઓનો ( જ્ઞાન, ઇચ્છા, ક્રિયા ) સમન્વય કરવા પ્રયત્ન કરવો. એકમાર્ગી ન થવું. અંતર્મુખી મનુષ્યોની પ્રવૃત્તિ આંતર જીવનસ્પર્શી હોય છે તે યાદ રાખવું. તેમની બાબતમાં "કર્મ" શબ્દનો અર્થ વ્યાવહારિક કર્મ ન કરવો. તેઓની ક્રિયાશક્તિનો આવિષ્કાર સાહિત્ય, ધર્મપ્રચાર, લલિતકલાઓ વગેરે દ્વારા થઇ શકે છે. બહિર્મુખી મનુષ્યોએ પ્રધાનપણે કર્મયોગનો આશ્રય લેવો. તેઓએ પણ અમુક સમય તો શાસ્ત્રાધ્યયનમાં, સાકાર અથવા નિરાકારની ઉપાસનામાં ને સત્સંગમાં ગાળવો. પ્રત્યેક કર્મ નિષ્કામ બુદ્ધિથી કરવું. લોકૈષણા, વિત્તૈષણા, પુત્રૈષણાનો ત્યાગ કરવો. સર્વ નાશવંત પદાર્થો તરફ મનમાંથી વૈરાગ્ય કેળવવો. સ્વધર્માનુસાર કર્મમાં નિરંતર મચ્યા રહેવું. જે કર્તવ્ય કર્મ હોય તે એકાગ્ર ચિત્તથી અને ઉત્સાહથી કરવું. કર્મ દ્વારા આત્માની શક્તિનો બને તેટલો પ્રાદુર્ભાવ કરવા પ્રયત્ન કરવો. ચિત્તને નિત્ય શાંત ને પ્રસન્ન રાખવું. ફળમાં ( કર્મના ) આસક્તિ રાખવી નહીં. ફળ ઇશ્વર ઉપર છોડવું. મનની સમતા રાખવી. સુખદુઃખમાં, માનઅપમાનમાં, જયપરાજયમાં ઉદ્વેગ થવા

દેવો નહીં, સમજ એવું નહીં. ઇશ્વર ઉપર અચળ શ્રદ્ધા રાખવી. કર્મ કરતી વખતે સાક્ષીભાવ રાખવો. પ્રવૃત્તિ લોકસંગ્રહાર્થ કરવી. ચિત્તને વિશ્વવ્યાપી બનાવવું આપણને પોતાને જે સાધનપ્રણાલિકા યોગ્ય લાગે તે ગ્રહણ કરી પણ બીજાને તે વિષયમાં પૂર્ણ સ્વાતંત્ર્ય આપવું. સાધન અને સાધ્યનો ભેદ મનમાં ઠસાવવો. ચિત્તશુદ્ધિ, ચિત્ત વિશાળતા, ચિત્ત એકાગ્રતા અને આખરે ચિત્તપરતા એ સર્વ સાધન પદ્ધતિઓનો ઉદ્દેશ છે તે ધ્યાનમાં રાખવું.

તેથી આત્મનિરીક્ષણ કરી જોતાં રહેવું કે આ દિશામાં કેટલો વિકાસ થતો રહે છે. આધ્યાત્મિક પ્રગતિ અમુક વ્યક્તિની છે કે નહીં તેની પરીક્ષા તેના મનની સ્થિતિ ઉપરથી કરવી. જેનામાં અહંતા ને મમતાનો ત્યાગ વિશેષ પ્રમાણમાં હોય તેનું જીવન પ્રગતિશીલ છે એમ જાણવું.

ધર્માંધતાનો ત્યાગ કરવો. 'મારો ધર્મ, સંપ્રદાય, પંથ ખરો ને બીજા બધા ઊતરતા—આ વિચાર સંકુચિત મનોદશા બતાવે છે. ધર્મ એક જ છે કારણ કે ઇશ્વર એક જ છે. પરમ ગંતવ્યસ્થાન ( ઈશ્વર ) તરફ જવાના સર્વ માર્ગોનો સ્વીકાર કરવો. સર્વ ધર્મ સમાન છે એવી ભાવના દૃઢ કરવી. આપણને અનુકૂળ આવે તે સાધનપ્રણાલિકા લેવી ને બીજાને તેમ કરવાની છૂટ આપવી.

મન ઉપર કડક પહેરો રાખવો, ને તેમાં એક પણ વિકાર પ્રવેશ થવા દેવો નહીં વ્યુત્થાન અવસ્થામાં કર્મમાં ચિત્તને એકાગ્ર કરવું ને અશુભ વિચારોને આત્મચિંતનથી અથવા નામસ્મરણથી કાઢી નાંખવા અને જ્યારે કાંઈ કર્મ ન કરવાનું હોય ત્યારે ધ્યાનમાં, નામસ્મરણમાં, નિદિધ્યાસનમાં, ભજન, કીર્તનમાં ચિત્તને લગાડી દેવું. જેથી તેને આમથી તેમ મર્કટની માફક કૂદવાની ટેવ ન પડે

મનુષ્યની કિંમત તેના મનની સ્થિતિ ઉપરથી આંકવી. બાહ્ય. સંજોગો ઉપરથી નહીં. ધનાઢ્ય મનુષ્ય અથવા સત્તાધીશ યથાર્થ.

દૃષ્ટિએ દરિદ્રી હોય અને બાહ્ય દૃષ્ટિએ એક મનુષ્ય ગરીબ હોય પણ વસ્તુતઃ ઉચ્ચ કોટિનો હોય.

કર્મ ગમે તે પ્રકારનું હોય તેથી ગભરાવું નહીં. પ્રત્યેક નિઃસ્વાર્થ વૃત્તિથી અને એકાગ્ર ચિત્તથી કરેલું કર્મ તે ઉપાસના જ છે.

જીવનના ત્રણ મુખ્ય વિભાગો પાડી, પ્રથમમાં વિદ્યાભ્યાસ, બીજામાં ગાર્હસ્થ્ય ધર્મનું અનુશીલન અને ત્રીજામાં લોકકલ્યાણકારક પ્રવૃત્તિમાં સર્વ સમય ગાળવો. પ્રત્યેક આશ્રમમાં મોક્ષપરાયણ રહેવું. આત્માની સર્વ શક્તિઓનો પ્રાદુર્ભાવ કરતાં કરતાં મુક્તિ મેળવવાની છે. કર્તવ્ય કર્મ તરફ ઉદાસીનતા દાખવીને નહીં તેથી શરીર ને મન બન્ને કરણોને વિશુદ્ધ અને સુદૃઢ રાખવાં. એકને પણ કમજોર રાખવું એ અધર્મ છે. સાત્ત્વિક ને પૌષ્ટિક આહાર લેવો.

ભૂતકાળના ઇતિહાસે ભારતનું આંતર જીવન ને પશ્ચિમનું બાહ્ય જીવન વિકસાવ્યા કર્યું છે. હવે આ બન્નેનો સમન્વય કરવાની આવશ્યકતા છે. જીવનને મહાસાગર જેવું ઊંડું બનાવવું તેની સાથે આકાશ જેવું વિશાળ પણ બનાવવું જોઇએ. ઘણી વાર એવું જોવામાં આવે છે કે આંતર જીવન ખુબ સરસ પ્રમાણમાં વિકસેલું હોય છે છતાં બાહ્ય સ્થિતિ ક્ષુદ્ર હોય છે. આ સ્થિતિ તો આકસ્મિક જ છે. એમ જ હોવું જોઇએ એવો કાંઇ નિયમ નથી.

વાસ્તવિક ધર્મ એક જ છે એ યાદ રાખવું. સર્વ ધર્મોનાં શાસ્ત્રો માટે સમાન આદરભાવ કેળવવો. વખત મળે તો વાંચીને તેમાંથી સમાન અને સનાતન તત્ત્વો શોધી કાઢવાં. મંદિર, મસ્જીદ, ખ્રિસ્તિ દેવળ, બૌદ્ધ દેવળ, પ્રત્યે, તેમ સર્વ ધર્મોના અવતારો, પેગંબરો, અર્હંતો, સંત પુરુષો પ્રત્યે સરખો પૂજ્ય ભાવ રાખવો. આપણને જે માર્ગ અનુકૂળ આવે તે ગ્રહણ કરવો. જ્ઞાન સર્વ સ્થળેથી લેવા તત્પર થવું. જેમ જેમ પ્રગતિ થતી જાય તેમ તેમ સાધન પદ્ધતિમાં ફેરફાર કરવા તૈયાર રહેવું. આપણે લક્ષ્યબિંદુને વળગી રહેવાનું છે. સાધનોને નહીં.

વિચારની વિશાળતાને ક્રિયાત્મક સ્વરૂપ આપવું. મનની માન્યતાની વિરૂદ્ધ અમુક આચારોને, વિચારોને, સંપ્રદાયોને, પંથોને, વળગી રહેવું તે મિથ્યાચાર છે તથા પ્રગતિમાં પ્રતિબંધક છે. "હું હિંદુ છું, મુસલમાન છું, બૌદ્ધ છું, ખ્રિસ્તિ છું." આ ક્ષુદ્ર વિચારો જ વિગ્રહ ઉત્પન્ન કરે છે. ધર્મ એક જ છે, માર્ગો અસંખ્ય છે–એ વિચારને મનમાં દૃઢ કરી તે પ્રમાણે વર્તન કરવું. ધર્મને નામે પ્રચલિત સંકુચિત ભાવનાઓ જ મનુષ્ય, મનુષ્ય વચ્ચેની બંધુભાવની લાગણીઓના માર્ગમાં અંતરાય રૂપ છે. ધર્મ એક જ હોવાથી એકત્વ સૂચક નામ, ( અદ્વૈતવાદી, અભેદવાદી, એકેશ્વરવાદી ) એવું નામ ધારણ કરવું. જેથી માનવ ધર્મ ( વિશ્વ ધર્મ )ના ઉત્કૃષ્ટ આદર્શને, પ્રત્યક્ષ સ્વરૂપ આપવામા જે વિઘ્નો હોય તે દૂર થાય. પરમ ગુરુ આત્મા છે. બીજા બધા ઉપગુરુઓ

પ્રેરણા અને ઉપદેશ બધાં પાસેથી લેવા. પણ સાધનમાં સ્વાશ્રયી થવું. આપણી મુક્તિનો આધાર સ્વપ્રયત્ન ઉપર જ છે એ ધ્યાનમાં રાખવું. ( અપૂર્ણ )

卐

# શ્રી. શંકરાચાર્યનો જ્ઞાનયોગ

અને

# શ્રી. અરવિંદનો પૂર્ણયોગ

• (ગતાંકથી ચાલુ)

લેખક—સ્વા. શ્રી. માધવતીર્થજી

• 卐

## (૫)

### ઉત્થાન

'ઉત્થાન' એટલે ઉઠવું એટલે નવી દશામાં જાગવું અને જુની દશાની વાતો અને જુની દશાના સંબંધ છોડી દેવા અથવા તેમા ફેરફાર કરવો. એ કામ સહેલાઇથી થઇ શકે તેટલા માટે ઋષિમુનિઓએ વર્ણાશ્રમ ધર્મની પદ્ધતિ ગોઠવેલી છે. તે પદ્ધતિ પ્રમાણે માણસ જીવન ગાળે તો ગૃહસ્થાશ્રમમાથી વાનપ્રસ્થાશ્રમમાં માણસ આવી શકે. વાનપ્રસ્થ આશ્રમમા તપ અને વૈરાગ્ય કેળવીને સંન્યાસ આશ્રમમાં આવી શકાય તો જીવનમા અને જ્ઞાનમાં ઘણુ પરિવર્તન થઇ શકે છે. તેટલું પરિવર્તન કર્યા વગર બ્રહ્મજ્ઞાન બરાબર ટકતું નથી અને અભેદની ઊર્મિઓ જાગતી નથી

શ્રી અરવિંદના પૂર્ણયોગમાં પણ જીવન અને જ્ઞાનમાં પરિવર્તન

માટે બહુ ભાર દેવામા આવેલ છે. એક જગ્યાએ તે લખે છે કે —

I use transformation in a special sense, *a change of consciousness*, radical and complete and of a certain specific kind, which is so conceived as to bring about a strong and assured step forward in the spiritual evolution of the being, of a greater and higher kind, and of a larger sweep and completeness, than what took place when a mentalised being first appeared in a vital and material animal world

એનો સાર એવો છે કે ડારવીનના ઉત્ક્રાન્તિવાદ પ્રમાણે આ પૃથ્વી ઉપર શરૂઆતમા નહેર પશુપક્ષીની પછી જ્યારે પહેલાં માણસનુ જીવન ઉત્પન્ન થયુ તેમાં માણસ વચ્ચે અને પશુ વચ્ચે જેટલો ફેરફાર હતો તે કરતાં પણ મોટો ફેરફાર માણસના જ્ઞાન વચ્ચે અને બ્રહ્મનિષ્ઠના જ્ઞાન વચ્ચે થવો જોઇએ તે સિવાય અવિચળ પ્રેમ અને આનંદ ટકી શકે નહિ અને બરાબર ઉત્થાન થાય નહિ

એ સિદ્ધાંત શ્રી શંકરાચાર્ય પણ માને છે તે કહે છે કે બ્રહ્મજ્ઞાન થયા પછી જેને પહેલાના જેવું સંસારીપણુ રહે તેને બ્રહ્મજ્ઞાન થયુ નથી બ્રહ્મજ્ઞાન એ અદ્વૈતનુ જ્ઞાન છે અને માણસનુ જ્ઞાન એ દ્વૈતનુ જ્ઞાન છે તેથી એ બન્ને દશાનુ જીવન અને બન્ને દશાના સુખમાં ઘણો ફેર છે એવુ પરિવર્તન માણસના જીવનમા કરીને બ્રહ્મરૂપ બનવું તેને સંસ્કૃત ભાષામા " ઉત્થાન " કહે છે અને શ્રી અરવિંદની ભાષામાં Transformation કહે છે આશ્રમમાં ફેરફાર ન થઈ શકે તો એ જીવનમા ફેરફાર થવો જ જોઈએ

ગીતામાં પણ બીજા અધ્યાયમા કહે છે કે **या निशा सर्वभूताना**
**जागर्ति सयमी । यस्या जाग्रति भूतानि सानिशा**

पश्यत्तो मुनेः ॥ એટલે જે બ્રહ્મદશામા સંયમી જાગે છે, તે બીજા પ્રાણીઓને રાત્રિ જેવી લાગે છે અને જે સંસારની દશામાં બીજા પ્રાણીઓ જાગે છે તે દશાને બ્રહ્મજ્ઞાની પુરૂષો રાત્રિ માને છે. ગાય માણસ સાથે રહે છે છતા માણસના વ્યવહાર સાથે સંબંધ રાખતી નથી, માણસનો વ્યવહાર જોતા અને સાંભળતા છતાં તે તે જોતી નથી અને સાંભળતી નથી. તેવી જ રીતે બ્રહ્મજ્ઞાની પણ સામાન્ય માણસનું જીવન, તેનું જ્ઞાન તેના સુખ અને તેના સંબંધ સ્વપ્નાની માફક ખોટાં માને છે; કારણકે જ્યાં દ્વૈત નથી ત્યા માણસનુ સામાન્ય જ્ઞાન દ્વૈત ઉત્પન્ન કરે છે.

આ કારણને લઇને પ્રાચીનકાળના ઋષિમુનિઓ, ઘણી વસ્તીવાળા ભાગમાં રહેવાનું પસંદ કરતા નહોતા, અને એકાતમા, જગલમા કે નદી કિનારે જ્યા વસ્તી ઓછી હોય ત્યાં રહેતા હતા ખરો પ્રેમ એકાતમા ભોગવી શકાય છે. શહેરોમા વધારે પ્રમાણમા ક્ષત્રિયો, વેપારીઓ અને મજુરો જ જોવામાં આવતા હતા, અને ત્યા રહેલ કોઇ જિજ્ઞાસુના ખાસ આમંત્રણથી કોઈક જ બ્રહ્મજ્ઞાની કોઈ વખતે જ વસ્તીવાળા પ્રદેશમાં આવી જ્ઞાન આપી પાછા એકાતમા ચાલ્યા જતા હતા. સામાન્ય પદ્ધતિ એવી હતી કે જેઓને જ્ઞાન જોઇએ તે જગલમાં તેમની પાસે જાય. હાલના ગૃહસ્થાશ્રમમાં વધારે ચિંતાવાળુ જીવન હોવાથી અને ગૃહસ્થાશ્રમીઓ કુટુબ છોડી જ્ઞાન લેવા વારંવાર બહાર જઈ શકતા ન હોવાથી કોઇ કોઇ વાર સાધુઓને વસ્તી વચ્ચે આવવુ પડે છે, પણ તેમાં ધ્યાન ન રહે તો સાધુભાવ જોઇએ તેવો ટકતો નથી પ્રાચીનકાળની આશ્રમની પદ્ધતિ વધારે સારી હતી. ગૃહસ્થાશ્રમીને ઘેર જ્ઞાન આપવા જવામા ત્યાંનું વાતાવરણ જોઈએ તેટલુ અનુકુળ હોતું નથી, તેથી જોઇએ તેવુ કામ થતુ નથી. શ્રી શંકરાચાર્ય અને શ્રી અરવિંદ બન્ને આશ્રમની જરૂર અને સારા વાતાવરણની જરૂર માને છે. શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કધમાં કહેલ છે કે સાત્વિક પુરુષોએ વનમા રહેવું, રજોગુણીને

માટે ગામ છે અને તમોગુણીને માટે સદા બજાર છે. અંત્યજને સ્પર્શ ન કરવો એ પણ આવી ભાવનામાંથી ઉત્પન્ન થયેલ છે. તેનો ખરો અર્થ એ હતો કે કામી, ક્રોધી અને અજ્ઞાનીના સંગમાંથી બચવું. તે સિવાય નવી દશાની જાગ્રતિ 'આવશે નહિ અને ' ઉત્થાન ' થશે નહિ. જે કન્યાને પીયરનું સુખ છોડવું નથી તેને સાસરાના ઘરનું સુખ મળશે નહિ.

શ્રી અરવિંદ જેવા અને શ્રી શંકરાચાર્ય જેવા જ્ઞાની પુરૂષોને પૈસાથી મળતી સગવડોનું અને અગવડોનું જ્ઞાન હોય છે. છતાં એ લાભ તરફ લક્ષ ન આપીને ઘણી અગવડો ભોગવીને તેઓ એકાંતમાં રહેવાનું શા માટે પસંદ કરતા હશે ? જો પૈસો, સત્તા અને સંસારનાં સુખ તેમને જોઇતા હોત તો તે મેળવવાની તેમનામાં શક્તિ હતી. જો વિષયસુખ તેમને સારૂં લાગ્યું હોત તો તેઓ બ્રહ્મચારી રહેવાનું વ્રત લઇને એકાંતસેવન કરત નહિ. બીજાના દેશ જીતવામાં જેટલી શક્તિ અને હિંમતની જરૂર છે તે કરતાં પોતાના કામ અને ક્રોધ જીતી આત્માને ઓળખવામાં વધારે શક્તિ અને વધારે હિંમતની જરૂર છે. જેઓને સાચું જીવન અને પૂર્ણ જીવન સમજવાની રુચિ હોય છે, તેઓનું જીવન સામાન્ય માણસના જેવું રહેતું નથી. જેઓએ એકાંત સેવીને, ઘણી મુશ્કેલીઓ ભોગવીને સમાજને સાચું જ્ઞાન આપેલ છે તે સ્વાર્થી હતા એમ કહી શકાય નહિ. માણસના અજ્ઞાનમય જીવનમાંથી ઉંચા પ્રકારનું " ઉત્થાન " કરવું હોય તો તેમની મદદની ખાસ જરૂર રહે છે. લડાઈ કાયમને માટે અટકાવવી હોય તો સાધુ પુરૂષોની મદદ વગર તે કામ બરાબર થઈ શકશે નહિ. હાલની રાજસત્તાને ભેદ વધારવાનું ગમે છે. પહેલાંના કાળમા રાજસત્તા ધર્મસત્તાની મદદ લઇને ભેદ દૂર કરવાનો પ્રયત્ન કરતી હતી.

સામાન્ય માણસનું જીવન તો દ્વૈતપ્રપંચમાં ભમે છે. કુંવારાને પુવાનું મન થાય છે અને પરણેલાને છૂટાછેડા કરવાનું મન થાય છે.

મુરખને માન મળે છે અને ડાહ્યા એકાંતમાં રહે છે. રાજા પ્રજા ઉપર અમલ કરે છે અને રાણી રાજા ઉપર અમલ કરે છે. શ્રી અરવિંદ Riddle of the world માં લખે છે કે :—It is not to be denied, no spiritual experience will dreny that this is an unideal and unsatisfactory world, strongly marked with the stamp of inadequacy, suffering and evil. સામાન્ય માણસનું સામાન્ય જીવન એ તો માયાની એક દુઃખમય દશા છે અને તેમાંથી 'ઉત્થાન' કરવું એ દરેક માણસની મુખ્ય ફરજ છે. જે જ્ઞાનદશાથી "ઉત્થાન" થાય તેને યોગમાં "ઋતંભરાપ્રજ્ઞા", કહે છે અને જ્ઞાનમાર્ગમાં "બ્રહ્મ-નિષ્ઠા" કહે છે. તે દશામાં અદ્વૈતભાવ સહજ સ્ફૂરે છે. અદ્વૈતભાવનું સ્ફૂરણ એ જ ખરા સુખની મસ્તી છે.

નવી દશામાં "ઉત્થાન" કરવા માટે એટલે દિવ્ય જીવન પ્રાપ્ત કરવા માટે શ્રી અરવિંદ કહે છે કે શ્રી શંકરાચાર્યની માફક જીવનનો નિષેધ કરવો એ વ્યાજબી નથી, પણ બધા જીવનને બ્રહ્મથી અભિન્ન માની જીવનનું રૂપાંતર કરવું. અનેક વસ્તુ એક સત્તાને આધારે અભિન્ન રહી શકે તો સમષ્ટિ જીવનનો આનંદ જેમ ભગવાન લઇ શકે છે તેમ આપણે પણ લઈ શકીએ.

શ્રી શંકરાચાર્ય એમ કહે છે કે જો અનેક પ્રકારનાં જીવન એક સત્તાથી રહેતાં હોય તો જેને ઉંઘ આવે છે તેને પણ તે દેખાવાં જોઇએ, પણ ઉંઘમાં અનેકત્વ બાધ્ય થઇ જાય છે. જે તત્ત્વ અથવા જે દશા બાધ્ય થઈ જાય તે સાચી દશા નથી. જો પ્રકૃતિ કોઇ પણ દશામાં બાધ પામી જાય તો તે સાચી છે એમ માની શકાય નહિ. જો પ્રેમ બાધ્ય થઈ જાય તે સાચો નથી.

શ્રી અરવિંદના પૂર્ણયોગમાં ત્રણ અવસ્થાનો વિચાર નથી. એટલે જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિના અનુભવનો વિચાર નથી પણ માત્ર એક

જાગ્રત અવસ્થાના અનુભવથી શરૂઆત છે. તે અવસ્થામા પ્રકૃતિ સામી લાગે છે અને આત્માની શક્તિથી પ્રકૃતિને જીતવી એ તેના યોગની ચાવી છે તે કહે છે કે :—

બ્રહ્માના પ્રદેશનો 'સમષ્ટિ જીવનનો આનંદ એ પણ પ્રકૃતિનો આનદ છે પણ પુરુષોત્તમના સમષ્ટિ જીવનનો આનદ એ ખરો આનદ છે તેથી જે સાધકે આવો ખરો આનંદ લેવો હોય તેણે શરૂઆતથી જ એવી ભાવના રાખવી જોઈએ કે આપણા જીવનમા જે મન વિચાર કરે છે તે ભગવાનનુ મન છે, આપણા બધા કર્મ તેનાં છે, આપણી લાગણી તેની લાગણી છે આપણુ જ્ઞાન તેનુ જ્ઞાન છે, એટલે કે બધુ સમષ્ટિ જીવન એક સાથે એક સત્તાથી ચાલે છે એવી ભાવનાથી સાધના કરવી જોઇએ. આવી સાધનાથી વ્યક્તિ જીવનમાંથી છૂટીને સમષ્ટિ જીવન પ્રાપ્ત કરી શકાય છે તેથી માણસના ચાલુ જીવનમા પ્રભુ પ્રગટ રહે છે અને બીજાને પણ આપણી પાસેથી પ્રભુ મળે છે. આવી રીતે તૈયાર થતો યોગી બ્રહ્માની માફક પોતાના બ્રહ્માડમાં પણ ફેરફાર કરી શકે છે. આ યોગમા ભગવાન આપણા કરણ મારફત એટલે આપણા નવા જ્ઞાન મારફત પ્રગટ રહે છે. તેથી સાધકમા પૂર્ણ શરણભાવ જોઇએ, કે જેથી પ્રભુ તેના દ્વારા જે કરવુ હોય તે કરી શકે. સાધક પોતે સાક્ષી તરીકે અથવા દ્રષ્ટા તરીકે રહેવો જોઇએ

પ્રકૃતિને શાત રાખીને તેની સાથે આત્માને મેળવી દેવો અથવા આત્માને શાત રાખીને પ્રકૃતિને તેમાં મેળવી દેવી એ બન્ને સાધનાનું ફળ સરખુ આવે છે. બન્ને રીતે અદ્વૈત સિદ્ધ થાય છે. તત્ર માર્ગ-વાળા શકિતનો શિવમા લય કરે છે, અને શ્રી અરવિંદના યોગમા શિવ તત્ત્વનુ શકિતમા અવતરણ થાય છે. શ્રી અરવિંદના યોગનો સાધક વૈકુંઠમા જવાનો વિચાર કરતો નથી પણ આ પૃથ્વી ઉપર વૈકુંઠના જેવુ જીવન લાવવાનો પ્રયત્ન કરે છે.

શ્રી અરવિંદ સગુણ બ્રહ્મમા માને છે. શ્રી શકરાચાર્ય નિર્ગુણ

બ્રહ્મમા માને છે. નિર્ગુણ બ્રહ્મ ભેદનો નિષેધ કરે છે, સગુણ બ્રહ્મ ભેદની એકતા કરે છે, અથવા એમ પણ કહી શકાય કે સગુણ બ્રહ્મ એ નિર્ગુણ બ્રહ્મની એકાગ્રતા છે અને નિર્ગુણ બ્રહ્મ એ સગુણ બ્રહ્મની વ્યાપકતા છે. નિર્ગુણ બ્રહ્મમા પુરુષ પ્રકૃતિ જુદા પડતા નથી. સગુણ બ્રહ્મમા તેમને ભેગા કરવાં પડે છે.

સગુણ બ્રહ્મમા શક્તિ છે પણ કોઇ પણ પ્રકારના સબધ વગર શક્તિ પ્રગટ થતી નથી અને સબધ માટે શરૂઆતમા દ્વૈત સાચુ માનવુ પડે છે. શુદ્ધ આત્મામા, નિર્ગુણ તત્ત્વમા દ્વૈત નથી તેથી સબધની જરૂર નથી અને તેથી શક્તિનો ઉપયોગ નથી છતા અભેદનો આનદ તે દશામા સિદ્ધ છે

There is power in spirit but it requires no exhibition since everything in it is harmony and rhythm. The power aspect of the Divine is made manifest when there is an obstruction to the Divine Will. Concentration comes with Will but subjectivity is not mere concentration.

જ્યાં જ્યા સંબંધની વાત આવશે ત્યાં દ્વૈતની ભાવના ખડી થશે. પહેલા દ્વૈતની ભાવના રાખીને ભક્તિ અને યોગથી દ્વૈત દૂર કરવું એ સગુણ બ્રહ્મના સાક્ષાત્કારનો ક્રમ છે. તેમા એકાગ્રતા, અનન્યતા, શરણ-ભાવ એ જરૂરી સાધન છે. પહેલા અદ્વૈત સ્વીકારીને ભેદનો નિષેધ કરવો એ નિર્ગુણ બ્રહ્મના સાક્ષાત્કારનો ક્રમ છે, તેમા બ્રહ્માકારવૃત્તિની વિશાળતા, અદ્વૈતભાવ, માયાનો અત્યંત અભાવ માનવો વિગેરે જરૂરી સાધન છે.

નિર્ગુણ ભાવમાં The Divine is unlimited expansion. It has no necessity to express itself hence a purpose cannot be ascribed to it, nor can it be

said that the Divine moves in Delight. The subject is so much identified with the object that the enjoyment does not allow the least disturbance of attention.

બીજી વસ્તુ છે એવું ધ્યાન રહે તો આત્માનો આનંદ નિર્વિઘ્ને લઇ શકાતો નથી. એવી દશા શ્રી શંકરાચાર્યના નિર્ગુણ બ્રહ્મમાં સહજ મળી શકે છે, કારણકે અનાત્માનું અદર્શન એ જ્ઞાનીની ઉપાસના છે.

સગુણ બ્રહ્મની સાધના એ પ્રકૃતિને સાચી માનીને તેનું રૂપાંતર કરીને આત્માની શક્તિ બનાવીને આત્મા સાથે આનંદ લેતી કરવાનો યોગ છે. The spiritualisation of matter and materialisation (or in other words descent) of spirit is a great step in Shri Aurobindo. In that Yoga, the physical and the vital elements discard their grossness under the pressure of the spirit. તેનો બીજો અર્થ એ છે કે બ્રહ્મદૃષ્ટિએ જગત નથી અથવા બ્રહ્મરૂપ છે અને એ વાત શ્રી શંકરાચાર્ય કબુલ કરે છે. બ્રહ્મ તો બ્રહ્મ છે જ પણ માયાને બ્રહ્મરૂપે લેવી તેને શ્રી અરવિંદ Spiritualisation of matter કહે છે, વૈષ્ણવો તેને સર્વાત્મભાવ કહે છે, તંત્રવાળા શિવ-શક્તિનો યોગ કહે છે. શ્રી શંકરાચાર્ય તેને જીવ-જગતનું મિથ્યાત્વ કહે છે કારણકે અભેદ સિદ્ધ છે, સાધ્ય નથી. જ્યાં અભેદ સિદ્ધ હોય ત્યાં અન્યનું મિથ્યાત્વ એ જ સાધન છે. એટલું મનથી બરાબર સમજાય તો એ પ્રાણ અને શરીરના રજોગુણી અને તમોગુણી સ્વભાવ એ જ્ઞાનને સ્થિર થવા દેતા નથી તેથી શ્રી અરવિંદ યોગની જરૂર માને છે, અને જીવન્મુક્તિના સુખ માટે મનોનાશ અને વાસનાક્ષય માટે જ્ઞાનમાર્ગમાં પણ કેટલાક યોગની જરૂર માને છે. માયાને ત્રણ ગુણવાળી માને તેને માટે એ સાધનની જરૂર છે, જેઓ માયાને અધ્યાસરૂપ માને છે.

તેમના મતમાં માયાના મિથ્યાત્વદર્શનથી કાર્યસિદ્ધિ થાય છે.

પ્રકૃતિની અસર અથવા માયાની અસર શરૂઆતમાં લગભગ બધા સાધકને લાગે છે. પણ જ્યારે આત્મા ઉપર ખરો પ્રેમ જાગે છે ત્યારે ખરૂં ઉત્થાન થાય છે અને પોતાના ઇષ્ટ સિવાય બીજું બધુ દગ્ધ થઇ જાય છે. પૃથક્ સત્તાના જ્ઞાનનું વિસ્મરણ કરી પૂર્ણ પ્રેમથી એક સત્તામાં પોતે લીન થવું તેને ભગવદ્ દર્શન કહે છે.

એવી દશા માટે પહેલાં પ્રકૃતિને શરણદશામાં રાખવાની જરૂર છે. પાછળથી આત્મજ્ઞાન થયા પછી આત્માની અસરથી પ્રકૃતિમાં રૂપાંતર કરવાનું શ્રી અરવિંદ કહે છે. આપણે ભગવાનને પકડવાને બદલે ભગવાન આપણને પકડે એમ રહેવું એને દિવ્ય દાસભાવ કહે છે. પણ **ઘણા સાધક ભગવાનના દાસ થવાને બદલે ભગવાનને દાસ બનાવવા પ્રયત્ન કરે છે.** ભગવાને પોતાનાં અમુક અમુક કામ કરી આપ્યાં માટે તેની પાસે અમુક અમુક માગણી કરવામા હરકત નથી એમ માની જાણે કે ભગવાન તેના દાસ હોય અને ભગવાન દુકાન રાખી બેઠા હોય તેમ ભગવાન પાસે કાંઇક માગી માગીને પોતાની શક્તિનો ખોટો ઉપયોગ કરે છે. તેમ કરવાથી મિથ્યા અહંકાર ઉત્પન્ન થાય છે. આવી ખોટી દશા ઉત્પન્ન ન થાય તેટલા માટે શ્રી અરવિંદ તેમના શિષ્યોને વારવાર ચેતવણી આપે છે. તે કહે છે કે There is greater joy in being possessed by God than in possessing God.

ખરા પ્રેમમાં પ્રેમીને ખુશી કરવો એ જ ધર્મ છે. તેના બદલામા ભગવાન ભક્તને આનંદ આપે છે પણ ભક્ત તો શરણાગતિ અને શ્રદ્ધાથી પોતાની સત્તાનો ઇન્કાર કરે છે. એ જ ભક્તની સાધના છે. છતાં અહંકારનો સ્વભાવ એવો હોય છે કે જ્યારે માણસ જાણે કે તેણે અહંકારને દૂર કર્યો ત્યારે પણ કોઈ જગ્યાએથી પ્રગટી નીકળે છે. જ્ઞાની, યોગી કે ભક્ત બધાને આ મુશ્કેલી નડે છે. તેથી વ્યવહારમાં દ્વૈતભાવ

ઘટતો જાય એવી ભાષા અને એવો સંબધ રાખવાની જરૂર છે.

લગભગ સવા વર્ષ પહેલા અમે શિયાળામા અયોધ્યા ગયા હતા ત્યાં જે જગ્યામા અમે ઉતર્યા હતા તે જગ્યાના મહંતે તરત અમને કહ્યું કે આહી કોઇ પ્રકારનો સંકોચ રાખવો નહિ, આ જગ્યા તમારી જ છે એમ માની લેવું. બીજે દિવસે સવારે તે મહંતે પોતાના નોકર સાથે અમારે માટે ગરમ પાણી મોકલ્યું. તે નોકર અમને ઓળખતો નહોતો એટલે તેણે આવીને પહેલા અમને પૂછ્યું કે "મહારાજના પ્રેમી તમે છો ?" અમે જવાબમા 'હા' પાડી બીજી જગ્યાએ નોકર આવીને એમ પૂછે છે કે 'મહારાજના મેમાન તમે છો ?" મેમાન એ તો દેહનો ધર્મ થયો, દેહનો સંબંધ મેમાન જેવો છે પ્રેમ એ આત્માનો ધર્મ છે. આવા વ્યવહારથી પ્રકૃતિમા સારું રૂપાતર થાય છે.

શ્રી અરવિંદના આશ્રમમા આત્માનું અવતરણ માત્ર પોતાના શરીરમાં થાય એવુ સાધક ઇચ્છે છે, તેથી બીજા પ્રત્યે જોઇએ તેવો પ્રેમ ઉત્પન્ન થતો નથી, તેથી સર્વાત્મભાવ કેળવાતો નથી અને ત્યા આશ્રમની મુલાકાતે જતા ઘણા માણસો ત્યાંના અવિવેક માટે ફરીઆદ કરે છે તેનુ કારણ એમ પણ હોય કે જો બધા માણસોને બધી વાતો કરવાની છૂટ મળે તો નવી જાતનો સસાર ઉત્પન્ન થાય તેથી દુનિયાની વાતો અથવા નકામી વાતો અટકાવવાની જરૂર બધા સપ્રદાયવાળા માને છે. બધામા પરમાત્માને જોવા અને તે સાથે સસારી વાતો થવા ન દેવી એ કામ બહુ અઘરૂ છે. ખાસ કરીને હાલના કાળમાં ઘણા માણસોના મન બહુ વિક્ષિપ્ત દશામાં હોય છે. તેમનાથી અસંગ રહેવુ એ વાત ઉપર ગીતામા ખાસ ભાર મૂકેલ છે. પણ જ્ઞાન વગર અથવા સમાજ વગર અસગત્વ આવે તો બીજા તરફ તિરસ્કાર ઉત્પન્ન થાય છે જેમ અસગભાવની જરૂર છે તેમ સર્વાત્મભાવની પણ જરૂર છે. પણ સર્વાત્મભાવ કેળવવામાં સસારી ભાવ ઉત્પન્ન થવાનો સભવ છે,. તેથી તે સાધનામા પણ જ્ઞાનની જરૂર છે. તેથી જેને સગ જોઇએ.

તેમણે સત્સંગમાં રહેવું જોઇએ. તેનાથી અંતઃકરણની શુદ્ધિ સારી થાય છે અને સંસારી ભાવમાંથી ઉત્થાન થાય છે. અશુદ્ધ ચિત્તમાંથી દ્વૈત ખસતું નથી અને શુદ્ધ ચિત્તમાં દ્વૈત બની શકતું નથી. લાકડું અગ્નિરૂપ થતાં લાકડું રહેતું નથી, કીડો ભમરી થતાં કીડો રહેતો નથી, કન્યા પરણ્યા પછી કન્યા રહેતી નથી. જીવ બ્રહ્મ થતાં જીવ રહેતો નથી. બ્રહ્મદશા એ જ ખરૂં ઉત્થાન છે. તે દશા બીજા સમજી શકે નહિ. કુંવારી કન્યાને પરણેલીના સુખની ખબર રહેતી નથી. પ્રેમીની ભાષા કે જ્ઞાનીની ભાષા સાધારણ માણસને સમજાતી નથી. જેઓને ન્યુસપેપરો વાંચવાની ટેવ હોય છે અને સંસારની વાતો બહુ કરવાની ટેવ હોય છે તેઓ આત્મજ્ઞાનની વાતો સમજી શકતા નથી.

જેઓ નિદ્રામાં છે, અજ્ઞાનમાં છે અને જેને જાગવાની ઇચ્છા છે તેને 'ઉત્થાન' કહે છે કે "ઉઠ". જેને જાગવાની ઇચ્છા નથી, જે જાણી જોઇને સુતા છે, જેને અજ્ઞાન અથવા નિદ્રા ગમે છે તેને બ્રહ્મા પણ જગાડી શકશે નહિ. તેથી જ શ્રી અરવિંદ પોતાના યોગ માટે કહે છે કે :—This Yoga is only for those who are called and chosen. કઠોપનિષદમાં પણ યમરાજા નચિકેતાને કહે છે કે यमेवैष वृणुते तेन लभ्यः ગીતામાં પણ ભગવાન કહે છે કે मनुष्याणां सहस्रेषु कश्चित् यतति सिद्धये ।

આ દૃષ્ટિએ જોતાં સમાજને આત્મજ્ઞાની બનાવવા માટે વર્ણાશ્રમ ધર્મની પદ્ધતિ જેવા ઉપાય સિવાય બીજો કોઈ ઉપાય નથી; પણ વ્યક્તિ પરત્વે જેને જાગવું છે તેને માટે હમેશાં સત્યુગ છે. સમાજ તમોગુણી હોય તો રજોગુણી થાય અથવા તે બન્ને ગુણ સુધારીને નીતિવાન અથવા સત્વગુણી કરી શકાય પણ આખી માણસજાત આત્મજ્ઞાની હજુ સુધી થઈ શકી નથી. વળી હાલની કેળવણી અને ખોટા સમાચાર અને ખોટું વર્તન આત્મજ્ઞાનને ઉત્પન્ન થવામાં કાંટારૂપ છે.

શ્રી શંકરાચાર્ય કહે છે કે આત્માની દૃષ્ટિથી આત્મા સદા જાગેલો

સહેજે ચાલ્યા નિત્ય જ જડી સંસારમાં જીવન વ્યતીત કર્યું. તેમ જ જીવનનો અને તેટલો ઉપભોગ કર્યો. પણ આટલી આટલી શક્તિઓ મનુષ્યના અંતરને જરાય તૃપ્તિ થતી નથી, એ વાત જગતના ધાર્મિક ઇતિહાસના અવલોકનથી સ્પષ્ટ થાય છે. મનુષ્યમાં નિરંતર પ્રશ્ન ઉઠે છે–સત્ શું છે? અને જ્યાં સુધી તેનો સમાધાનકારક ઉત્તર ન મળે ત્યાં સુધી તેને શાન્તિ વળતી નથી. ઈશ્વરનું અસ્તિત્વ સાબિત કરવામાં તર્ક કે દલીલો આપણને મદદ કરી શકશે નહીં, કારણ કે તેઓ જેટલા પ્રમાણમાં 'ઈશ્વર છે' એમ પુરવાર કરે છે, તેટલા જ પ્રમાણમાં 'ઈશ્વર નથી' એમ પણ સાબિત કરે છે. આને લઈને આ પ્રશ્નની વિચારણામાં તર્ક અને દલીલ નિરાકરણ કરી શકે એમ નથી. અપરોક્ષ અનુભવ જ ઈશ્વરના અસ્તિત્વની અચૂક સાબિતી તરીકે સ્વીકારી શકાય. અનુભવમાં આવેલી બીના ઉપર જ બધા તર્કનું મંડાણ થવું જોઈએ, કેમકે તર્ક એ અનુભવમાં આવેલી બીનાઓ વચ્ચેની સંબંધકડી છે, અને તેથી જો અનુભવ ન હોય તો તર્ક પણ સંભવિત નથી. આપણું બધું લૌકિક જ્ઞાનવિજ્ઞાન પણ અનુભવમાં આવેલી વસ્તુઓ પર જ અવલંબી રહેલું છે. એવી જ રીતે ધર્મવિજ્ઞાન પણ માત્ર સારહીન દલીલો ઉપર નહીં પણ અનુભવના પાયા ઉપર જ ચણાવું જોઈએ. તેથી ઈશ્વરના અસ્તિત્વની એકમાત્ર સાબિતી અપરોક્ષાનુભવ–સાક્ષાત્કાર જ હોઈ શકે. બહુ વિચિત્ર વાત છે કે, જેઓએ ધર્મ પર પ્રહારો કરેલા છે તેઓએ આવા મુદ્દાઓ સુધી પહોંચવાનો પ્રયત્ન સરખો કરેલો નથી. જેઓએ સ્વયં ઈશ્વરનો સાક્ષાત્કાર કરેલો છે તેમની પાસે એ લોકોની દલીલો નિર્બળ બની જાય છે; તેથી જ તો શ્રીરામકૃષ્ણ કહે છે કે, "રાતના તમે આકાશમાં ઘણા તારાઓ જુઓ છો, પણ સૂરજ ઊગે ત્યારે તમે તેમને જોતા નથી, તેથી શું તમારાથી એમ કહી શકાય કે દિવસે તારાઓ છે જ નહીં? તેવી જ રીતે એ ભાઈ! તારા અજ્ઞાનાવસ્થાના દિવસોમાં તું ઈશ્વરને જોઈ શકતો નથી

તેથી કહેતો નહીં કે ઈશ્વર છે જ નહીં."

જીવનની શરૂઆતમા સ્વામી વિવેકાનન્દ ઈશ્વરના અસ્તિત્વના વિષયમાં બહુ શંકાશીલ હતા. તેમણે પરમહંસને પૂછ્યું હતું કે, 'તમે ઈશ્વરમાં માનો છો ?'–તરત જ નિશ્ચિત પ્રત્યુત્તર મળ્યો, 'હા.' "તમે તે સાબિત કરી શકશો ?" 'હા' 'કેવી રીતે ?' 'તને જેમ અહી જોઉં છું તેમ તેમને પણ જોઉં છું, ફેર માત્ર એટલો જ કે તેમને વધારે પ્રબળતાથી અનુભવી રહ્યો છું, તારી ઇચ્છા હોય તો તને પણ તેનો અનુભવ કરાવી શકુ.'

પછી માત્ર સ્પર્શ દ્વારા સ્વામીજીને તેમણે ઈશ્વરસાક્ષાત્કાર કરાવી દીધો બધી શંકાશીલતા દૂર થઇ, બધો સંદેહ શમી ગયો અને શિષ્યને ખાત્રી થઈ ગઈ કે મતમતાંતરો, સિદ્ધાંતો, ધાર્મિક ક્રિયાઓ, ગ્રંથો કે મંદિરો એ બધું તો બહુ ગૌણ છે. ધર્મ એટલે સાક્ષાત્કાર અને એ જ ઈશ્વરની એકમાત્ર સાબિતી છે. ગમે તેટલી દલીલો કરીએ કે તર્કનો ઉપયોગ કરીએ પણ કેવળ સાક્ષાત્કારથી જ આપણો સંદેહ દૂર થશે. શ્રીરામકૃષ્ણનુ જીવન એવો પુરાવો પૂરો પાડે છે કે પ્રયત્ન કરીએ તો આપણે દરેક એ જાતનો સાક્ષાત્કાર મેળવી શકીએ.

( ૨ ) ઈશ્વર સાકાર કે નિરાકાર ? સગુણ કે નિર્ગુણ ?

આજકાલ જુદા જુદા ધર્મમતો પ્રત્યે, અને જે જાતના ઇશ્વરનો તેઓ બોધ કરે છે તેના પ્રત્યે તીવ્ર અસંતોષની લાગણી પ્રવર્તી રહેલી છે. અનેક કારણોને લઈને ઈશ્વરનુ સાકાર સ્વરૂપ માનવમનની સાથે મેળ ખાતું નથી. આમ હોવાથી માનવ ધર્મને અને તેનું પરિણામ જે ઉત્ક્રાન્તિવાદ તેને ઇશ્વરની જગાએ સ્થાપિત કરવાના પ્રયત્ન થયા છે. પરંતુ આવા પ્રયત્નો મનુષ્યને શાન્તિ અર્પી શકતા નથી અને પ્રાર્થના તથા પૂજા માટેની તેની આતરિક ઇચ્છા ચાલુ જ રહે છે. ઈશ્વર મનુકુળ માટે મહાન આવશ્યકતારૂપ છે. પરંતુ આગળ કહ્યું છે તેમ ઇશ્વર સબધી આપણુ જ્ઞાન, જો વિજ્ઞાને આપેલા શાસ્ત્રીય

જ્ઞાનની સાથે બંધબેસતું આવે તો જ, તે વર્તમાનયુગનો મનુષ્ય સ્વીકારી શકે. તર્કશાસ્ત્ર કહે છે કે વિશેષનો ખુલાસો સામાન્ય દ્વારા, અને સામાન્યનો ખુલાસો વધારે સામાન્ય દ્વારા કરવો જોઈએ. એક ફળ પડે છે ત્યારે આપણને અસંતોષ થાય છે, કારણ આપણે તેનો ખુલાસો આપી શકતા નથી. પણ જ્યારે આપણને માલૂમ પડે છે કે બધાં ફળો પડે છે, અને જ્યારે આપણને કહેવામાં આવે છે કે તે ગુરુત્વાકર્ષણના નિયમને લઇને પડે છે, ત્યારે આપણે સંતોષ અનુભવીએ છીએ. આની અંદર જ્ઞાનનો એક બીજો નિયમ પણ આવી જાય છે. તે નિયમ એ છે કે કોઈ પણ વાતનો ખુલાસો તેની અંદરથી જ આવવો જોઈએ, નહી કે તેની બહારથી. દાખલા તરીકે, કોઈ ભૂતપ્રેત ફળને નીચે ફેંકે છે એવો ખુલાસો આપીએ તો તે શાસ્ત્રીય ન ગણાય; પરંતુ એમ કહીએ કે ગુરુત્વાકર્ષણને લઈને નીચે પડવું એ તેનો સ્વભાવ છે તો એ ખુલાસો શાસ્ત્રીય છે, અને વિજ્ઞાન તે કબૂલ રાખે છે. વર્તમાન વિજ્ઞાનનો બીજો સિદ્ધાન્ત વિકાસવાદ-પ્રકટીકરણ-કાર્યકારણના નિયમનો છે. કાર્ય એ બીજું કંઇ જ નથી પણ કેવળ કારણનો વિકાસ જ છે, સમગ્ર વિશ્વ એ વિકાસ જ છે, સર્જન નથી. સાકાર ઇશ્વર આ બધી કસોટીમાંથી પસાર થઈ શકતો નથી; તેમાં કંઇ ને કંઇ દોષ આવી જાય છે; ઇશ્વરના સંબંધમાં એ જાતની માન્યતામાં અસંગતતા અને અસંબદ્ધતા આવી જાય છે.

આને લઇને વર્તમાનયુગનો માનવી એવા ઇશ્વરની કલ્પનાને સ્વીકારી શકતો નથી. તેને તો એવા ઇશ્વરની આવશ્યકતા છે કે જે આ બન્ને નિયમોથી-( ૧ ) સામાન્ય અનુમાન અને ( ૨ ) વિકાસવાદથી અબાધિત રહે. વેદાન્તનો નિરાકાર ઇશ્વર-ઉપનિષદ્નો બ્રહ્મ-આ બન્ને નિયમોને અનુકૂળ છે. ઈશ્વર ( ૧ ) સત્ ( ૨ ) ચિત્ ( ૩ ) આનન્દ સ્વરૂપ છે, એવી વ્યાખ્યા વેદાન્ત આપે છે, અને તે જ આ વિશ્વનું આદિ કારણ અને સામાન્ય તત્ત્વ છે એમ કહે છે.

( ૧ ) સત્-સત્તા-એ વિશાળમા વિશાળ સામાન્ય અનુભવ છે. જે આ વિશ્વની બધીયે વિવિધતાની અદર દષ્ટિગોચર થાય છે, કારણ કે દરેક વસ્તુ-મનુષ્ય-પ્રાણી-જડ પદાર્થ-અસ્તિત્વ ધરાવે છે. માનવમન આથી દૂર પહોચી શકતુ નથી

( ૨ ) ચિત્ શક્તિ-જ્ઞાનનો-અર્થ આપણને ઇન્દ્રિયો દ્વારા મળતુ જ્ઞાન એ નથી, પણ એ જ્ઞાનના સત્રૂપ-સાગરરૂપ છે, જે આપણા સાપેક્ષ જ્ઞાનરૂપે પ્રકટ થાય છે.

( ૩ ) આનન્દના સબધમા પણ આ રીતે જ સમજવાનુ છે આ નિરાકાર ઇશ્વર જ દરેક વસ્તુના સારરૂપ છે સર્વં ખલ્વિદં બ્રહ્મ-આ બધુ ખરેખર ઈશ્વર જ છે-તેઓ વિશ્વમાં છે અને વિશ્વરૂપ છે. તેનામા આપણે જીવીએ છીએ, હલનચલન કરીએ છીએ, અને આપણ અસ્તિત્વ ધરાવીએ છીએ. આ ઇશ્વર જ **વિવિધતા** દ્વારા પ્રકટ થયેલ છે અહી કોઇ બહારનો ખુલાસો આપવાની જરૂર પડતી નથી, તેમ જ વિશ્વ બહિર્ગત કોઇ સર્જનહારનો આશરો પણ લેવો પડતો નથી **સમગ્ર વિશ્વના સરવાળાનુ નામ ઇશ્વર.** પરતુ પ્રકૃતિ એ ઈશ્વર નથી ઇન્દ્રિય દ્વારા અનુભવ કરીએ તો પ્રકૃતિ રૂપે અને બુદ્ધિ દ્વારા શુદ્ધ, બુદ્ધ પરમ તત્ત્વ રૂપે તે દેખાય છે. તે એક ચિત્રપટ રૂપ છે, જેના ઉપર બુદ્ધિ અને ઇન્દ્રિયો જુદા જુદા વિશ્વો ચીતરે છે, તે સારો પણ નથી કે ભૂડો પણ નથી. તે તો બન્નેથી પર છે સારૂ અને નરસુ સાપેક્ષમા અસ્તિત્વ ધરાવે છે, પણ **નિરપેક્ષમાં-સપૂર્ણમાં** તે ટકી શકતુ નથી.

તો પછી બીજો સવાલ એ ઊભો થાય છે કે પ્રાર્થના કરવાની, પૂજા કરવાની આપણી મનોવૃત્તિનુ શુ ? ગૂઢ અનુભવો અને બધી જાતની પ્રાર્થનાઓ ઇશ્વર સાથે આપણો અગત સબધ દર્શાવે છે. નિરાકાર ઇશ્વરને કરેલી પ્રાર્થનાઓ આપણને સતોષી શકતી નથી, અને તેથી તેવી પ્રાર્થનાઓ લાંબો વખત ટકી પણ શકતી નથી.

આ પ્રશ્નના જવાબમા કહેવાનુ કે નિરાકાર ઈશ્વરની માન્યતા સત્ય હોવા છતા, તે સાકાર ઇશ્વરની માન્યતાનો ઉચ્છેદ કરતી નથી, બલ્કે તેને વધારે સારા પાયા ઉપર મૂકે છે, અને તેથી આપણી પૂજાપ્રાર્થના ટકી રહે છે વિશ્વ બહિર્ગત ઇશ્વરની કલ્પના ખડી રહી શકે એમ નથી એ ખરૂ, પણ જો આપણે નિરાકાર ઈશ્વરનો સ્વીકાર કરીએ તો સાકાર ઇશ્વર એ મનુષ્યબુદ્ધિ દ્વારા નિરાકારના ઊચામા ઊચા પ્રકારના વ્યાખ્યાન—કથન—તરીકે વર્ણવી શકાય જેવી રીતે ભૌતિક જગત એ પચેન્દ્રિય દ્વારા દેખાતો નિરાકાર ઇશ્વર છે, અને જો આપણને બીજી વધારાની ઇન્દ્રિયો હોય તો આપણા વિશ્વના અનુભવમા પણ ફેર પડે, તેવી જ રીતે સાકાર ઈશ્વર એ આપણે માટે નિરાકારની ઉત્તમોત્તમ રજુઆત છે

જેટલા પ્રમાણમા આપણી બહારનુ વિશ્વ ખરૂ છે જેટલા પ્રમાણમા આપણુ મર્યાદિત વ્યક્તિત્વ ખરૂ છે, માત્ર **તેટલાં પ્રમાણમાં** જ સાકાર ઈશ્વર પણ ખરો છે, તે કરતા લવલેશ પણ વધારે નહીં જ નિરપેક્ષ દૃષ્ટિએ જોતા તો સાકાર ઈશ્વર નથી, આ વિશ્વ પણ નથી આપણુ મર્યાદિત વ્યક્તિત્વ પણ નથી, છે માત્ર વર્ણનથી પર એવુ એક જ બ્રહ્મ.

શ્રીરામકૃષ્ણ ઘણી વાર કહેતા—"આપણે ઇશ્વરને સપૂર્ણપણે જાણી શકીએ નહીં, તે નિરાકાર છે અને વળી સાકાર પણ છે ભક્તોને માટે તે સાકાર છે જેણે વિશ્વ અસત્ છે એવો અનુભવ કર્યો છે એવા જ્ઞાનીની સમજમા તે નિરાકાર છે ભક્તો જાણે છે કે ઇશ્વર દુનિયાથી ભિન્ન છે, આમ હોવાથી ઇશ્વર તેમને સાકાર રૂપે દેખાય છે જ્ઞાની હમેશા 'નેતિ' 'નેતિ' કહીને વિવેકશક્તિનો ઉપયોગ કરે છે, અને તેને અનુભવ થાય છે કે આ 'હુ' અને વિશ્વ બન્ને અસત્ છીએ, સ્વપ્નવત્ છીએ તે બ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે, પણ તેનુ વર્ણન અશક્ય છે"

"તે કંઇક આના જેવું છે. નિરાકારને કુલકિનારા વિનાનો વિશાળ સમુદ્ર કલ્પો, પાણીનો અનન્ત વિસ્તાર, જેમાં ક્યાંય પણ જમીન દેખાતી નથી, માત્ર અહીંતહીં ભક્તિરૂપી અતિશય ઠંડીને લઇને જામી ગયેલાં બરફનાં ચોસલાં જોવામાં આવે છે; એટલે કે ભક્તને તે અવારનવાર સાકાર રૂપે દેખાય છે. જ્યારે જ્ઞાનસૂર્યનો ઉદય થાય છે ત્યારે બરફ ઓગળી જાય છે, અને તે વખતે ઈશ્વર સાકાર છે એમ કહી શકાય નહીં. કોણ કહે ? જે કહેવાનો તેનું (જીવાત્માનું) અસ્તિત્વ તો મટી ગયું છે, તેનો તો પત્તો જ લાગતો નથી."

"જો વિવેકશક્તિનો ઉપયોગ કરવામાં આવે તો 'હું' નું અસ્તિત્વ જ રહેતું નથી, જેમ ડુંગળીના દડાનાં ફોતરાં ઉતારતાં ઉતારતાં બાકી કંઇ રહેતું નથી તેમ. જ્યાં અહમ્‌ની જ નામનિશાની રહેતી નથી, ત્યાં પછી પત્તો કોણ લગાડે–બ્રહ્મસાક્ષાત્કારના સ્વરૂપની વર્ણના કોણ કરે ? ભક્તોને માટે તે સગુણ ઇશ્વર રૂપે છે, એટલે કે તે સાકાર ઇશ્વર રૂપે દેખાય છે, તેઓની પ્રાર્થના સાંભળે છે, વગેરે. તમે જે પ્રાર્થના કરો છો તે આ સગુણ ઈશ્વરની. તમે વેદાંતીયે નથી, તેમ જ્ઞાની પણ નથી, તમે ભક્ત છો; તમે સાકારને સ્વીકારો કે નહીં તેની કંઇ પર્વા નહીં. જો તમારામાં એવી શ્રદ્ધા હોય કે તે એવો છે કે પ્રાર્થના સાંભળે છે, સર્જે છે, સાચવે છે અને સંહારે છે તથા તેની શક્તિ અનન્ત છે,–તો પણ તમારું ગાડું ચાલશે–ભક્તિ દ્વારા તમે સહેલાઇથી તેને મેળવી શકશો."

(અપૂર્ણ)

卐

# કારણસત્તા–કાર્યસત્તા

## એક પ્રસંગ

લેખક —શ્રી રમણીક મ્ મહેતા



એક દિવસ સ્હવારના મારો અનુજ મારી પાસે આવ્યો અને કહ્યું,
"મોટાભાઇ, તમે કહેતા હતા કે હું ઉપનિષદનો અંશ સમજી શકું તે માટે તમે કહેતા હતા તે પ્રમાણે મે થોડું વાચન–પ્રાથમિક અભ્યાસ કર્યો છે હવે તમે મને 'ઈશોપનિષદ' સમજાવો

મે કહ્યું "ભાઈ, એ કઠિન છે તારાથી નહી સમજાય"

"મોટાભાઇ, તમે જ્યારે ત્યારે એમ જ કહ્યા કરો છો વળી કોઈ વખત એમ પણ કહો છો કે અત્યારના યુવાનોને ધર્મ પ્રત્યે આપણી તત્ત્વવિદ્યા પ્રત્યે અનુરાગ નથી અમારા જેવા જ્યારે પ્રયત્ન કરવા ઇચ્છીએ ત્યારે અમારા ઉત્સાહને આગળ ધપાવતા નથી અને પછી તમે અમારો વાક કાઢો છો"

"વારૂ" મે કહ્યું, આ કંઈ નવલકથા નથી એને સમજવા તારે યત્ન કરવો પડશે તને આપેલું મારૂ ભાષાન્તર તે વાચ્યું છે કે?

"હા જી" તેણે કહ્યું 'વાચ્યું પણ તેનો મર્મ કે હાર્દ

મારાથી ગ્રહણ થઇ શકતો નથી. માટે તમે મને તે સમજાવો. વધારે નહીં તો પ્રારંભના બે શ્લોકો તો જરૂર સમજાવો."

મેં કહ્યું "આપુભાઇ, તું જાણે છે કે મારો અભ્યાસ બહુ નબળો છે, મેં અહીંતહીંથી જ્ઞાન ગ્રહણ કરવા યત્ન કર્યો છે. મારામાં તું ધારે તેટલી યોગ્યતા નથી, કે અધિકાર નથી. છતાં તારી ઇચ્છા છે તો તે સમજાવવા હું યત્ન કરીશ.

"પહેલાં આપણે ઉપનિષદ્ એટલે શું તે સમજવા પ્રયત્ન કરીએ."

"એ તો તમે તમારા '*ઇશોપનિષદ્ 'ના ઉપોદ્‌ઘાતમા સમજાવ્યું છે, ઉપ+નિ+સદ્+ક્વિપ એવાં એનાં અવયવો છે. 'સદ્' ધાતુનો અર્થ–ગતિ, અવસાદ અને વિશરણ=હિંસન=વિનાશ કરવો, ગમન કરવું, પહોંચાડવું, શિથિલ કરવું એવો થાય છે. ઉપ=સમીપ–પાસે; નિ= નિશ્ચયપૂર્વક–ભક્તિપુરઃસર પાસે 'બેસવું' એવો પણ અર્થ થાય છે. નિશ્ચયરૂપે જેના દ્વારા બ્રહ્મને પ્રાપ્ત કરી શકાય, સંસારના કારણરૂપ અવિદ્યાનો નાશ કરી શકાય તેનું નામ ઉપનિષદ્. ઉપનિષદ્ એટલે બ્રહ્મવિદ્યા. બરોબર છે ને ?"

"વાહ, આપુભાઈ, તેં વાંચવાનો શ્રમ તો જરૂર લીધો છે. યાદ પણ રાખ્યું છે. વારૂ ત્યારે આપણે પહેલો મંત્ર લઈએ. પણ ત્યાર પહેલાં તું મારી સાથે શાન્તિપાઠ બોલ."

ચિ. આપુભાઈ શાન્તિપાઠ બોલે છે.

"વારૂ, આપુભાઈ, આ વિશાળ વિશ્વનો વિસ્તાર આપણે જોઇએ છીએ. એ સર્વ નામ રૂપના ચિત્રોથી અંકિત છે. આ વિશ્વનો તું કોઈ પણ પદાર્થ લે. તે પદાર્થનું કોઇને કોઇ રૂપ–આકૃતિ અને કોઇને કોઇ નામ છે. પરંતુ આ નામ અને રૂપ અસત્ય છે. એની અંદર જે સત્તા રહી છે–અનુપ્રવિષ્ટ છે તે જ માત્ર એક સત્ય વસ્તુ છે. નામ અને રૂપ તો વિકારી છે. હંમેશાં બદલાયા કરે છે, પરિવર્તન પામે છે,

અવસ્થાન્તર ધારણ કરે છે આ બધુ કારણસત્તાથી થાય છે. કારણ-સત્તાના જ આકાર વિશેષ જે નામરૂપની સ્વતંત્ર સત્તા નથી કારણ સત્તામા જ એમની નામરૂપની સત્તા છે જેને પોતાની સત્તા નથી એ કદાપિ સત્ય નથી માટે નામરૂપ અસત્ય છે સર્વ પદાર્થોમા અનુસ્યૂત કારણસત્તા એ સત્ય વસ્તુ છે બ્રહ્મતત્ત્વ છે એનાથી જ સમગ્ર વિશ્વ પરિવ્યાપ્ત છે "

આપુભાઈ, ' શી રીતે જરા સરળ કરી સમજાવો ? "

" જોવાની દષ્ટિ બે પ્રકારની છે એક કારણદૃષ્ટિ-પરમાર્થદૃષ્ટિ અને બીજી કાર્યદૃષ્ટિ-વ્યાવહારિક દષ્ટિ 'દાખલા તરીકે સુવર્ણ-સોનું લ્યો સોનાનો હાર, કુડળ, વલય, વીટી, બગડી, આ બન્નેમા કાર્ય-કારણ સબંધ કેવો છે ?"

આપુભાઈ, "સોનાના જ એ બધા દાગિના છે!"

" બરાબર. પણ કારણ શુ છે? હારનુ કારણ શુ? વલયનુ કારણ શુ ? "

આપુભાઇ ' સોનુ ? "

' યથાર્થ કહ્યુ સુવર્ણ એ જ ઉપાદાન-કારણ છે અને હાર, વલય, વીટી, કુડળ એ સોનાનુ અવસ્થાન્તર છે-સુવર્ણનો આકાર વિશેષ છે સાધારણ માણસો માને છે કે-( તેમની વ્યાવહારિક દષ્ટિને લીધે ) હાર, કુડળ અને વલય જુદા જુદા પદાર્થ છે પણ એમને એ જણાતુ નથી કે સુવર્ણની સત્તામા કઈ ઓછુવત્તુ થતુ નથી મુકુટ, કુડળ વલયને તોડી નાંખો વલય, કુડળ અને મુકુટનુ રૂપ ગયુ-નામ ગયુ પણ સોનુ તો એનુ એ રહ્યુ આ પ્રમાણે નામરૂપ મિથ્યા છે, પણ તેમા કારણસત્તા જે અનુપ્રવિષ્ટ છે તે સત્ય છે તે પ્રમાણે જગતમા અનુપ્રવિષ્ટ બ્રહ્મસત્તા સત્ય, નામરૂપાત્મક અંશ મિથ્યા છે * આટલુ તો

* ભગવાન ભાષ્યકારે આ વાત તેમના વેદાંતસૂત્રમા તેમ જ ઉપ ભાષ્યોમા સમજાવી છે विकारेऽनुगत जगत्कारण ब्रह्म तदिह

હવે સમજાય છે ને ? તે દહાડે તુ ડૉ. ચંદુભાઇને ત્યાં વાલકેશ્વર આવ્યો હતો કે ?"

આપુ :—"ના, કેમ ? મહારાજ શ્રી હંસદેવજી પધાર્યા તે વખતની વાત કરો છો ? ના હું ન્હોતો આવ્યો."

"ઠીક, પણ, મહારાજે આ વાત બહુ સુન્દર રીતે સમજાવી હતી તેમણે કહ્યુ હતું કે જગતના સર્વ પદાર્થો આ પાચ પ્રકારના તત્ત્વોમા વ્હેચી શકાય છે. ૧ **અસ્તિ, ૨ ભાતિ, ૩ પ્રિય, ૪ નામ, ૫ રૂપ** અસ્તિ એટલે તે પદાર્થ છે. ભાતિ હું તેને જાણુ છુ અર્થાત્ કે તે જ્ઞાનનો વિષય છે એવી પ્રતીતિ. પ્રિય તે આનંદનુ કારણ છે. તેનુ એક નામ છે. રૂપ=તેનો એક આકાર સ્વરૂપે છે. દાખલા તરીકે ઘડો—અસ્તિ. ઘડો છે. ઘડાને ભાતિ હું જાણુ છુ. એ માત્ર જ્ઞાનનો વિષય છે ઘડો પ્રિય છે. કારણકે તે મને ઉપયોગી છે પાણી ભરવામા કામ લાગે છે. એ પદાર્થનું નામ ઘડો છે. અને રૂપ-તેનુ અમુક આકારનુ સ્વરૂપ છે. આમાના પ્રથમ ત્રણ **અસ્તિ-ભાતિ** અને **પ્રિય=સત્**, ચિત્, આનંદ એ નિત્ય છે-સર્વત્ર સમાન છે એમા નાનાત્વ કે ન્યૂનત્વ-વધઘટ નથી. એક રસ એક રૂપ છે. બાકીનામાં નાનાત્વ છે. જો। ઘડો તૂટયો તો તેના ઠીબા-ઠીકરાં થયા. ઠીબા છે, ઠીબા ભાતિ, ઠીબા પ્રિય છે. ઠીબું એ પદાર્થનુ નામ છે. ઠીબાં તે અમુક રૂપ છે ઠીબા પ્રિય છે કારણકે તે કામમા આવે છે. અહી પહેલાના ત્રણ તત્વ તો એના એ છે અસ્તિ, ભાતિ અને પ્રિય એમા ફેરફાર કે ન્યૂનત્વ નથી પણ ઘટનુ નામ બદલાયુ અને રૂપ બદલાયુ એ ઠીકરાંના ગોળ ટૂકડા કરો તો તેને કુકા કહીશુ. છોકરીઓ તેનાથી રમે છે. માટે તે તેમને પ્રિય

---

सर्वमित्युच्यते। सर्वं खल्विदं ब्रह्म ( छां ३ १४-१ ) इति। कार्यस्य कारणाद्व्यतिरेकमि ति वदयाम " ( वेदान्तदर्शन-१-१. २५ ) दृष्टनष्टस्वरूपत्वात्स्वरूपेणानुपाख्यत्वात ( वेदान्तदर्शन-२-१ १४ ) બીજા અધ્યાયનુ આ સૂત્ર અવશ્ય પઠનીય છે.

છે. એટલે કુકા અસ્તિ, કુકા ભાતિ અને કુકા પ્રિય એમાં કંઈ ન્યૂનત્વ ન થતાં એનાં એ છે જ્યારે નામ અને આકારમાં ફરક થયો. તે અખંડ એકરૂપ છે. નામરૂપમાં નાનાત્વ છે. તે મિથ્યા છે. બાકી સત્, ચિત્ અને આનંદ એક સર્વનાં એક રૂપ છે."

"સાપ, વિંછી અને વાઘ એ પણ પ્રિય છે ?"

"ઠીક સવાલ કર્યો. આપણને સાપ પ્રિય છે કે નહીં. વાદીને પ્રિય છે કે નહીં. જે તેનું જહર દવામાં ઉપયોગમાં લે છે તેને પ્રિય છે કે નહીં ? વાઘ એ વાઘણને પ્રિય છે. તેમનું ચામડું ઘણાને કામમાં આવે છે માટે પણ તે પ્રિય છે. યોગીને પ્રિય છે. શિકારીને પ્રિય છે. મતલબ કે અસ્તિ, ભાતિ અને પ્રિય એ અંશ સર્વત્ર સમાન અને એક રસ છે. સમજ્યો"

આપુભાઈ—" હા. સમજ્યો. "

"ત્યારે હવે તું એ શ્લોકનું તાત્પર્ય મેં લખ્યું છે તે તું વાંચી સંભળાવ."

ચિ. આપુભાઈ વાંચે છે :—

"આ જગતમાં જે કંઈ પદાર્થ છે, તે બ્રહ્મવડે વ્યાપ્ત છે. સર્વ પદાર્થોમાં બ્રહ્મ વ્યાપક છે; એ નિયમ છે. હંમેશાં કારણ કાર્યમાં વ્યાપેલું હોય છે. ઘડો, ચંબુ, માટલી એ પ્રત્યેકનું કારણ જે માટી તે તેમાં વ્યાપ્ત છે. ઘડામાં, ચંબુમાં, માટલીમાં, માટી વિના બીજું કંઈ નથી. વાસ્તવિક રીતે જોતાં એ સર્વ માટીનાં અવસ્થાંતર છે. માટીનાં જુદાં જુદાં રૂપ અને નામ છે. એક જ માટીનાં જુદાં જુદાં રૂપને આપણે ઘડો, ચંબુ, માટલીનાં નામથી ઓળખીએ છીએ. ઘડો, ચંબુ અને માટલીમાં મૃત્તિકા વ્યાપ્ત છે. પણ મૃત્તિકામાં ઘડો, ચંબુ કે માટલી વ્યાપ્ત નથી. વિચાર કરતાં સ્પષ્ટ જણાય છે કે જે કારણ તે વ્યાપક છે. અને કાર્ય તે વ્યાપ્ય છે. જગતનું કારણ બ્રહ્મ છે. ઘટમાં માટી વ્યાપ્ત છે તેમ બ્રહ્મ પણ જગતમાં વ્યાપક ભાવે

રહેલ છે. જગત્ એ બ્રહ્મનો વિચાર કે પરિણામ નથી, માત્ર પ્રતિભાસ છે * .

"ઠીક, ત્યારે જે મહાપુરૂષો સર્વ પદાર્થોમાં એ કારણસત્તા-બ્રહ્મને જુવે છે-તેનો અનુભવ કરે છે, તેમને માન, યશ, કીર્તિ આદિની કામના સાથે કંઈ સંપર્ક નથી. તેમને કોઈ પણ પ્રકારની એષણા હોતી નથી. તેઓ જાણે છે કે માન, યશ, કીર્તિ, ધન એ અસત્ય છે સ્થિર નથી. અને પદાર્થોમાં કારણસત્તા ઓતપ્રોત રહેલી છે. એ બ્રહ્મ-સત્તાને લઈ લેવામાં આવે તો કોઈ પણ પદાર્થની સત્તા નથી. કારણ-સત્તાથી પૃથક્ સત્તા નથી. જેઓ ખરા તત્ત્વદર્શી છે તેઓ સમજે છે કે બ્રહ્મસત્તા સિવાય કોઇ સત્તા નથી. ધનાદિ પદાર્થોનું અસ્તિત્વ નથી. આવા પુરૂષો કોઇ પણ પ્રકારની કામનામાં લપટાતા નથી. સર્વદા બ્રહ્મસત્તાના અનુભવમાં પરમાનંદ માણે છે. બધું ઈશ્વરથી આચ્છાદ્ય લેખી કોઈ જાતની કામનામાં નિમગ્ન થયા વગર પરમાનંદમાં મગ્ન રહે છે. ઈશાવાસ્યોપનિષદના પહેલા મંત્રનું આ તાત્પર્ય છે."

આપુભાઈ—" પણ મોટાભાઇ, એ શી રીતે સાધ્ય થાય ? "

"અભ્યાસથી; કહ્યું છે કે

સતત બ્રહ્મ અભ્યાસસે, મલવિક્ષેપકો નાશ;
જ્ઞાન દૃઢ નિર્વાસના, જીવન્મુક્તિ પ્રતિભાસ.

અભ્યાસથી શું સાધ્ય નથી થતું? પલકમાં પ્રાણહર વિષને પણ અભ્યાસથી ખાઈ શકે છે તો સારા વિષયને માટે યોગ્ય દિશામાં અભ્યાસથી ધ્યેયને સહજ સાધી શકાય છે. વારૂ. આજે તને શ્રી ઇશાવાસ્યોપનિષદનો પ્રથમ મંત્ર સમજાવ્યો એના પર વિચાર કરજે. પછી આગળ સમજાવીશ."

*જુઓ આ લેખકનું 'ઇશાવાસ્યોપનિષદ'નું ગુજરાતી ભાષાં-તર. ૫-૭.



# ી રામકૃષ્ણ પરમહંસદેવ—એક અંજલિ

લેખક :—શ્રી. શાન્તિલાલ ઠાકર, એમ એ.



સમર્થ વેદાન્તવીર નરશાર્દૂલ સ્વામીશ્રી વિવેકાનન્દના મહાગુરુ શ્રી રામકૃષ્ણ પરમહંસદેવનું હું જ્યારે ધ્યાન કરું છું ત્યારે આધુનિક વિજ્ઞાનવાદ અને નાસ્તિકતાના જમાનામાં પણ મારા રોમાંચ ખડાં થઈ જાય છે. તે એવી એક સરલ સંત ઓલિયાની મૂર્તિ છે કે જે સંપૂર્ણ સમર્પણભાવથી સામાન્ય પલાંઠી વાળીને સુખાસને વિરાજેલી છે. તેમની ઈશ્વરી નશાથી મસ્ત બનેલી આંખો હમેશાં ભાવાવેશમાં અર્ધ નિમીલિત રહેતી છે. તેમના મુખારવિન્દ પર બાલોચિત આર્જવ અને સરલતા તરવરી રહેલાં છે. તેમનો તપ્ત તામ્રવર્ણો દેહ જાણે અનેક પ્રકારના દૈવી સાક્ષાત્કારોની અનુભૂતિને પિંડાકારે પોતાનામાં સમાવીને તગતગી રહ્યો છે. બાદશાહી બેપરવાઈથી તેમણે પોતાના ધોતિયાનો એક છેડો પોતાના ડાબા ખભા ઉપર નાખેલો છે. તેમને પોતાના દેહનું કે જગતના બાહ્ય પદાર્થોનું ભાન નથી. તેમની છાતી, અંદર સાક્ષાત્ જગન્માતા મહાકાલી સતત આસન જમાવીને બિરાજેલી હોય તેમ, ફાટુંફાટું થઈ રહેલી છે. મહામુનિ અગસ્ત્યે સાત સાત સમુદ્રના જલ પોતાના ઉદરમાં શમાવી દીધાં હતાં, તેમ ભગવાન શ્રી રામકૃષ્ણદેવે અનેક આધ્યાત્મિક અનુભૂતિઓનો નિષ્કર્ષ પોતાની

ભીતરમાં શમાવી દીધો છે. માથા ઉપર વાળ અને દાઢીના વાળ બેદ-કારીથી, હોળ્યા વિનાના કે સાફ કર્યા વિનાના ઊગેલા દેખાય છે. મૂછોના વાળ પણ અસ્તવ્યસ્ત છે. આંખોમાં અગમનિગમના અને ભગવત્પ્રેમના જાદુના આંજણ છે. ભાવાવેશના બળથી હાથની કેટલીક આંગળીઓ ટટ્ટાર અને કેટલીક અડધી વળેલી દેખાય છે થોડાક ઊઘડેલા મુખમાંથી આગળના ત્રણ દાંત દેખાય છે—બાલોચિત સરલતા અને ભાવાવેશના જાણે અપ્રતિધર્ષ્ય પ્રતિનિધિ. આખી અંગયષ્ટિ જાણે તાંત્રિક અને યૌગિક અનુભૂતિઓની ભઠ્ઠીમાં તપીતપીને સુકુમાર અને અતિશય સંવેદનશીલ બની ગઈ છે તે અંગયષ્ટિમાં દરેક સૂક્ષ્મ આંદોલન અને ભાવોર્મિલ સંવેદનને અનુરૂપ ઝીલવાની તાકાતવાળુ, આધ્યાત્મિક ઊર્મિતંત્ર જેવુ, હૃદય બિરાજે છે. વ્યષ્ટિથી વિરાટ્ સુધીની સઘળી અનુભૂતિઓને યોગ્ય પ્રતિકાર્ય આપતુ સમર્થ ધારણાશક્તિવાળુ તે ઊર્મિતંત્ર છે. પરમહંસદેવનુ જીવન એટલે એક પછી એક એમ સતત ભાવાવેશોથી ભરચક, અસ્ખલિત વહેતુ જતુ ભાવસમાધિઓનુ અખંડ ઝરણુ! સામાન્ય ઊર્મિતંત્ર અને સામાન્ય શરીરયષ્ટિ તો એટલા અને એવા ઊંડા સૂક્ષ્મ આઘાતો સહન જ ન કરી શકે! છતા આ સામાન્ય દેખાતા શરીરની આસપાસ, સૂક્ષ્મ વાતાવરણમાં, અનેક આધ્યાત્મિક સત્ત્વો હાજર રહેતા છે. દેવો, ઋષિઓ અને સંત યોગીશ્વરો તે સૂક્ષ્મ વાતાવરણમાં તરવરી રહ્યા છે, પોતાનુ સામર્થ્ય અને પોતાની સિદ્ધિઓ એ જગન્માતાના આધ્યાત્મિક વાહનતંત્રમાં ઢાલવી રહ્યા છે અને અનેક પ્રકારે આધુનિક જમાનાની આ આધ્યાત્મિક વિભૂતિની રક્ષા કરી રહ્યા છે તેમના મસ્તિષ્કની આસપાસ એક દૈવી તેજવર્તુલ છવાઈ રહેલુ છે, તેમાથી અસંખ્ય બળવાન પ્રકાશકિરણો ફેલાઈ રહ્યા છે. શ્રી રામકૃષ્ણ પરમહંસ એટલે અવિરત કામ કરતી, આધ્યાત્મિક તણખાઓ ઝરતી, હજારો હોર્સપાવરની એક દૈવી ફેક્ટરી!

ઇ. સ. ૧૮૩૬ના ફેબ્રુઆરીની ૧૭મી તારીખે આ આધ્યાત્મિક વિભૂતિનું પ્રાકટ્ય થયું. ઇ સ. ૧૮૮૬ના ઓગસ્ટની ૧૬મી તારીખે તેમનુ મહાનિર્વાણ થયુ તેમના પિતાનું નામ ખુદીરામ ચેટરજી. તેમની માતાનુ નામ ચન્દ્રાબાઇ. પરમહંસદેવનુ નાનપણનુ નામ ગદાધર. ધાર્મિકતા, પ્રામાણિકતા અને આસ્થા તેમને કૌટુંબિક વારસામા લોહીમા મળેલા. નાનપણથી જ ગદાધર સુંદર અને પાડોશમાં અનેક સ્ત્રીઓના લાડીલા હતા બજારમાથી મૂર્તિઓ લાવી તેમનું ધ્યાન કરવુ એ તેમની ક્રીડા અનેક દેવદેવીઓની મૂર્તિઓનું વિધાન કરવુ–અને તે પણ શિલ્પકળાની દૃષ્ટિએ સંપૂર્ણ અને સર્વાંગ સુંદર અનવદ્ય –એ તેમની બાળચાતુરી જન્મતા વેતજ ગબડીને રાખોડીથી આખા શરીરને લિપ્ત કરેલુ–જાણે ભવિષ્યના ભગીરથ ત્યાગ અને સંન્યાસની એ પૂર્વ આગાહી ન હોય ! મહાભારત અને રામાયણની કથાઓ સાભળવી, અને ભાગવત તથા પુરાણો અને મહાભારત–રામાયણના મહાકાવ્યોના પ્રસંગો ભજવતી ગામની નાનાં દશ્યો જોવા, તેમાં તન્મય થઇ જવુ, તેનુ સ્વારસ્ય મેળવવુ એ તેમની ભાવસમાધિઓની પરંપરા માટેની પૂર્વ તૈયારી !

પિતાના અવસાન બાદ મોટાભાઈ કુટુંબના ભરણપોષણની જવાબદારીના ભારથી હરબડી ગયા. ગદાધરને બોલાવી કહે કે–' હવે તું ઉંમરલાયક થયો. થોડીઘણી કમાણી કરી, મારો બોજો હળવો કરવો તે તારી ફરજ છે, માટે થોડુ ઘણું ભણી લે ' ગદાધરે તત્કાળ, હસતાં હસતા પણ દૃઢનિશ્ચયથી, જવાબ આપ્યો. " જે ભણતરથી મૂઠી ચોખા અને લોટ મળે, તે ભાખરીના ભણતરને મારે શું કરવુ છે ? હુ તો તે વિદ્યા ભણવાનો કે જે ભણવાથી સંસારના ત્રિતાપની આત્યંતિક નિવૃત્તિ થાય ! " આ પ્રતિજ્ઞા તેમના આધ્યાત્મિક અનુભવોથી ખીચોખીચ ભરેલા જીવનનાટકનું મહાબીજ.

ત્યાર પછી તો પ્રારબ્ધવશાત્ તેમણે ગણી ગાસમણિએ ભવ્યં

ઉદારતાથી બંધાવેલા દક્ષિણેશ્વરના મહાકાલી મંદિરના પૂજારીનું કામ સ્વીકાર્યું. તેમનું પૂજારીપણું એટલે આજકાલ જોવામાં આવતા લોભી બ્રાહ્મણોના પૂજારીવેડા નહિ, પણ માતાજીની મૂર્તિમાં તન્મય બની જાય, તેમને શણગાર સજાવવામાં અથવા નૈવેદ્ય ધરાવવામાં ચિત્તવૃત્તિની યોગબદ્ધ એકાગ્રતા એ તેમની ભીષણ સાધનાની શરૂઆત. "જગન્માતા મારી પાસેથી હાજરાહજુર શણગાર કેમ ના સ્વીકારે અથવા તો નૈવેદ્યનું આસ્વાદન ન કરે ?" આ તેમની નેમ ! રાણી રાસમણિને તથા તેમના જમાઈ મથુરબાબુને આ પૂજારી અસામાન્ય લાગ્યો ભાવાવેશની મસ્તીમાં માતાજીને ધરાવેલા થાળમાંથી પોતે આરોગવા માંડે; અને માતાજીને ચઢાવવાના પુષ્પ પોતાના મસ્તક પર મૂકે ! આસપાસના લોભી પામર નોકરચાકરોએ ગદાધરની ગણની ગાંડામાં કરવા માંડી તેમને થોડી જ ખબર હતી કે એ ગાંડપણ ન હતું પણ દૈવી ભાવાવેશનો ઉન્માદ હતો, જગન્માતા તરફના અપૂર્વ પ્રેમની મસ્તી હતી, અભેદભાવનાનો સાક્ષાત્કાર હતો ! રાણી રાસમણિ અને મથુરબાબુ—જેમને પરમહંસદેવ પછીથી પોતાના જીવન માટે માતાજીએ નિર્માણ કરેલા કુબેરભંડારી કહેતા—આવું અસાધારણ દૃશ્ય અને ગદાધરની તન્મયતા જોઈને તેમના તરફ આકર્ષાયા તેમના તરફ પૂજ્યબુદ્ધિ રાખતા થયા, અને તેમની પૂજા જેવી માતાજીની પૂજા બીજો કોઈ કરી શકે તેમ નથી એમ માની પોતાનું અહોભાગ્ય સમજતા થયા

ત્યારપછી દક્ષિણેશ્વરના આમ્રવાડિયામાં અને પંચવટીમાં પરમહંસદેવની ભયંકર સાધનાઓની શરૂઆત થઈ. શ્રી રામકૃષ્ણદેવે પોતાના જીવનમાં અત્યારના સઘળા મુખ્ય ધર્મોનો સાક્ષાત્કાર કર્યો છે તન, વેદાન્ત, ઇસ્લામ, ખ્રિસ્તીધર્મ, વૈષ્ણવધર્મ, શૈવધર્મ—આ સઘળા ધર્મોનાં અંતરંગ સાધન તેમણે એક પછી એક હાથમાં લીધાં અને જેમ એક મુખ્ય કિલ્લો કબજે કર્યા પછી, બધા બીજા કિલ્લા કુદરતી

સેનાપતિ સહેલાઈથી સૂર કરે, તેમ શ્રી રામકૃષ્ણદેવે પોતાના ભાવાવેશના સામર્થ્યથી એક રસ્તે પરમતત્ત્વનો સાક્ષાત્કાર કર્યો, ત્યાર પછી બીજા ધર્મોનું રહસ્ય પણ થોડા જ દિવસમાં અનુભવી, છેવટ બધા ધર્મોનું લક્ષ્યસ્થાન એક જ છે—એવો આધુનિક જમાનાને મહા ઉપયોગી અને મોઘેરો સાક્ષાત્કાર કર્યો. આ પ્રકારના અદ્વિતીય, સર્વધર્મસમન્વયી સાક્ષાત્કારને જો માનવજાતિ બરાબર સમજે, તો ધર્મને નામે જે વેરઝેર તથા સંહાર થાય છે તે બંધ થઈ જાય. આ પરમહંસદેવનું આધુનિક જમાનાને મહાનમાં મહાન અર્પણ. અને આ અર્પણ નાસ્તિકવાદના અને વિજ્ઞાનવાદના આ જમાનામાં કંઈ નાનુંસૂનું ન કહેવાય! વળી દૈવીત ત્રની ખૂબી તો એ છે કે જ્યારે જ્યારે તે અમુક માર્ગનું અનુસરણ કરતા, ત્યારે ત્યારે તે તે માર્ગના નિષ્ણાત પુરુષો પ્રભુપ્રેરિત જ દક્ષિણેશ્વર ચાલ્યા આવતા. આ રીતે તાંત્રિક ઉપાસના વખતે ભૈરવી બ્રહ્માણી આવી પહોંચ્યાં. વેદાન્તમાર્ગના અનુસરણ વખતે તોતાપુરીજી આવી પહોંચ્યા. અને આ નિષ્ણાતો પણ આવ્યા, પરમહંસદેવની સાધનામાં અંગુલિનિર્દેશ કરવા પૂરતા નિમિત્તમાત્ર બન્યા, અને પોતાના કરતાં શિષ્યમાં વધારે યોગ્યતા અને કુંડલિનીઉત્થાન જોઈ, આશ્ચર્યચકિત થઈ, શિષ્ય તરફ માન બુદ્ધિ લઈ, ચાલ્યા ગયા.

પરમહંસદેવ પોતાની માનવી બુદ્ધિનો ઉપયોગ જીવનમાં કરતા જ નહિ તેમનો તો એક જ મહામંત્ર હતો, "જગન્માતા મહાકાળીને સંપૂર્ણભાવે, દરેક ક્રિયામાં, આંતર તેમ જ બાહ્યજીવનમાં, સમર્પણ." જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સૂર નીકળે—ભગવતી મહાકાળી જંત્રી હતા તેઓ જેવો જંત્ર પરમહંસદેવના શરીરગત દ્વારા વગાડે, તેવો સૂર તેમના જીવનમાંથી નીકળતો. તેમનામાં પાંડિત્ય ન હતું, વિદ્વત્તા ન ... બુદ્ધિનો ચમત્કાર ન હતો. તેઓ જીવનની પ્રત્યેક ક્રિયામાં અંતર પ્રેરણા પ્રમાણે વર્તતા પાછળથી તેમની પાસે જે જે માણસો કે

શિષ્યો આવ્યા, તેમને તેમણે ઘણા વર્ષો પૂર્વે સમાધિમા જોયેલા પછી પહેલી જ વખતે મળતા, તેઓ તેમને ઓળખી કાઢતા, અને દરેકની આતર તૈયારી અથવા પૂર્વના સસ્કારો-અદરની દૈવી પ્રેરણાથી જોઈ લેતા અને તે પ્રમાણે તેની સાથે વ્યવહાર કરતા અને માર્ગ-નિદર્શન કરતા, થોડુ ઘણુ વાચીને શાસ્ત્રના પારિભાષિક શબ્દો વાપરી, પોતાની જાતને પંડિત માનનારા-મનાવનારા પંડિતમન્ય લોકોને આ હકીકતમાથી કેટલુ બધુ શીખવાનુ મળી રહે તેમ છે!

પ્રારબ્ધવશાત્ આ સસારી-યોગીને નામનો ગૃહસ્થાશ્રમ પણ વળગેલો હતો તેમના ગાડપણને સામાન્ય દુન્યવી ગાડપણ ગણી તેમાથી તેમને મુક્ત કરવા, સગાવ્હાલાએ તેમને પરણાવી દીધેલા! તેમના ધર્મપત્નીનુ નામ શારદામણિદેવી દૈવી સકેત પ્રમાણે શારદામણિ પણ ઉચ્ચ સસ્કારી હતા, પોતાના પતિદેવનુ જીવનરહસ્ય તેમણે ક્ષણમા સમજી લીધુ; અને આર્ય સન્નારીને દીપે તે પ્રમાણે તેમણે પરમહસદેવને પોતાના જીવનને માર્ગે આગળ ધપવામા અડચણ ન નાખી પરમહસદેવ તેમને ગૃહવ્યવહારની નાનામા નાની વિગતથી માડીને તે આધ્યાત્મિક સાધના સુધી-સર્વ વિષયોનુ શિક્ષણ આપતા શારદામણિને આધ્યાત્મિક વલણ સદી ગયુ તાત્રિક રીતે પરમહસદેવે પ્રથમ સમાગમે શારદામણિનુ ભગવતી મહાકાલીસ્વરૂપે પુજન કર્યું. પરિણામે જીવનપર્યંત આ પરિણીત દેવદેવીનુ સુગન બ્રહ્મચર્ય પાળી દૈવી માર્ગે સચર્યું. કેટલુ કઠિન વ્રત! કેવો ભીષણ સયમ! કળિકાળમા ગૃહસ્થાશ્રમીઓને કેવો મૂક ઉપદેશ! અતકાળ સુધી શારદામણિદેવીએ પરમહસદેવની મૂગી સેવાશુશ્રૂષા કરવામા, અને તેમના અને તેમના માર્ગનુ અનુસરણ કરી પતિદેવની ઈચ્છામા જ પોતાની ઈચ્છા એકરૂપ કરવામાં પોતાના જીવનની ધન્યતા અનુભવી! હજારો વંદન હો એવા પવિત્ર, આર્ય સન્નારીરૂપ શારદામણિદેવીને!

પરમહસદેવ ત્યાગ ઉપર ખૂબ ભાર મૂકતા "કનક તથા કામિ-

નીનો ત્યાગ પ્રભુપ્રાપ્તિ માટે આવશ્યક છે "—આ હકીકત તેઓ પોતાના યોગ્ય શિષ્યો સમક્ષ રજૂ કરતા થાકતા જ નહિ. છતાંય ત્યાગનો અધિકાર જેમનો ન હોય તેવા ગૃહસ્થાશ્રમીઓ સમક્ષ અથવા તેવા શિષ્યો સમક્ષ તેઓ કહેતા કે–" સંસારમા ગૃહસ્થાશ્રમમાં રહીને માયા સાથે લડવુ, તે કિલ્લામા રહીને શત્રુ સાથે લડવા જેવું સુગમ છે. કિલ્લાની બહાર, બખ્તર પહેર્યા સિવાય સ્હામે મ્હોએ માયા સાથે લડવુ એ તો મહાવીરનુ કામ છે " દ્રવ્યનો ત્યાગ પરમહંસદેવે પોતાના જીવનમા એવો તો વણી દીધો હતો કે એક વખત નરેન્દ્રે ( પાછળથી સ્વામી વિવેકાનંદ ) તેમની પરીક્ષા ખાતર તેમની પથારી નીચે એક થોડી કીમ્મતનો સિક્કો સંતાડી દીધો હતો; પછી ત્યાંથી આવી પરમહંસદેવે પથારીનો સ્પર્શ કર્યો કે તરત જ જાણે તેમને વીંછીનો દંશ થયો હોય તેમ તે ચમકયા, અને કહ્યું કે–"અહીં કંઇક દ્રવ્ય પડેલુ હોવુ જોઇએ " તપાસ કરતા પેલો સિક્કો નીકળ્યો. આ જોઇને નરેન્દ્રને શ્રી પરમહંસદેવના કડક ત્યાગની ખાતરી થઇ ગઈ કામિનીત્યાગના સંબંધમા પણ એક વાર રાણી રાસમણિ તથા મથુરબાબુએ તેમની પાસે વેશ્યાઓ મોકલેલી, ત્યારે તેમનામા પણ જગન્માતાના સ્વરૂપનુ દર્શન કરી તે ભાવસમાધિમાં આવી ગયેલા. આ જોઈ રાણી રાસમણિ તથા મથુરબાબુ લજ્જિત થઇ ગયેલા, અને તેમને પરમહંસદેવ પ્રત્યેના માનમા અનેકગણો વધારો થયેલો. આવા પ્રકારના ઉચ્ચ ત્યાગ સિવાય આધ્યાત્મિક સિદ્ધિ પ્રાપ્ત થવી મુશ્કેલ છે તે સહેલાઇથી સમજી શકાય તેવુ છે.

પોતે આવા ઉચ્ચ કોટિના સિદ્ધ પુરુષ હોવા છતાં, પરમહંસદેવ બહુજ નિખાલસ અને સરળ હતા, તેઓ શાસ્ત્ર ભણ્યા ન હતા પણ તેઓ જે ... તે શાસ્ત્રોનો નિષ્કર્ષ હતો બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય, ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર, શ્રી કેશવચંદ્ર સેન વગેરે મહાપુરુષોના સમાગમ વખતે પણ પરમહંસદેવ તો પોતાની લાક્ષણિક સરળ-

તાથી પોતાને જે કહેવાનું હોય તે નિખાલસપણે કહી નાખતા. તેમના દૃષ્ટાન્તો અનુભવમાંથી નીકળેલા હોઇ હૃદયગમ્ય અને સચોટ નીવડતા તે પોતાની પાસે આવતા નવજુવાનોને પરમાત્મપ્રાપ્તિ માટે પ્રેરતા ત્યાગ ઉપર ભાર મૂકતા, અને વિરક્ત ઉત્સાહી નવજુવાનોને પોતાની પ્રેરણા તથા સિદ્ધિ આપવા તલપાપડ બની જતા. સ્વામી શ્રી વિવેકાનન્દનો દિગ્વિજય આડકતરી રીતે પરમહંસદેવનો જ આધ્યાત્મિક વિજય છે. રામકૃષ્ણ મઠના સંન્યાસીઓની જગત્સેવા તથા માનવસેવાની પીઠમાં પરમહંસદેવની પ્રેરણા જ પડેલી છે. મહાપુરુષોનું સંકલ્પબળ જગતને કેટલું હચમચાવી શકે છે તેનો પ્રત્યક્ષ દાખલો પરમહંસદેવ પૂરો પાડે છે.

પરમહંસદેવમાં શિષ્યોમાં સુષુપ્ત પડેલી કુંડલિનીને જાગૃત કરવાની અદ્ભુત શક્તિ હતી. માથા પર સ્પર્શ કરીને, હૃદય પર સ્પર્શ કરીને, પ્રસાદ દ્વારા—વગેરે વાહનો મારફત તે શિષ્યોમાં શક્તિસંપાત કરવાની શાંભવી શક્તિ ધરાવનારા પૂર્ણાભિષેકવાળા સિદ્ધગુરુ હતા. અનેક સાધનાઓને અંતે તેમનામાં દિવ્ય શક્તિનો સ્રોત ખુલી ગયો હતો. તેમનું જીવન જાણે દિવ્ય યોગ્ય શિષ્યોને પ્રબુદ્ધ કરનાર મહાગુરુનું જીવન હોય તેમ તેમના કિરણસ્પર્શથી તેમણે અનેક મુમુક્ષુઓના જીવનકમલને વિકસિત કર્યાં છે. એવો હતો એ સિદ્ધિનો પરમતેજસ્વ તો ભાસ્કર! સ્વાનુભૂતિનો તેજપુંજ! ધ્યાનધારણાના મહાપુષ્પોની શતપાંખડીમાંથી મૂક મધુરસ ચૂસનાર દિવ્ય મધુકર! તેમના જીવનનો પરિમલ તેમના શિષ્યોના કાર્યોમાંથી હજી પણ મહેકે છે. તેમની તપસ્યા, તેમનો ભાવાવેશ, તેમની સાધનાઓ, તેમનું સમર્પણ, જગન્માતા મહાકાળીની સાકાર મૂર્તિમાંથી નિરાકાર પરમ તત્ત્વનું રહસ્ય પામવાની તેમની અકલ કલા, તેમનું ભક્તિભીનું હૃદય, તેમની શિષ્યો માટે મમતા અને કરુણા, તેમની બાલોચિત સરલતા અને નિરભિમાની આર્જવ—આ અને એવી બીજી અનેક પાંખડીઓ તેમના જીવન-સહસ્રદલ-કમલની સૌરભ હજી પણ જગતભરમાં વહાવે છે. હજારો વાર વંદન હો એવી આધ્યાત્મિક, વિરલ, યોગીપ્રવર સંતવિભૂતિ શ્રી રામકૃષ્ણ પરમહંસદેવને!

# 'પ્રસંગસ્ફૂર્તિ'

રાષ્ટ્રપતિ મૌલાના અબુલ કલામ આઝાદનાં ધર્મપત્ની બેગમ આઝાદનું તા ૯ મી એપ્રીલે કલકત્તામાં અવસાન થયું.—શંકરાચાર્ય શ્રી રાજરાજેશ્વરાશ્રમ સ્વામીજીની સવારી તા. ૬ ઠી એપ્રીલે ઉમરેઠ પધારી હતી નાગરિકોએ ભાવભીનું સ્વાગત કર્યું હતું.—ગુજરાતના અગ્રગણ્ય સાક્ષરશ્રી કૃષ્ણલાલ મો. ઝવેરીના ૭૫ વર્ષના પ્રવેશને અંગે મુંબઈ બ્લેવેટસ્કી લૉજમાં સર ચિમનલાલ સેતલવડના પ્રમુખપદે એક સભા ભરાઈ હતી. અનેક વક્તાઓએ એમની સાહિત્યસેવાની પ્રશંસા કરી એમનાં યશોગાન ગાઈ એમને દીર્ઘાયુષ્ય ઈચ્છયું હતું.—સુરતમાં પણ એમને સભા ભરી અભિનંદન આપ્યું હતું.—ભાવનગરમાં મુસ્લિમ સાહિત્ય મંડળ તરફથી સેયારશા પીરની દરગાહમાં ગુજરાતી શાયરોનો મુશાયરો થયો હતો.—મુંબઈમાં તા. ૧૮મી એપ્રીલે જૈનોએ ભગવાન મહાવીરની જયંતી ઉજવી હતી દિ. બ. કૃષ્ણલાલ ઝવેરીએ પ્રમુખસ્થાનેથી ઐતિહાસિક દૃષ્ટિએ ભાષણ આપ્યું હતું.—ખંભાતમાં ગુજરાત ધર્મપ્રચારિણી સભા તરફથી રામજયન્તી મહોત્સવ ઉજવાયો હતો.—મુંબઈ વીલેપારલેમાં શ્રી. પ્રભાકર ઋષિકુમારના અધ્યક્ષપદે સાત દિવસનો હરિનામ સ્મરણનો સમારંભ થયો હતો. આ નામસ્મરણ સપ્તાહના પ્રણેતા શ્રી. મોહનલાલ હરિશંકર દવે હતા.—અમરેલીમાં શ્રી. નરસિંહ મહેતાના શિવાભિગમનની જયંતી નિમિત્તે તા. ૧૧-૪-૪૩ને દિવસે એક મેળાવડો થયો હતો. શ્રી વિનોદરાય મજમુદારે પ્રસંગોચિત વ્યાખ્યાન આપ્યું હતું.—મુંબઈ તા ૧૬મી એપ્રીલે સંસ્કૃતિ કેન્દ્રના આશ્રય નીચે શ્રીમતી હંસા મહેતાના પ્રમુખપદે હિંદી સંસ્કૃતિ સાહિત્ય અને કલાપ્રેમી સજ્જનોની એક સભા ભરાઈ હતી. હાલનાં નાટકો તથા સીનેમા વિગેરેની હાલની સંસ્કૃતિ ઉપર પડતી સારી માઠી છાપ વિષે ચર્ચા થઈ હતી.—મુંબઈમાં બુદ્ધકલાને લગતા ભરાયેલા પ્રદર્શનમાં પ્રા. બ. પ્રો. કમીસરીએટે "પ્રાચીન અને અર્વાચીન ગુજરાત" એ વિષય ઉપર વ્યાખ્યાન આપ્યું હતું.—વિશ્વવ્યાપી યુદ્ધમાં કશો શાંતિદાયક સુધારો નથી થયો.

卐

Regd No. B 4592



"લોક પરલોકમાં સુખ આપનાર તે પ્રવૃત્ત કર્મ અને આ
જ્ઞાનદ્વારા મોક્ષ આપનારૂ - તે નિવૃત્ત કર્મ કહેવાય છે લે
પરલોકના સુખની વાસનાથી કરેલું કર્મ પ્રવૃત્ત અને આ
જ્ઞાનની સાથે સાથે નિષ્કામ-વાસના વગરનું-કર્મ નિ
તરીકે ઓળખાય છે. પ્રવૃત્તકર્મ કરવાથી દેવોના જેવા
વાળા થવાય છે, અને નિવૃત્ત કર્મનુ પાલન કરવાથી
પંચભૂતોના બંધનમાથી મુક્ત થવાય છે. બધા પ્રાણીમાત્ર
આત્મસ્વરૂપનું અને પોતાના આત્મામાં બધાં પ્રાણીઓ
દર્શન કરે, એવો આત્મજ્ઞાનનો યજ્ઞ કરનાર બધે સમદ
બનીને મોક્ષસ્વરૂપ સ્વારાજ્ય મેળવે છે ઉત્તમ બ્રાહ્મણે
પ્રમાણે કહેલા કર્મોનો ત્યાગ કરીને આત્મજ્ઞાનમા,
( શાંતિ ) મા અને વેદાભ્યાસમા પ્રયત્નવાન રહેવું જોઇ
બ્રાહ્મણનું ખાસ કરીને આ જ જન્મસાફલ્ય છે, અને
કરવાથી જ દ્વિજમાત્ર કૃતકૃત્ય-બધું કરીને પામી ચૂકેલો
છે-બીજી કોઇ રીતે નહી."